☎ ૩૦૭૪૮. 'નસીમાવા'

# છુપું હથીઆર.

હીટલરના અનેક છુપાં હથીઆર બહાર પડયાં
અને નીષ્ફળ ગયા પરંતુ બુધ્ધિમાન વેપા-
રીનું છુપું હથીઆર કદિ નીષ્ફળ જતું
નથી, ચાલાક વેપારી હમેંશા
સુંદર ખેંચાણ કારક સ્ટેશન-
રીજ વાપરે છે અને તે
માટે કુશળ
પ્રેસનીજ
મદદ
લે છે



## હુસેની ફાઇન પ્રીન્ટીંગ વર્કસ

અનેકને
એવાં છુપાં
હથીઆર તૈયાર
કરી આપ્યા છે જેથી
તેઓ વેપારી આલમમાં નામના
મેળવી રહ્યાં છે શામાટે તમો આકાત
રહો છો. લેટર હેડસ. કેશમેમો. ઇ૬ અને
વીઝીટીંગ કાર્ડસ. ઉપરાંત દરેક સ્ટેશનરી માટે
ઉપરનું ડાયલ ફેરવો અથવા રૂબરૂ આવી મલો.

## હુસેની ફાઇન પ્રીન્ટીંગ વર્કસ.

સ્ટેશનર્સ એન્ડ પ્રીન્ટર્સ.

૨૫૭, નાગદેવી સ્ટ્રીટ, મુંબઇ, ૩.



બહારગામના ઓર્ડર પર ખાસ ધ્યાન આપવામાં આવે છે.

ગ્રાહકોને સંતોષ એજ અમારો મુદ્દાલેખ છે.


ROAD TO HEAVEN
FOR DAWOODI BOHRAS ONLY
KARWA KAJIJI MASKATI, GURJI & PALIWALLA LTD., SOCIAL AND ECONOMIC UPLIFTERS AND DEALERS IN NAGPADA GAS
ASMA MANZIL
SPIRITUAL DISINFECTION
NAGPADA GAS
FREE FROM RELIGIOUS RESTRICTIONS
REQUISITES FOR REFORMISTS
NO ENTRY TO DAWOODI BOHRAS
PARDA UPLIFTED SMOKING & DRINKING ALLOWED

# નાગપાડા સંમેલન સંગ્રહ.

: સંપાદકો :
નસીમોવા ટ્રેડીંગ કંપની.
૨૫૭, નાગદેવી સ્ટ્રીટ, મુંબઇ, ૩.

સને ૧૩૬૩ હીજરી　　　　સને ૧૯૪૪ ઇસવી.

# પ્રસ્તાવના

હરેક પુસ્તકને પ્રસ્તાવના હોવીજ જોઇએ એવો એક સાધારણ નીયમ છે. કારણ કે પુસ્તકના પ્રસીધ્ધીનાં કારણ અને ઉપયોગીતા વીશે કોઇ તટસ્થ આસામી પોતાનો અભીપ્રાય દર્શાવે તો તે હંમેશાં વાંચકને માર્ગદર્શક નીવડે છે.

નાગપાડા સંમેલન વીશે લખ્યા પહેલાં મ્હારે વાંચકોને યાદ દેવડાવું જોઇએ કે કુદરતના નીયમ અનુસાર ધરતીની શરૂઆતથી કે આજ સુધી દીનના રાહબરોનાં મુકાબલામાં દુશમનો પેદા થતાંજ રહયાં છે. એ નીયમ અનુસાર આપણી શાન્ત અને સંપીલી દાઉદી વ્હોરા કોમમાં પણ વખતો વખત એક અથવા બીજા રૂપમાં દાઅવત વીરૂધ્ધ અદાવત (દુશમનાવત)ના હુમલાઓ થતાજ રહયા છે તેનાં પુરાવાઓ ઇતીહાસના પાનાઓ પુરાં પાડે છે.

કોમનાં હાલનાં સરતાજ નામદાર સૈયદના તાહેર સૈફુ-દ્દીન સાહેબ (ત. ઉ. શ.) ઇસ્વી સન ૧૯૧૫ માં દાઅવ-તની ગાદી પર એકાવનમાં દાઇ-ઉલ-મુતલક તરીકે બીરાજ્યાં ત્યારથી આજ સુધીનો ઇતીહાસ તપાસતાં જણાશે કે કોમ અને દાઅવતનાં વીરોધીઓએ જુદી જુદી તરકીબોથી કોમનાં શાંત જીવનમાં ખલેલ પાડવા અને તેનાં રાહબરને હેરાન કરવા નીત નવીન પ્રયાસો અજમાવ્યાં છે, પણ પાક પરવરદેગારની મહેરબાનીથી આવા સેંકડો ખરાબાઓ અને ઉથલપાથલ કરનારા મોજાંઓમાંથી, હકનાં કપ્તાનની દોરવણી હેઠળ, દાઅવતની નાવ સદા સહી સલામત આગળ અને આગળ વધી રહી છે, કારણ કે કુરાને મજીદમાં ખુદાતઆલા ફરમાવે છે કે;

**"યોરીદુના લેયુતફેઉ નુરલ્લાહે બે અફવાહેહીમ, વલ્લાહો મુતીમ્મો નુરીહી, વલવકરેહલ કાફેરૂન"**
(સુરએ સફ)

**અર્થાંત:—**

"તેઓ ખોટી અફવાઓથી ખુદાનાં નુરને બુઝાવવાનો ઇરાદો રાખે છે પણ ખુદા તઆલા પોતાનાં નુર (ઇમાન) ને બાકી રાખશે જોકે કાફેરૂન (વિરોધીઓ)ને તે પસંદ નથી".

શરૂઆતમાં ઇસ્વી સન ૧૯૧૭ માં કેટલાક કોમ વીરો-ધીઓએ "મુંબઇ સમાચાર"નો આસરો લઇ "અલીફ" અને "અબુમુસલીમ"નાં નામથી બેહુદા લખાણો લખીને કોમમાં ઉશ્કેરણી અને બેદીલી ફેલાવવાની ગોઠવણો કીધી અને તેનાં પરીણામે વીરોધીઓ તરફથી મશહુર ચાંદાભાઇ ગલા

કેસ મુંબઇમાં માંડવામાં આવ્યો. મજકુર કેસમાં નામદાર સૈયદના (ત. ઉ. શ.) ની સત્તાનો ઇન્કાર કરવા માટે તેઓ નામદારનો ૫૧ મા દાઇ–ઉલ–મુતલક તરીકેનો પણ ઇન્કાર કરવામાં આવ્યો પણ, વીદ્વાન જસ્ટીસ મી. માર્ટીને મજકુર કેસના ચુકાદામાં નામદર સૈયદના ને રીતસર નીમાએલા દાઇ–ઉલ–મુતલક તરીકે જાહેર કર્યા, એટલે ચાંદાભાઇ ગલ્લા કેસ દાઉદી વ્હોરા કોમ માટે વીસમી સદીની મહાન ફતેહ તરીકે કોમના ઇતીહાસમાં સોનેરી અક્ષરોથી લખાઇને સદાને માટે અમર થયો.

ચાંદાભાઇ ગલ્લા કેસમાં દુશમનોની બાજી બગડવાથી તેઓએ ૧૯૧૭ પછી અનેક મુકદ્દમાઓ કોમ અને દાઅ-વતના ધણી વીરૂધ કર્યા છે, પણ એકંદરે દરેક મુકદ્દમા-ઓમાં તેઓને શીકસ્તજ મળી છે. મજકુર મુકદ્દમાઓમાંથી જાણવા જોગ અત્રે ટાંકવામાં આવ્યાં છે.

(૧) સુરત "મુલ્લા વાહેદભાઇ સાહેબ કબ્રસ્તાન કેસ."

(૨) મુંબઇ "નારયલ વાડી કબ્રસ્તાન કેસ."

(૩) બુરહાનપુર "દરગાહ કેસ."

ઉપલા ત્રણે કેસમાં વીરોધીઓને કબ્રસ્તાનમાં દાખલ થવાનો કે દફનાવવાનો હક પ્રાપ્ત થયો નહી, બલ્કે તેઓ માટે જુદા પ્લોટ નકકી કરવામાં આવ્યા છે, જે સાબીત કરે છે કે વીરોધીઓ જેવી રીતે જીંદગી દરમ્યાન કોમથી જુદા થએલા છે તેવીજ રીતે મરણ બાદ પણ તેઓ જુદા રહેવાને લાયક છે.

(૪.) મુંબઇ "સેનેટોરીઅમ કેસ" જેની પ્રીવી કાઉન્સીલ સુધી સુનાવણી થઇ હતી, તેમાં કોમ અને કોમનાં સરદારની

જવલંત ફતેહ થઇ છે, જેથી સેનેટોરીઅમનો કબ્જો આજે કોમ ધરાવે છે અને સર અદમજી પીરભાઇનાં છોકરાઓ કાયદેસર જમાત ખારીજ થયેલા હોવાથી તેઓને ટ્રસ્ટી તરીકે ચાલુ રહેવા નાલાયક ઠેરવવામાં આવ્યાં છે.

(૫.) મરહુમ સાલેહભાઇ તઇયબજીના વીધવા સુકીનાબુના સખાવતી બે લાખનો કેસ વકફની આડમાં ઉભો થવા પામ્યો હતો. તેમાં પણ સત્યનોજ જય થયો હતો. રૂપીઆ બે લાખ ખુદ સાલેહભાઇ તૈયબજીની પેઢીમાંજ જમે પડેલા હતા તે આખરે કોમનાં ચર્ણે ધરવામાં આવ્યાં છે.

(૬.) તે પછી અબ્દે–ફાતેમા નીકાહ કેસ ઉભો કરવામાં આવ્યો હતો જેમાં વીરોધીઓનો દાવો નામદાર સૈયદનાની રઝા વગરનાં નીકાહ જાએઝ ઠેરવવાનો હતો તે સંપુર્ણ નીષ્ફળ ગયો છે, કારણ કે ન છુટકે તેઓને "ઇન ઇનવાયટમ" ડીક્રી મેળવવા માટે એકરાર કરવો પડયો છે કે જે વખતે તેઓના નીકાહ થયા હતા તે વખતે તેઓ નામદાર સૈયદનાને માનનારા હતા નહીં અને તેથીજ નામદાર સૈયદનાએ તેઓના નીકાહ વીશેનો વાંધો ખેંચી લીધો હતો.

ઉપર મુજબના અનેક ન્હાના મ્હોટા મુકદદમાઓ ઉભા કરીને કોમ અને કોમના સરદારને હેરાન કરવામાં વીરોધીઓએ વખત અને નાણાનો દુરૂપયોગ કરાવ્યો છે પણ કોઇ કેહનારે સાચુંજ કહયું છે કે

"મુદદઇ લાખ બુરા ચાહે તો કયા હોતા હે
વોહી હોતા હે જો મનઝુરે ખુદા હોતા હે"

ઉપલી કડીઓ મુજબ દરેક મુકદ્દમામાં મુદ્દઇઓએ ભલે ગમે તે ધાર્યું હોઇ પણ દરેક વખતે દાઅવતનાં નીશાન બુલન્દ રેહવા પામ્યાં છે અને દરેક કસોટીમાંથી કોમ કામ્યાબ થઇને પાર ઉતર્યા છે.

જાન્યુઆરી ૧૯૪૪ માં મુંબઇ ખાતે જે નાગપાડા સંમેલન યોજવામાં આવ્યું હતું તેમાં પણ દીન અને દાઅવતના દુશમનોનો હેતુ પાર પડયો નથી. તેથી ઉલ્ટું દીન અને દાઅવત અને તેના નીગેહબાન તરફ કોમમાં કેટલો જોશ અને સાચી લાગણી છે તે સમસ્ત દુન્યાને જાણવા મળી હતી, જ્યારે સંમેલનને "મુંબઇ સમાચાર" ની ભાડુતી કોલમો સીવાય અન્ય કોઇ ઠેકાણેથી જરા જેટલોએ ટેકો મળ્યો નથી, જે મજકુર સંમેલનની મહાન નીષ્ફળતાનો અને સમસ્ત કોમની મહાન ફતેહનો પુરાવો આપે છે. છતાં પણ સત્ય હકીકતથી દાઉદી વ્હોરા આલમને સદા વાકેફ રાખવા અને ખરૂં ખોટું પારખવા માટે આ સંગ્રહ છપાવી પ્રસીધ્ધ કરવામાં આવ્યો છે.

પ્રથમ આપણે સંમેલન શા આધારે યોજવામાં આવ્યું હતું તે તરફ દ્રષ્ટી નાંખીએ. ઇસ્વી સન ૧૯૪૩નાં ડીસેમ્બર મહીનામાં કરાંચી ખાતે મી. હાતીમ અલવી (ex-communicated) ની દીકરી સાથે જંગબારવાલા શેઠ યુસુફઅલી અલીભાઇ કરીમજી જીવણજીનાં ભત્રીજાની શાદી થવાના ટાંકણે મજકુર શેઠ યુસુફઅલીએ નામદાર સૈયદનાને આગ્રહ પુર્વક વીનંતી કરી કે મજકુર શાદીમાં નીકાહની ક્રીયામાં નામદાર સૈયદના પોતાનાં પ્રતીનીધી નીમેતો નીકાહની ક્રીયામાં છોકરીનાં વાલી તરીકે તેણીના બાવા હાતીમ અલવી

હાજર થશે નહીં, પરંતુ તે બાબતની વકીલાત તેના વડીલ ભાઈ મુસ્તુફઅલીને સોંપવામાં આવશે. એ શરત ઉપરાંત જંગબારવાલા શેઠે નીકાહની ક્રીયા દાઉદી વહોરા કોમની માલીકીની જગ્યામાં નહીં રાખતાં "મુસ્લીમ લેડીઝ હોલ" જેવી પબ્લીક જગ્યામાં રાખી હતી જયાં અન્ય કોમના સભાસદોને પાર્ટીમાં નોતરવામાં આવ્યાં તેવીજ રીતે સલામ બંધ થએલાઓને પણ "બીન દાઉદી વોહરા" તરીકે નોતર્યાં હતા.

ઉપલા બનાવ પ્રત્યે નામદાર સૈયદના સાહેબે ઉદાર દીલી દાખવી તેનો ગેરલાભ ઉઠાવી, વીરોધીઓએ પોતાની પાથરેલી જાળમાં ભોળા ભાઈઓને ફસાવવાની યુકતી રચી અને એવી વાતો વ્હેતી મુકી કે જમાત ખારીજ અથવા સલામ બંધ થએલા સાથે સંબંધ રાખવામાં હવે વાંધા ભરેલું નથી, અને કોમ તરક્કી અને કેળવણીના બહાનાં હેઠળ કોમને ગેરરસ્તે દોરવવાની ગોઠવણો રચવા માંડી. પણ સદભાગ્યે ચાલુ વરસ એટલે હીજરી સને ૧૩૬૩ નાં મોહરરમની વાઅઝ નામદાર સૈયદનાએ મુંબઈમાં ફરમાવી જેથી ગામો ગામથી હજારોની સંખ્યામાં દાઉદી વહોરા બીરાદરો મુંબઈ ઉતરી પડયા હતા. તે ટાકણે કોમ તરક્કી અને ઉન્નતી વીશે નામદાર સૈયદનાએ પણ લંબાણ વીવેચનો કરી અમુક યોજનાઓને તુરત અમલમાં મુકવાની તરકીબો સુચવી હતી અને તેથી કોમમાં એ બાબતસર ચોમેર ઉત્સાહ ફેલાએલો હતો. તે ઉપરથી વીરોધીઓએ જોયું કે નામદાર સૈયદનાએ જે કામ હાથ ધર્યું છે તે અમલમાં મુકાશે તો સુધારકોની લડતનાં મુળીયાં ઉખડી જશે માટે કોઈ પણ પ્રકારે નામદાર સૈયદનાની કોમ ઉન્ન-

તીની પ્રવૃત્તીઓને જડમુળથી દાબી દેવી જોઇએ એવો નીશ્ચય કરી તેઓએ કરાંચીનાં ધોરણ પર મુંબઇ મધે સુંદરબાઈ હોલ જેવી પબલીક જગ્યામાં સલામ બંધ-થએલાઓ સાથે એકજ પ્લેટફોર્મ પર બેસી કોમ અને તેનાં રાહબરને વગોવવાનો તાબડતોબ તાગડો રચ્યો.

કોમી ભાઇઓને છેતરવા માટે તેઓએ સંમેલનના પ્રમુખ તરીકે શેઠ યુસુફઅલી અલીભાઇ કરીમજી જંગબાર-વાલા જેવા વોહરા આલમથી ગેર વાકેફ આસામીને પ્રેસી-ડંટ તરીકે જાહેર કર્યા જેઓ પોતે પોતાનાં ભાષણમાં કહે છે કે (જુઓ પાનું ૪૫.) "હું ઇસ્ટ આફ્રીકામાં રહેલો છું અને હીંદુસ્તાનમાં હમણાં લડાઇનાં સંજોગોને લીધે કાશમીર જેવા દુર મુલકમાં રહું છું જેથી મારા કરતાં બીજા કોઇ સાહેબ જે મુંબઇમાં રહેતા હોય તેવણની ચુંટણી થાય તો વધું બહેતર"

વધુમાં સંમેલનનાં સુકાનીઓ તરીકે એવા સાત આસા-મીઓ શોધી કાઢ્યા કે જેઓ જાહેરમાં કોમની અંદર હતા પણ અંદરખાનેથી કોમની તેઓને કાંઇ પડી નહતી. તેઓની કોમી હમદર્દી વીશે વાંચો "ગુલઝારે હકીમી"નો દાઉદી વોહરા સંમેલન અંક નં. ૩ મુખ પૃષ્ટ, તારીખ ૧૦–૨–૪૪. "આનુ નામ તે સખાવત" "પારસી કોમના માનવંત અકાબર સર કાવસજી જહાંગીરે કોમનાં ગરીબ વર્ગનાં લાભાર્થે ૨૦ લાખ રૂપી-આનું ટ્રસ્ટ કર્યું છે" દાઉદી વોહરા સંમેલન (કોન્ફરન્સ) નાં હીમાયતીઓમાં આવા એક બે

**'સર કાવસજી' પાકયા હોત તો સુધારકો માટે ખરેખર મોટી જીત ગણાતે. માલુમ પડે છે કે "દીલ્લી હજી ઘણી દુર છે." અત્રે આપણી વોહરા કોમના માનવંતા અકાબરોનું ધ્યાન ખેંચવાની રજા લઇએ છીએ કે જ્યાં સુધી આપની કોમમાં આવા દરયા દીલ "હાતીમો" નહીં પાકે ત્યાં સુધી વ્હોરા કોમનું નસીબ ખુલવાનું નથી."**

જે સાત સુકાનીઓનાં નામ જાહેર થયા હતા તેઓને કોમની નહીંતો નહીં પણ સંમેલનની પણ પડી નહતી, કારણ કે સંમેલનની કંકોત્રી, આમંત્રણ કરવા વગેરેનું કામ તૈયબઅલી કોયચા, યુસુફઅલી સુરતી જેવા નામચીન વીરોધીઓને સોંપવામાં આવ્યું હતું તેનો પુરાવો એ છે કે જ્યારે નામદાર સૈયદનાં પાસે સુકાનીઓમાંનાં અમુક હાજર થયા ત્યારે તેઓ કહે છે કે કંકોત્રીમાં "રૂહાની" શબ્દ વીશે અમને માહીતી નથી.

(નામદાર સઇયદનાની વાએઝ જુઓ પાનું ૪૬૫)

**——"આથી કોન્ફરન્સના હીમાયતીઓમાંનાં એક આગેવાનને બોલાવીને મેં કહ્યું કે આમંત્રણ કાર્ડમાં જે લખાણ છે તે ઉપરથી અમોને તો ૧૯૧૭ ની ફીતનત ફરીથી ભડકી ઉઠે એવોજ ભાસ થાય છે તેનાં જવાબમાં તેઓ કહે છે કે "આમંત્રણ કાર્ડ વીશે મને કશી માહીતી નથી."**

અમારૂ તો માનવું છે કે તેઓની બેદરકારીએ સમસ્ત કોમની આંખ ઉઘડી હતી. જો તેઓએ 'રૂહાની' શબ્દ વાપર્યો નહીં હોતે તો કોમનો ભોળો વર્ગ તેઓની જાળમાં

ફસાયા વીના રહેતે નહીં, પણ કુદરતને જે મનઝુર હતું તેજ થવા પામ્યું. વડોરા આલમમાં ચોમેર એજ વાત ચાલતી હતી કે કહેવાય છે કે દાઉદી વોહરા કોનફરન્સ ભરાનાર છે તો દાઉદી વોહરાઓને તે બાબતસર કાં કોઇ રીતસર ખબર આપતું નથી? માટે જરૂર કાંઇ દાળમાં કાળું હોવુંજ જોઇએ. એટલામાં તો ૧૫–૧–૪૪નાં "મુંબઇ સમાચાર"નાં દઇનીકમાં વીરોધીઓનાં કાર્યને વધાવા લેવા માટે સંમેલનનાં હેતુઓનો ઉલ્લેખ કરીને સંમેલનનું અસલ સ્વરૂપ જાહેર કરવામાં આવ્યું. (જુઓ પાનું ૮ અને ૯)

"નામદાર વડા મુલ્લાજી સાહેબ જ્યારથી ગાદી ઉપર આવ્યા છે ત્યારથી એવો અસાધારણ દાવો કરતા આવ્યાં છે કે તેઓ છેલ્લા ગાયબ ઇમામના પ્રતીનીધી તરીકે દાઉદી વોહરા કોમનાં કુલ મુખત્યાર માલીક છે. આ દાવાને અનુસરીને જે રાજ્યનીતી એ નામદારે અખત્યાર કરી છે તેનાં પરીણામે કોર્ટ દરબારે કોડીબંધ કજયાઓ ચડયા છે જેની પાછળ આજ સુધીમાં કાંઇ નહીં તો કોમના બે કરોડ રૂપીયાનું પાણી થયું છે. એ રાજયનીતીનાં પરીણામે કોમનાં સંખ્યાબંધ પ્રતીષ્ઠીત પુરૂષોનાં સલામો બંધ થયા છે. જુમાત ખારીજનાં પરીણામે મસ્જીદો અને કબ્રસ્તાનનાં દરવાજાઓ ખુદ દાઉદી વ્હોરાઓ સામે બંધ થયા છે નીકાહ માટેની રજામંદી અને દાઢી મુછ રાખવાને લગતા કેસો થયા છે. કરોડો રૂપીયાની કીંમ-

**તનાં વકફો આપખુદીના હથોડા હેઠળ આવી ગયા છે, બદનક્ષીનાં અનેક ઝગડાઓ ઉભા થયા છે. આ આપખુદ અમલ અને અસાધારણ ધાર્મીક દાવાઓ સામે આજથી આસરે ૨૭ વરસની વાત ઉપર જે મોરચાઓ માંડવામાં આવ્યાં હતાં તેનું શુભ પરીણામ આજે આવ્યું છે. એ લડતનું ફળ આ સંમેલન છે."**

મુંબઇ સમાચારનો મજકુર લેખ વાંચીને દાઉદી વોહરા આલમમાં ખળભળાટ મચી હતી અને એક વાત તો નીવીર્વાદ સાબીત થઇ હતી કે સંમેલનની નેમ કોમમાં નવેસરથી ફસાદ ઉભો કરવા ઉપરાંત નામદાર સૈયદના તરફ અણગમાની લાગણી પેદા કરી તેઓ નામદારની સત્તા અને મોભાને તોડી પાડવાની હતી. મજકુર લેખના પરીણામે અંજુમને દાઉદીએ શરૂઆતમાંજ સાવચેતીનો સુર કાઢયો હતો. (જુઓ પાનું ૩) અને તે પછીનાં બનાવો કોમ અને પર કોમ સમક્ષ દીન પ્રતીદીન જાહેર થતાં રહયાં હતાં.

એવું કેહવામાં આવે છે કે સંમેલનનો હેતું કોમ અને તેનાં ધણીને વગોવાનો કે તેનાં બંધારણમાં દખલગીરી કરવાનો અથવા રૂહાની એટલે મઝહબી વીશય ચર્ચવાનો નહીં હતો. તેઓને અમો પુછીએ છીએ કે સંમેલનની ચાર દીવસની બેઠકમાં ઉપલી ત્રણે બાબતો અમર્યાદીત રાતે નીચે વર્ણવેલી શૈલીમાં શા કારણ સર ચર્ચવામાં આવી હતી? કામ ચલાવ પ્રમુખનાં ઉચ્ચારો;

(જુઓ પાનું ૧૫) **"વડા મુલ્લાજી શાદી ગમી વખતે અડચણો ઉભી કરે છે—ત્રાસ ફેલાવે છે—અને એનાં દીલમાંથી વેર ભાવની લાગણી જતી નથી."**

 

(પ્રમુખ યુસુફઅલીના ઉદ્ગારો જુઓ પાનું ૪૭)

**"હીન્દુસ્તાનની બધી કોમોમાં પછાત ગણાતી કોમ, આપણી કોમ કરતા વધુ સંખ્યામાં કેળવણીનો લાભ લેતી હોય એમ હું માનું છું."**

પ્રમુખનાં મજકુર ઉદ્ગારોને ઉલ્લેખીને જમાત ખારીજ થએલા ઇમરાનઅલી વકીલ ખુલ્લા શબ્દોમાં કહે છે કે;

(જુઓ પાનું ૧૬૪) **"હરીજન કોમથી પણ આપણા શીક્ષણનું ધોરણ નીચું છે."**

ઉપલા ઉદ્ગારો શું કોમ અને તેનાં રાહબરને વગોવનારા નથી?

તે પછી કોન્ફરન્સની બીજા દીવસની બેઠકમાં પ્રમુખ મી. હાતીમ અલવી કહે છે કે (જુઓ પાનું ૨૪૦) **"આપણે તો આ પવીત્ર ગાદી ઉપરથી જે વહીવટ ચાલી રહયો છે તેનો પ્રામાણીક વીરોધ કરી રહયા છીએ."**

મજકુર શબ્દો શું કોમ અને દાઅવતનાં બંધારણમાં દખલગીરી કરનારા નથી? દાઅવતનાં બંધારણ મુજબ નામદાર સૈયદનાને દાઇ–ઉલ–મુતલક તરીકે દાઅવતનાં વહીવટનો સંપુર્ણ હક પ્રાપ્ત છે તો પછી તે વહીવટનો વીરોધ કરનારાઓ બંધારણનો વીરોધ કરે છે કે નહીં એ એક સાદો સવાલ છે!!!

મીસ ઝુલેખા વાસી જેવી કેળવાએલી છોકરીઓ કહે કે (જુઓ પાનું ૧૮૦) **"પડદાનો રીવાજ તાલીમને નડતર રૂપ છે. છોકરીઓ કેળવણી લઇ શકે એટલી શકતી ધરાવે છે પણ પડદાનો રીવાજ તેમને બીજી જાહેર શાળાઓમાં જવામાં નડતર રૂપ બને છે."**

ઉપરાંત હાતીમ અલવીએ સીલા ફીતરાની તથા તાવીલ અને હકીકતની પણ ઠેકડી કીધી છે. (જુઓ પાનુ ૬૪)

**"તમારા મરી ગએલાઓનો પણ સીલો ફીતરો વસુલ કરે છે. ગર્ભમાંનાં છોકરાનો પણ ફીતરો અદા કરે. આ લોકોને મરી ગયેલાઓ અને અધ-રણીનો પણ હીસાબ હોવો જોઇએ."**

(જુઓ પાનું ૭૧) **"કુન ફયકુન" શબ્દ બીજા આસામી ઉપર નાઝીલ થયો છે એટલે બારકલાકમાં થઇ ન શકે."**

ઉપર ટાંકેલા દાખલાઓ વીશે સંમેલનનાં સુકાનીઓને પુછવામાં આવે છે તો તેઓ કહે છે કે અમારો ઇરાદો તો આવી બાબતોમાં ઉતરવાનો નહીં હતો પણ પ્રમુખની ચુંટણી થવા પછી સંમેલનના કામ કાજની જોખમદારી પ્રેસીડન્ટનાં શીરે જઇ પડે છે માટે સુકાનીઓને તે વીશે કાંઇ લાગે વળગે નહીં, સુકાનીઓનો આ ખુલાસો ખુલ્લાં શબ્દોમાં બતાવી આપે છે કે તેઓએ અગાઉથીજ એવી ગોઠવણો કરેલી હતી કે જાહેરમાં શેઠ યુસુફઅલી જંગબાર-વાલાનું નામ પ્રમુખ તરીકે જાહેર કરી વ્હોરા ભાઇઓને છેતરવા ઉપરાંત શેઠને પણ છેતરીને રૂપીઆ એક લાખ પડાવી લેવા અને જયારે સંમેલન શરૂ થાય ત્યારે જંગબા-રવાલા શેઠને ઘેર હાજર રાખી તેમની જગ્વાએ હાતીમ અલવી જેવા દાઅવતનાં કટ્ટર વીરોધીનેજ પ્રમુખ તરીકે ચુંટી કાઢવા અને તેનાં પ્રમુખપદ હેઠળ ધારેલી નેમ બર લાવ્વી. અને કોઇ પુછનાર પુછે તો બાપોકાર જાહેર કરવું કે પ્રેસીડન્ટ નીમાયા પછી અમારા સુકાનીઓનાં હાથ ભોંયમાં પડયા હતા.

આપણે જોઇ ચુકયાં કે શરૂઆતમાં પણ તેઓએ નામદાર હુઝુરઆલી આગળ કંકોત્રામાં રૂહાની શબ્દ બાબત અંજાણ હોવાનો ડોળ કર્યો તેજ પ્રમાણે છેવટમાં પણ તેઓ પોતાની ઉપરથી તમામ જોખમદારીઓ ઉડાવી દેવાની ચાલબાજી અને છેતરપીંડી થી કોમની આંખમાં ધુળ નાંખવા ચાહે છે પણ તેઓનાં પેંતરાઓથી સત્ય હકીકત છુપી શકતી નથી, કારણ કે કોન્ફરન્સની બીજા દીવસનીજ બેઠકમાં, કે જયારે સમાધાનીનો પેગામ પહોંચાડવાનો હોય છે ત્યારેજ, સંમેલનમાં હાજર રહેલાઓને આગેકદમનો "લાલબ-તીનો" ("Red Lamp") અંક છુટથી વ્હેંચવામાં આવે છે કે જે અંકમાં સંમેલનનાં સુકાનીઓ અને તેમાં શામીલ થનારાઓ કઇ દીશામાં છે અને તેઓ કેવી કેવી તૈયારીઓ સાથે બ્હાર પડયા હતા તે ખુલ્લે ખુલ્લું જણાવામાં આવેલું છે. માટે અમો વાંચકોને એ અંક પાના ૭૪ થી પાનાં ૧૦૭ સુધી વાંચવા ભલામણ કરીએ છીએ. મજકુર અંકમાં છપાએલું છે તે સમસ્ત કોમની ગંભીર રીતે લાગણી અને દીલ દુખવનારૂં છે છતાં, સંમેલન સંગ્રહ અધુરો રહી ન જાય માટે, અને "નકલે કુફ્ર કુફ્ર ન બાશદ" સમજીને તેનો પણ સમાવેશ કરી લેવામાં આવ્યો છે.

છેવટમાં આપણે સંમેલનનાં ઠરવો તરફ ઉડતી નજર નાંખીએ. તેઓએ જે પાંચ ઠરાવ પસાર કરેલા છે તેમાંનાં (ઠરાવ નંબર ૨)માં "મુંબઇ સમાચાર"ના તંત્રાની ખાસ કદર કરી તેનો આભાર માનવામાં આવ્યો છે એ બતાવી આપે છે કે સંમેલનની શરૂઆતમાં "મુંબઇ સમાચારે" ૧૫-૧-૪૪ નાં દીવસે જે લંબાણ વીવેચન લખ્યું તેની સાથે સંમેલનનાં સુકાનીઓ સંમત હતા અને તે પછીથી મુંબઇ સમાચારમાં જેટલા અગ્રલેખો વગેરે લખાયા છે તે દરેકને સંમેલનનાં હીમાયતીઓએ વધાવી લીધા છે. ટુંકમાં "મુંબઇ

સમાચાર" મારફતે કોમ અને તેનાં રેહબરને વગોવનારા અને હાલકા પાડનારા સત્તાવીસ વરસ દરમ્યાન જે કાંઇ પણ લખાણો લખાયા છે તે દરેકને આ સંમેલન વધાવી લીએ છે. એટલે એવા સંમેલનને દાઉદી વ્હોહરા કોમ સાથે કશો સંબંધ હોઇ શકે નહી એ નીર્વીવાદ છે.

(ઠરાવ નંબર ૩) માં તેઓ દાઅવતનાં વીરોધીઓનાં કાર્યની પ્રશંસા કરે છે અને મજકુર ઠરાવ પસાર કરવા પેહલાં ઈબ્રાહીમ સર આદમજી પીરભાઇ જેવાઓને ભાષણોમાં અંજલી આપી મી. હાતીમ અલવી તેનાં કદમ પર પોતાનું મસ્તક નમાવાની તમન્નાં જાહેર કરે છે. (જુઓ પાનું ૧૮૫) "**મરહુમ શેઠ આદમજી પીરભાઇનાં ફરઝંદ મી. ઇબ્રાહીમની કુરબાનીઓને હું વધાવી લઉં છું..............આજે એમની કુરબાનીઓ આગળ આપણું શીર નમી જાય છે"** અને શુજાઉદ્દીન કરવા જેવા બાહોશ સુકાનીઓ તેવા ઠરાવને ટેકો આપે છે. (જુઓ પાનું ૨૦૭) એટલે બીજા શબ્દોમાં નામદાર સૈયદનાએ જેઓનાં સલામ બંધ કર્યા છે તેઓને તેઓ પોતાના મુરબ્બી બનાવા તેની કારકીર્દીની પ્રશંસા કરી નામદાર સૈયદનાનાં કાર્યોને વખોડે છે.

કોમમાંથી કુસંપ દુર કરવાની વાતો કરનારાઓને અમારો એક સીધો સવાલ છે કે તેઓએ સંમેલનમાં ફકત દાઅવત અને કોમનાં વીરોધીઓ સીવાય કોમનાં ખેરખ્વાહોને શા માટે આમંત્રણ આપ્યાં નહીં? શેઠ ઇસુફ-અલી જંગબારવાલા જેવા સમજુ માણસો પ્રમુખ થવા તૈયાર થયા તો શું તેઓને કાયચા, સુરતી, દરબારનીજ ટોળી કોમનો ઉધ્ધાર કરનારાં જણાય? સમસ્ત કોમમાં તેઓનાં સીવા બીજા કોઇ કેળવાયેલા કે સમજદાર હતાંજ નહીં?

ગમે તેમ હોય પણ અમો મી. જંગબારવાળાને એટલુંજ પુછવાની રજા લઇએ છીએ છે કે જો તેઓની નીય્યત કોમમાંથી કુસંપ દુર કરવાની હતી તો તેઓને લાયક હતું કે તેઓ કોમના માનવંત અકાબરો સાથે તે વીશે મસલત ચલાવતે અને નામદાર સૈયદના પાસેથી ખુલાસો મેળવવાની કોશેશ કરતે કે અમુક માણસોનાં સલામ શા કારણ સર બંધ થયા હતા? અને તેઓને ફરીથી કોમમાં દાખલ કરવા માટે કયા ઉપાયો હતા?

ઇબ્રાહીમ સર આદમજી પીરભાઇ અને હાતીમ અલવી જેવા-ઓનાં સલામ બંધ થવાનું કારણ ફકત તેઓની નામદાર સૈયદનાની દાઇ–ઉલ–મુતલક તરીકેની સર્વોપરી સત્તાની અવગણના અને ઇન્કાર કરનારી પ્રવૃ-તીઓજ છે, જ્યારે અમીરૂદ્દીન સાલેહભાઇ તૈયબજી જેવાનો સલામ બંધ કરવાનું કારણ તેઓનું શરીઅતનાં હુકમ વીરોધી વર્તણ છે. ઉપલા બન્ને કારણો કોમ અને શરીઅતનાં બંધારણમાં સડો પેસાડ-નારા હોવાથી તે સ્હામે ઘટતાં પગલા લેવામાં આવ્યા હતા અને તેમ કરી કોમમાં સંપ અને જંપ જાળવી રાખવામાં આવ્યો હતો. એટલે કે નામદાર સૈયદના (હકીમે રબ્બાની) એ કોમમાં સડો પેવશ થાય તે એગાઉ સડો પેવશ કરનારા-ઓને ખુલ્લા પાડયા હતા. એવા અસામીઓને સંમેલનના સંચાલકોએ કુરઆને પાકનાં ફરમાન વીરૂધ દીવાલ કુદાવીને દાઅવતના સંપીલા ઘરમાં, ઘરનાં ધણીની રજા વગર, દાખલ કરવાની ગોઠવણ કરી કોમમાં નવેસરથી કુસંપ જગાડવાનો પ્રયાસ આદર્યો હતો અને તેવા પ્રયાસને તેઓ સુલેહનો પ્રયાસ નામ પાડવા માંગતા હતા. અમો તેઓને પુછી શું કે સુલેહ શા બાબતની અને કોણી સાથે કરવાની હતી? જેઓનો સલામ બંધ થયો છે તેઓ પોતાનાં કૃત્યોનો પશ્ચાતાપ કરે તો આજે પણ તેઓ કોમમાં દાખલ થઇ

માન મોભાવાળી જીંદગી જીવી શકે છે. પણ અફસોસની વાત તો એ છે કે કોમના માંનવંતા અકાબરો સુલેહની ચાર શરતો રજુ કરે છે તો તે શરતોને બીન પાયદાર અને બીન જોખમદાર ગણી તેને ઠોકર મારવામાં આવેછે. જેથી સાબીત થાય છે કે સુલેહ અને સંપની બાંગ મારનારાઓ ને સુલેહની દરકાર મુદ્દલ છેજ નહી, પરંતુ તેઓનો ઇરાદો તો ફકત કોમમાં કુસંપ વધારવાનોજ છે.

એવા કુસંપ પ્રેમીઓ પ્રત્યે સમસ્ત દાઉદી વ્હોરા આલમે ઠેર ઠેર નફરત પોકારી નામદાર સઇયદના પ્રત્યે પુર્ણ વીશ્વાસ અને વફાદારી જાહેર કીધી છે, જે દાઉદી વ્હોરા કોમના સુરક્ષીત સંપ અને જવલંત જંપનો જીવતો જાગતો પુરાવો છે.

છેવટમાં આ સંગ્રહનું એક એક પાનું અગત્યનું અને વાંચવા લાયક બનેલું સીધ્ધ થાય છે જે માટે આ સંગ્રહ તૈયાર કરનાર **ધી નસીમોવા ટ્રેડીંગ કું.**, અને તેમાં મદદ કરનાર દરેકને ધન્યવાદ ઘટે છે. મીનીટે મીનીટ બનેલા બનાવો અને અહવાલો અનુક્રમે ગોઠવાએલા હોવાથી આ સંગ્રહ વાંચકોને સીધુ અને સરળ માર્ગ દર્શન આપી શકશે અને કયો પ્રસંગ કયારે બનવા પામ્યો તે વાંચક સ્હેલાઇથી ગૃહણ કરી શકશે.

દાઉદી વ્હોરા કોમ અને નામદાર હુઝુરેઆલી સરદાર સૈયદના તાહેર સૈફુદ્દીન સાહેબ (ત. ઉ. શ.) ઉપર આ સંમેલન રૂપી થયેલા હુમલાનું વર્ણન અને વીગત આપતા પુસ્તકની અતીશય જરૂર હતી તે જરૂર **ધી નસીમોવા ટ્રેડીંગ કું.** એ પુરી પાડી વ્હોરા આલમને આભારી કીધી છે.

મુંબઇ તા. ૨૫–૪–૧૯૪૪

મમલુકે સૈયદના (ત. ઉ. શ.)

**(મુલ્લા) અબ્દુલ્લાભાઇ હસનઅલી મામુવાલા**

(N. K. D.)

# બે બોલ

નાગપાડા "અસ્મા મંઝીલ" માં જે સંમેલન ભરાણું તેથી દાઉદી વોહરા કોમમાં ઘણી ચકચાર જાગી છે. એ ચર્ચામાં કોઇ એક તરફી મત ન બાંધે તે કારણે, સંમેલન સંબંધી, –તેની વીરૂધ્ધ અથવા તરફેનમાં–જે જે લખાણો હેન્ડબીલો અથવા વર્તમાનપત્રોદ્વારા પ્રગટ થયા, સભાઓ અને ભાષણોદ્વારા જે ઉહાપોહ થયો, તે બધાનો સંગ્રહ કરી પુસ્તક રૂપે કોમ સમક્ષ રજુ કરવાનો અમોએ વીચાર કીધો કે, જે સંગ્રહ કોમના અનોખા ઇતીહાસ તરીકે હંમેશ જળવાઇ રહે.

પરવરદીગારની મહેરથી અમારી આ મુરાદ બર આવી છે અને અમોને આ પુસ્તક કોમની સેવામાં રજુ કરતાં હર્ષ થાય છે. અમારી જાણમાં આવ્યાં એટલાં બધાં લખાણોનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે, પરંતુ તે ઉપરાંત અમારી જાણ બહારની કોઇ બાબત અથવા લખાણ રહી જવા પામ્યું હોય તો તે બદલ અમો કોમ પાસે દરગુઝર ચાહીયે છીએ.

આ પુસ્તક પ્રગટ કરવામાં અમોને જે જે ભાઇઓ તરફથી અનેક રીતે સહકાર મળ્યો છે તે બધાનો અમો આ તકે ઉપકાર માનીયે છીએ. કોમનો દરેક સભ્ય લાભ લઇ શકે તે ખાતરજ આવા દળદાર પુસ્તની કીંમત અસહ્ય મોંઘવારી છતાં અમોએ ઘણીજ અલ્પ રાખી છે. આશા છે કે કોમ અમારા આ સાહસને વધાવી લેશે.

મુંબઇ, તા. ૫-૬-૪૪ સંપાદકો.

# અનુક્રમણીકા

## પ્રકરણ ૧ લું.

## સંમેલનની શરૂઆત.

## પ્રકરણ ૨ જું

## સંમેલનની કારવાઇ

## પ્રકરણ ૩ જું

## સમાધાનીનો સફો

## પ્રકરણ ૪ થું

## સંમેલનની સમાપ્તિ.



## પ્રકરણ ૫ મું

## "સંમેલન સંબંધી વીવીધ વિચારોની વૃષ્ટિ"

| અનુક્રમ | વિષય | પાનું |
|---|---|---|

## પ્રકરણ ૬ ઠું.

## સંમેલન વિષે જુઠું છવાયું.

## પ્રકરણ ૭ મું

## સંમેલન પ્રત્યે સ્થાનિક વિરોધ

## પ્રકરણ ૮ મું

## વિરોધનો વંટોળ

| વિરોધ સભા | ગામ | પાનું |
|---|---|---|



---

"કરાંચી" પાને ૫૧૨ પછી ૫૦૯થી ૫૪૦ સુધીના નંબરો ભુલથી છપાયેલા છે, તો તે નંબરો સુધારીને ૫૧૩થી ૫૪૪ વાંચવા મહેરબાની કરવી.

# કૌમી તરાના

## (દાઉદી બોહરા કોમ કે લીએ)



દાઉદી કોમ હુમ હૈં, બાલા નીશાં હુમારા,
લીખ્ખા હુવા હે હુર સુ, નામો નીશાં હુમારા.

જરબુલ મસલ હુમીં હુંય, ઇખ્લાસ મેં સફા મેં,
હે મહબ્બવાં સના ખ્વાં, સારા જહાં હુમારા.

હુમ ઉમ્મતે નબી હૈં, દઅવત કે એહુલ હુમ હૈં,
આલી હે શાં હુમારી, ઔર ખાનદાં હુમારા.

હુમ હક કે સાથ હૈં ઓર, હક સાથ હે હુમારે,
ઇસ પર ગવાહ હે સબ, કૌનો મકાં હુમારા.

સયફુલહુદા સા સુલતાં, હૈ રેહનુમા હુમારા,
જીસ પર ફીદા હૈં હુમ ઓર, હૈ માલો જાં હુમારા.

સાહેબ ઝમાં કે દાઇ, સયફુલ હુદા કે બાંએસ,
ઝાહેર હે સબ કે દરમ્યાં, સાહેબ ઝમાં હુમારા.

ઇનસે મીલી હે નેઅમત, ઇઝઝત, શરફ, સઆદત,
હુમ હૈં ગુલામ ઉનકે વહો મહેરબાં હુમારા.

ક્યા ખુબ હૈ સંવારા, દાઅવત કા દેખો ગુલશન,
બાગે કુદ્દુસકા માલી, હે બાગબાં હમારા.

દાઅવત કે શહેર અંદર, દુન્યાઓ દીં કી દૌલત,
હરઆં કમા રહા હે, પીરો જવાં હમારા.

ઇસ્લામ દીં હમારા, ઇમાન દીં હમારા,
ક્યા સમજે ગયર કોઇ, રાઝે નીહાં હમારા.

બેચૈન હૈ મુખાલીફ, દાઅવત મેં દેખકર બસ,
આરામો, અઇશો, રાહત, અમનો અમાં હમારા.

જો નામસે હમારે, કરતે હેં કામ ઉસમે,
રૂહે રઝા નહીં હૈ, યેહ હૈ બયાં હમારા.

અઝ ફઝલે રબ તઆલા, આલમ કી ઇસ્તીદા સે,
લારઇબ તા અબદ હે, બાકી નીશાં હમારા.

મુશકીલકુશા કા નાએબ, હે સૈફુદ્દીં યમાની,
મૌલા યહાં યહી હે, મૌલા વહાં હમારા.

સન ૧૩૬૩ હીજરી. સન ૧૯૪૪ ઇસ્વી.



# પ્રકરણ ૧ લું. સંમેલનની શરૂઆત

## કોન્ફરન્સની કંકોત્રી

( ૭૮૬ )

**અઝીઝભાઈ,** ..................................

આપણી દાઉદી વહોરા જમાતમાં આજ વર્ષો થયાં અનેક ચર્ચાસ્પદ સવાલો ઉભા થયા છે અને તેનો ઉકેલ અત્યાર સુધી આપણા હોંશીલા અને જોશીલા ભાઈઓએ જે વ્યાજબી લાગ્યું તે પ્રમાણે કરવાની કોશિશ કરી છે.

હવે ચારે બાજુથી અમોને એલતેમાસ કરવામાં આવી છે કે આ જાતની ચળવળને વ્યવસ્થીત અને વધારે વેગવાન કરવાની જરૂરત છે. એવું સુચવવામાં આવ્યું છે કે એક ચોક્કસ બંધારણ ઘડવું અને તેની રૂએ ગામેગામ અને

શહેરેશહેર એક મધ્યસ્થ કમીટીની દેખરેખ અને દોરવણી હેઠળ કાર્ય કરવું.

આ અને એવી બાબતો ઉપર વિચાર કરવા અને દાઉદી વોહરા કોમની રૂહાની, તાલીમી અને વ્યાપારી ત્રક્કીને વ્યવસ્થીત કરવા કોમનું એક જંગી સંમેલન યોજ્યું.

આ સંમેલનનું પ્રમુખસ્થાન **જનાબ મોહસીનુલ કોમ શેઠ યુસુફઅલી અલીભાઇ કરીમજી જીવણજી જંગબારવાલા**એ મહેરબાનીની રાહે કબુલ રાખ્યું છે.

સંમેલનની પહેલી બેઠક મુંબઇ ખાતે સુંદરાબાઇ હોલ ઠેકાણું કવીન્સ રોડ, ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિઆ ઓફીસ (ઇન્કમટેક્ષ ઓફીસની બાજુમાં) સોમવાર અને મંગળવાર, તા. ૧૭ અને ૧૮ જાનેવારી ૧૯૪૪ ના મુબારક દીવસે બપોરે ૪–૩૦ (નવા સ. ટા.) વાગે મળશે.

આ સંમેલનમાં ભાગ લેવા અને જે હેતુથી આ સંમેલન બોલાવવામાં આવે છે તેને સંપુર્ણ અને ફતેહમંદ બનાવવા અમો આપ સાહેબને ફેમીલી સાથે આગ્રપુર્વક આમંત્રણ આપીએ છીએ, અને આશા રાખીએ છીએ કે સંમેલનની રોનકમાં વધારો કરશો અને જે નેક નિયતથી કોમ તરક્કીનું આ કામ અમો હાથમાં લઇએ છીએ તેને વધાવી લેશો.

તા. ૭–૧–૪૪

વોહરા ભાઇઓની સેવાની ધગશ ધરાવતા અમો છીએ કોમના અદના સેવકો :

યુસુફઅલી અલીભાઇ કરીમજી અલવી. (કરાંચી)

અબ્દુલહુસેનઇમાઇલજી મસ્કતી. જે. પી. (મુંબઇ)
ફીદાહુસેન એમ. શેખા. જે. પી. (કરાચી)
જીવણજી કરીમજી મોરીસવાળા. (મુંબઇ)
ડો. ટી. એમ. કાજીજી બાર-એટ-લૉ જે. પી. (મુંબઇ)
નયબઅલી રજબઅલી પાલીવાલા બાર-એટ-લૉ (ચીફ જડજ, ઉદેપુર)
શજાઉદદીન ઇ. કરવા. બાર-એટ-લૉ, જે. પી. (મુંબઇ)"

તા. ક.–આવનાર સાહેબોએ આએ કાર્ડ જરૂર સાથે લેતા આવવા મહેરબાની કરવી.

તા. ક.–અમો ઉમેદ રાખીએ છીએ કે આપ સાહેબ સંમેલનમાં હાજરી આપશો, અને એ મતલબની ખબર અગાઉથી શેઠ અબ્દુલહુસેનઇમાઇલજી મસ્કતી (ઠેકાણું મસ્કતી હાઉસ મહમદઅલી રોડ, મુંબઇ ૩) ને લખશો તો મહેરબાની થશે.



## (૨)

## અનજુમને દાઉદી તરફથી સાવધાનીનાં સુર

મુંબઇ, તા. ૧૪ જાનેવારી ૧૯૪૪

(૭૮૬)

દાઉદી વ્હોરા આલમ માટે

**જમાઅતનાં આગેવાનો તથા ખેરખાહો જોગ**

સલામો ઇકરામ બાદ નમ્રતા પુર્વક જણાવવાની ઇલ્તે-

માસ કે દાઉદી વ્હોરા આલમનાં સરતાજ નામદાર હુઝુરે આલી સૈયદનાં વ મૌલાનાં અબુ મોહમ્મદ તાહેર સૈફુદ્દીન સાહેબ (ત. ઉ.) ની સરપરસ્તી હેઠળ છેલ્લા ત્રણ દાયકામાં દાઅવતે હાદીયાહનું સફીનું દુશમનોનાં બેશુમાર કાવાદાવા અને ઝાલીમાનાં હરકાત અને મોઅનઓમાંથી સહી સલામત દીન અને દુન્યાની તરક્કી સાથે આગળ અને આગળ વધી રહ્યું છે.

પણ દુશમનોને દાઅવત પોતાની ફરેબી જાળોમાં ભોલા ભાઇઓને ફસાવવાની નીત નવી તરકીબો યોજતાં રહે છે તેમાંની એક યોજના આ સાથે પ્રગટ કરેલા કાર્ડ પરથી ખ્યાલ આવી શકશે.

( જુઓ ઉપલી "આમંત્રણ પત્રીકા". )

ઉપર જણાવેલો કાર્ડ અમુક શખ્સોએ જે મતલબથી કાઢેલો છે તે સર્વે મોમીનીન ભાઇઓ સ્હેલાઇથી સમજી શકે છે.

આપણી માનવંતી દાઉદી વ્હોરા કોમ આવા લોગોની દોરવણી માંગતી નથી જે કોમ પોતાનાં દીની અને દુન્યાવી કારોબારમાં ફકત એકજ સાચા રાહબરના આશીર્વાદ ઇચ્છે છે તે કોમને આજની દુન્યાનાં રંગથી રંગાએલા ટીકીખોરીઓ છેતરવાનો ઉમળકો રાખતા હોય તો તેઓ ભીંત ભુલે છે.

ઇસ્વી સન ૧૯૧૭ માં કોમ અને દાઅવતનાં વીરોધીઓએ કોમ અને દાઅવતનાં ધણીને હેરાન કરવાનાં ઘતીંગો અજમાવી જોયાં, પણ તેમાં તેઓ કામ્યાબ ન થવાથી

આજે તેઓ નવા લેબાસમાં જાહેર થઇ રહયા છે.

અંજુમને દાઉદી તરફથી જે ડેપ્યુટેશન સંમેલન બાબતમાં ખુલાસો મેળવવા મુંબઇના આમીલ જનાબ ભાઇ સાહેબ સાલેહભાઇ સાહેબ સફીયુદ્દીન સાહેબ (જે. પી.) (એસ. ટી. ટી.) ની મુલાકાતે ગયું હતું તે બાબતમાં તેઓ તરફથી નીચે મુજબ ખુલાસો મલ્યો હતો.

## ખુલાસો

મજકુર સંમેલન યોજનારાઓ તથા કાર્યકર્તાઓને બોલાવી પુછતા સંતોશકારક જવાબ મળ્યો નહી, પણ તેથી ઉલટું સંમેલનના લાગતા વળગતાઓનું વલણ કોમ અને દઅવત વીરૂધ ચળવળ કરવા ખાત્રી પુર્વક જાણાય છે.

## માટે મોમીનીન બંધુઓ સાવધાન

તમારા ગામમાં આ ચલવલ વીરૂધ આજેજ મીટીંગ બોલાવો.

આ ચલવલમાં ભાગ લેવાનું જે કોઇને આમંત્રણ મળ્યું હોઈ તેને આ ઝહેરીલી ચાલનાં બુરા અંજામથી વાકેફ કરો.

તમારા ગામમાં આવી સડેલી ચલવલનો સડો પેસશ ન થાય તે બાબત પુરતી સાવચેતીનાં પગલાં હમણાંથી લઇ રાખજો.

આ બાબતમાં તમને યોગ્ય લાગે તે દરેક પગલાં આજેજ લેશો અને વધુ માહીતી અને દોરવણી માટે નીચલા સરનામે પત્ર વ્યવહાર કરો, કોમ અને દાઅવતની

સાચી સેવા પ્રાપ્ત કરીને દારૈનની સઆદત હાંસીલ કરશો એવી આશા રાખશું.

૬૦ ગુજર સ્ટ્રીટ.

લી. સૈયદનાના ગુલામો,

**અનજુમને દાઉદી મુંબઈ ૩.**



(૩)

## મુંબઈ સમાચારનો સંમેલન સત્કાર.

(સમાચાર તા. ૧૪-૧-૪૪ ઉપરથી)

---

### મુંબઈમાં દાઉદી વોહરા સંમેલન.

---

### કોમના સાત આગેવાનોએ બહાર પાડેલું આમંત્રણ.

---

### રૂહાની, તાલીમી અને વ્યાપારી વૃધ્ધી વ્યવસ્થિત કરવાની યોજના.

---

મુંબઈમાં સોમવાર અને મંગળવાર તા૦ ૧૭ અને ૧૮ મા જાનેવારીના દીવસે દાઉદી વહોરા કોન્ફરન્સ મળનાર છે એમ જાણી વોહરા કોમનો મોટો ભાગ ખુશ થયા વિના રહેશે નહી. આ કોન્ફરન્સનો હેતુ દાઉદી વહોરા કોમની રૂહાની, તાલીમી અને વ્યાપારી વૃધ્ધી કરવાનો છે

અને એ હેતુ પાર પાડવા માટે એક ઘટતું બંધારણ રચવામાં આવનાર છે.

કોમની તરક્કી માટેની આ હિલચાલની આગેવાની કોમના જાણીતા સાત આગેવાનોએ લીધી છે. આ આગેવાની લેનારા શેઠીઆઓમાં કેટલાક કરોડાધીપતી અને કેટલાક લક્ષાધીપતીઓ છે. તેઓમાં ઉંચી કેળવણી પામેલા ગૃહસ્થો છે.

આ હિલચાલ કરનારા આગેવાનોએ એ માટે પોતાના ખુલ્લાં નામ સાથે આમંત્રણો બહાર પાડયા છે.

ખુલ્લા નામથી આ હિલચાલની શરૂઆત કરવામાં આવી છે અને કોન્ફરન્સ બોલાવવાનો શુભ હેતુ સ્પષ્ટ ભાષામાં જાહેર કરવામાં આવ્યો છે તે છતાં આવી હિલચાલ હાથ ધરવામાં આવી છે એવી માત્ર ખબરથીજ બોંબનો ધડાકો થયો હોય તેવી અસર કોમના અમુક વર્ગમાં થઇ છે.

એટલે અમોએ તપાસ કરી છે અને તે ઉપરથી કહીએ છીએ કે વોહરા કોમના નામદાર વડા મુલ્લાજી સાહેબ સામે બળવો જગાડવા, તે નામદારને ગાદીએથી ઉઠાવી મુકવા યા વડા ધર્મગુરૂ તરીકેની તેમની કાયદેસરની અને ઇતિહાસીક સત્તાઓ ઉથલાવી પાડવાનો હેતુ જરા પણ રાખવામાં આવ્યોજ નથી. આ હિલચાલ આજ સુધીમાં ચાલેલી કેટલીક છુપી હિલચાલો જેવી નથી. આ હિલચાલ ખુલ્લા નામે અને જાહેર રીતે કરવામાં આવી છે. આ હિલચાલ કોમના ભલા માટેની છે. કોમની

બેહતરી માટેની છે. હાલમાં દાઉદી વોહરા કોમની જે સ્થિતિ છે તેમાંથી તેને ઉગારી લઇ તેની પ્રગતી કરવાની છે. બારીક જુસ્તેજુ કરવા પછી અમારી ખાતરી થઇ છે કે આ હિલચાલ કોમ માટે જરૂરી છે. જે હિલચાલ આજે એક યા બે દાયકા ઉપર થવી જોઇતી હતી તે આજે ઉપાડી લેવામાં આવી છે અને એવી શુભ હિલચાલ કરવાની હિમ્મત દેખાડનારા સાન વીરલા નરોને અમે ધન્યવાદ આપીએ છીએ અને તેઓના કાર્યને સંપુર્ણ ફતેહ ચ્હાઇએ છીએ. આજે લગભગ દોઢ બે દાયકાથી "મુંબઇ સમાચાર" જે હીલચાલની લડત ચલાવી રહ્યું છે તે અંતે હસ્તીમાં આવી છે તે માટે તેને ભારે સંતોષ થયો છે.

છેલ્લા લગભગ ત્રણ દાયકાના બનાવો જોયા અને અનુભવ્યા પછી કોમના વીચારવંત વર્ગની ખાતરી થઇ છે કે આવી હિલચાલ કરવાની અનીવાર્ય જરૂર છે. નામદાર વડા મુલ્લાજી સાહેબ જ્યારથી ગાદી ઉપર આવ્યા છે ત્યારથી એવો અસાધારણ દાવો કરતા આવ્યા છે કે તેઓ છેલ્લા ગાયબ ઇમામના પ્રતિનિધી તરીકે દાઉદી વોહરા કોમના કુલ મુખત્યાર માલેક છે. આ દાવાને અનુસરીને જે રાજનીતી એ નામદારે અખત્યાર કરી છે તેના પરિણામે કોર્ટ દરબારે કુડીબંધ કજીયાઓ ચહડયા છે, જેની પાછળ આજ સુધીમાં કાંઇ નહીં તો કોમના બે કરોડ રૂપીયાનું પાણી થયું છે. એ રાજનીતીના પરીણામે કોમના સંખ્યાબંધ પ્રતીષ્ઠીત પુરૂષોના સલામો બંધ થયા છે. જુમાતખારીજના પરિણામે મસ્જીદો અને કબ્રસ્તાનોના દરવાજાઓ

ખુદ દાઉદી વોહરાઓ સામે બંધ થયા છે, નીકાહ માટેની રજામંદી અને દાઢીમુછ રાખવાને લગતા કેસો થયા છે. કરોડો રૂપીયાની કીમતના વકફો આપખુદીના હથોડા હેઠળ આવી ગયા છે, બદનક્ષીના અનેક ઝગડાઓ ઉભા થયા છે.

આ આપખુદ અમલ અને અસાધારણ ધાર્મિક દાવાઓ સામે આજથી આશરે સત્તાવીસ વર્ષની વાત ઉપર જે મોરચાઓ માંડવામાં આવ્યા હતા તેનું શુભ પરિણામ આજ આવ્યું છે. એ લડતનું ફળ આ સંમેલન છે. આજથી ત્રણ દાયકાની વાત ઉપર નામદાર વડા મુલ્લાજી સાહેબના હુકમ સામે એક તુંકારો પણ કહાડવાની કોઈની હિમ્મત હતી નહીં. જે કોઈ બોલવાની હિમ્મત કરે યા હિલચાલ કરે તેની સામે જમાતબારીજનું કાતિલ હથીયાર ઉગામવામાં આવતું હતું. આજે એ સ્થિતિ રહી નથી. કોમના નવજુવાનોમાં નવો જુસ્સો આવ્યો છે. કોમના મોટા ભાગની લાગણીમાં અને વિચારોમાં ફેરફારો થયા છે અને એ ફેરફારો નામદાર વડા મુલ્લાજી સાહેબે જોયા છે અને અનુભવ્યા છે. તેઓ નામદારની તીક્ષ્ણ અને ચતુર બુધ્ધીએ જોઈ લીધું છે કે, વિચારોમાં થયેલા આ ફેરફારો મુજબ પોતાની રાજનીતીમાં ફેરફાર કરવોજ જોઈએ અને એ હેતુ પાર પાડવાના પ્રથમ પગલાં તરીકે તેઓ નામદાર તરફથી ગત મહોરમના દીવસો દરમ્યાન જમાતબારીજ થયેલા આગેવાનો સાથે સમજુતી અને સુલેહ કરવા માટેના મજબુત પ્રયાસો કરવામાં આવ્યા હતા.

નામદાર વડા મુલ્લાજી સાહેબને, તેઓના મહાન દરજ્જા તરફના સઘળા માન સાથે અમે જણાવવાની રજા

લઇશું કે નામદાર, જમાનાને પીછાણી લેવો અને ખુદ ઇસ્લામના ઇતિહાસને તપાસી જુઓ. નામદાર વડા મુલ્લાજી સાહેબે પોતાની જીંદગીમાં બે મહાન વિશ્વયુધ્ધો જોયા છે. આ યુધ્ધો આપખુદ સરમુખત્યારી સામે ભારે ભોગ આપીને લડવામાં આવ્યા છે. પહેલા યુધ્ધમાં કયસરની આપખુદ સત્તા નાબુદ થઇ છે. બીજા યુધ્ધમાં હિટલરની સત્તા ઝોકા ખાય છે. આ બે યુધ્ધના અંતરમાં સંખ્યાબંધ તાજો અદ્રશ્ય થયા છે અને હાલના યુધ્ધમાં વધુ આપખુદ સત્તાના પ્રતિનીરૂપ તાજો ધુળ ચાટતાં થઇ જશે.

ઇસ્લામની તવારીખ શીખવે છે કે આપખુદ સત્તા ઝાઝો વખત ટકી શકતી નથી. ઇસ્લામના મહાન પેગમ્બર પછી ખલીફાઓ અને તેઓનું કાટલું કહાડી સત્તા ઉપર આવેલા અમ્મારી ખલીફાઓની આપખુદ સત્તાથી આરબો અને તેઓના દેશની પાયમાલી થઇ છે.

નામદાર વડા મુલ્લાજી સાહેબ પોતાની અગાઉ થઇ ગયલા કોઇ પણ વડા મુલ્લાજી કરતાં વધારે દોલતમંદ થયા છે. કરોડોની દોલતના તેઓ માલીક બન્યા છે. આ દોલત કયાંથી આવી? દાઉદી વોહરા કોમમાંથી. દાઉદી વોહરા કોમની હાલત સુધારવા માટે, ગરીબોને મદદ કરવા માટે, કેળવણીનો ફેલાવો કરવા માટે, વિધવાઓને સહાયતા આપવા માટે બીમારોની સારવાર માટે, દવાખાના અને હોસ્પીટલો સ્થાપવા માટે એ દોલતમાંથી કેટલો ઉપયોગ થયો એ ઉપર વોહરા ભાઇઓએ વિચાર કરવાનો છે. એ અને એવા બીજા અનેક કોમની ઉન્નતિના સવાલો ઉપર વિચાર કરવા માટે ભેગા મળવાની, સંગઠન કરવાની અને વહેવારૂ અને નકશાપુર્વક યોજનાઓ ઘડવાની જરૂર છે,

અને અમે માનીએ છીએ કે જે કોન્ફરન્સ બોલાવવામાં આવ્યું છે તેનું એ પ્રથમ કાર્ય છે.

જે સાત આગેવાનોએ આ કોન્ફરન્સ બોલાવ્યું છે તેઓની હિમ્મત વિચાર શકિત અને કાર્યદક્ષતા માટે અમને અભિમાન છે તે છતાં અમને કહેવાની ફરજ પડે છે કે સભાઓ ભરી મોટા મોટા ભાષણો કરવાથી, કાગળ ઉપર ઠરાવો લખવાથી અને મહોઢેથી પસાર કરવાથી કોમની હાલત સુધરનાર નથી. કોમની આર્થીક, માનસીક, વ્યાપારી અને ઉધ્યોગીક સ્થિતિ સુધારવા તેમજ રૂહાની તરક્કી કરવા માટે સંગીન યોજનાઓ ઘડી તે અમલમાં મુકવા માટે મોટા ફંડો ઉભા કરવા જોઇશે અને જેઓએ આ હિલચાલના નેતા થવાનું અને કોમને ઉન્નતિના માર્ગે દોરવવાનું માથે લીધું છે, ખુદ તેઓએ પોતાની કરોડો અને લાખોની દોલતમાંથી કાંઇ નહીં તો માત્ર બે ત્રણ ટકા આપી કોમ તરફની લાગણી અને કોમનું ભલું કરવાની ધગશ પુરવાર કરી આપવી જોઇશે.



(૪)

# દાઉદી વોહરા આગેવાનોની સભા.

## નામદાર વડા મુલ્લાંજી સાહેબ આગળ ગયેલું ડેપ્યુટેશન.

### "કોન્ફરંસ વીષે મારી સલાહ કે રજા લીધી નથી."

મુંબઇ સમાચાર, તા૦ ૧૬ મી જાનેવારી, ૧૯૪૪

ગઇ કાલે ખોખા બજાર મોહમદી બાગમાં દાઉદી વોહરા

જમાતના આગેવાનોની મીટીંગ શેખ ઇબ્રાહીમ અબ્દુલ કાદર જે. પી. ના પ્રમુખસ્થાને સાંજે ચાર વાગે મળી હતી. તેમાં તા. ૧૭ અને ૧૮ મીએ સુંદરાબાઇ હોલમાં દાઉદી વોહરા કોમના નામે ભરાનારી કોનફરન્સ બાબત વિચાર ચલાવવામાં આવ્યા હતો અને મજકુર મીટીંગમાં મજકુર કોનફરન્સને દાઉદી વોહરા નામથી કયા કારણસર સંબોધવામાં આવે છે અને શું તે કોનફરન્સ ભરવા માટે નામદાર સૈયદના તાહેર સઇફુદદીન સાહેબની પરવાનગી મેળવાયલી છે કે કેમ વગેરે બાબતો પર ચર્ચા થઇ હતી અને છેવટે નક્કી કરવામાં આવ્યું હતું કે આ બાબતોનો ખુલાસો મેળવવા નીચે મુજબના ગ્રહસ્થોના ડેપ્યુટેશને નામદાર વડા મુલ્લાજી સાહેબને મળવું અને તે મુજબ આજ રોજે મજકુર ગ્રહસ્થોએ નામદાર વડા મુલ્લાજી સાહેબની એક વાગે મુલાકાત લીધી હતી.

શેખ ઇબ્રાહીમ અબ્દુલ કાદર જે. પી.

મુ. અકબરઅલી મુ. રસુલજી

મહમદભાઇ અબ્દુલ્લાભાઇ મુનીમ

મહમદભાઇ ઇબ્રાહીમજી આરસીવાળા

મુ. હેબતભાઇ અબ્દેઅલી

હુસેનીભાઇ હીપતુલ્લાભાઇ ઝુમકાવાળા

જાફરભાઇ ગુલામહુસેન મદરાસવાલા

અબ્બાસભાઇ શેખ અબ્દુલહુસેન દાગીનાવાળા

(૫)

## ડેપ્યુટેશનને હુઝુરે આલિનો જવાબ.

નામદાર મુલ્લાજી સાહેબને પુછવામાં આવેલા સવાલોના નીચે મુજબ જવાબ મળ્યો.

સુંદરાબાઇ હોલની કોનફરન્સ વીષે મને એક અઠવાડીયા પરજ ખબર મળી છે.

કોનફરન્સ બોલાવનારાઓમાંથી મોટા ભાગે એવા આસામીઓ છે કે જેઓએ કદી પણ દાવત અને કોમની સેવા કીધી હોય એવું મારા જાણવામાં આવ્યું નથી.

કોનફરન્સ બાબતની મારી સલાહ કે પરવાનગી લેવામાં આવી નથી.

આમંત્રણ પત્રીકા વાંચવાથી માલમ પડે છે કે તે કોનફરન્સમાં કોમની કોઇ બહેતરી થાય એમ દેખાતું નથી.

અગર તમો કહો છો તેમ દાવતના વીરોધીઓ અને જમાત ખારીજ થએલાઓ પણ તેમાં સામીલ થઇ એકજ પ્લેટફોર્મ પર વાદવીવાદ કરનાર હોય તો તેવા સંમેલનમાં દાઉદી વોહરાઓએ જવું ન જોઇએ.



(૬)

## બદરૂદ્દીન ટી. મઝગાંવવાલાની દાઉદી ભાઇઓને ચેતવણી

તા. ૧૪-૧-૪૪ ના જાહેર છાપાઓમાં કેટલાક ભાઇ-

આએ એક જાહેરાત કરી દાઉદી વહોરા કોમમાં રૂહાની કેળવણી ફેલાવવા તથા કોમની બીજી પ્રગતી કરવા એક સંમેલન તા. ૧૭-૧-૪૪ ના સોમવારે સુંદરાબાઇ હોલમાં બોલાવ્યું છે. દાઉદી ભાઇઓને આ હેંડબીલ પ્રગટ કરી હું ચેતવણી આપું છું કે આ જાહેરાત પર સહી કરનારા ગ્રહસ્થો કોમના આગેવાન નથી. કોમના આગેવાન તો માત્ર તેઓજ થઇ શકે કે જેને નામદાર સૈયદના સાહેબે આગે-વાન બનાવ્યા હોય. વળી કોમમાં તેઓ રૂહાની કેળવણી ફેલાવવાની અને બીજી તરકકી કરવાની જે જાહેરાત કરી છે તે કોમને તથા બહારની દુન્યાને ગેરરસ્તે દોરવવાની એક પેરવી છે અને કોમના સરદાર આ બાબતોમાં પોતાની ફરજમાં બે દરકાર છે એવું દેખાડવા માત્ર એક હલકી ચાલબાજી રચવામાં આવી છે. ખરી હકીકત તો એ છે કે કોમના સરપરસ્ત આકાએ નામદાર કોમના હકીકી રહેબરે કોમની બેહબુદી માટે જે કોશીસ કીધી છે અને કરી રહયા છે તે સુરજના જેમ જાહેર છે. કોમમાં આજે ત્રણુસો મદરેસાઓ દીની તાલીમ આપી રહયા છે, હાઇસ્કુલો, સંખ્યાબંધ શીફા-ખાનાઓ, સુવાવડખાનાઓ, મુસાફરખાનાઓ વગેરે હસ્તી ધરાવે છે. આ બધી મૌલાનાની કોશીશનુ ફળ નથી તો શું આ કહેવાના આગેવાનોએ કીધું છે? વળી રૂહાની કેળવણી આ રૂહ વગરના પુતળાંઓ શુ આપી શકવાના હતાં? રૂહાની કેળવણી તો ફકત આઇમ્મતો-અને તેઓના નાએબો દુઆતુલ મુતલેકીનોજ આપી શકે છે. બાકી રહી દુન્યાવી તરકકી, એ માટે પણ આકાએ નામદારની કોશીશ અઝહર મીનસ સમ્સ છે. ગયા અશરા

મુબારકની વાએઝો એના પુરાવા છે. માટે કોમી ભાઇઓને હું ચેતવું છું કે આ માત્ર કોમમાં ફીતના ફીસાદ ફેલાવવાની એક જાળ છે. આજે વરસો થયાં આવી અનેક જાહેરાતો સ્ટેજ ઉપર અને જાહેર છાપાઓમાં થઇ છે પરંતુ તેઓને પુછો તો ખરા કે કોમની બહેબુદી માટે તેઓએ શું કર્યું છે? તેનો કોઇ એક તો દાખલો આપો? છેવટે જણાવવાનું કે આ સંમેલનને કોમ સાથે કંઇ લાગતું નથી. અને તેથી બેખબર ભાઇઓએ આવી જાળમાં ફસાવવું નહિ. તા. ૧૮-૧-૪૪.

લી૦ સયદનાનો અદના ગુલામ,
**બદરૂદ્દીન ટી. મામુવાલા,**
ઠે. ભુસારી મોહલ્લા, મુંબઇ, ૩.

(૭)

## દાઉદી વોહરા કોમને આગેવાનો તરફથી ચેતવણી.

મુંબઇ સમાચાર, તા૦ ૧૭-૧-૪૪.

## કોન્ફરન્સ બોલાવનારા આગેવાનોને ૧૯૧૮ ના ઇતીહાસની યાદ.

## સંમેલન બોલાવવાનું માંડી વાળવામાં ન આવે તો તેનું પરીણામ શું આવશે?

"દાઉદી વહોરા આલમ માટે"–"કોમી ભાઇઓને વખત-

સરની ચેતવણી' એ મથાળા હેઠળ દાઉદી વોહરા કોમના કેટલાક આગેવાનો વેપારીઓ, વકીલો વીગેરેએ નીચે મુજબ એક પત્રીકા બહાર પાડી છે અને તે પ્રગટ કરવા માટે અમને ઇલતેમાસ કરવામાં આવ્યો છે. એ પત્રીકા નીચે મુજબ છે:—

અમો નીચે સહી કરનારાઓ દાઉદી વ્હોરા કોમના મુંબઇની જુમાતના અદના સેવકો આથી જાહેર કરીએ છીએ કે મુંબઇ ખાતે સુંદરાબાઇ હોલમાં કહેવાતું દાઉદી વ્હોરાઓનું જે જંગી સંમેલન તા. ૧૭ તથા ૧૮ જાન્યુઆરી ૧૯૪૪ ના દીવસોમાં બોલાવવામાં આવ્યું છે તે સાથે અમને કંઇ લેવા દેવા નથી

જે સાત શખસોએ સંમેલન બોલાવ્યું છે તેઓને દાઉદી વહોરા તરફથી બોલવાનો કંઇજ હક નથી, તેઓમાંના ઘણાકોના નામથી તો કોમ બીલકુલ અપરીચીત છે અને બાકીનાઓની કોમ સેવાની ધગશ અને નેકનીયત કેવી છે તે કોમને સુવીદીત છે ભલે તેઓ લક્ષાધીપતી હોય પણ અત્યાર સુધી જે કોમી કાર્યો થયા છે તેનાથી તેઓ હંમેશ અલગજ રહયા છે અને જે કોમી મેળાવડાઓ થયા છે તેમાં એ સાત આસામીઓમાના કોઇ એક કદી પણ હાજરી આપી નથી એટલુંજ નહી પણ તેવા દરેક શુભ કાર્યોનો વીરોધ કરી તોડી પાડવામાં મદદ કરી છે. આવા શખસો બંધ બારણા પોતાની ફેમીલી સાથે ભેગા મલી કોમની શું ઉન્નતી કરી નાખવાના છે તે અકકલમાં આવી શકતું નથી.

આ આમંત્રણ પત્રીકા પ્રમાણે કોમની રૂહાની વૃધ્ધીને વ્યવસ્થીત કરવાનું પણ સંમેલનનુ એક કાર્ય

છે કે જે કાર્ય કરવા માટે કોમના સરદાર અને દાઇલુલ મુતલક શીવાય બીજા કોઇની પાસે સાધન કે સત્તા નથી આવા શખ્સોના મોઢામાં કોમની રૂહાની વૃધ્ધીની વાતો કેવળ હાસ્યસ્પદજ છે તેઓ પોતે રૂહાની તાલીમ કેટલે અંશે હાંસલ કીધી છે, કે, હવે આખી કોમની રૂહાની વૃધ્ધી કરવાનો દાવો કરી બહાર પડયા છે

આ સંમેલન સમસ્ત દાઉદી વ્હોરા કોમના લાભાર્થે નથી તે આટલા ઉપરથીજ ચોકખુ જણાઇ આવે છે કે આમંત્રણ પત્રીકા લાવનારનેજ સંમેલનમાં દાખલ કરવામાં આવશે. અમારા જેવા તથા બીજા અનેક સાચા કોમી સેવકો, ઉદયોગપતીઓ વ્યાપારીઓ. ઉચ્ચ શીક્ષણ મેળવી દીની તથા દુન્યવી બાબતમાં કેળવાયલાઓ, કે જેઓની આવા શખ્સો કરતા કોમી ધગશ અને લાગણી હજારો ગણી છે તેવાઓ સામે સંમેલનના દ્વાર ઇરાદાપુર્વક બંધ કરવામાં આવ્યા છે. જો સંમેલન કોમના લાભ અને ભલાઇ અર્થે હોય તો પ્રત્યેક દાઉદી વ્હોરા માટે ખુલ્લુ રહેવું જોઇતુ હતું. જ્યારે પોતાના જેવાજ અને પોતાની હામાં હા મેળવનારાનેજ ભેગા કરી બંધ બારણે મસલત ચલાવી કોમમાં અશાંતી અને કુસંપના બીજ વાવવાની ધગશ ધરાવનારાઓની નેક નીયત માટે કોમ શંકા રાખે તે કોઇ રીતે ખોટું નથી.

અમો આથી સંમેલન બોલાવનારાઓને સમયસરની ચેતવણી આપી અપીલ કરીએ છીએ કે જો આ સંમેલન ભરવાનું માંડીવાળવામાં નહી આવે તો સન ૧૯૧૭ ના

ઇતીહાસનું પુનરાવર્તન થશે અને કે. મની તેથી કાંઇ તરક્કી કે વૃધ્ધી કે જેની આ સંમેલન બોલાવનારાઓ વાતોજ કરે છે, નહીજ થાય તે દેખીતુંજ છે.

લી. સૈયદનાના અદના ગુલામો. કોમના સેવકો,

સાલેહભાઈ કરીમજી બરોડાવાલા જે. પી.

માજી શેરીફ ઓફ બોમ્બે.

ખાનબહાદુર મુ. મહમદઅલી અલ્લાબક્ષ

જે. પી. M. L. A.

શેખ ઇબ્રાહીમ અબ્દુલ કાદર B. A. જે. પી.

મુ. અબ્દુલતૈયબ શેખ અબ્દુલહુસેન ઓફીસવાલા,

મુલ્લા હૈબતભાઇ અબ્દેઅલી કાગળવાળા,

,, ઇસ્માઇલજી મુ. ઇબ્રાહીમજી,

,, અકબરઅલી મુ. રસુલજી ધ્રાંગધ્રાવાલા,

મુ. તૈયબભાઇ શેખ નોમાનભાઇ દીવાનજી

B. A, L L B. એડવોકેટ.

મોહમદભાઇ અબ્દુલ્લાભાઇ મુનીમ,

અલીભાઈ આદમજી પારડીવાલા,

કુરબાનહુસેન અબ્દુલહુસેન કંત્રાકટર,

મુ. અબ્દેઅલી શેખ શેખાદમ કંત્રાકટર,

મુ. ઇસુફઅલી ઇબ્રાહીમજી ગબાજીવાલા,

જાફરભાઇ ગુલામહુસેન મદ્રાસવાલા,

અબ્દુલ્લાભાઇ ફીદાઅલી કાગળવાલા,

મહમદઅલી ઇબ્રાહીમજી આરસીવાલા,

હુસેનીભાઇ હેબ્તુલ્લા નુરૂદીન,

મુ. જાફરજી કમરૂદીન કટલરીવાલા,

મુ. હઈદરભાઇ મુ. મહમ્મદભાઇ ફખર
M. A., L. L. B. એડવોકેટ
તાહેરભાઇ અકબરઅલી ખોરાકીવાલા,
અબ્દુલ્લાભાઇ ફજલઅલી હાજી,
મુ. મહમ્મદભાઇ સાલેહભાઇ મોતીવાલા,
મુ. નજરઅલી તઇબઅલી સીંગાપુરવાલા
હસનઅલી અલીભાઇ મારવી,
ઇસુફઅલી હસનઅલી કાંચવાલા (કરાચીવાલા)
ફકરૂદીન તાહેરભાઇ ખોરકીવાલા L. L. B.
મુ. ગુલામઅલી સમસુદીન તાંબાવાલા,
મહમદભાઇ યુસુફઅલી ગોવાવાલા,
મુ. અબ્બાસભાઇ શેખ અબદુલહુસેન દાગીનાવાલા
અકબરઅલી અબદુલહુસેન હરરવાલા, M. B. E.
નુરૂદીન ઇસુફઅલી બંદુકવાલા,
નોમાનભાઇ સુલતાનઅલી લાયનમુનવાલા,
સાલેહભાઇ કાકાભાઇ કાપડીયા,

(આ લખાણુને મથાળે '૧૯૧૮ ની યાદ' છપાયલી છે તેને બદલે '૧૯૧૭ ની યાદ' વાંચવું.)



## (૮)

## સંમેલન તરફથી દાઉદી વ્હોરા ભાઇઓને આમંત્રણ.

દાઉદી વ્હોરા કોમની રૂહાની, વહેપારી અને તાલીમી વૃધ્ધિને વ્યવસ્થિત કરવા આજે અને આવતી કાલે બપોરે સુંદરાબાઇ હોલ, કવીન્સરોડ, ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીયા ઓફીસ (ઇન્કમટેક્ષ ઓફીસની બાજુમાં) નવા સ્ટા. ટા.

૪-૩૦ કલાકે પબ્લીક મીટીંગ રાખવામાં આવેલી છે.

મજકુર મીટીંગમાં સર્વે નાના મોટા વ્હોરા બંધુઓને હાજર રહેવાની ઇન્તેમાશ કરવામાં આવે છે.

કોમના અદના સેવકો,

૧ યુસુફઅલી અલીભાઇ કરીમજી
૨ અબ્દુલતૈયબ ઇસ્માઇલજી મસ્કતી
૩ ફીદાહુશેન એમ. શેખા.
૪ જીવનજી કરીમજી મોરાસવાલા
૫ ડોકટર ટી. એસ. કાજીજી
૬ તૈયબઅલી રજબઅલી પાલીવાલા
૭ સજ્જાઉદ્દીન ઇ. કરવા



(૯)

## સંમેલનનો ભેદ ઉકેલતી સાબીરની પત્રિકા.

### કોમીભાઇઓ સાવધાન.

આપણી કોમમાં લગભગ એક સદીથી ધર્મગુરૂ વર્ગ તથા તેના આડતિયાઓ કોમ, તરક્કીના કોઇપણ સંગીન ઉપાય સેવી શકયા નથી. એથી ઉલટું કોમને પોતાના સ્વાર્થ ખાતર શરીઅત અને ધર્મનો બાહુ બતાવી દીન પ્રતીદીન ઉંધે રસ્તે અંધકારમાં લઇ જવાની કોશેષ ચાલુ રાખવામાં આવી છે.

પરિણામે આપણી કોમના સાચા સેવાભાવીઓ કોમથી અલગ થઈ, ધર્મગુરૂ વર્ગ અને તેના આડતિયાઓ કોમનું લોહી ચુસી દીવસે દીવસે તાજા થતા રહયા છે.

એવા સંજોગોમાં કોમ, અને દાઅવતના સાચા ખેર-ખ્વાહોએ કોમને વધુ અંધકારમાં જતી અટકાવવા ખાતર તા. ૧૬, અને ૧૭મી જાનેવારી ૧૯૪૪ ના દીને "સુંદરા-બાઇ હોલ" માં સ.જે ૪-૩૦ વાગે એક જલસો ગોઠવેલો છે. તે વીરૂધ "અનજુમને દાઉદી" નામની કોઇ લેભાગુ સંસ્થાએ કોમમાં ખોટો પ્રચાર કરી કોમને ઉસ્કેરવાની કોશીષ કરી છે પણ તે અભણો જલસાના શુદ્ધ હેતુઓ સમજી શકયા નથી.

કોમને આજની વીસમી સદીમાં નીકાહ તથા મરણ વખતે જે જે મુસ્કેલીઓ વેઠવી પડે છે, તે મુસ્કેલીઓ શરીઅતે મોહમદીના કાનુન પ્રમાણે છે કે કેમ ? તે આપણે ભેગા મળી વીચાર કરવાનો ઇરાદો રાખેલો છે.

ઉપલી બધી મુસ્કેલીઓનો ઘટતો વીચાર કરી કોમનું નવું બંધારણ કરવાનો જલસાનો મુખ્ય હેતુ છે, અને તેમ કરવાનો કોમના દરેક ભાઇને જન્મસિધ્ધ હક છે, તેમાં કોઇની પણ દખલગીરી કરવાની તાકાત નથી.

માટે સાચા દીની બીરાદરોએ ખોટી ઉસ્કેરણીથી દોરવાઇ નહી જતાં સંમેલન (જલસા)ને કામયાબ બનાવવા પોતાથી બનતી કોશેશ કરે, અને પોતે તથા પોતાના લાગતા વળગતા-ઓને સાથે લાવી, જલસામાં હાજર રહી જલસાના કાર્યને સફળ બનાવે.

લી૦ હું છું આપનો સેવક,

**સાબીર.**



(૧૦)

# સંમેલનના સુકાનીઓ રૂહાની તરક્કીનો સવાલ પડતો મેલે છે.

(મુંબઈ સમાચાર, તા૦ ૧૭-૧-૪૪.)

## આજે મળનારી વહોરા કોન્ફરન્સ.

## 'રૂહાની' શબ્દથી વહોરાઓમાં ફેલાયલી ગેરસમજુતી.

## એ સંબંધી કોન્ફરન્સના આગેવાનોએ બહાર પાડેલો ખુલાસો.

સોમવાર તા૦ ૧૭-૧-૪૪ના બોલાવવામાં આવેલી વહોરા સંમેલનની આમંત્રણ પત્રીકામાં "રૂહાની" શબ્દના વપરાસથી જે ચર્ચા ફેલાયલી છે તે માટે અમો જાહેર કરીએ છીએ કે સંમેલનમાં રૂહાની બાબતો ઉપર કંઇ પણ ચર્ચા કરવામાં આવશે નહી અને ફકત કોમની આર્થીક, સામાજીક અને કેળવણીની બાબતો માટેજ વીચાર કરવામાં આવશે.

તૈયબઅલી રજબઅલી,
ફીદાહુસેન મ. શેખા,
જીવનજી કરીમજી,
અબ્દુલ તૈયબ ઇ. મસ્કતી,
તાહેરઅલી મ. કાજીજી,
સજાઉદ્દીન ઇ. કરવા.

(૧૧)

## સંમેલનને સુચના.

(મુંબઇ સમાચાર તા૦ ૧૭-૧-૪૪)

### આગેવાન વોહરા અકાબરોને નમ્ર અપીલ.

મુંબઇ, તા૦ ૧૫ મી જાનેવારી ૧૯૪૪.

અધીપતી સાહેબ,

આપના સમાચારમાં નીચેનું લખાણ તાત્કાળીક જરૂર છાપી અમોને આભારી કરશો.

મુંબઇમાં આપ નામદારોની આગેવાની હેઠળ એક વોહરા સંમેલન ગોઠવવમાં આવ્યું છે. તેમાં સહી કરનારા માનવંત વોહરા અકાબરો માટે વોહરા કોમને ઘણું માન છે. ખરેખર તેઓ પોતાના નામો અમર રાખવા માંગતા હોય તો તેઓનું પહેલું કામ કોમમાંથી કુસંપ નાબુદ કરવાનું છે. કોમમાં કુસંપના જે બીજ રોપાયા છે, તે દફે કરવામાં કોનફરન્સ બોલાવનારા આગેવાન અકાબરો પોતાનું સર્વસ્વ ખરચી તન અને મનથી પુરતી કોશીશ કરી પોતાનું નામ અમર કરશે.

અમોને કેટલીક તપાસ પછી જાણુવા મળ્યું છેઃ કે આ બાબતની વાટાઘાટ નામદાર વડા મુલ્લાજી સાહેબે ઉદાર દીલથી સાંભળી ઘટતી છુટછાટ આપી છે. અને સાહેબજાદા મહમદભાઇ સાહેબે તેઓની ફરીયાદ તરફ લાગણીભરી રીતે ધ્યાન આપ્યું છે.

તેથી તમો નામદારોને અમારી નમ્રતા પુર્વક અરજ છે કે આએ સોનેરી તકનો લાભ લઇ આપે બોલાવેલા સંમેલનને દાઉદી વોહરા સુન્નેહ કોનફરન્સ તરીકે જાહેર કરાવી પોતાના મુબારક નામોને સોનેરી અક્ષરે વોહરા ઇતિહાસમાં લખાવી સંમેલનને સફળતા પુર્વક આગળ ધપાવો એવી આશા રાખતા.

આપના લી૦ નમ્ર સેવકો.

M. R. Merchant

મહમદ હુસેન ઇસુફઅલી મીસ્રી.

ઇ. કરીમજી

તૈયબઅલી કરીમભાઇ

Karim Gulam Musa.

તૈયબઅલી અબ્દુલ કાદર

(૧૨)

## કહેવાતા કોમતરકકીવાદીઓ મૌલાના વાજીદઅલીના આશરે.

(મુંબઇ સમાચાર ૧૭-૧-૪૪)

### વહોરા યુવાનોનો સંમેલનને ટેકો.

મુંબઇ તા૦ ૧૬ મી જાનેવારી ૧૯૪૪

આજ રાત્રે મુંબઇમાં નળબજાર નજીક આવેલા સલાહકાર કાર્યાલયમાં વહોરા જુવાનોની એક સભા મૌલાના

વાજીદઅલીના પ્રમુખ સ્થાને મળી હતી. આ સભાએ સર્વા-નુમતે નીચે મુજબનો ઠરાવ પસાર કર્યો હતો.

દાઉદી વહોરા જુવાનોની આ સભા મુંબઇ ખાતે ૧૭ અને ૧૮ મીએ વહોરા કોમના સમજદાર, હમદર્દ ભાઇ બ્હેનોના મળનારા સંમેલન વિરૂધ્ધ કરવામાં આવતા કેટલાક વિઘ્ન સંતોષીઓ તરફના પ્રોપેગેંડાને સખત રીતે વખોડી કાઢે છે. અને તેમના પ્રોપેગેન્ડાથી વહોરા કોમના અજ્ઞાન અને લાચાર ભાઇઓને ગેરમાર્ગે નહિ દોરવાઇ જવાની વિનંતી કરે છે. અને મળનારા સંમેલનની સફ-ળતા ઇચ્છે છે.



( ૧૩ )

## સુંદરાબાઇ હોલ આગળ સંમેલનનો શાંત વીરોધ.

( મુંબઈ સમાચાર તા. ૧૮-૧-૪૮ )

### સુંદરાબાઇ હોલની કોન્ફરન્સ.

### વીરોધ ઉઠાવનારા પક્ષનો અહેવાલ.

( એક બીજા ખબરપત્રી તરફથી )

મુંબઇ તા૦ ૧૭ મી જાનેવારી.

કોન્ફરન્સ ભરવાના સંબંધમાં જેઓને ગંભીર વાંધો હતો તેઓ તરફથી સુંદરાબાઇ હોલ આગળ જમા થયલા

લોકોનો મને મળેલો અહેવાલ હું નીચે રજુ કરું છું:—

સોમવારે સાંજે સાડાચાર વાગે યોજાએલી કોન્ફરન્સ આજે સુંદરાબાઇ હૉલમાં દાઉદી વ્હોરા કોમના નામે બોલાવવામાં આવી હતી તે બાબત દાઉદી વ્હોરા કોમમાં ભારે ખળભળાટ મચ્યો હતો, તેના પરીણામે કોન્ફરન્સની આમંત્રણ પત્રીકામાં રહાની બંધારણ વીષે જે લખાણ થયું હતું તે વાકય કોન્ફરન્સના કાર્યકર્તાઓને ખાસ સ્ટેટમેન્ટદ્વારા પાછું ખેંચી લેવાની ફરજ પડી હતી.

મજકુર કોન્ફરન્સ સુંદરાબાઇ હૉલમાં દાઉદી વહોરા ભાઇઓની ગેરહાજરીમાં ન થાય તે માટે મુંબઇની વહોરા જુમાત હજારોની સંખ્યામાં એક વાગે મર્નીરોડ સેનેટોરીઅમમાં મળી હતી. ત્યાં જનાબ સાલેહભાઇ સાહેબ તથા ખાનબહાદુર મહમદઅલી અલ્લાબક્ષ, શેખ અહમદઅલી રસાની, શેઠ નુરૂદીન બંદુકવાલા વીગેરે વકતાઓએ કોમને શાંતી જાળવવા અને સુંદરાબાઇ હૉલમાં જઇ વીરોધ દર્શાવવા હાકલ કરી હતી.

વ્હોરા ભાઇઓ હજારોની સંખ્યામાં ૨ વાગ્યામાં સુંદરાબાઇ હૉલ આગળ ઉતરી પડયા હતા અને ત્યાં શાંતીથી વખત પસાર કરતા હતા પણ હૉલની આજુબાજુ પગ મુકવા જેટલી જગા પણ રહી ન હતી. બરાબર સાડા ચાર વાગે મુંબઇના એક વર્તમાનપત્રના એક પ્રતીનીધીના કહેવાથી શેઠ નુરૂદીન બંદુકવાલાએ વ્હોરાભાઇઓને શાન્તીથી ખસી જઇ વીરૂધ્ધ પક્ષને માર્ગ આપવા જણાવ્યું હતું. તે ઉપરથી શાન્તીપ્રીય વ્હોરા ભાઇઓએ બન્ને બાજુ ખસી જઇ

માર્ગ મોકળો કર્યો હતો અને શેઠ નુરૂદીને વીરોધીઓને ખાત્રી આપી હતી કે તમારામાંથી કોઇનો પણ વાળ વાંકો થવા પામશે તો અમો તેની જોખમદારી લઇએ છીએ. વળી એમ પણ ખાત્રી આપવામાં આવી હતી કે આમંત્રણ કાર્ડ સીવાયનો કોઇ પણ માણસ અંદર જશે નહી. તેની તકેદારી રાખવામાં આવશે. તે ઉપરાંત વ્હોરા ભાઇઓએ વીરોધીઓને પહેલા અંદર જવાનો આગ્રહ કર્યો હતો. પણ વીરોધીઓના ફકત થોડાજ આસામીઓ હાજર થયા હતા તેથી તેઓએ પોતાની બાજી મુલ્લાંજી સાહેબની તરફેણમાં ફેરવાએલી જોઇ હોલમાં જઇ કોન્ફરન્સ બોલાવવાનું માંડી વાળ્યું હતું.

વીરોધીઓ તરફથી પોલીસનો પણ બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો પણ પોલીસને કોઇ જાતની તકલીફ લેવી પડી ન હતી. વ્હોરા ભાઇઓએ એવી ડીસીપ્લીન જાળવી હતી કે જે ખરેખર કોમને માટે શોભાવનારી અને દાખલારૂપ છે. વ્હોરા ભાઇઓની શાંતી અને એકસંપીપણું તેઓના રૂહાની પેશવા સરદાર સૈયદના તાહેર સૈફુદીન સાહેબની દોરવણીનું પરીણામ છે એ સાબીત થયું.

૧૯૧૭ પછી કોમમાં વીરોધી ચળવળોના પરીણામે જોસ અને જુસ્સો નરમ પડી ગયો છે અને સુધારક પક્ષની ચળવળનો સામનો કરવાની હવે કોઇ હીંમત કરશે નહી એવી ધારણાને આજે વ્હોરા ભાઇઓએ ખોટી પાડી આપી છે.

(૧૪)

## સુંદરાબાઇ હોલમાં સમેલન ભરવામાં મળેલી નિષ્ફળતા.

(મુંબઇ સમાચાર તા૦ ૧૮-૧-૪૪)

### દાઉદી વ્હોરા કોન્ફરન્સ.

### સુંદરબાઇ હોલમાં ભરી શકાઇ નહીં.

(અમારા એક પ્રતિનિધિ તરફથી)

મુંબઇ, તા. ૧૭ મી જાનેવારી.

મુંબઇમાં આજે દાઉદી વોહરા કોન્ફરંસ મળનાર છે એવા ખબર જ્યારથી પ્રસીધ્ધ થયા ત્યારથી દાઉદી વોહરા કોમમાં ભારે ઉશ્કેરણી અને ચર્ચા ઉત્પન્ન થઇ છે. કાંઇ પણ સહરાઇત વીના કહી શકાય કે એક બંબગોળો પડયો હોય તેવી અસર થઇ છે. કોન્ફરંસ બોલાવવાનો હેતુ સ્પષ્ટપણે જાહેર કરવામાં આવ્યો હતો અને જે વીષયોની ચર્ચા કરવામાં આવનાર હતી તેના સંબંધમાં "રૂહાની" જેવા શબ્દથી જે ગેરસમજુતી ઉત્પન્ન થઇ હતી તે તુરતાતુરત દુર કરવામાં આવી હતી, તેમ છતાં કોમના અમુક મોટા ભાગના મનમાં અનેક શંકાઓ ઉભી થઇ હતી. આ ભાગના લોકોનો મુખ્ય વાંધો એ હતો કે આ કોન્ફરંસને દાઉદી વોહરા કોમનું નામ આપવા છતાં તેમાં માત્ર 'આમંત્રણ' ધરાવનારાઓનેજ પ્રવેશ કરવાનો હક આપવામાં આવ્યો હતો. જો કોન્ફરંસ દાઉદી વોહરા કોમની હોય અને જો

તેની નેમ કોમનું ભલુ કરવાની હોય તો તેમાં હાજર થવાનો દરેક દાઉદી વોહરાને હક છે અને તે હક ભોગવવા આજે અમે અહીં હાજર થયા છીએ.

આજે સુંદરાબાઇ હૉલ આગળ ભેગા મળેલા સેંકડો વોહરા ગ્રહસ્થોના આ ઉદગારો હતા.

સાત આગેવાનોએ કોન્ફરંસ ભરવા માટે ઉપલું સ્થળ અને સાંજે ૪ાા નો સમય નક્કી કર્યો હતો. સંમેલનની હીલચાલ કરનારા આગેવાનો અને આમંત્રીત ગ્રહસ્થો હાજર થાય તે અગાઉ બપોરે આશરે એક વાગતેથી કોન્ફરંસ ભરવા સામે વીરોધ ઉઠાવનારા વોહરા ભાઇઓએ સુંદરાબાઇ હૉલ આગળ ભેગા થવા માંડયું હતું અને જ્યારે ચારનો સમય થવા આવ્યો ત્યારે હજારો ભાઇઓ હૉલની આગળ અને પાછળ ભેગા થઇ ગયા હતા અને સુંદરાબાઇ હૉલની સીડીથી માંડી હૉલ સામેના ખુલ્લા ચોગાનમાં કસ્બી ફેંટાઓના દરીયાવ જેવો દેખાવ થઇ રહયો હતો. એક ભાઇએ તેઓનું ધ્યાન ખેંચ્યું કે આ પ્રમાણે તમે હૉલના દરવાજા આગળ ટોળેટોળાં થઇને ઉભા રહો તો કોન્ફરન્સ ભરવાવાળાઓ ત્યાં આવી કેમ શકે ? તે ભાઇએ તેઓને સલાહ આપી કે તમે ભલે ભેગા થાઓ પણ હૉલની સીડી ઉપરથી ઉતરી જાઓ અને હૉલમાં દાખલ થવાનો પ્રવેશમાર્ગ ખુલ્લો રાખો. આ સલાહની તુરત અસર થઇ અને સઘળા ભાઇઓ એક બાજુએ ખસી ગયા અને પ્રવેશમાર્ગની બહાર જમા થયા. હું ભુલતો નહીં હોઉ તો આશરે બેથી અઢી હજાર વોહરાભાઇઓ કોન્ફરન્સ સામે વીરોધ દર્શાવવા ભેગા થયા.

હતા. તેઓમાં ઉશ્કેરણી ભારે હતી, પરંતુ તેઓ સઘળાનું વર્તન શાંતીભર્યું હતું અને જેઓ ઉશ્કેરાઇ જતા હતા તેઓને આગેવાનો શાંત પાડતા હતા.

છાપાના એક પ્રતીનીધીએ તેઓમાંના કેટલાકને જણાવ્યું કે આ કોન્ફરન્સ તો જેઓને હાજર રહેવા માટે આમંત્રણ આપવામાં આવ્યું હોય તેઓજ અહીં હાજર થઇ શકે. તેના જવાબમાં આમંત્રણો કહાડીને દેખાડયાં અને જણાવ્યું કે અમારામાંના આશરે ૫૦ જણા પાસે આવાં આમંત્રણો છે અને અમને એટલા માટે કોન્ફરન્સમાં હાજર થવાનો દરેક હક છે. એક બીજા ભાઇએ એક હેન્ડબીલ મારા હાથમાં મુકયું, જેમાં કોન્ફરન્સમાં હાજર થવા "સર્વે નાના મોટા વોહરા બંધુઓને" અપીલ કરવામાં આવી હતી અને તેની હેઠળ કોન્ફરન્સના સાત આગેવાનોની સહી હતી. આ હેંડબીલ કોના તરફથી વહેંચવામાં આવ્યું હતું અને તે કોન્ફરન્સ તરફથીજ બહાર પાડવામાં આવ્યું હતું કે નહીં તેને લગતી તપાસ કરવા છતાં કાંઇ પણ ખાત્રી પુર્વક ખબર મળી શકી હતી નહીં. પરંતુ આ હેંડબીલની ઘણી નકલો હાજર રહેલા વોહરા ભાઇઓના હાથમાં હતી.

જ્યારે આ પ્રમાણે સુંદરાબાઇ હોલ આગળ વોહરા ભાઇઓ ટોળાબંધ ઉભાં રહયાં હતા ત્યારે કોન્ફરન્સના આગેવાનો આશરે ત્રણ વાગતે આવી પુગ્યા હતા અને થોડા વખતમાં આશરે પાંચસો સાતસો વોહરા ભાઇઓ ત્યાં જમા થઇ ગયા હતા. જે સઘળા કોન્ફરન્સ પક્ષના હતા. આ પ્રમાણે સુંદરાબાઇ હોલ સામેની ખુલ્લી જમીન બે છાવણી-ઓમાં વહેંચાઇ ગઇ હતી. વખત જતાં કોન્ફરન્સના વધુ

હીમાયતીઓ આવતા ગયા હતા. આગેવાનોએ પોત પોતામાં ખુબ મસલત ચલાવી અને એવો નીર્ણય કર્યો કે સુંદરાબાઇ હોલમાં કોન્ફરન્સ ભરવું ઇચ્છવાજોગ નથી. એવો હોલના માલીકોનો અભીપ્રાય હોવાથી તે કોઈ બીજે ભરવું કે જ્યાં કોન્ફરન્સના વીરોધીઓ હાજર થઇ શકે નહી. આ નીર્ણય મુજબ આશરે ૭ નો અમલ થયા પછી કોન્ફરન્સનાં આગેવાનો, કાર્યકર્તાઓ અને કોન્ફરન્સમાં ભાગ લેવા માટે હાજર થયલા ગૃહસ્થો હળવે હળવે વીદાય થઇ ગયા હતા. સુંદરાબાઇ હોલના દરવાજા શરૂઆતથી છેવટ સુધી બંધ રહ્યા હતા.

કોન્ફરન્સ સામે વીરોધ ઉઠાવનારાઓની યોજના શું હતી તે વિષે તપાસ કરતાં એમ માલમ પડયું હતું કે ખાનબહાદુર મુલ્લા મહમદઅલી અલાબક્ષની આગેવાની હેઠળ આ ભાઇઓ કોન્ફરન્સમાં હાજર થવા અને તેમાં ભાગ લઇ પોતાનો વિરોધ જાહેર કરવાની ઇચ્છા રાખતા હતા.

આ સંજોગો હેઠળ કોન્ફરન્સ બીજે સ્થળે ભરવામાં આવી હતી.



## (૧૫)

## દાઉદી વહોરાઓની ફતેહ

(ફ્રી પ્રેસ જર્નલ તા. ૧૮-૧-૪૪)

## Bohra Orthodoxy Triumphs !

The orthodox section of the Bohra

Community in the city mustered strong in front of the Sunderbai Hall this afternoon when a Conference of Reformist Bohras was scheduled to begin.

Orthodoxy demonstrated so uproariously against the Reformers that the latter quietly staged a retreat and shifted to a placc on New Nagpada Road where a meeting was held.

(૧૬)

## વહોરા કોન્ફરન્સની કશી જરૂર નથી.

(મુંબઈ સમાચાર, તા. ૧૯-૧-૪૮)

## વહોરા કોમની આર્થિક સામાજીક કે કેળવણીની ચર્ચા કરવા બારણા બંધ રાખવાની શી જરૂર?

સાહેબ,

બોહોરા કોમના આગેવાન કહેવડાવતા સાત શખ્સોએ મુંબઈના આંગણે બોહોરા કોમની બહેતરી માટે જાહેર છાપાઓના પાના ઉપર બોહોરા જનતાને ફેમીલી સાથે કોન્ફરન્સમાં હાજર રહેવાનું આમંત્રણ આપ્યું છે. જ્યારે બીજી તરફ આમંત્રણ આપતા કાર્ડો છપાવી પોતાના વર્ગના આસામીઓ વચ્ચે વહેંચી બીજાઓ માટે આ કોન્ફ-

રન્સના બારણા બંધ કર્યાં છે.

સમસ્ત કોમના સામાજીક કે કેળવણીના પ્રશ્નણો ચર્ચવા માટે શું આ મહાશયો પોતાનેજ લાયક ગણે છે ?

વ્હોરા કોમ ભલે નાની કહેવાતી હોય પણ તેમાં સેંકડો આગેવાનો, ધનપતીઓ, આલીમો, ગ્રેજ્યુએટો કલાકારો, કલમબાજો, અને સેંકડો વકતાઓ મોજુદ છે, જે પોતે પોતાની આગેવાનીથી પોતાના તનથી, પોતાની કલાથી પોતાના ઇલ્મથી, પોતાની કલમથી, અને પોતાના વાકચાતુર્યથી કોમને બહેતરીના માર્ગે દોરવી રહયા છે.

અગર આ બધાએ ધનપતીઓ, આલીમો, ગ્રેજ્યુએટો કલમબાજો કે આ બધાએ વકતાઓનો સાથ સાધી આ સંમેલન કોમના આર્થીક પ્રશ્નોની છણાવટ કરવા યોજાયું હોય તો તેને કોમનું બાળકે બાળક વધાવી લેત.

પણ બંધ બારણે બે ચાર ધનપતીઓ કે એકાદ બે ગ્રેજ્યુએટો સમસ્ત કોમનો ઉધ્ધાર કરવાની વાત વહેતી મુકી કોમના આજના ઉકળતા લોહીની આંખે કંઇ જાતનો પાટો બાંધી રહયા છે. તે સમજાતું નથી.

તાહેરઅલી કાજીજી કે અબ્દુલ તઇયબ મસ્કતી જેવા, વ્હોરા જવાનોને બે ચાર સ્કોલશીપો આપી વ્હોરા કોમના સહાયકો કહેવડાવી જનતાને આકર્ષતા હોય તો એવા સહાયકોની કોમને કશી જરૂર નથી.

**તઇયબ એફ. કાપડીયા**
તંત્રી "મોહબ્બત"

૧૧ બી, રતી હાઉસ, ગનબાઉ સ્ટ્રીટ, કોટ, મુંબઇ ૧
તા૦ ૧૭–૧–૪૪.

(૧૭)

## સંમેલનને સાચી સલાહ.

## દાઉદી વોહરા સંમેલનના આગેવાનોને અપીલ.

(મુંબઈ સમાચાર તા૦ ૧૯–૧–૪૪.)

દુનીઆમાં ઘણા રાજ્યો બળથી પાછા હટયાં છે પરંતુ કળ અને બળથી લડવાવાળા રાજ્યો છેવટે ફતેહમંદ થયા છે. એક બાજુ નામદાર મુલ્લાજી સાહેબની સામે બંળવો જગાડવા, તે નામદારને ગાદીએથી ઉઠાડી મુકવા યા વડા ધર્મગુરૂ તરીકેની તેમની કાયદેસરની અને ઇતીહાસીક સત્તાઓ ઉથલાવી પાડવાનો હેતુ જરા પણ રાખવામાં આવ્યો નથી એવો દાવો થાય છે ત્યારે બીજી બાજુ તે નામદારની બદનક્ષી કરી તેમને નીચા પાડી દેવામાં આવે છે. મુહરતના અંદરજ કાળી બાજુ ચીતરાય છે તો ભવીષ્યમાં શું શું બનાવો બનશે તેની આશા શી રીતે રાખી શકાય ?

કોમની રૂહાની, તાલીમી અને વ્યાપારી વૃધ્ધી વ્યવસ્થીત કરવાની યોજના બળ કરતાં કળથી વધારે ફતેહમંદ થશે અને બળનું પરીણામ તો જાણીતું છે કે કોમના કરોડો રૂપીયાનું પાણી કયા રસ્તે થયું.

મારા આગેવાનોને કહેવાનું કે શરૂઆતમાજ પગલું ભુલથી શા માટે ભરો છો, તમારી ફરજો તમારા કહેવા પ્રમાણે કરી બતાવવાની છે તો પછી લખી શા માટે બતલાવો છો.

સભા ભરો, તમારા વીચારો જાહેર કરો અને કળ અને બળથી તેને અમલમા મુકો. દાઉદી વોહરા કોમને તમારૂં કરતવ્ય બતલાવો તમારી ફતેહમંદીના ધ્વજ ફરકાવો અને પછી દાવાઓ કરવાનો સમય હાથ ધરો, અને તેમ કરશો તો જરૂર દાઉદી વોહરા કોમ તમારી કદર કરશે નામદાર સઇયદના તમારૂ કર્તવ્ય જોઇ ખુશી થશે અને તે પણ પોતાનો બનતો ભોગ કોમને આપવા લલચાશે બાકી શરૂઆતમાંજ બોંબનો ધડાકો કરશો તો કદાચ નેમ ખાલી જાય.

તમે જાણો છો કે દાઉદી વોહરા કોમ તેમજ નામદાર સૈયદના એકજ છે અને એકજ રહેવાના છે. જમાનાને અનુસરી દરેક ચીજોની ઘટતી છુટો તથા લાભો તેના વખતેજ મળે છે, તમારા બંધુઓને જ્યારથી તમારા સમજતા શીખશો ત્યારે તે તમારા બંધુઓજ છે. વર્ષો પછીની લાગણીઓ જરૂર સારૂ રૂપ ધારણ કરશે. નામદાર સૈયદનાને મીઠી નજરથી જોતા શીખો અને તેને આપના કરી લેવાનું બીડું ઝડપો, અને તેને આપની કોમના તાજ સમજો. તે જરૂર તમારી ફરીયાદો સાંભળશે અને તેમને સાંભળવાની ફરજ પડશે.

નમ્ર વિનંતી એટલીજ છે કે શરૂઆતથી કોમના અંદર પાછું ઝેર રેડવાનો પ્રયાસ ન કરતા શુભ કર્તવ્યની શરૂઆત કરો.

**કાસેભાઇ હસમાલજી ચીપજેક.**

ખાતમા મંઝીલ,
પલટણ રોડ,
મું૦ નં૦ ૧.



## પ્રકરણ ૨ જું.

# સંમેલનની કારવાઈ

---

### સુધારક વહોરા સંમેલનની પ્રથમ બેઠકનો અહેવાલ.

---

(મુંબઈ સમાચાર, તા૦ ૧૮-૧-૪૪)

**સંમેલનનું સ્થળ બદલવા વીષે મી૦ હાતીમ અલવીનો અગત્યનો ખુલાસો.**

---

સુંદરાબાઈ હોલને બદલે "અસમા મંઝીલ"ની ટેરેસ ઉપર ફતેહમંદ સભા.

---

## પ્રમુખ શેઠ જંગબારવાળાનું સ્પષ્ટ અને ખુલ્લાં દિલનું ભાષણ.

## વોહરા કોમમાંથી કુસંપના બીજ નાબુદ કરવાની નામદાર વડા મુલ્લાજી સાહેબને અપીલ.

## વોહરા કોમની કેળવણીની કંગાળ સ્થીતીનું પ્રમુખે દોરેલું ચીત્ર.

કરાંચીના માજી મેયર શેઠ હાતીમ એ. અલવીએ આજે સાંજે "સમાચાર"ના પ્રતીનીધીને મુલાકાત આપતાં જણાવ્યું હતું કે આજની સુંદરબાઇ હોલ ખાતે મળનારી વહોરા કોન્ફરન્સ ખાસ આમંત્રીત વહોરા ગ્રહસ્થો માટે હતી, આમ છતાં આમંત્રણ વગરનું વહોરાઓનું જંગી ટોળું સુંદરબાઇ હોલની બહાર જમા થએલું જોવામાં આવતું હતું.

અમને પાકે પાયે ખબર મળી છે કે મજકુર આમંત્રણ પત્રીકાની નકલો નવી છપાવી લેવામાં આવી હતી. ઉપરાંત કેટલાક ભાઇઓ તરફથી આમંત્રણ પત્રીકાઓ પડાવી લેવામાં આવી હતી. એક ભાઇ જે મુંબઇના પ્રખ્યાત વહોરા છે તેમણે પોતે મને આજે સવારે કહ્યું કે એક ગ્રહસ્થ મારી પાસે આવ્યા હતા અને કોન્ફરન્સની આમંત્રણ પત્રીકા મારી પાસે માગી હતી. તેઓ પોતે સંમેલનમાં હાજરી આપનાર ન હતા. છતાં તેમણે તે પત્રીકા પેલા ગ્રહસ્થને આપવાની ચોખ્ખી ના પાડી હતી.

સુંદરબાઈ હૉલ આગળ જે ઉગ્ર વાતાવરણ મેં જોયું તે ધ્યાનમાં લેતાં હૉલમાં કોઈ જાતનું રમખાણ થવા પામે એ મને કોઈ રીતે અસંભવીત જણાયું ન હતું. આથી મેં કોન્ફરન્સના કાર્યકરોને કહ્યું કે સુંદરબાઈ હૉલના માલેકોને આ વાતની ખબર આપવી એ તેઓની નઈતીક ફરજ છે. તેઓ આ દેખાવો નજરે આવીને જુવે અથવા ટેલીફોનથી રજા આપે તો આપણે કોન્ફરન્સનું કામ ચાલુ રાખવું. આ દરમીઆન પ્રમુખ સાહેબે મને પુછ્યું કે તેમણે કયા સમયે હૉલમાં આવવું મેં કહ્યું કે જો હૉલના માલેકો પરવાનગી આપશે તો આપને સત્વર ખબર આપવામાં આવશે તે બાદ મને મીત્ર કોઈએ ખબર આપી કે હૉલના માલેક શ્રી. સુંદરબાઈ પોતે હૉલ ઉપર આવી ગયાં છે અને તેમને એમ લાગે છે કે જો કોન્ફરન્સ હૉલમાં ન ભરવામાં આવે તો સારૂં.

તેમની આ વાત કોન્ફરંસના કાર્યકરોએ લક્ષમાં લઈને નાગપાડા ખાતે "અસમા મંઝીલ" ના ચોથે માળે વીશાળ ટેરેસ ઉપર કોન્ફરસની બેઠક ભરવાનો નીરણય કર્યો હતો.

કોન્ફરન્સની આ બેઠકનું કામકાજ રાત્રે ૮ વાગતે યોગ્ય રીતે શરૂ થયું હતુ.

ટેરેસ આશરે ૫૦૦ ડેલીગેટો અને આમંત્રીત ગ્રહસ્થોથી ભરાઈ ગયો હતો.

હાજર રહેલાઓમાં કોન્ફરન્સ બોલાવનારા આગેવાનો ઉપરાંત દેશાવરથી આવેલા ડેલીગેટો મોટી સંખ્યામાં

જણાતા હતા. તેઓમાં ગોધરા, લુણાવાડા, સુરત, ભાવનગર. જામનગર, કરાંચી, માલેગામ, હઇદરાબાદ, નાસિક ચાલીસ-ગાંઉં વીગેરે સ્થળેથી આવેલા ડેલીગેટો હતા. આમંત્રીત થયલા આશરે ૩૦૦ ગ્રહસ્થોએ હાજરી આપી હતી, જેમાં વેપારીઓ વકીલો બેરીસ્ટરો અને આઇવેદારો પણ હતા.

કોન્ફરન્સનું કામકાજ ભારે ઉત્સાહપુર્વક ચાલ્યું હતું અને રાત્રે વીષય વીચારીણી સમીતીની બેઠક પછી કામકાજ મોડી રાત્રે આવતી કાલ ઉપર મુલતવી રહ્યું હતું.

સ્વાગત અધ્યક્ષ શેઠ મસ્કતી અને પ્રમુખ શેઠ જંગ-બારવાળાના ભાષણો સ્પષ્ટ અને ખુલ્લાં દીલના હતાં. તેઓના ભાષણમાં કોમની આરથીક સામાજીક અને કેળવણીને લગતી પ્રગતી માટે જોરદાર અપીલ કરવામાં આવી હતી અને કોમના સામુદાયીક ઉધ્ધાર માટે મજબુત સંગઠન જમાવીને વીશાળ ફંડ ઉભું કરવા અપીલ કરવામાં આવી હતી.

તેઓના ભાષણમાં દાઉદી વહોરા ધર્મ સંબધી કે નામદાર વડા મુલ્લાજી સામે એક પણ શબ્દ ઉચ્ચારવામાં આવ્યો હતો નહી.

## પ્રમુખ માટે થએલી દરખાસ્ત

શેઠ ઝંગબારવાલાને પ્રમુખસ્થાન લેવા માટે પ્રો૦ ટી. એમ. કાજીજીએ દરખાસ્ત રજુ કરી હતી અને મી૦ ઇમરાનઅલી શેખ ઇબ્રામજી વકીલે ટેકો આપ્યો હતો બાદ દેશાવરથી આવેલા સંખ્યબંધ ડેલીગેટોએ ટેકો આપ્યા

પછી દરખાસ્ત તાળીઓના અવાજો વચ્ચે સર્વાનુમતે પસાર થઇ હતી અને પ્રમુખને હારતોરા એનાયત કરવામાં આવ્યા હતા.

કોન્ફરન્સની સફળતા ઇચ્છતાં દાહોદ, ગોધરા, લુણાવાડા હૈદ્રાબાદ, કરાંચી નાસીક, ચાલીસગાવ, માલેગાંવ, ભાવનગર વર્ધા જામનગર અને તલાજાથી આવેલા તાર અને પત્રના સંદેશાઓ વાંચી સંભળાવવામાં આવ્યા હતા.

## સ્વાગત સમીતીના પ્રમુખનું ભાષણ.

---

## દાઉદી વોહરા કોમને પ્રગતિમાન અને હિંમતવાન નેતાગીરીની જરૂર.

---

## કોમના ભલા માટે એક કાયમી સંસ્થા ઉભી કરવાની અગત્ય.

---

## વકફ કાયદાનો અમલ કોમ માટે નાણાં બચાવવા અંગે આશીર્વાદરૂપ નીવડયો છે.

---

પરીષદના સત્કાર પ્રમુખ મી૦ એ. ઇ. મસ્કતીએ ભાષણ કરતા જણાવ્યું હતું કે, આપણી કોમ સમક્ષના ઘણાજ જલદ સવાલોની વીચારણા કરવાના હેતુથી આપણે સઉ અત્રે

એકત્ર થયા છીએ અને આ પ્રસંગે મારા અને મીત્રો વતી તમારો સૌનો સત્કાર કરતા મને અનહદ આનંદ થાય છે.

## અપુર્વ પરીષદ

આધુનીકકરણ તરફ આપણી કોમે કરેલી પ્રગતીની તવારીખમાં આ પરીષદ ખરેખર અપુર્વ છે કારણ કે અજ્ઞાનતા અને આળસને પરીણામે જન્મેલા નાના નાના ત્રાસોમાંથી મુક્તી મેળવવાની દીશામાં થયેલા બધા આગલા પ્રયાસોએ આપણને હજરત મહંમદ પયગંબર સાહેબની હીમાયત મુજબના માનવ ભ્રાતૃભાવના પ્રગતીમાન અખંડ ભાગ તરફ દોરવામાં અને મહત્વના દરજ્જા પર આપણી કોમને ચઢાવવામાં દોરવણી આપી નથી. આથી આજે સાંજે મળેલી આ પરીષદ આપણી કોમની પ્રગતીના નુતન યુગનો પાયો નાંખશે.

## કોમની તવારીખના ભાવીનો આધાર.

તમે મારી સાથે સંમત થશો કે આપણી વીચારણા અને ઠરાવો પર આપણી કોમની તવારીખના ભાવીનો આધાર રહેલો છે. ફરીથી તમારો સત્કાર કરતાં તમે અમારા આમંત્રણને માન આપીને આ મોટી પરીષદમાં હાજર રહ્યા છો. તે માટે તમારો આભાર માનું છું. ખાસ કરીને આ પરીષદમાં ભાગ લેવા માટે કરાંચી, ભાવનગર અને ઉદેપુર વગેરે ઘણા દુરના સ્થળોએથી આવેલાઓનો હું આભાર માનું છું. આ પરીષદનું પ્રમુખસ્થાન સ્વીકારવા માટે જનાબ મોહસીનુલ કોમ શેઠ યુસુફઅલી અલીભાઇ કરીમજી જંગબારવાલાનો આપ સઉની વતી અંતઃકરણપુર્વક આભાર માનું છું. આ પ્રસંગે હાજર રહેલા સર્વમાં તેઓ સારી રીતે જાણીતા છે.

આથી તેમની ઓળખાણની જરૂર નથી. મને ખાત્રી છે કે આપણા પ્રમુખ તરીકે આ પરીષદમાંની તેમની હાજરી આપણા આદર્શો સીધ્ધ કરવાની દીશામાં પ્રગતી કરવા માટે આપણને પ્રેરક નીવડશે.

### સેવાની હાર્દીક ઇચ્છાથી ફરજ સ્વીકારી.

મારે કહેવું જોઇએ કે શેઠ જીવનજીએ આ કપરી ફરજ આપણી કોમની સેવા બજાવવાની હાર્દીક ઇચ્છાથી સ્વીકારી છે. મને ખાત્રી છે કે તેમનું વિચારપુર્વકનું મતદર્શન આપણા નિર્ણયો ઘડવામાં કીંમતી મદદરૂપ થઇ પડશે.

### પછાત રહેલી કોમ.

આપણો, દેશના વેપાર અને ઉદ્યોગ સાથે નજીકનો સંબંધ હોવા છતાંય આપણી કોમ પછાત રહી છે તે દીલગીરીજનક હકીકતથી તમારે સર્વેએ વાકેફગાર રહેવું જ જોઇએ.

ઇતીહાસીક દ્રષ્ટીએ આપણી કોમે તેની મેળે માનવ-જાતના પ્રગતીમાન વીભાગ તરીકે સ્થાન લેવું જોઇતું હતું પણ આપણી નેતાગીરી પ્રગતીના માર્ગ તરફ જવામાં હંમેશાં હઠીલી રહી હતી, કારણ કે તે રૂઢીચુસ્ત અને ટુંક દ્રષ્ટિવાળી હતી. આમ છતાંય એ ઉત્સાહપ્રદ છે કે નવજુવાનોનો મોટો વર્ગ હવે સમજતો થયો છે કે જો આધુનીક માનવ સમાજમાં કોમને તેનું યોગ્ય સ્થાન કે જેની યોગ્યતા વાજબીપણે કોમ ધરાવે છે તે મેળવવું હોય તો આપણી નેતાગીરી પ્રગતીમાન, લોકશાહી આદર્શો વીશાળ દ્રષ્ટી અને કીંમત ધરાવનારી હોવી જોઇએ.

## હીંમતવાન નેતાગીરીની જરૂર.

આપણા લોકોના સામાન્ય કલ્યાણ અને સુખમાં આપણી કોમ તેનો યોગ્ય ભાગ ભજવી શકે તે પહેલાં કોમના સભ્યોની બહુધ્ધીક, સામાજીક, આર્થીક અને રાજકીય સુધારણાની દીશામાં કોમને દોરવા માટે કોમને હીંમતવાન નેતાગીરીની જરૂર છે. આ પરીષદનું આ કાર્ય છે અને હું આશા રાખું છું કે આજ સાંજની આપણી વીચારણાને પરીણામે આ હકીકત યથાર્થ થશે.

બંધારણીય લોકશાહી રીતે કોમને દોરવા અને બધા પ્રગતીમાન તત્વો જેમાં આજે હાજર રહેલાઓનો પણ સમાવેશ થાય છે તેમનો સહકાર માગવા હાલની નેતાગીરીનો અમે ઘણો સત્કાર કરશું.

## પ્રગતીમાન હીલચાલ

આ પ્રગતીમાન હીલચાલનો પાયો નાખવાના પહેલા પગલા તરીકે આપણે આપણી કોમની પ્રગતી અને ભલું કરવા તરફ દ્રષ્ટી રાખનાર એક કાયમી સંસ્થા ઉભી કરવી જોઇએ. જે જે શહેર, નગર અને ગામ કે જ્યાં વોહરાઓ રહેતા હોય ત્યાં દાઉદી વોહરા અન્જુમન શરૂ કરીને આમ કરવું જોઇએ. આ સંસ્થાઓની દોરવણી અને અંકુશ મુંબઇમાંની મધ્યસ્થ સંસ્થાના હાથમાં રહેવા જોઇએ. આ સંસ્થાની જુદી જુદી પ્રવૃતીઓ આગળ વધારવા અને પ્રજામત કેળવવા તેમજ આપણી કોમની જુદી જુદી બાબતોની ચર્ચા કરવા એક વર્તમાન પત્ર ચલાવવા માટે એક મધ્યસ્થ ફંડ પણ ઉભું કરવું જોઇએ. મને વીશ્વાસ છે કે તમે આ વીચારને બહાલ રાખશો.

અને આ પરીષદની દોરવણી હેઠળ રચાનારા બંધારણને તમે ટેકો આપશો. મને શ્રધ્ધા છે કે આ સંસ્થા આપણી કોમની કેળવણી વીષયક જરૂરીયાતો વધારવા અને સુધારવા તેનાથી બનતું બધું કરશે. કેળવણીની સંસ્થાઓ આધુનિક અને પ્રગતીમાન ધોરણે ચલાવવા અને યુવાનોને અભ્યાસ આગળ વધારવા માટે સગવડો આપવા તરફ તે દૃષ્ટી રાખશે છોકરીઓ તેમની કેળવણી માટેની સંપુર્ણ તકો મેળવે છે કે નહી તે તરફ પણ લક્ષ રાખશે કારણ કે જાતીના ભેદ-ભાવ વીના દરેક માણસને શીક્ષણ મેળવવાનો હકક છે.

## ઉદ્યોગીક સંસ્થાની જરૂર.

આપણને મોડે મોડે પણ વીવીધ ઉદ્યોગો અને એન્જી-નીયરીંગનું શીક્ષણ આપતી ઉદ્યોગીક સંસ્થાની જરૂરીયાત સમજાઇ છે. આપણા દેશમાં નવા ઉદ્યોગોની થયેલી ખીલવણીથી ઉભી થયેલી પરિસ્થતી આવી સંસ્થાની માગણી કરાવે છે.

## વકફોના સાધનો.

જો વકફોના સાધનોથી આપણી કોમને લાભ થતો હોય તો આવી યોજનાઓના અમલ માટે નાણાંનો અભાવ નહી રહે. જો આ વકફોની માત્ર આવકનો યોગ્ય માર્ગે ઉપયોગ થાય તો પણ આપણી કોમ અનહદ પ્રગતી કરી શકે. વકફ કાયદાનો અમલ કોમ માટે નાણાંની મોટી રકમ બચાવવા માટે મહાન આશીર્વાદરૂપ નીવડયો છે નડતરો આવવા છતાંય, આપણી કોમની આગેકુચ સદભાગ્યે ચાલુ રહી છે અને ભવીષ્યના વિશાળ ફેરફારો વચ્ચે પણ ચાલુ રહેશે.

આ પરિષદની સામાન્ય નેમોનો સામાન્ય ખ્યાલ તમને સર્વને આપીને આપણા પ્રમુખની શક્તિશાળી દોરવણી હેઠળ રચનાત્મક સુચનાઓ કરવાનું હું તમારા પર છોડું છું. હવે હું વધારે વખત લેવા માગતો નથી અને તમારી હાજરી માટે તમારો પુનઃ આભાર માનું છું.

## પ્રમુખનું ભાષણ.

પ્રમુખ શેઠ યુસુફઅલી અલીભાઇ કરીમજી જીવણજી જંગબારવાળાનું પ્રમુખ તરીકેનું ભાષણ તેમના દીકરા મી૦ અબ્દુલ કરીમે વાંચી સંભળાવ્યું હતું જે નીચે મુજબ છેઃ—

આજના વહોરા કોમના સંમેલનનું પ્રમુખસ્થાન મને આપવાની પસંદગી આપ બધાઓ તરફથી થયેલી છે, તે માટે હું આપ સર્વેનો ખરા અંતઃકરણથી ઉપકાર માનું છું.

પ્રમુખે શરૂઆતમાં પોતાની બીમારી વીષે ઇશારો કર્યો હતો.

જયારે કરાંચીમાં આ સંમેલન માટે વાટાઘાટ થઇ અને મને તેનું પ્રમુખસ્થાન લેવાનું કહેવામાં આવ્યું, ત્યારે મેં કહેલ હતું કે હું ઇસ્ટ આફ્રીકામાં રહેલો છું અને હીંદુસ્તાનમાં હમણા લડાઇના સંજોગોને લીધે કાસ્મીર જેવા દુર મુલ્કમાં રહું છું, જેથી મારા કરતાં બીજા કોઇ સાહેબ જે મુંબઇમાં રહેતા હોય, તેવણની ચુંટણી થાય તો વધુ બહેતર, મગર મારા તરફજ બધાની પસંદગી જોઇ મને તે કબુલ કરવાની ફરજ પડી છે.

### કુસંપ છે ત્યાં સુધી કોમની તરક્કી થનાર નથી.

આપ બધાઓ જાણો છો તેમ આપણી કોમમાં કુસંપનું

બીજા ઘણો વખત થયાં રોપાયેલું છે. આ આપણી નાની કોમ માટે બહુજ કમનસીબીની વાત છે. આના કારણો અથવા વધુ વીગતોમાં જવા હું જરૂર જોતો નથી, મગર ખુલ્લા બે.લોમાં કહેવા વગર મને ભાસતું નથી કે જ્યાં સુધી કાયમ કુસંપ રહેશે ત્યાં સુધી કોમ કોઇબી રીતે તરક્કી કરી શકશે નહી. મારા મોટામાં મોટી ઉમેદ કોમમાંથી આ મુશ્કેલી નીકળી જાય એ છે, અને તેજ કારણથી હું આજ આપ બધાઓના સામે બેઠેલો છું. જ્યારે કોમમાંથી આ બીમારી દુર થશે ત્યારેજ હું મારી ફરજ બજાવી શકયો છું, એમ માની મને આજે આપેલું માન મળ્યું છે એમ સમજીશ. આ કુસુંપ દુર કરવા માટે કેટલાક સાહેબો તરફથી કોશીશ થયેલ છે, અને હજી થાય છે. જેથી એ માટે વધુ ન બોલતાં એટલું જ કહીશ કે નામવર હુઝુરે આલી–સૈયદના તાહેર સૈયફુદીન સાહેબ મોટું દીલ બનાવી આ બીમારી દુર કરી કોમ ઉપર એહસાન કરશે.

## કેળવણીમાં પછાત સ્થીતી

આમંત્રણ પત્રીકામાં અહીં ભેગા થવાના કારણો બનાવવામાં આવ્યા છે જેથી તે ઉપર હું બોલવા માગતો નથી. ફકત એકજ વસ્તુ જે કેળવણી છે, તે ઉપર હું થોડું બોલીશ આપણી કોમ કેળવણીમાં કેટલી પછાત છે તે આખી દુનીઆ જાણે છે અને તે માટે કોઇ ના પાડી શકવાના નથી. એ કેળવણી માટે ખંતીલા ભાઇઓ તરફથી કોશીશો થાય છે, મગર તેમાં પણ અનેક જાતની મુશ્કેલીઓ પેદા થવાથી કોમને તેનો જોઇએ તેવો લાભ મળી શકયો નથી. કોઇ પણ કોમ અથવા દેશ કેળવણી વગર તરક્કી કરી શકી નથી

અને કરી શકશે પણ નહી, એ મારી માન્યતા છે. આ માટે આજના સંમેલનનું ખાસ ધ્યાન ખેંચવા મારી ફરજ સમજું છું. જ્યારે કોમને કેળવણી મળશે ત્યારે બીજી બધી બાબતો આપોઆપ કોમ તરફ ખેંચાઇ આવશે. કેળવણી વગર કોમની આર્થીક મુસ્કેલીઓ દુર થશે નહી તેવીજ રીતે કેળવણી વગર સામાજીક હાલત પણ સુધરવાની નથી. માટે ફરીથી હું ભાર મુકીને કહું છું કે કોમને કેળવણી મળવા માટે જેઓને કોમની તરફ દીલસોજી હોય તેઓએ તન મન અને ધનથી મદદ કરવી કે જેથી કોમની જરૂરીઆત પુરી પાડી શકે.

આપણી કોમમાં કેળવણી કેટલી છે તેનો થોડો ખ્યાલ આપવા હું જરૂર જોઉં છું. આપણી કોમ જેની સંખ્યા ૧॥–૨–લાખ સુધી ધારવામાં આવે છે, તેમાં ઉંચી કેળવણી એટલે Graduates આસરે એક હજારમાં ૧ થી ૧॥ Elementary એક હજારમાં ૨૦/૨૫ જોવામાં આવે છે. બૈરાંઓની કેળવણીમાં આખી કોમમાં ફકત ૬/૮ Graduates છે, જ્યારે Elementary હજારમાં ફકત બે છે. લખતાં વાચતાં અને કલામે શરીફ પડી શકે એવા ૧૫/૨૦ ટકા છે, આ આંકડાઓ મને કેળવણી તરફ ખાસ ઉમંગ રાખનારા સાહેબો તરફથી મળ્યા છે, હીંદુસ્તાનની બધી કોમોમાં પછાત ગણાતી કોમમાં આપણી કોમ કરતા વધુ સંખ્યા કેળવણીનો લાભ લેતી હોય એમ હું માનું છું.

આમંત્રણ પત્રીકામાં રૂહાની બોલ આવેલો હોવાથી કોમમાં ગેર સમજુતી ફેલાએલી છે અથવા કેટલાક સાહેબોએ ફેલાવેલી છે. હું જોઇને ખુશી થયો છું કે આ માટે સંમેલને

બોલાવનાર સાહેબોએ આજના મુંબઇ સમાચારમાં એ માટેનો ખુલાસો પ્રગટ કીધો છે. જ્યાં સુધી હું જાણું છું ત્યાં સુધી આ બાબત સંમેલનમાં ચર્ચવા કોઇનો ઇરાદો નહોતો, મેં ઉપર કહેલું છે તે પ્રમાણે કેળવણીને હું અગત્યની જગ્યા આપું છું, જેમાં કોમની બધી તરક્કીનો સમાવેશ થઇ જાય છે.

## કાગનો વાઘ.

છેવટમાં મને બોલવા વગર ચાલતું નથી કે, આ સંમેલન માટે કોમમાં ઘણીજ ચકચાર થઈ છે, ખરા બોલોમાં કહું તો કાગનો વાઘ બનાવવાની કોશીશો થાય છે, મગર સંમેલનનો હેતુ જાણવા પછી ખરી હકીકત જોઈ, આ સંમેલન તરફ જે અણગમો ધરાવે છે તેઓ પોતાના વીચારો બદલાવી કોમને તરક્કી ઉપર લાવવા કોષીશ કરશે.

દરેક કોમ અને પ્રજામાં બધાઓ એકજ વીચારના હોઇ એ બની શકે નહી જેમકે બ્રીટીશ-પારલામેન્ટમાં કન્ઝરવેટીવ, લીબરલ વગેરે ખ્યાલની પાર્ટીઓ જોવામાં આવે છે, આ સ્થીતી આપણી નાની કોમમાં પણ હોય એમાં મને નવાઇ જેવું લાગતું નથી છતાં જ્યારે ખાસ કેળવણી જેવો અગત્યનો સવાલ આપણે ચર્ચવા માંગીએ છીએ ત્યારે તે માટે બધા વીચારવાળાઓની ખાસ ફરજ છે કે, પોતાના વીચારોને બાજુએ મુકી બધાઓએ આ એકજ વીચારને દીલમાં રાખી આ કામમાં પોતાનો હીસ્સો આપવો.

આ સંમેલનનું કામ શરૂ કરવા પહેલા હું બધા સાહેબોને અરજ કરીશ કે પોતાના વચ્ચેના ભેદભાવોને દુર

રાખી જે મુખ્ય સંવાલ "કોમની તરક્કી ફકત કેળવણીથીજ થશે."–એવા મજબુત અને પાકા વીચારોથી ભાગ લઇ, આ સંમેલન ફતેહમંદ થાય એવી રીતે કોશીશ કરશો.

પ્રમુખના ભાષણ બાદ વીષય વીચારીણી સમીતી નીમવામાં આવી હતી. બાદ કોન્ફરન્સ આવતી કાલ ઉપર મુલતવી રહી હતી.



(૨)

## સુધારક વહોરાં સંમેલનની પ્રથમ બેઠકનો અહેવાલ.

('સાંજ વર્તમાન' તા૦ ૧૮–૧–૪૪,)

### સુંદરબાઇ હોલ આગળ વિરોધી વ્હોરાઓની જંગી મેદનીએ કરેલો શાંતિભર્યો વિરોધ.

### કોન્ફરન્સની જગા બદલવી પડી–કોન્ફરન્સના પ્રમુખે કોમમાંથી કુસંપ દુર કરવા નાટ મુલ્લાંજીને કરેલી અરજ.

### વ્હોરાઓનું પછાતપણું દુર કરવા માટે કેળવણીના ફેલાવાની હીમાયત.

મુંબઇ; તા૦ ૧૮ મી–દાઉદી વોહરા કોન્ફરન્સની પ્રથમ

બેઠક કાર્નેગીરોડ પરના સુંદરબાઇ હોલને બદલે નવા નાગપાડા પરની અસમા મંઝીલની અગાશી ઉપર રાતના ૮ વાગે ભરાઇ હતી, જેમાં દાઉદી વોહરા કોમમાંથી કુસંપના બીજ દુર કરવાની કોન્ફરન્સના પ્રમુખ શેઠ જંગબારવાલાએ નામદાર વડા મુલ્લાંજી સાહેબને અપીલ કરી હતી અને વોહરા કોમને તરક્કી પર લાવવા માટે વોહરા પુરૂષો અને સ્ત્રીઓમાં કેળવણીનો જબ્બર પ્રચાર કરવા ઉપર ભાર મુકયો હતો.

આ કોન્ફરન્સની સામે વીરોધ દર્શાવવા લગભગ ૨૫૦૦ જેટલા વોહરા ભાઇઓએ બપોરથીજ સુંદરબાઇ હોલ આગળ ધામો નાખ્યો હતો, પરંતુ હોલના બારણા રાતના સાત વાગ્યા સુધી ખુલવા પામ્યાજ ન હતા.

આ કોન્ફરન્સ દાઉદી વોહરા કોમની સામાજીક અને આર્થીક બહેતરીના સવાલની ચર્ચા કરવા માટે કરાંચીવાલા મુસુફઅલી અલીભાઇ કરીમજી અલવી, મુંબઇવાલા અબ્દુલ-તઇયબ હસમાઇલજી નરકતી જે. પી., ફીદાહુસેન એમ. શેખા જે. પી., જીવનજી કરીમજી મોરીસવાલા, ડો૦ ડી. એમ. કાજીજી બાર એટલો જે. પી., તઇયબઅલી રજબઅલી, પાલીવાલા બાર–એટ–લો, (ચીફ જડજ ઉદેપુર) અને સલાઉદીન ઇ. કરવા બાર–એટ–લો જે. પી. એ બોલાવી હતી.

આ કોન્ફરન્સ ભરાવાની છાપાઓ, હેન્ડબીલો અને પત્રીકાઓ મારફતે ખબર ફેલાતાં વોહરા ભાઇઓનું એક મોટું ટોળું બપોરના બે વાગ્યાથી હોલ આગળ જમા થયું હતું અને વખત જતાં તો એ ટોળાંથી આખું મેદાન લગભગ ભરાઇ ગયું હતું. ટ્રેનો અને બસોમાંના ઉતારૂઓ

સુંદરબાઈ હૉલ આગળ વોહરા ભાઈઓની જરીની પાઘડીઓ તેઈ અજાયબી અનુભવી રહયા હતા. વોહરા ભાઈઓ અહીં જમા થાય એ તેમના માટે નવાઈ સમાન હતું.

સુંદરબાઈ હૉલની સામેના મેદાનમાં સુધારક અને મુલ્લાંજી સાહેબના પક્ષવાલા વોહરા ભાઈઓ સામસામા છાવણીમાં ગોઠવાઈ ગયા હતા. પોલીસનો મજબુત પહેરો હતો.

## બારણા બંધ રહ્યાં.

સુંદરબાઈ હૉલનાં બારણાં ઉઘાડવાજ પામ્યા ન હતા. મુખ્ય દરવાજા પર વોહરા ભાઈઓની એક મોટી ઠઠ અડીખમ ઉભી રહી હતી. બોહરા ઇમરજન્સી ગાર્ડસ, અંજુમને શાતમી, અંજુમને હસની અને હુસેની તથા બીજી વોહરા વોલંટીઅર કોરોના સભ્યો અને વોહરા કાર્યકરો શાંતી જાળવવાનો પ્રયાસ કરી રહયા હતા. સવાચાર વાગ્યાના સુમારે મી૦ નુરૂદદીન ઇસુફઅલી બંદુકવાલાએ સુંદરબાઈ હૉલના પગથીયા પર ઉભા રહી અપીલ કરી હતી કે, ભાઈઓ, વોહરા કોમના એક ખાદીમ તરીકે હું તમોને અપીલ કરૂં છું કે તમે બધા હટી જાઓ, આપણે કોન્ફરેન્સ ભરનારાઓ અને કોન્ફરન્સમાં હાજરી આપનારાઓને માગ રોકીને ઉભા રહયા છીએ, એમ કહેનારાઓને બતાવી આપવા માગીએ છીએ કે, અમે એ હેતુથી અહીં આવ્યાજ નથી. માટે તમે બધા આ પગથીયાં ઉપરથી ખસી જાઓ.

આ અપીલની અચ્છી અસર થઈ અને વોહરા બીરાદરો ત્યાંથી ખસી ગયા હતા.

સાંજના સાડા પાંચ વાગે લેડી ઠાકરસી ગર્લ્સ સ્કુલ છુટતાં હૉલની પાછળ આવેલા દરવાજેથી છોકરીઓ ઉતરતાં મોટેથી

આવેલા કેટલાક વોહરા ભાઇઓ સમજ્યા કે, બંધબારણે કોન્ફરન્સ ભરવાની કોશેષ થઇ રહી છે એટલે કેટલાકો ત્યાં આગળ દોડી જતાં રમુજ ફેલાઇ હતી.

### "આપણી જીત થઇ છે."

એ પછી પોણા ૭ વાગ્યાના સુમારે કોન્ફરન્સ બોલાવનારાઓના વીરોધીઓએ એક સભા ભરી હતી, જેમાં મી૦ નુરૂદીન બંદુકવાલા અને શેખ રસાનીએ ભાષણ કરી જણાવ્યું હતું કે, આજે આ સુંદરબાઇ હોલમાં કોન્ફરંસ ભરાઇ શકી નથી એ આપણી મોટામાં મોટી જીત થઇ છે. એક વોહરા શાયરે એક નઝમ લલકારી હતી.

સાંજના સવા ૭ વાગ્યાના સુમારે મુલ્લા મહમદઅલી અલ્લાબક્ષ એમ. એલ. એ. જે. પી., મુલ્લાં નુરભાઇ ડેડાણવાલા અને મુલ્લાં મુતાહર સુંદરબાઇ હોલ આગળ આવી પહોંચ્યા હતા. રાતના આઠ વાગે સુંદરબાઇ હોલ આગળથી વોહરાભાઇઓ વીખેરાઇ ગયાં હતા.

### અફવાઓ ફેલાઇ.

દર્મીઆન જોશભેર અફવાઓ ફેલાઇ હતી કે, દાઉદી વોહરાઓનું સંમેલન વર્લી પર ભરાવાનું છે તો કોઇ કહેતું કે, મલબારહીલ પર એક શ્રીમંત વોહરા ગ્રહસ્થને મકાને કોન્ફરન્સ ભરાઇ છે. આખરે માલમ પડયું કે, આ વોહરા પરીષદ ન્યુ નાગપાડા રોડ પર આવેલી અસમા બીલ્ડીંગમાં ભરાવાની છે, અસમા બીલ્ડીંગની અગાશી પર કોન્ફરન્સ તરફ સહાનુભુતી ધરાવનારા લગભગ ૬૦૦–૭૦૦ જેટલા વોહરા ભાઇઓ જમા થયા હતા. આ અગાશીની ઉપર દાઉદી બોહરા સંમેલનના બોર્ડો અંગ્રેજી, ગુજરાતી અને

ઉર્દુ ઝબાનમાં લગાડવામાં આવ્યાં હતાં. અહીં સાડા સાત વાગે કોન્ફરંસના પ્રમુખની પધરામણી થઇ હતી જે વખતે "અલ્લાહો અકબર"ના પોકારો કરવામાં આવ્યા હતા. એ પછી અઝાન દેવાઇ હતી અને કોન્ફરંસમાં આવેલા કેટલાક વોહરાભાઇઓએ મગરીબની નમાઝ પઢી હતી.

## કોન્ફરન્સ ભરાઇ.

આખરે રાતના આઠ વાગે કોન્ફરન્સ ભરાઇ. એની શરૂઆત તીલાવતે કુરઆનથી થઇ હતી. એ પછી નઇયબઅલી સાલેહભાઇએ કોમી તરફીને લગતી એક નઝમ જુસ્સાથી લલકારી હતી. એ પછી ફઝલેહુસેન કપડવંજીએ એક બીજી નઝમ ગાઇ સંભળાવી હતી, જેમાં જણાવવામાં આવ્યું હતું કે, **વોહરા કોમમાં હવે જીસમાની કે રૂહાની તાકાત રહેવા પામી નથી.**

એ પછી ગોધરા, નાસીક, દાહોદ, હૈદ્રાબાદ, કરાંચી, ચાલીસગાંવ, માલેગાંવ, હૈદ્રાબાદ દખ્ખણ, વર્ધા વગેરે સ્થળોએથી આવેલા સંમેલનને સફળતા ઇચ્છનારા સંદેશાઓ વાંચી સંભળાવામાં આવ્યા હતા.

મી૦ અબ્દુલતૈયબ મસ્કતીએ સ્વાગત કરતાં જણાવ્યું હતું કે, અભણતા અને આળસને લીધે વોહરા કોમ ઇસ્લામના પયગમ્બરે આપેલાં શીક્ષણ અનુસાર આજની દુનીયામાં આગળ વધી શકી નથી.

આપણી આ કોન્ફરંસના પ્રમુખ કોમને આગળ વધારવામાં અને દોરવવામાં યોગ્ય ફાળો આપશે એવી આશા છે. વોહરા કોમ વેપારને લીધે અનેકો સાથે સબંધ ધરાવતી થઇ છે પરંતુ સંકુચીત મનોદશા અને જુના વિચારોને લીધે

તે આજના જમાનામાં યોગ્ય માનભર્યું સ્થાન કાયમ કરી શકી નથી. દાઉદી વોહરાઓની આર્થીક, રાજકારી અને સામાજીક આગેકુચ માટે અંજુમને દાઉદી વોહરા હામકામ પ્રગતીમાન ધોરણે કાયમ કરવી જોઇએ અને તેનું મધ્યસ્થ મથક મુંબઇમાં હોવું જોઇએ, આશા છે કે તમે એ આધુનીક સંસ્થાના બંધારણને મંજુર રાખશો એવી આશા છે. વકફ એક્ટ આપણી કોમ માટે ઘણું આશીર્વાદસમાન થઇ પડયું છે. આ ઉપરાંત વોહરા કોમમાં જાગૃતી લાવવા માટે એક અખબાર કાઢવાની યોજના પણ વીચરાઇ રહી છે.

ડૉ૦ ટી. એમ. કાજીજી બાર-એટ-લોએ જણાવ્યું કે, આપણી સભા જે હોલમાં ભરવા દેવામાં ન આવી તેઓ એ જાણતા નથી કે, એમણે આપણને એવી જગ્યા આપી છે, જેનું છાપરૂં આસ્માન છે. આપણી કોન્ફરન્સ તરફ અનેકોની હમદર્દી છે. જે આ કોન્ફરન્સ જોગ આવેલા સંદેશાઓ બતાવી આપે છે.

એ પછી પ્રમુખની સખાવતો અને કોમસેવાઓની મી૦ ઇમરાનઅલી એડવોકેટે પ્રસંશા કરી હતી. અને એહમદઅલી તલાજાવાલા તથા બીજા અરધો ડઝન ભાઇઓએ પ્રમુખ માટેની દરખાસ્તને ટેકો આપ્યો હતો.

એ પછી "અલ્લાહો અકબરના"ના પોકારો વચ્ચે મી૦ મસ્કતીએ પ્રમુખ શેઠ યુસુફઅલી જંગબારવાલાને ફુલહાર પહેરાવ્યા હતા. પ્રમુખ સાહેબની નાદુરસ્ત તબીઅતના કારણે એમના પુત્ર મી૦ અબ્દુલ કરીમે એમનું ભાશણ વાંચી સંભળાવ્યું હતું.

(આ ભાષણ પાને ૪૫ થી ૪૯માં જુઓ.)

(૩)

# સંમેલનની બીજી બેઠકનો અહેવાલ.

(મુંબઇ સમાચાર, તા. ૧૯-૧-૪૪)

## ચાર દીવસ સુધી ચાલેલી દાઉદી વહોરા કોન્ફરન્સની બેઠક.

---

**જનાબ સાલેહભાઇ સાહેબ અને મુલ્લાં મહમદઅલી અલાબક્ષે સમાધાન માટે — કોન્ફરન્સના પ્રમુખ શેઠ યુસુફઅલી જંગબારવાલાની લીધેલી મુલાકાત.**

---

**સભા મોકુફીના ઠરાવ સામે બેઠકમાં રજુ થએલો ઉગ્ર વીરોધ.**

---

**શેઠ હાતીમભાઇ અલવીની દર્દભરી અપીલથી સર્વાનુમતે પસાર થએલી દરખાસ્ત.**

---

ધી દાઉદી વહોરા કોન્ફરન્સની બીજા દીવસની બેઠક ઉત્સાહના ભારે દેખાવો વચ્ચે આજે સાંજે ૬ વાગે નાગપાડા ખાતે "અસમા મંઝીલ"ની ટેરેસ ઉપર મળી હતી.

કોન્ફરન્સના પ્રમુખ શેઠ જંગબારવાલાની નાદુરસ્ત તબીયતને કારણે સભાના પ્રમુખસ્થાને જાણીતા સુધારક આગેવાન શેઠ હાતીમભાઇ અલવી બીરાજ્યા હતા.

વહોરા કોમમાંથી કુસંપ મીટાવવા માટે જનાબ સાલેહભાઈ સાહેબ તરફથી પ્રમુખ શેઠ જંગબારવાલાની આજે લેવાએલી મુલાકાત અને કોન્ફરન્સની બાર દીવસની મોકુફી અંગેનો ઠરાવ આજની બેઠકમાં પ્રમુખસ્થાનેથી પેશ થયો હતો જે સામે સભામાં સખ્ત વીરોધની લાગણી ફાટી નીકળી હતી અને ઉહાપોહ તેમજ ઉગ્ર બનેલા મામલાને અંકુશમાં રાખવાનું અશકય બન્યું હતું, મોકુફીની દરખાસ્ત સામે વીરોધ દર્શાવતા સેંકડો પ્રશ્નોનો પ્રમુખ ઉપર ધોધમાર વરસાદ વર્ષાવવામાં આવ્યો હતો, પરંતુ પ્રમુખ શેઠ હાતીમભાઈ અલવીએ ભારે શાંતી શીસ્ત અને વિનયથી સઉને શાંત પાડયા હતા તેમજ દરેક પ્રશ્નોના યોગ્ય જવાબ આપીને સઉને સંતોષ પમાડયો હતો.

શેઠ હાતીમભાઈ અલવીએ આજે સભાનું કામકાજ જે કુનેહથી ચલાવ્યું હતું તે ખરેખર અભીનંદનને પાત્ર હતું અને જે દરખાસ્ત સામે આરંભમાં વીરોધનો જવાલામુખી ફાટી નીકળ્યો હતો તે અંતમાં સર્વાનુમતે પસાર થઈ હતી.

સભામાં પાંચસે ઉપરાંત ડેલીગેટો અને આમંત્રીત વહોરા ગ્રહસ્થોની હાજરી હતી.

આરંભમાં કુરાને શરીફમાંથી બંદગી થયા બાદ અને સુધારકોની લડતને મજબુત વેગ આપતી ગઝલો ગવાયા બાદ પ્રમુખસ્થાનેથી શેઠ હાતીમ અલવીએ ભાષણ કરતાં જણાવ્યું હતું કે આજની સભાનું કામકાજ આગળ ચાલે તે પહેલાં સ્વાગત સમીતીના ચેરમેન શેઠ મસ્કતી આપણા માનવંતા પ્રમુખ સાહેબ શેઠ જંગબારવાલા તરફથી કોન્ફરન્સ ઉપર આવેલો સંદેશો વાંચી સંભળાવશે:

## કોન્ફરન્સ ઉપરનો સંદેશો

સ્વાગત પ્રમુખ શેઠ મસ્તકીએ પ્રમુખ સાહેબનો નીચેનો સંદેશો વાંચી સંભાળ્યો હતો.

"જનાબ સાલેહભાઇ સાહેબ સફીઉદીનની મુલાકાત થવાથી મારા શુભ હેતુઓને પાર પાડવા તેમજ કોમમાં જે મતફેરી ઉભી છે તેને મીટાવવા જનાબ ખાસ ખ્વાહીશ રાખે છે કે કોમી કોન્ફરન્સની બેઠકને મુલત્વી રાખવી, જનાબ સાલેહભાઇ સાહેબ ઉમ્મીદ આપે છે કે કોમી ઝગડાનો સંતોષકારક નીવેડો ઇનશાઅલ્લાહ આવી જશે, જનાબ ભાઇસાહેબની મજકુર ખ્વાહીશને માન આપી કોન્ફરન્સની બેઠકને આજથી ચાર દીવસ મુલત્વી રાખવાની હું ભલામણ કરૂં છું.

(સહી) ગુલામઅલી અ. ક. જીવણજી.

આ સંદેશો વંચાયા બાદ પ્રમુખસ્થાનેથી બોલતાં શેઠ મોતીભાઇ અલવીએ જણાવ્યું હતું કે, હું જાણું છું કે તમને સૌને કોન્ફરન્સનું કામ ચાર દીવસ સુધી મુલત્વી રહે તે પસંદ નથી, પરંતુ આજે જે બનાવ બનવા પામ્યો છે અને આપણા પ્રમુખ સાહેબે જે ભલામણ કરી છે, તેને સ્વીકારી લેવાની આપણી નૈતીક ફરજ છે જો કે આપણે છેલ્લા ૨૭ વર્ષોથી ઘણું સહન કર્યું છે અને ઘણી ધીરજ રાખી છે તો આ ચાર દીવસની ધીરજ આપણા માટે વધુ ગણાશે નહી.

સભામાંથી અવાજો—અમે ધીરજ રાખવા માગતા નથી.

અમે તો હવે આખરી ફેંસલો માગીએ છીએ, આતો સામા પક્ષની ચાલબાજી છે, આપણો ઉત્સાહ ઠંડો પાડી દેવાની તરકીબ છે.

પ્રમુખે પોકારોના જવાબો આપતાં જણાવ્યું હતું કે જો આ ચાલબાજી હશે તો આપણી લડત અટકવાની નથી. અને જો ચાર દીવસની મોહ્લતમાં આપણો ઉત્સાહ ઠંડો પડી જાય તેમ હોય તો પછી આપણે હજુ લડત કરતાં શીખ્યાજ નથી એમ કહેવાશે. [તાળીઓ]

જો આપણે આ વખતે માત્ર ચાર દીવસની ધીરજ રાખીશું નહી તો સામો પક્ષ એમ કહેશે કે, અમે સમાધાની માટે હાથ લંબાવ્યો ત્યારે તે હાથને તરછોડી દેવામાં આવ્યો જો કે ભુતકાળનો ઇતીહાસ આપણા આગળ ઉભો છે અને એક કરતા વધુ વખત આપણી સામે આવી રમતો રમાઇ ગઇ છે, છતાં આજે પણ એવી રમત રમાશે એમ આપણે શા માટે માની લેવું ? આપણે ઘણી કુરબાનીઓ આપી છે અને સામાજીક અને આર્થીક રીતે ઘણું સહન કર્યું છે. આપણા ઘણા અપમાનો થયાં છે. અને આપણને પારાવાર મુસ્કેલીઓમાં મુકવામાં આવ્યા છે. પરંતુ આ મુસ્કેલીઓએ આપણને આજે એકત્ર કર્યાં છે અને છેલ્લા ૨૭ વર્ષની લડત આજે સંયુક્ત અને એક મોરચા રૂપ બની છે. દેશના જુદા જુદા ભાગોમાં વહોરા સુધારકોની લડતો જુદી જુદી રીતે ચાલતી હતી તે બધી લડતોને આજે સંગઠીત કરીને આપણે આખરી અને ઇન્સાફનો જંગ શરૂ કર્યો છે.

પ્રમુખે આગળ બોલતાં આ કોન્ફરન્સ કેવા સંજોગોમાં મળી તેને લગતી વીગતો આપી હતી અને સુધારક પક્ષ શું માંગી રહ્યો છે તેનો સ્પષ્ટ શબ્દોમાં ઉલ્લેખ કર્યો હતો.

પ્રમુખ શેઠ હાતીમ અલવીએ છેલ્લી પા સદીથી ચાલતી સુધારકોની લડતનો ટુંકમાં ઇતીહાસ આપ્યો હતો અને કેવી રીતે તે લડતોને તોડી પાડવામાં આવી હતી અને સુધારકોને છીન્નભીન્ન કરી નાખવામાં આવ્યા હતા તેના ઉદાહરણો રજુ કર્યા હતાં.

પ્રમુખે આગળ બોલતાં આજના બનાવનો ઉલ્લેખ કરતાં જણાવ્યું હતું કે, આજે સવારથી બપોરના અઢી વાગ્યા સુધી કોન્ફરન્સની વીષય વીચારણી સમીતીની બેઠક પ્રમુખ શેઠ જંગબારવાલાના બંગલે મળી હતી જેમાં કોન્ફરન્સ સમક્ષ રજુ થનારા ઠરાવો ઉપર વીચારણા ચાલી હતી અને ઠરાવો પસાર થયા હત.. બરાબર સવા પાંચ વાગે જનાબ સાલેભાઇ સાહેબ ખા૦ બા૦ મહમદઅલી અલાબક્ષ સાથે કોન્ફરન્સના પ્રમુખ શેઠ જંગબારવાળાના બંગલે પધાર્યા હતા અને જણાવ્યું હતું કે, પ્રમુખે કોમમાંથી કુસંપ નાબુદ કરવાની જે ખ્વાહેશ બતાવી છે એવી ખ્વાહેશ અમે પણ રાખીએ છીએ. અને આપણે સૌ કોમમાં સંપ અને શાંતી માટે સમાધાન કરી શકીએ, આ કાર્યની વીચારણા માટે કોન્ફરન્સ ચાર દીવસ મુલત્વી રહે એ ઇચ્છવા યોગ્ય છે, આ વાટાઘાટ લગભગ પોણો કલાક ચાલી હતી જે પ્રસંગે પ્રમુખ સાહેબ ઉપરાંત કોન્ફરન્સના અન્ય સુત્રધારો પણ હાજર હતા આ પછી આપણા પ્રમુખ સાહેબે ઉપરનો સંદેશો આજની બેઠક ઉપર મોકલી આપ્યો

છે જે ઉપર આપ સઉ વીચાર ચલાવો અને યોગ્ય લાગે તો મંજુર કરો.

આ તબકકે કોન્ફરન્સની બેઠકમા ભારે ઉહા પચી રહેવા પામ્યો હતો અને સંખ્યાબંધ ડેલીગેટો તરફથી સવાલો પુછવામાં આવ્યાં હતા અને સભા મોકુફી સામે ભારે વીરોધની લાગણી વ્યકત કરવામાં આવી હતી સભાના કેટલાક સભ્યોએ આવેશમાં આવી જઇને સભાનું કામકાજ ચાલુજ રાખવાનો મકકમ આગ્રહ કર્યો હતો.

કેટલાક સભ્યો તરફથી સવાલ ઉઠાવવામાં આવ્યો હતો કે, સભા મોકુફ રાખવાનો પ્રમુખનો હુકમ છે કે, સુચના છે અને આપણે આપણી લડત ચાલુ રાખવી અને કોન્ફરન્સનું કામ આગળ ધપાવવું અને વાટાઘાટ કરનારોએ વાટાઘાટ આગળ ચલાવે અને સમાધાન થાય ત્યારે તેની આપણને જાહેરાત કરે.

પ્રમુખ શ્રી. હાતીમ અલવીએ દરેક સભ્યના પ્રશ્ન અને દલીલને શાંતીથી સાંભળીને યોગ્ય અને અસર કારક જવાબો આપ્યા હતા અને ભારે શીસ્ત અને પ્રસંશા પાત્ર વ્યવહાર કુશળતા અને બંધારણીય રીતે સભાનું કામકાજ આગળ ધપાવ્યુ હતું તેમજ સઉને સંતોષ થાય એવા જવાબો આપ્યા હતા. આમ છતાં સભ્યોનો સભા મોકુફી સામેનો વીરોધ ઠંડો પડયો નહતો પરંતુ જ્યારે શેઠ હાતીમ અલવીએ ગદગદ કંઠે જોરદાર અપીલ કરીને જણાવ્યું હતું કે, સુધારક લડતના આગેવાનો કોઇ રીતે પીછેહઠ કરે તેવા નથી. અમે દરેક કુરબાનીઓ આપવા હરહંમેશ તઇયાર છીએ, ચાર દીવસ શું પરંતુ ચાર મહીના

સુધી પણ ધીરજ રાખીને આપણે આપણી ઇન્સાફની લડતના શસ્ત્રો છોડી દઇશું નહી. ઇન્સાફની લડતો એક બે કે ચાર દીવસોમાં આથમી જતી નથી, ધીરજ તો આવી લડતોનું મુખ્ય અંગ છે આપણો ઉત્સાહ અને આપણી ભોગ આપવાની તમન્ના જગતની કોઇ શકતી રોકી શકશે નહી અને હું ખાત્રી આપું છું કે આજથી ચોથા દીવસે શનીવારે સાંજે ૭ વાગે આપણે આજ સ્થળે કોન્ફરન્સના કામ માટે ફરીથી મળીશુ તે દરમ્યાન માનભર્યા સમાધાન માટે જે વાટાઘાટ ચાલશે તેથી તમને સઉને વાકેફ કરીશું.

આ પછી પ્રમુખસ્થાનેથી શેઠ હાતીમભાઇ અલવીએ કોન્ફરન્સની ચાર દીવસની મોકુફીને લગતો ઠરાવ પેશ કર્યો હતો જે સર્વાનુમતે પસાર થયો હતો અને સભા રાતના સાડા દશ વાગે સમાપ્ત થઇ હતી.



## સંમેલનની બીજી બેઠકનો અહેવાલ

(સાંજ વર્તમાન તા. ૧૯-૧-૪૪)

### અધીરા વોહરા સુધારકોને મી૦ હાતીમ અલવીની ધીરજ રાખવાની આપીલ

### સમાધાન માટેના પ્રયાસોને ઠોકરે મારશો તો સુધારકો બદનામ થઇ જશે.

### નામદાર વડા મુલ્લાંજી સાહેબ અને વોહરા કોન્ફરંસના સંચાલકો વચ્ચે ચાલનારી સમાધાનીની વાટાઘાટો- ચાર દીવસ સુધી મુલતવી રહેલી કોન્ફરંસ

(અમારા ખાસ પ્રતીનીધી તરફથી.)

મુંબઇ, તા. ૧૯ મી-વોહરા કોન્ફરન્સના સાત કનવીનરો

સાથે ગઇ કાલે સાંજે મુંબઇના વડા આલીમ જનાબ સાલે-હભાઇ સફીયુદીન સાહેબ અને ખાનબહાદુર મુલ્લાં અહમદ-અલી અલ્લાબક્ષ, એમ. એલ. એ, જે. પી. એ કોન્ફરન્સના પ્રમુખ શેઠ યુસુફઅલી અલીભાઇ જંગબારવાલાના વોર્ડન રોડ પર આવેલા ઉમર પાર્ક મધેના મકાને એક કલાકની મસલત ચલાવ્યા બાદ સમજુતી પર આવવા માટે વાટાઘાટો ચલાવવા ચાર દીવસ સુધી કોન્ફરન્સ મુલતવી રાખવાનું નકકી થયું હતું. આ સુચનાને ગઇ કાલે રાતે આઠ વાગે મળેલી કોન્ફરસની બીજા દીવસની બેઠકમાં કેટલીક ચર્ચા બાદ મંજુર રાખવામાં આવી હતી. આ સુચના મંજુર કરાવવા કરાંચીના માજી મેયર મી૦ હાતીમ અલવીએ લગભગ સવા કલાક સુધી ભાષણ કર્યું હતું. અને તેમાં એમણે અરબી અલ્ફાઝો અને ઉર્દુ શાયરીનો પણ ઉપયોગ કર્યો હતો. કોન્ફરન્સ મુલતવી રાખવાની સુચનાનો કેટલાકોએ વીરોધ કર્યો હતો.

વ્હોરા કોન્ફરન્સની બીજા દીવસની બેઠક સાંજે ૭ વાગે શરૂ થવાની હોવાથી કોન્ફરન્સ શરૂ થવાની વખત પહેલાંજ સુધારક વીચારના વ્હોરા ગૃહસ્થો નવા નાગપાડા પરની અસમા મંઝીલની અગાશી પર જમા થવા લાગ્યા હતા, પરંતુ પોણાઆઠ વાગ્યા સુધી કોન્ફરન્સનું કામકાજ શરૂ થવા પામ્યું ન હતું. આઠ વાગ્યાના સુમારે કરાંચીના માજી મેયર મી૦ હાતીમ અલવીના પ્રમુખપદે કોન્ફરન્સ શરૂ થઇ હતી, જે વખતે લગભગ ૫૦ જેટલા વોહરા બાનુઓએ પણ હાજરી આપી હતી. કોન્ફરન્સમાં આવેલા વોહરા ભાઇઓથી અગાશી લગભગ ચીકાર ભરાઇ ગઇ હતી. જેમાં કેળવાયલાં

જુવાન વોહરા બાનુઓ પણ સારી સંખ્યામાં હાજર રહયાં હતાં અને ઉલટથી કોન્ફરન્સના કામકાજમાં રસ લીધો હતો. લાઉડ સ્પીકરનો પ્રબંધ કર્યો હતો.

કોન્ફરન્સની શરૂઆત તીલાવતે કુરઆને શરીફથી થઇ હતી. એ પછી "અમીન આઝાદ" એક ઇન્કલાબી ભાવનાવાલી ગઝલ ગાઇ સંભળાવી હતી, જેના નીચે જણાવેલા અશઆરો ઉપર જોશભેર તાળીઓ પડી હતી.

**એ હરગુજર કરી જવાના દીવસો વહી ગયા,**
**જેણે તને સતાવ્યા એને હવે સતાવ તું.**

બાદ તૈયબઅલી કેસુરી નામના શાઇરે ઉર્દુમાં એક ગઝલ પઢી હતી, જેમાં "મેરે ખ્યાલકો બેડી નહી પીના સકતે"ની કડી વખણાઇ હતી.

મી૦ ઇમરાનઅલી એડવોકેટે કહ્યું કે શેઠ યુસુફઅલીની તબીઅત નાદુરસ્ત છે તેથી આપની કોમના જાણીતા શેઠ હાતીમ અલવીને પ્રમુખસ્થાન આપવા દરખાસ્ત મુકું છું તેને મી૦ અબ્દુલ તૈયબ મસ્કતીએ ટેકો આપતાં મી૦ અલવીએ પ્રમુખસ્થાન લીધું હતું.

## મી૦ અલવીનું ભાષણ.

ભાષણ કરતાં કરાંચીના માજી મેયર મી૦ હાતીમ અલવીએ જણાવ્યું હતું કે આજે મારા મુરબ્બી યુસુફઅલીભાઇની તબીયત બગડી જવાથી તેઓ આવી શકતા નથી. મને ચેતવણી આપ્યા સીવાય પણ મારા દોસ્ત મસ્કતી અને ઇમરાન સાહેબે કહ્યું કે અમે તમને પ્રમુખપદે બેસાડશું. આપ જાણો છો કે, આપણી તકલીફ વધારવામાં રપ

વર્ષથી કાંઇ બીજુ થયું નથી. આટલી તકલીફ પછી પણ તમે આશા રાખો કે પ્રમુખ કોમને દોરવે. દાઉદી વોહરાં કોમનો જન્મ થયો અને ૧૯૧૫ થી આજ સુધીનો ઇતીહાસ તમારે સાંભળવો જોઇએ. એ માટે તમને મનન અને વીચાર કરવાની જરૂર છે.

## પારસીઓ જેટલા વોહરા

દાઉદી વોહરા કોમની સંખ્યા કેટલી એ સંખ્યાનો પુરો હીસ્સો તો જેઓ સીલો ફીતરો વસુલ કરે છે તે જાણે. તમારા મરી ગયેલાઓનો પણ સીલો ફીતરો વસુલ કરે છે. ગર્ભમાંના છોકરાનો પણ ફીતરો અદા કરે. આ લોકોને મરી ગયેલાઓ અને અધરણીનો પણ હીસાબ હોવો જોઇએ. વોહરા કોમની વસ્તીનો અડસટો કરવાનું કામ સુધારકોનું છે. એટલે વસ્તીનો હું અંદાજે કાઢી શકતો નથી. વોહરાઓની વસ્તી લગભગ પારસીઓ જેટલી છે.

## મોટાં આંદોલનો.

વોહરાઓ મુંબઇ અને બહારગામમાં વેપાર કરે છે. વોહરા કોમમાં ૧૯૧૫–૧૯૧૭ માં મોટાં આંદોલનો આવ્યાં. એ પછી કોમમાં જે ચળવળ થઇ તેથી તમે પુરા વાકેફ છો. કોન્ફરંસનું કામ બીજું છે. વીચીત્ર છે અને આંટીઘુંટીવાળું પણ છે. તેમાં ખુશી કરતાં ગમી વધારે છે.

તમારા સમક્ષ હું એક વાત પ્રમુખ તરીકે રજુ કરીશ. આપને જોઇએ તો તે મંજુર કરો અને જોઇએ તો નામંજુર કરો.

કોમમાં ચળવળ જુદી જુદી જગ્યાએ જુદી જુદી રીતે થઇ રહી છે. આવી અલગ અલગ ચળવળોને વ્યવસ્થીત

કરવા આપણે વિચાર કર્યો. આ કામ આપણે મુંબઇમાં સારી રીતે કરી શકીશું. એ ઉમંગ ગઇ કાલે હતો. આજે પણ સાંજ પહેલાં હતો. તમે ત્વરીત રીતે જે કામ કરવા માગતા હતા, તેમાં કાંઇ ખલલ પડે, તો તે સબુરી સાથે સહન કરજો.

## મુલ્લાંજી સાહેબની હરકતો.

શાદી, ગમી અને નીકાહ વખતે વડા મુલ્લાંજી અડચણ ઉભી કરે છે—ત્રાસ ફેલાવે છે. એના દીલમાંથી વેરભાવની લાગણી જતી નથી. એથી ચળવળને એકત્ર કરી વ્યવસ્થીત કરવાની જરૂર હતી.

૧૯૩૪ માં હું મુંબઈ આવ્યો ત્યારે અમીરૂદ્દીન સાલેહભાઇને ત્યાં અમોએ કોન્ફરન્સનો વિચાર કર્યો પણ અમે તેનો અમલ કરી શક્યા નહી. એ પછી ગોધરામાં અહેમદભાઇ તલાજાવાળાએ કોન્ફરન્સ ભરવાની કોશેષ કરતાં એમને હોસ્પીટલમાં પણ જવું પડેલું. મારી દીકરીના લગ્ન પ્રસંગે આમંત્રીત ભાઇઓ આવ્યા તેઓએ પણ સંમેલન ભરવા વીચાર કર્યો અને કેટલાક ભાઇઓએ મુંબઇ મુકામે સંમેલન ભરવાનું નક્કી કર્યું.

ગઇ કાલે રમખાણ નહીં તો તોફાન નહીં તો ઉહાપોહ થયો અને સુંદરબાઇ હોલને બદલે આ સુંદર જગ્યાએ આપણે આવ્યા.

## ઠરાવો થયા.

આજે સવારે યુસુફઅલી ભાઇના બંગલે બેસી કોમની બહેતરી માટે કેટલાક રચનાત્મક ઠરાવો પસાર કર્યા. એ

પછી જે બીના બની તેથી તમને વાકેફ કરવાની જરૂર છે. તમે એ કબુલ કરશો એમ થેડીક બીક સાથે હું જણાવું છું. એ બધી વાટાઘાટનું પરીણામ એ આવ્યું કે આજે બપોરે સાડાબારને શુમારે મુંબઇના આસીલ સાલેહભાઇ સાહેબ અને મારા મીત્ર ખાનબહાદુર અલ્લાબક્ષ (હસાહસ) પ્રમુખ શેઠ યુસુફઅલીના બંગલે પધાર્યા અને કહ્યું કે આજના જાહેર પેપરોમાં તમારૂં જે ભાષણ આવ્યું છે તે અમોએ વાંચ્યું છે. કોમમાં કુસંપના બીજને દુર કરી કોમને એકત્ર કરવામાં આવે અને કોમ પહેલાની માફક એકત્ર થાય આ વીચારો એવા સુંદર છે કે તેનો કોઇ વીરોધ કરી શકે નહીં ! એવો કોણ છે જે કુસંપ માગે ? સંપ એકતા માટે જુદા જુદા માણસોના જુદા જુદા વીચારો હોય છે. એક વાઘ અને બકરા વચ્ચેના સંપ જુદા જુદા હોઇ શકે. Inertia નો સાધારણ અર્થ આળસ સુસ્તી થાય. એનો ખરો અર્થ એ છે કે એક રીતેજ કામ કર્યા કરો. આફ્રીકામાં ગેંડો, માણસ સીધો દોડે તો તેને પકડી પાડે. પણ તમે વાંકા ચુંકા ચાલો તો એના પ્રહારથી બચી શકો. જરૂર પડે ત્યારે તમે વીચાર ન કરી શકો તો તમે વહેવારૂ અને બુધ્ધીશાળી નહીં કહેવાઓ મીત્રતા એવી ચીજ છે કે, કોઇ હાથ આપે તો તેનો પગ ચુંબવો. એ સલામ કરે તો તમારે એને ભેટી પડવું. મુત્સદ્દીપણું જુદી વાત છે.

## એકજ નેમ.

મુદ્દાની વાત એ છે કે, જનાબ આસીલ સાહેબે કહ્યું કે, તમે જે નેમ રાખી છે એ નેમ અમે પણ રાખી છે.

માત્ર વીચાર દ્રષ્ટીનો ફેર છે. આપણે ઘણા પ્રયત્નો કર્યા છે અને તેમાં નીષ્ફળતા મળી છે. હવે કડવાસ એટલી વધી છે કે, હવે વીશ્વાસ ઓછો થયો છે. એ માટે કોણ જવાબદાર છે, એમ પુછવામાં આવે તો સામસામા આક્ષેપો થયા વગર રહે નહી. સુધારક પક્ષ કહે કે ધર્મગુરૂ વર્ગ અને ધર્મગુરૂ કહે કે, સુધારકો છે.

આ ચળવળમાં જેઓએ કામ કર્યું છે, યથાશકતી ભોગ આપ્યો છે તેઓ જાણે છે કે વોહરા કોમને ખરાબાના નાવથી બહાર કાઢવાનું કામ ઘણું મુસ્કેલ છે.

## એક દાખલો.

મેં અનેક સમારંભોમાં હાજરી આપી છે. કરાંચીમાં અમારામાંના કેટલાકોને શું શું ખમવું પડયું છે તે તમો જાણતા હશો. તમને અજ્ઞાન માણસો વીષે માહીતી નથી.

કરાંચીમાં મારા મીત્ર અહેમદઅલી હસનઅલી માંડવીવાળા કરોડપતીના દીકરા છે. એમના બાવાજી સાચા અંતઃકરણથી માનતા હતા કે સઇયદના આપણા મુરશીદ છે. તેઓ અસલી વીચારના હતા, પરંતુ કુક્ર ઘણી વખત કાબામાંથી પેદા થાય છે. મારો સલામ બંધ થવાની સાથે મારા સાથીના પણ સલામ બંધ થયા. એમના દીકરા ૧૯૩૪ માં બહાર પડયા અને એમનો સલામ બંધ પડયો. એના બાપે માફી માગવા કહયું. છોકરાએ ના પાડી. અને ઘર છોડી જવા કહયું. એ ખમીસ અને ઇજાર સાથે બહાર નીકળી પડયો. (તાળીઓ) અને આગે કદમના અધીપતી જેઓ કુટુંબ કલેશથી ઘર છોડી બહાર પડયા હતા તેમની ઓરડીમાં જઇ

રહયો. એને સમજાવવાની ખુબ કોશેશો થઇ પણ બધી નીષ્ફળ ગઇ. એ લાહોરમાં રૂ. ૪૦ ની નોકરીએ રહયો ત્યાં રૂ. ૧૫ ભાડુ આપતો અને પોતાનું ગુજરાન ચલાવતો. છેવટ સુધી એણે માફી માગી નહીં. આખરે બાપ બેટાની મુલાકાત થઇ શકી નહીં. આવા એક નહી પણ અનેક બનાવો બન્યા છે.

## જવલંત કુરબાનીઓ.

આપણી ચળવળ કાંઇ ખેલ કે મજાક નથી. એની પાછળ જવલંત કુરબાનીઓ રહી છે. પુરા ચાર વખતે મારી ઉપર ખુની હુમલાની કોશેષો થઇ ચુકી છે. સુધારક પક્ષ એમ કહેતોજ નથી કે, સઇયદનાની ગાદી પર બેસું કે હું સઇયદના બનું. વકફની ચળવળમાં પણ એવી માગણી નથી, કે એમાંથી તઇયબઅલી કોઇમાને મહીને ૧૦ રૂપીઆ આપવા એમ પણ કહેતાં નથી એ માગણી ચોખ્ખા અને નીખાલસ દીલથી કરવામાં આવી છે, જેથી ગરાબો, બેકારો અને મોહતાજોને પુરતી મદદ મળી શકે. કુરબાની આગળ કમજોરીનું પલ્લું નમી જશે. આપણે હજી પણ વધારે કુરબાનીઓ આપી ક્રાંતી કરી શકીશું.

## ગઇ ગુજરી ભુલી જાઓ.

આજે બપોરે જે વાત થઇ છે, તે કહીને હું ખસી જવા માગું છું. કેમકે એ વાત મને પ્રીય નથી (હસાહસ)

મુદ્દો એ હતો કે, કાંઇ નહીં. ગમે એટલું થયું હોય. પણ જે કોમ અંગત રીતે પ્રગતી કરવા માટે તૈયાર છે ત્યારે એને ગઇ ગુજરી ભુલી જવી જોઇએ. આપણા વીરોધીઓ પણ

ઇન્સાન છે. એમનામાં પણ પલ્ટો થઇ શકે. સીરાતુલ મુસ્તકીમ, હું શરૂઆતમાં બોલી ગયો છું. સૂરે રહેમાનમાં શુક્રનો ઇશારો છે. સુખ કરતાં પણ ઇન્સાન દુઃખ વખતે વધુ શુક્ર કરી શકે. આપણે ઘણી કડવી મીઠી જોઇ છે. આ એક એવી દેવી માતાનું ખપ્પર છે જે હંમેશાં ભોગજ માંગે છે. આજે બપોરે જે પયગામ લાવવામાં આવ્યો હતો તે એ હતો કે, કુસુંપના બીજને દફનાવી નવું પાનું લખી કોમનાં પ્રશ્નો અને મુદ્દાને સ્પષ્ટ ચર્ચવા. જનાબ આમીલ સાહેબે કહ્યું કે, એક કલાકમાં એ બધા સવાલો ચર્ચી ન શકાય. એવી સુચના થઇ છે કે, આપણું કાર્ય ચાર દહાડા મુલત્વી રાખી પછી શું કરવું તે જોશું. મુલ્લાંજી મને પોતાનો પ્રીય દોસ્ત ગણતા નથી એટલે હું કાંઇ ખાસ સંદેશો કોન્ફરન્સને આપી શકું નહીં.

આ બાબતમાં કોન્ફરન્સના પ્રમુખનો સંદેશો વાંચી સંભળાવવામાં આવશે.

એ પછી મી૦ મસ્કતીએ કોન્ફરન્સના પ્રમુખનો સંદેશો વાંચી સંભળાવ્યો હતો, જે નીચે પ્રમાણે છેઃ—

## પ્રમુખનો સંદેશો.

"જનાબ સાલેહભાઇ સાહેબ સફીઉદ્દીન સાહેબની મુલાકાત થવાથી મારા શુભ હેતુઓને પાર પાડવા તેમજ કોમમાં જે મતફેરો ઉભી છે તેને મીટાવવા જનાબ ખાસ ખ્વાહીશ રાખે છે કે કોન્ફરન્સની બેઠકને મુલતવી રાખવી. જનાબ સાલેહભાઈ સાહેબ ઉમ્મીદ આપે છે કે કોમી ઝઘડાનો સંતોષકારક નીવેડો ઇનશાલ્લાહ આવી જશે. જનાબભાઇ

સાહેબની મજકુર ખ્વાહીશને માન આપી કોન્ફરન્સની બેઠકને આજથી ચાર દીવસ મુલતવી રાખવાની ભલામણ કરૂં છું."

સંદેશા વીશે બોલતાં મી૦ અલવીએ જણાવ્યું કે, તમને મેં જે કહયું છે તે પર વીચાર કરી પુરતા ખુલુસ સાથે કબુલ કરશો એવી આશા છે.

આપેલો સંદેશો લેખીત છે કે કેમ, એમ એક ભાઇએ પુછયું.

મી૦ અલવીએ કહયું કે આ સંદેશાને આપણે બે રીતે જોઇ શકીએ. એક તો ચાલબાજી તરફ અને એ નીખાલસ પ્રયત્ન પણ હોઇ શકે.

મી૦ અસગરઅલી પીરભાઇએ પુછયું કે, Past record શું કહે છે?

પ્રમુખે કહયું કે, "ચાલબાજી", પરંતુ, એક સંસ્થા અમુક રીતે વર્તી ગઇ હોય તેમ હંમેશ રીતે વર્તી શકે એમ નથી. એક ભાઇએ કહયું કે, અશકય છે.

મી૦ અલવીએ જણાવ્યું હતું કે, નેપોલીઅન કહેતો હતો કે, અશકય બોલ મુર્ખાઓનાજ શબ્દ કોશમાં હોઇ શકે.

"સલાહકાર"ના તંત્રી મી૦ યુસુફઅલી ગુલામઅલી સુરતીએ કહયું કે, આપણને એવી વાતો પર ભરોસો મુકવો જોઇએ નહીં. દુનીયાના ઇતીહાસ પણ કહે છે.

## સુધારકો પર હાથ ના આવે.

આ પહેલીજ વાર તમે એકત્રીત રીતે ભેગા થયા છો. ફરી એમ કહેવામાં ન આવે કે, સમાધાનનો મોકો આવ્યો

ત્યારે સુધારકોએ તેને ઠોકર મારી. "કુન ફયકુન" શબ્દ બીજા આસામી ઉપર નાઝીલ થયો છે એટલે બાર કલાકમાં થઈ ન શકે. અલ્લાહના અર્થ પણ અનેક થાય છે. સુધારકો મારામારીની કુશળતા ધરાવતા નથી. આપણી કોન્ફરન્સના પ્રમુખ આબરૂદાર ગ્રહસ્થ છે. વડા આમીલ સાહેબ પણ જવાબદાર માણસ છે.

મી૦ અબ્દેઅલી ગુલામઅલીએ સવાલ કર્યો કે, આ સવાલ કોન્ફરન્સની વચ્ચે કેમ લાવવામાં આવ્યો છે?

મી૦ અલ્વીએ કહ્યું કે આ સવાલ તો એમણે આમીલ સાહેબને પુછવો જોઈએ. આપણા માટે અગત્યનું કામ કરવાને બદલે રીવાજી કામ કરવું યોગ્ય નથી.

અહેમદઅલી તલાજાવાલાએ કહ્યું કે, ચાર દીવસ પછી ઉત્સાહ ઠંડો પડી જશે. લડત પણ ચાલુ રહે અને વાટાઘાટ પણ ચાલે એમ થવું જોઈએ.

મી૦ અલવીએ કહ્યું કે, હું તાવીલ તો પડયો નથી એટલે આ મુલાકાતનું ખરૂં રહસ્ય તો કહી શકતો નથી.

મી૦ નોમાન મર્ચન્ટે કહ્યું કે ૧૯૩૦ માં ગાંધી–અરવીન મસલત જેવો આનો ફેંસલો થાય તો?

મી૦ અલવીએ કહ્યું કે, મેં પોતે ગાંધીજીને ૧૭૦૦ શબ્દોનો તાર કરી લંડન જવાની ના પાડેલી! (હસાહસ)

## ચાલબાજી હોય તો?

મી૦ અલવીએ કહ્યું કે, તમોએ આટલી કુરબાનીઓ આપી તો ચાર દીવસની શું કુરબાનીઓ આપી શકો નહી? સુધારકો, જેમને પેપરવાળાઓ ચળવળીઆઓ, ધાંધલીઆઓ

નામ આપે છે તેઓ ચાર દીવસમાં ખતમ થઇ જાય તો હું કહીશ કે, આપણે લડત કરતાં હજી શીખ્યાજ નથી. ફ્સબરન જમીલા. જો ચાલબાજી દેખાય તો ચાલબાજીઓને પુરી પડવા આપણે તઇયાર છીએ. (હીયર હીયરના પોકારો) એ લોકો સુલેહ કરવા માગશે તો આપણે સુલેહ કરીશું. એ લોકો કોમની ઉન્નતી માટે સહકાર આપશે તો આપણે તઇયાર છીએ. આપણે કોમની વધુમાં વધુ બહેતરી ચાહીએ છીએ.

"ઇજાઝત હો તો કહે દેવે
સનમ. હમ તુમ પે મરતે હૈં"

તેમ અમે સબજેક્ટ કમીટીમાં પસાર કરેલા ઠરાવો અહીં કહી દઇએ તો બધું ખતમ થઇ જાય.

આ વાટાઘાટ ચલાવવા સંબંધી પણ અમે વીચાર કર્યો છે.

મારો પ્રસ્તાવ એ છે કે, દાઉદી વોહરા કોમની આ બીજી બેઠક આવતા શનીવારે સાંજે ૭ વાગે આજ સ્થળે ભેગી મળે.

મુંબઇના નગરશેઠ જેવા અમીરૂદ્દીન સાલેહભાઇ જે સુચના કરે તે મારે માથે ચઢાવવી જોઇએ (હસાહસ) તેઓ બે દીવસ કહે છે. હું તો કહું છું કે, બે કલાકમાં નીવેડો થઇ જાય. એમાં બાબત શું છે ? આ કાંઇ Post war reconstructionની મહાભારત વાત નથી.

પ્રમુખના સંદેશાને માન આપી કોન્ફરંસ ચાર દીવસ માટે મુલત્વી રાખવી એવો હું પ્રસ્તાવ મુકું છું.

## હુકમ કે સંદેશો

મુલ્લા અબ્બાસભાઈ અઉરંગાબાદવાલાએ કહ્યું કે આપણા પ્રમુખનો એ હુકમ હોય તો અમે માન્ય કરીશું. એ પયગામ હશે તો અમને માન્ય નથી, એ માટે મતો લેવા જોઈએ. આ કાનુની પોઈન્ટ છે. શાયરી નથી...લગભગ સવા કલાક ભાષણ કર્યા બાદ મી૦ હાતીમ અલવી બેસી ગયા હતો.

બાદ બુરહાનપુરવાલા ઇમરાનઅલીએ જણાવ્યું કે, આપણે આપણા માનવંત પ્રમુખના પયગામને હુકમ નહીં ગણીએ તો શું આપણે તેમની ઉપર Vote of no Confidence પસાર કરવા માગીએ છીએ? (નહીં નહીં ના પોકારો) ચાર દીવસ તો શું તેઓ એક મહીનાની મોહલત માગે તો પણ આપણે અહીં અડીખમ બેઠા છીએ. આપ જાણો છો કે આપણે પણ વોહરા છીએ તો પછી આપણી અને એમની વચ્ચે કશો તફરકો નથી. આપ માની લેજો કે, ચાર દિવસ એ ચાર વર્ષો સમાન છે. તમે તમારા પગો એવી રીતે જમાવો કે, તે પોલાદી પગો હોય અને આગળ વધે તો પોલાદની માફક તે ટકી રહે. કાલે તમોએ જે તકલીફ વેઠી તો ચાર દીવસ શું બીસાતમાં છે? ખુદા તમારી સાથે છે, એવી શ્રધ્ધાથી તમે આગળ વધશો. સુલેહના ખ્યાલને તમારી સમક્ષ રાખશો.

એક ભાઈએ કહ્યું કે સબજેકટસ કમીટીની આ બાબતમાં સલાહ લેવી જોઈતી હતી. બીજા ભાઈએ જણાવ્યું હતું કે, ડેલીગેટો અહીંથી ચાલ્યા જશે.

બીજા દીવસની ખુલ્લી બેઠક ખતમ થતાં સભામાં કરાંચીના સુધારક વીચારના વહોરાઓના મુખપત્ર "આગે કદમ"ના કોન્ફરન્સ અંકની નકલો મફત વહેંચાઇ હતી.

વાંચકોની જાણ માટે આગેકદમના "કોન્ફરન્સ અંક"ની નકલ નીચે છાપવામાં આવી છે.



(૫)

## આગેકદમ

(જાન્યુઆરી ૧૯૪૪)

તંત્રી : એ. મન્સુર

'આગે કદમે' પોતાના પહેલા વર્ષથી વહોરા કોમની સુધારક ચળવળને એકત્રિત કરવાનો અવાજ ઉપાડયો હતો. આજે નવ વર્ષ પછી એ શુભ દિન આવ્યો છે અને આ માસની સત્તરમીએ મુંબઇમાં સમસ્ત દાઉદી વહોરા સંમેલન મળે છે.

મજકુર સંમેલનમાં ભાગ લેનારાઓને અને સંમેલનમાં હાજરી આપનારાઓને સંમેલન પ્રસંગે ઉપયોગી થઇ પડે તે માટે આ અંક અને આ અંકમાં તંત્રી સ્થાનેથી બતાવાયેલી 'લાલ બત્તી' રજુ થાય છે.

તંત્રી સ્થાનેથી

# લાલ બત્તી.

જાન્યુઆરી ૧૯૪૪ની સત્તરમી તારીખે મુંબઈ મધ્યે સમસ્ત દાઉદી વહોરા સંમેલન મળે છે.

આ સંમેલન પાછળ રહેલો ઇતિહાસ ટુંકમાં આપણે તપાસી જઈએ.

વહોરા કોમ છેલ્લા ઘણા વર્ષો થયાં એવી સ્થિતિમાં આવી ઉભી છે કે જેથી કોમની દરેક જાતની તરક્કી સ્થંભી ગઈ છે. હર કોમ કે હર રાષ્ટ્ર જ્યારે આગળ વધતાં અટકી જાય છે ત્યારે તેમાં અનેક કિસમના સડાઓ પેસે છે. સમજદારોનું ત્યારે એ કામ થઇ પડે છે કે પોતાની કોમ કે પોતાના રાષ્ટ્રની ઉન્નતિ સ્થંભી કેમ ગઈ તેના કારણો તપાસવા માંડે.

વહોરા કોમની તરક્કી–રૂકાવટના કારણો તપાસતાં જણાયું કે સૌથી વધુ મોટું કારણ છે ધર્મગુરૂવર્ગની શોષણનીતી અને તુરત વહોરા કોમના સમજદારોએ ધર્મ-ગુરૂવર્ગની એ શોષણનીતી વિરૂધ્ધ ચળવળ ઉપાડી. પરિણામે ધર્મગુરૂવર્ગ છંછેડાયો અને વહોરા કોમ કુસંપનો કુંડ બની રહયો. પણ તેમાં એક વાત બની. તે એ કે સમજદારોએ ઉપાડેલી ચળવળને પરિણામે ધર્મગુરૂવર્ગની નીતિ કોમ સમક્ષ ખુલ્લી થવા લાગી.

ધર્મગુરૂવર્ગની અમર્યાદિત સત્તાને કારણે તેઓ જે શોષણનીતિ અમલમાં મુકી રહયા છે તેના વિરૂધ્ધ માથું

ઉંચું કરનારા અને તેના તરફ હમદર્દી ધરાવનારાઓ વહોરા કોમના સુધારકો તરીકે ઓળખાવા લાગ્યા અને એ સુધારકો જે ચળવળ ચલાવી રહયા છે તે થઇ સુધારક ચળવળ.

વહોરા કોમના ધર્મગુરૂ વર્ગના વડા છે સૈયદના તાહેર સૈફુદ્દીન સાહેબ અને તે કોમના રાહબર તરીકે, હાવતે હાદિયાહની ગાદી પર બેસીને, એવી નીતિ આચરી રહયા છે કે જેથી કોમની અકેકી વ્યકિત એ નીતિનો ભોગ બને છે અને તેથી આર્થિક રીતે, તાલીમી નજરે, માનસિક રીતે અને આધ્યાત્મિક રીતે જયાં છે ત્યાં જ કોમ રહેવા પામી છે. કોમ સમસ્તને આવી થીજી ગયેલી હાલતમાંથી ઉંચકીને ઉભી કરવાની કોશિશ કરનારાઓની હાલત સૈયદના સાહેબ, પોતાની નજરે, કઢંગી કરવાના પેંતરા રચતા રહયા છે.

અમે આ જે લખી રહયા છીએ તે કાંઇ બકવાસ નથી. કોમનું બંધારણ જુઓ. એટલું સરસ છે કે અકેક નાનામાં નાના ગામડામાં કયો વહોરા ભાઇ બેકાર કે ચાંદો છે તે જાણી શકાય એમ છે. એ પણ જાણી શકાય કે કયા વહોરા કુટુંબ ઉપર આર્થિક મુસ્કેલી ઉતરી છે. અરે, અહિં સુધી જાણી શકાય કે કયાં કોને ઘેર બચ્ચાનો જન્મ થવાનો છે. પણ આવા સરસ બંધારણ પર પંજો છે એવી એક વ્યકિતનો કે જે ફકત પોતાનું પેટ ભરવા માગે છે, જે પોતેજ પોતાની વાહવાહ કરાવવા માગે છે. તેને કોમની કે કોમના સભાસદોની પડી નથી. કોમના વકફો અને ટ્રસ્ટો જુઓ કેટલા વિશાળ છે. અને જુઓ તે વકફોની હાલતને અને તે વકફોના હેતુઓને.

વહોરા કોમનું જે બંધારણ છે તે એટલું સરસ છે કે એક મધ્યસ્થ સ્થળેથી એક નાનામાં નાના ગામડાની તરક્કીની પ્રવૃત્તિ, જો સૈયદના સાહેબ સાચા ધર્મગુરૂ, સાચા રાહબર, બને તો ચલાવી શકે.

આમ જ્યારે આપણી ઉન્નતિ રોકાઇ પડી છે ત્યારે, આપણી ઉન્નતિને રોકવામાં આવી છે ત્યારે, આપણી ફરજ થઈ પડે છે કે કોમને પડતીની ગર્તામાંથી ઉગારવાની આપણે પોતે જ કોશિશ કરીએ. અને એ કોશિશ કરવા જતાં સૈયદના સાહેબ આપણા ઉપર જે વિતાવે તે સહી લેવું જોઇએ.

કોમની જ્યારે આવી સ્થીતી હતી ત્યારે કરાંચીએ પણ પોતાની ફરજ સમજી એક કદમ આગળ ઉપાડયું, અને અનુભવી લીધું કે સૈયદના સાહેબ ખરેખરજ ઝુલ્મ વરસાવવામાં પાછી પાની ન કરનારા વ્યકતી છે.

પછી ૧૯૩૫ માં આ માસિક શરૂ થયું–વહોરા કોમ પાસે જગત–તરક્કીનું નવું દ્રષ્ટિ બિંદુ રજુ કરીને વહોરા કોમના યુવાનોને કોમ–હીતના કામમાં સક્રિય સાથ આપતા કરવા માટે. અમને એમ જણાવા લાગ્યું કે સમસ્ત કોમની સુધારક પ્રવૃત્તિને એકત્રિત કરવાની જરૂરત છે. આ માસિકના સપ્ટેમ્બર ૧૯૩૫ના અંકની આ કતારો જોશો તો જણાશે કે એકત્રિત થઇને કામ કરવાનો નવો વિચાર 'આગે કદમે' પહેલીવાર વહોરા કોમ સમક્ષ રજુ કર્યો હતો. અમે તે લખાણ આ અંકમાં અન્યત્ર પ્રગટ કરીએ છીએ.

આ માસિકના ૧૯૩૬ના સાલના માર્ચના ખાસ અંકમાં 'અમારા પ્રમુખ સાહેબના મથાળા હેઠળ, ભાઇ હાતિમ અલવીની કલમે લખાયલો, ઑલ ઇન્ડીયા દાઉદી વહોરા જમાઅત સ્થાપવાની જરૂરત દર્શાવતો એક લેખ પ્રગટ થયો હતો. અમે તે લેખ પણ આ અંકમાં પ્રકટ કરીએ છીએ.

ત્યાર પછી ૧૯૩૬ના 'મીરાંસ અલાભાઇ અંક'માં ભાઇ અહમદઅલી યુસુફઅલી તળાજાવાળા અને ભાઇ અબ્દુલ કૈયુમ શાહેરવાળાના કોન્ફરન્સ ભરવા બાબેના લખાણો પ્રગટ થયા હતા. આ બન્ને લખાણો પણ અમે આ અંકમાં લઇએ છીએ.

વહોરા કોમની સુધારક ચળવળને સંગઠિત કરવા માટેના અમારા અવાજને ધ્યાનમાં રાખીને કોમના અમુક ઉત્સાહી ભાઇઓએ દાઉદી વહોરા કોન્ફરન્સ ભરવાની યોજના ઘડી હતી અને ગોધરા મુકામે હિંદભરના કાર્યકર્તાઓની એક સભા બોલાવવાનું એલાન પણ બહાર પાડેલું હતું. આ વખતે સૈયદના સાહેબે મારપીટ કરાવી હતી. એ વિષે "આગે કદમ"ના ૧૯૩૯ ના ઑગસ્ટ અંકમાં એ. મન્સુરની કલમથી લખાયલો એક લેખ પ્રગટ થયો હતો. આ અંકમાં એ લેખ પણ, આપણા વિષયને અસંગત હોય તેવા ફકરા બાદ કરીને, અન્યત્ર પ્રગટ કર્યો છે.

મુંબઇ વર્ષે ૧૭ મી જાન્યુઆરીને રોજ મળતી સમસ્ત દાઉદી વહોરા સંમેલનની પહેલી બેઠક પાછળનું વાતાવરણ અમે ઉપર ટુંકમાં આપ્યું છે; પણ તેમાં કોમના નિઃસ્વાર્થી કાર્યકરોની કુરબાનીનો ઉલ્લેખ અમે નથી

કર્યો, આપણા ધર્મગુરૂવર્ગે કયા કિસમના જુલ્મો કર્યા તેનું વર્ણન પણ નથી કર્યું ; અને કેવી કિસમની જ્વલંત કુરબાનીઓ સુધારક ચળવળ પાછળ અપાઇ છે તે પણ અમે નથી કલમબંધ કર્યા. સંમેલનમાં હાજર રહેનારાઓ એ વાતો સારી પેઠે સમજે છે. વધુમાં ત્યાં આગળ, સંમેલનની વ્યાસપીઠ પરથી, વહોરા કોમના ધર્મગુરૂવર્ગે, દાવતે હાદિયાહની ગાદી પર બેસીને, કોમને ચુસવાના કેવા કેવા રસ્તા અખત્યાર કર્યા છે તે વર્ણવાશે અને અપાયલી કુરબાનીઓની યાદ તાજી કરાશે.

આ ટુંક ઇતિહાસ અહિં રજુ કરવાનો હેતુ એ છે કે સંમેલનમાં ભાગ લેનારાઓ સંમેલનનું મહત્વ બરાબર સમજે અને સંમેલન મારફત કરવાના કાર્યનો પુરતો ખ્યાલ રાખી શકે. અને એજ કારણે આ અંક અમે આટલી ત્વરીત ગતિએ અને એવા સાહિત્ય સહિતનો તૈયાર કર્યો છે.

આ બધી રજુઆત પછી અમે જે કહેવા માગીએ છીએ તે આ છે :

આ માસની સત્તરમીએ ભરાતું સંમેલન ત્રણ જાતના પરિણામો લાવી શકે.

એક : વહોરા કોમની સુધારક ચળવળને ઝડપી કરવાના પગલા લેવાય. વહોરા કોમના ઉન્નતિ માટે સંમેલન કાર્યક્રમ ઘડે, તેને અમલમાં ઉતારવાની યોજના ઘડે તે યોજનાને કાર્ય કરતી કરી મુકે.

બેઃ સુધારક ચળવળમાં આ સંમેલન જરાય ઝડપ ન લાવે. કંઇ કામ થાય તો એવું હોય, કાર્યક્રમ ઘડાય તો એવા પ્રકારનો હોય કે જે સુધારક ચળવળની આજની પરિસ્થિતિને જરાય ન ફેરવી શકે.

ત્રીજું: આજે કોમ-તરક્કી માટેની જે ઝુંબેશ ચાલી રહી છે તેને ઠંડી પાડી દે. સુધારક ચળવળના ચક્રો ફરી રહ્યા છે તેની ગતિ ધીમી પાડી દે. કોમોન્નતિના કામો જે ક્રમમાં અને જે પ્રકારે થાય છે તેના માટે આ સંમેલન માટે એક આડ ઉભી કરે.

કલમ પહેલી માટે અમને આશા છે, એટલા માટે કે હિંદભરના સુધારક અને ઇતર વહોરા આગેવાનો આ સંમેલનમાં ભાગ લેવાના છે, જેમાંના કેટલાય મુંબઇ ભણી રવાના થઇ ચુકયા છે એવા સમાચાર અમને આ લખતી વખતે મળે છે. એ વહોરા આગેવાનોમાંના અનેક બુદ્ધિશાળી, નિઃસ્વાર્થી, સિધ્ધાંતવાદી અને કોમ-તરક્કી માટે કુરબાનીઓ આપી ચુકયા છે. અમને તેથી આશા જન્મે છે કે આ સંમેલન કંઇક એવો કાર્યક્રમ ઘડી લાવવામાં સફળ થશે કે જે કાર્યક્રમ વહોરા કોમની તરક્કી ચળવળના ચક્રો વધુ ગતિમાન કરશે.

પણ જો એમ ન થાય તો સંમેલન પાછળ ખર્ચાયલા નાણા અને શકિતનો વ્યય થયો ગણાશે. સંમેલન તરફની આશાની નજરો નિરાશાથી ઘેરાવા માંડશે અને લાગશે કે સુધારક ચળવળને વ્યવસ્થિત ચીલે મુકવા માટે હજી વધારે કુરબાનીઓની જરૂર છે, ધર્મગુરૂવર્ગ સામે હજી વધારે

સખ્ત પગલાં લેવાની જરૂર છે. આ થઇ બીજી કલમ. પણ તેથીય એટલું નુકશાન થવાનું નથી. ભલે એ સંમેલન ખાસ કાંઇ ન કરે. આપણે મન મનાવીશું કે આપણે ધર્મગુરૂવર્ગની નીતિ સામે એકત્રિત થઇને કામ કરવાનો વિચાર તો કર્યો હતો; અમે એકત્રિત રીતે કાર્ય કરવાની કોશિષ તો કરી હતી.

પણ જો સંમેલન એવું કોઇ પગલું ભરશે કે જેથી આજની સુધારક ચળવળને નુકશાન પહોંચશે, કે સુધારક ચળવળ આજ કરતાંય વધુ ખરાબ સ્થિતિમાં આવી પડશે તો ભારે ગઝબની વાત બનશે.

આ છેલ્લી વાત જરા વિચારવા જેવી છે અને એ વાત તરફ સંમેલનમાં હાજર રહેનારા સૌ કોઇ સંપુર્ણ ખ્યાલ રાખે એવી સુચના આપવા માટે જ અમે આ લીટીઓ ત્વરિત ગતિએ બીબામાં ગોઠવાવીએ છીએ.

વહોરા કોમના ધર્મગુરૂવર્ગની અમર્યાદિત સત્તા, તેના ઉપયોગથી દાવતે હાદિયાહની ગાદીએ બેઠેલા સઇયદના તાહેર સૈફુદ્દીન સાહેબે કોમ ઉપર ફેરવેલો જુલ્મનો અંધશ્રધ્ધાનો અને અજ્ઞાનતાનો કોરડો, એ જ સત્તાની લગામ હાથમાં ધરીને એમણે આદરેલી, કોમને પડતી તરફ લઇ જતી રાજયનીતી આ બધા સામે માથું ઉંચકનારી સુધારક ચળવળને સંગઠિત કરવાના પ્રયાસનું પરિણામ એ ચળવળનીજ વિરૂધ્ધમાં આવી ન ઉભે, અને છેલ્લા અનેક વર્ષો થયાં

અપાયેલી કુરબાનીઓ એળે ન જાય તે જોવાની સમજદાર સાહેબોની ફરજ છે.

અમને આ વાતનો અંદેશો છે,—કોમના લગભગ બધા તરક્કી-પસંદ આગેવાનો સંમેલનમાં હાજરી આપવાના અમને ખબર મળ્યા છે છતાંય, કેમ કે અમે જાણીએ છીએ કે સૈયદના સાહેબ આવે વખતે જરૂર પડે તો રાક્ષસી બળ વાપરે છે અને જરૂરત પડે તો મુત્સદ્દીય! બને છે. સુધારક ચળવળને ધીમી પાડવા સૈયદના સાહેબના ભુતકાળના પગલાં અમારા જીગરમાં કોતરાયલા પડયા છે. આવે પ્રસંગે એમણે માબાપને ફરજંદથી, દોસ્તોને પોતાના વહાલાઓથી અને પત્નિઓને પોતાના ખાવિંદથી જુદા પાડવાની સફળ કે નિષ્ફળ વેતરણો આદરેલી અમે ભુલી શકતા નથી. એમણે ઉજાડેલા ઘરો એમણે બરબાદ કરેલા કુટુંબો, એમણે જાગૃત કરેલા રાક્ષસી-બળો, એમણે વર્ષાવેલા ઝુલ્મો, એમણે પેદા કરેલા દાદાઓ, એમણે મોકલેલા સુલેહના સંદેશવાહકો, એમણે દિવસે બતાવેલા આકાશના તારાઓ: આ બધું સૈયદના સાહેબની આજ સુધીની કારકિર્દી ઉપરથી નીતરી આવે છે. અમે જાણીએ છીએ સૈયદના સાહેબની કુનેહભરી રીતિ નીતિઓને અને તેથી જ અમને અંદેશો છે. જરા જેટલો જ, પણ છે ખરો.

તેથી, સંમેલનના ઉત્સાહી કાર્યકર્તાઓને, સંમેલનમાં ભાગ લેનારાઓને અને સંમેલન તરફ હમદર્દી બતાવનારા

સહુને, ખાસ કરીને સંમેલનમાં જે યુવક શક્તિ હોય તેને. અમે દેખાડીએ છીએ લાલ બત્તી, જોજો, સંભાળજો, જ્વલંત કુરબાનીઓ ભર્યો ઇતિહાસ જેની પાછળ છે તેવી સંમેલનની પહેલી બેઠક જે આ માસની સત્તરમીએ મુંબઇ મધે મળે છે તેના નાવને સંભાળીને ચલાવજો. એ પાર ઉતરે તેવી તરકીબ કરજો. એ પાર ન ઉતરે તોયે વાંધો નહિ, પણ એ નાવને ડુબાવવાની કોશિશ ફળિભુત ન થાય તે જોજો. સંભાળજો, અમે કહીએ છીએ. સઇયદના સાહેબ પોતાના વ્યક્તિગત અને કઉટુમ્બિક લાભ ખાતર, પોતાની સામે આવતા મજબુત વારને રોકવા ખાતર, એ રાક્ષસી બળનો કે કાં તો મુત્સદ્દાગીરીનો ઉપયોગ કરશે.

સંમેલનનો ભાર ઉપાડનારાઓ અને સંમેલનમાં ભેગા થયેલા યુવાનો ! સુધારક ઉદ્દામવાદીઓ ! તમારા રસ્તા ઉપર ચાંપતી નજર રાખજો. દાવતે હાદિયાહના પાયતખ્ત સમા મુંબઇમાં જ સઇયદનાની નજરની સામેજ જે થઇ રહ્યું છે તે ન થયું કરવાની કોશિશો થશે. કૃપા કરીને અમે બતાવેલી લાલ બત્તી ધ્યાનમાં રાખશો.

અમે દેખાડીએ છીએ લાલ બત્તીઃ મહેરબાની કરીને સઇયદના સાહેબના રાક્ષસી બળની પરવા કરશો મા કે ન ફસાજો એમના મુત્સદ્દીગીરી ભર્યા દાવમાં. સંમેલનના નાવને, કોમ તરક્કીની મંઝીલ તરફ નજર રાખીને, હંકારે જજો, અને પાર ઉતારજો. નહિ તોય કાંઇ નહિં. પણ એ નાવને ડુબવા ન દેતા.

સંમેલનમાં હાજરી આપનારાઓમાં એક વર્ગ બહુ જ હળવી પંક્તિનો છે, બાંધ છોડની કહેવાતી વહેવારૂ રીતિ-

નીતિમાં માનનારો છે અને એ નીતિને સિધ્ધાંત તરીકે કેટલાક ખપાવે છે. સંમેલન તરફ સઇયદના સાહેબની ત્રાંસી નજર છે અને એ શખ્સના દાવપેચ જાણીતા છે. આ કારણે સંમેલનના સમજદારોને, બુધ્ધિશાળી વર્ગને, યુવાન, વર્ગને અને ઉદ્દામવાદીઓને અમે લાલ બત્તી દેખાડીએ છીએ કે ચેતજો. ભય ક્યાં છે તે જો જો. સુધારક ચળવળનું નાવ તમારા હાથમાં સુપર્દ કરાયું છે. એટલા માટે કે આપણે આપણી મજલ તેજીથી કાપી શકીએ. તેથી, તે સમજપુર્વક, હોશિયારીપુર્વક, અડગપણે, પણ જીદ્દી થયા વગર, સંમેલનના મુળ હેતુને કામયાબ બનાવવાની નજરે સંમેલનના નાવને હંકારજો.



## સંમેલન આ ઠરાવ પસાર કરે

મુંબઇ મધ્યે આ માસની ૧૭ મી એ મળનારા સમસ્ત દાઉદી વહોરા સંમેલન પાસે રજુ કરવા માટેના ઠરાવોનો એક ખરડો કરાંચી ખાતેથી મુંબઇ મોકલાયો છે. આ નીચે રજુ થતો ઠરાવ મુખ્ય છે. અમે ઇચ્છીએ છીએ કે સમસ્ત દાઉદી વહોરા સંમેલન આ ઠરાવ પસાર કરે અને તેમાં જણાવેલી સંસ્થા મારફત વહોરા કોમની તરક્કી માટેના કાર્યો શરૂ કરે :-

"અરસએ કદીમથી ઇસ્માઇલી ઇમામી તયબી સંપ્રદાય બે બહોળા રસ્તે ચાલતો આવ્યો છે. એક છે દાવતે હિન્દા

ચાહ અને બીજી દાઉદી વહોરા જમાત. સિલસિલાની શરૂ-આતથી લઇને આ સદીની શરૂઆત સુધી આ કદીમી ધોરણે અનુસાર કામ ચાલતુ આવ્યું છે. દાવતે કોમને મઝહબના નામથી અને દીનના ઉમુરોથી વાકેફ કીધી અને જમાતે કોમની બધી સામાજીક લેવડદેવડ અને વ્યવસ્થા પોતાને હાથ રાખી.

જયાં સુધી આમ થતુ રહયુ ત્યાં સુધી કોમમાં એકતા રહી અને કોમ તરક્કીના પંથે કુચ કરતી રહી.

સમસ્ત દાઉદી વહોરાઓનું આ પહેલું સંમેલન ખેદ સાથે એ વાતની નોંધ લે છે કે રાહે રાસ્તથી કોમ લપસી પડી છે અને ચુકી ગયેલા રાહ ઉપર તેને ફરી પાછી મુકવાની સત્વર જરૂર છે.

"ઉપલી વાત ધ્યાનમાં રાખીને સમસ્ત દાઉદી વહોરાઓનું આ પહેલું સંમેલન નીચે જણાવેલા પાંચ સાહેબોની એક સમિતિ નીમે છેઃ

૧ .....................
૨ .....................
૩ .....................
૪ .....................
૫ .....................

ઉપરોકત સાહેબોને સંપુર્ણ હક રહેશે કે તેઓ કોમની આજની પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને કોમના સંગઠનની આવશ્યકતાની નેમથી એક ઘટતુ બંધરણ ઘડી કાઢે અને એ બંધારણની રૂએ જયાં જયાં વહોરા કોમ વસે છે

ત્યાં ત્યાં વ્યવસ્થીત, વહેવારૂ અને કાયદેસરની વહોરા જમાતો કાયમ કરે."



**સપ્ટેમ્બર ૧૯૩૫ના 'આગે કદમ'ના અંકમાં તંત્રી સ્થાનેથી લખાયેલો લેખ.**

## એકત્રિત થાઓ.

સ્હેજેય શંકા વિના એમ કહી શકાય કે આજે વહોરા કોમ જે પછાત સ્થિતિમાં છે તેના મુળમાં ધર્મગુરૂવર્ગની અમર્યાદિત સત્તા છે. આ અબંધ સત્તાના જોરે કોમ પર અજ્ઞાનતાનું અને ભયનું વાતવરણ ફેલાવાય છે અને તેમ કરીને ધર્મગુરૂવર્ગને જે જોઇએ છે તે તેઓ મેળવી લે છે.

આ સત્તાને જમીનદોસ્ત કરવા કાજે વહોરા કોમ આખીમાંથી અમુક અમુક જગ્યાએ છુટ્ટા છવાયા પ્રયત્નો થયા છે. બહુ ઝુજ પણ, કોઇ હળવો ને કોઇ સખ્ત એમ વિરોધ તો બતાવાયો છે. આ સત્તાએ જ્યાં ઝુલમના મોરચા માંડવાનું શરૂ કર્યું હોય ત્યાં માથા ફરેલ સ્વતંત્રતાવાદીઓનો જો ભેટો થઇ જાય તો ત્યાં તે જુલમનો સામનો થયેલો નજરે પડે છે. આમ કોઇ વખત નિમચમાં તો કોઇ વખત બુરહાનપુરમાં કોઇ વખત મુંબઇમાં તો કોઇ વખત કરાંચીમાં, આ સત્તાને તોડવાના પ્રયત્ન થયા કર્યા છે.

આ થોડાક છુટા છવાયા હલ્લાની અસર કંઇ જેવી તેવી નથી થઇ. ગલ્લા કેસના પગલાથી કોમ આખી જાગ્રત થઇ ગઇ. બુરહાનપુર કેસથી વધુ મકકમ બની રહી. કરાંચીના બનાવોએ સમસ્ત કોમનું ધ્યાન કરાંચી તરફ દોરાવી વિશ્વાસ બેસાડયો કે કોમને દોરી શકે તેવી સ્થિતિ હવે પ્રાપ્ત થઇ છે. આમ આ છુટા છવાયા પ્રયત્નોથી જે કોમ ઝુલ્મ સહી સહીને નિરાશ થતી જતી હતી તેમાં આશા જન્મી છે અને કોમને તરક્કી ભણી લઇ જવા માટે કેટલાયે કોમી યુવાનો તબાહ થઇ જવા તયાર થઇ રહ્યા છે. આ છુટા છવાયા પ્રયત્નોની કાંઇ નાનીશી ફત્તેહ ન ગણાય. આવા ફત્તેહમંદ પ્રયત્નો કરી કોમમાં રૂહ ફુંકનારાઓ અને તેમ કરવા માટે બળીદાન આપનારાઓ માટે અમારા અંતઃકરણમાંથી મુબારકબાદીના અવાજો નીકળી પડે છે અને અમારા મસ્તકો એવા કોમી ઇતિહાસ ઘડનારાઓના ચરણે ઢળી પડે છે.

હવે આટલા વર્ષોના અનુભવો પછી અને અપાયલા બળીદાનોના પરિણામ રૂપે અમે અત્રે એક વાત રજુ કરવા ઇચ્છીએ છીએ અને તે છે એકત્રિત થઇને જંગે લડવાની. એક ઇન્સાનની શકિત કરતાં અનેક ઇન્સાનોની શકિત ભેગી કરીએ તો અનેકવિધ કાર્ય કરી શકાય છે. એક વ્યકિતને નમાવવી, એક લાકડીને તોડવી, તે કદાચ બનવા જોગ હકીકત હોઇ શકે પણ અનેક વ્યકિતઓના સમુહને નમાવવો, અનેક લાકડીઓના ભારાને તોડવો, એ તદન મુશ્કેલ વાત છે. અનેક વ્યકિતઓના જુદા જુદા અને છુટા છવાયા બળથી

જે નથી સાધી શકાતું તેનાથી અનેક ગણું વધારે આજ વ્યકતિઓના જુદા જુદા ને છુટ્ટા બળોને એકત્રિત કરવાથી—સમુહબળથી—સાધી શકાય છે. આ જ કારણ છે કે જેથી રાજકિય, સંસારિક, આર્થિક અને બીજા અનેક ક્ષેત્રોની જુદી જુદી શકિતઓને એકત્રિત કરાય છે તાકે સ્હેલાઇથી, વધુ પ્રમાણમાં અને જલ્દીથી કામ નીકળી શકે. દરેક જાતની સંસ્થાઓ, મંડળીઓ, સહકારી ચળવળ, વ્યાપાર રોજગાર અને મજુરોના મંડળો, સમુહબળ વધારે બળવાન હોવાના પુરાવા છે.

છુટી શકિતઓને એકત્રિત કરી સમુહબળ નિપજાવવાથી થતા ફાયદાઓ આપણે જાણતા હોઇએ તો—અનેક વર્ષો પછીના જાતિ અનુભવ પછી અને આપણી આજુ બાજુએ આ સમુહબળનો ઉપયોગ થતો જોતા હોઇએ તો—આપણી ફરજ છે કે આપણે પણ કોઇ એક જુલ્મી સત્તાનો સામનો કરવા માટે સમુહબળ નિપજાવીએ.

અમને લાગે છે કે વોહરા આલમમાં જેટલી શકિત પ્રગતિ માગતી હોય, જેટલા મંડળો કોમી તરકકીની તમન્ના હૈયે ધરાવતા હોય, જેટલા ઇન્સાનો કોમી કેળવણી માટે અથાક કોશેશ કરતા હોય, જેટલાય સમુદાયો ધર્મગુરૂવર્ગની અમાપ સત્તાને તોડવા ઇચ્છતા હોય અને જેટલા વહોરા યુવાન યુવતીઓ જુનવાણી સ્વરૂપોના નાશની આરાધના કરતા હોય અને નવિનતા કોમની નસેનસમાં ફેલાવવાનો

ભેખ લેના હોય તેવા દરેક જણે એકત્રિત થવું ઘટે છે અને એક બીજાના વિચારો આપ લે કર્યા પછી એકી સાથે બધાએ કદમ ઉઠાવવો જોઇએ છે.

આપણી પ્રવૃત્તિ માટે આ વિચાર જો કે નવિન છે છતાં તે વિચારને પચાવેજ છુટકો છે. આ નવિન વિચારને અમલમાં મુકીને સારીય વહોરા આલમની સુધારક પ્રવૃત્તિને એક દોરે બાંધવાની જરૂર છે. આપણને આપણા ધર્મગુરૂવર્ગ તરફથી સહેવા પડતા ઝુલ્મને બનતી ઉતાવળે ઓછોજ કરવો છે ને ? આ ઝુલ્મને ઓછો કરવા હવે આપણી સર્વ શકિતઓને આપણી સર્વ પ્રવૃત્તિઓને આપણે એકત્રિત કરવી જોઇએ છે.

"જો સંગઠન થાય તો આપણો હેતુ તરતજ પાર પડે. જમાતખાના, કબ્રસ્તાનો, વકફો બધું આપણે તરત જ કબજે કરી શકીએ અને તેના ઉપયોગની સુયોગ્ય ગોઠવણ કરીએ."

---

(૧૯૩૬માં પ્રગટ થયેલા 'સલામ બંધ અંકના તંત્રી સ્થાનેથી

## ઓલ ઇન્ડીયા દાઉદી વહોરા જમાઅત

### હાતિમ અ. અલવી

---

"આગે કદમ"ના ૧૯૩૬ના માર્ચ માસમાં પ્રગટ થયેલા ૧૬ અંકમાં 'અમારા પ્રમુખ સાહેબ'ની ઓળખાણ આપતો,

ભાઇ હાતિમ અલવીની કલમે લખાયલો. એક લેખ પ્રગટ થયો હતો.

અમે એ લખાણમાંના સંમેલનની નજરે જરૂરી હોય તેવા ટુકડાઓ, જેમના તેમ, આ અંકમાં પ્રગટ કરીએ છીએ.

અમે વાંચકોને, અને ખાસ કરીને સંમેલનમાં હાજર રહેનારાઓને, ભાઇ હાતિમના અહિં પ્રગટ થતા વિચારો ધ્યાનપુર્વક વાંચવાની અરજ કરીએ છીએ. સુધારક ચળવળનો હેતુ અને તેને કેન્દ્રિત કરવાની જરૂરત ભાઇ હાતિમે અહિં ચર્ચી છે અને અખિલ હિન્દ દાઉદી વહોરા જમાઅતની સ્થાપના કરવાનો એમણે ઉલ્લેખ કર્યો છે.

અમને આશા છે કે ભાઇ હાતિમ અલવીના અહિં પ્રગટ થતા, પણ ૧૯૩૬ માં જાહેર થયેલા, આ વીચારો સમસ્ત દાઉદી વહોરા સંમેલનમાં ભાગ લેનારાઓને ઉપયોગી થઇ પડશે.

તંત્રી :

અત્યાર આગમચ જેના જેના પણ સલામબંધ થયાં તે ખાનગી વ્યકિતઓ હતી. વહોરા કોમના ઇતીહાસમાં પહેલીજ વખતે એક સંસ્થાનો સલામબંધ કરવામાં આવ્યો અને તેમ કરીને કરાંચીની ખાસ કદર કરવામાં આવી. નામદાર સઇયદના સાહેબ સાથે કોઇને પણ અંગત વેરભાવ ન હોઇ શકે અથવા ન હોવો જોઇએ. વર્ષો થયાં આપણી કોમમાં જે તીખો ખળભળાટ ઉભો થયો છે, તે સિધ્ધાંતોની અથડામણનો છે અને કરાંચીને જો કંઇ માન ઘટતું હોય તો તે એ વાતનું છે કે કોઇપણ જાતની અંગત કડવાસને બાજુએ રાખી એક એવું વ્યવસ્થિત મંડળ ઉભું કર્યું છે કે જે

પોતાના ગજા પ્રમાણે કોમની સેવા કર્યે જ જાય છે. યંગ મેન્સ વ્હોરા એસોસીએશન સ્થાપવામાં આવી ત્યારથી, ૧૯૨૯થી, ૧૯૩૪ સુધી આ સંસ્થાના સભ્યોએ કોમમાં રહીને કોમની સેવા કરવાનો પ્રયત્ન આદર્યો; એ સેવાનાજ માર્ગે ૧૯૩૪માં કોમથી બહાર જવાનું જ્યારે તેમને આમંત્રણ મળ્યું ત્યારે તે પણ હસ્તે મુખડે સ્વીકારી લીધું. અને ત્યારથી આજ સુધી બમણે વેગે આ મંડળ વહોરા કોમ તરફની પોતાની ફરજ બજાવ્યે જ જાય છે. બનવા જોગ છે કે વેરભાવના આ વખતમાં, એસોસીએશન નામદાર સહયદનાનો જે વિરોધ કરી રહી છે, તેની પુરતી કદર ન થાય; પણ ભવિષ્યનો ઇતિહાસવેત્તા વહોરા કોમના જીવનમાં ફેરાંફારોનાં આ બનાવને અત્યંત અગત્યનું સ્થાન જરૂર જરૂર આપશે એમ મારું માનવું છે.

નામદાર સહયદના સાહેબ સાથે આપણને શો ઝઘડો છે? કયાં સિધ્ધાંતો? એક હથ્થુ સત્તા સામેનો વિરોધ છે? મારા તરફથી આનો જવાબ ચોકકસ નકારમાં છે.

સમસ્ત દુનિયામાં આજે 'ડેમોક્રસી' (પ્રજા શાસન) અને 'ડીકટેટરશીપ' (સરમુખત્યારી) વચ્ચે યુધ્ધ ચાલતું હોય એમ છીછરી નજરે જોનારાઓને લાગે છે મારા મત પ્રમાણે આ પરસ્પર વિરોધી સિધ્ધાંતો નથી, પણ મુદ્દામાં એક જ વસ્તુ છે. તેને સ્પષ્ટ કરવાં માટે દાખલાઓ લઇએ.

દુનિયાની 'ડેમોક્રસી'ઓમાં સઉથી બે મોટી અમેરીકા અને ઇન્ગ્લાંડ છે અને 'ડીકટેટરશીપ'માં રશિયા, જર્મની, ઇટલી, અને તુર્કી છે. રાજ્યબંધારણનો જેઓએ અભ્યાસ નથી કર્યો તેઓ ખોટી રીતે એમ માનતા થઇ ગયા છે કે

ઇન્ગ્લાંડનો રાજા એ તો માત્ર રમકડું છે અને જો તેને કંઇ સત્તા હોય તો તે વાપરવાની તે બીચારામાં તાકાત નથી. હકિકત આથી તદ્દન જ ઉલટી છે. ઇન્ગ્લાંડના રાજ્ય બંધારણ પ્રમાણે દરેક રાજ્યખાતાની છેવટની દોરી બાદશાહ સલામતના હાથમાં છે અને પ્રજા શાસનનો મારો અભ્યાસ અને ઉપર જણાવેલા દેશોની મારી મુલાકાત પછી સહેજે સંકોચ વિના હું એમ કહી શકું છું કે ઇન્ગ્લાંડના રાજા કરતાં આ દુનીયામાં ભાગ્યે જ બીજો કોઇ એવો મનુષ્ય હશે કે જેને આટલી બધી સત્તા સોંપવામાં આવી હોય અને જે મળેલી સત્તાનો આટલો બધો ઉપયોગ પણ કરતો હોય આથી ઉલટું કહેવાતા 'ડીકટેટરો'ની સત્તા પ્રમાણસર બહુજ થોડી હોય છે. લેખનો મુદ્દો એ ન હોઇને આ બાબત ઉપર લંબાણથી હું લખવા ધારતો નથી. પણ જરૂરી વાત એ છે કે એક હથ્થુ સત્તા જમાવવા જતાં અમાનુલ્લાહે પોતાનું રાજપાટ ખોયું અને એને પગલે ચાલનારાઓ આજે નભી પણ રહ્યા હોય તો કાલે પોતાના રસ્તે પડશે; પણ ઇન્ગ્લાંડનું રાજ્ય સદીઓ થયાં ચાલતું આવ્યું છે અને જ્યાં સુધી જોઇ શકાય છે ત્યાં સુધી દિવસે દિવસે વધુ અને વધુ મજબુત થતું જોય છે.

શા માટે ? કારણ કે બ્રિટીશ શહેનશાહતના **Symbolic Head** તરીકે જે પુરૂષ હોય છે તેના ખાનગી કમરામાં ઇંગ્લાંડના સઉથી મોટા નાટયકાર શેકસપીયરની આ લીટીઓ કોતરવામાં આવી છે—

***Have a giant's strength but do not use it like a giant.***

(રાક્ષસી બળ ભલે મેળવ, પણ રાક્ષસ ન બન)

સર્વોપરી સત્તા ભોગવતા આ શહેનશાહોએ પોતાના અનુભવે જોયું છે કે રૈયતના વિચારો ન સમજવાથી અને ખુશામતિયા સલાહકારોથી દોરવાઇ જઇને સત્તાના મદમાં આંધળાભિંત થએલા ઝાર અને કેઝર દુનીયાની હસ્તિમાંથી નાબુદ થયા છે. પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસના આ અતિ મોંઘા પાઠોને ઇન્ગ્લાંડનું રાજ કરતું કુટુંબ કદી ભુલતું નથી અને તેથી પોતાના સામ્રાજ્યના દરેક વિચારક સુધારક અને સેવકને તેઓ માન આપે છે, તેઓની સલાહ લે છે અને રૈયતના સ્વાભાવિક પ્રેમમાં પોતાની ગાદીની સહીસલામતી જુએ છે.

આવુંજ કંઇક, જો કે નાના પ્રમાણમાં આપણી નાનકડી કોમમાં થાય તેમ જોવા હું ઇચ્છું છું અને મારાથી બની શકતો પ્રયાસ કરૂં છું. વહોરા કોમ શિક્ષિત થાય, સંગઠિત થાય, સેવાભાવી થાય અને હિન્દુસ્તાનની કોમોમાં દીપી નીકળે એ મારી કોમ માટેનો મારો આદર્શ છે. આવી વ્યવસ્થિત થએલ કોમના ઉપરી અને નિગેહબાન, તેની આર્થિક અને રૂહાની ઝીંદગીના પેશ્વા, નામદાર સઇદના હોય એવા સ્વપ્નો હું સેવું છું. પણ આ દુનિયામાં આપણું ધાર્યું આપણને મળે ત્યાં સુધીમાં સંકુચિત સંજોગોમાં બની શકે તેટલું કરવું રહ્યું. તેથી મારો આ દેખીતો વિરોધ વહોરા કોમ જોઇ રહી છે.

નામદાર સૈયદના સાથે પુરતો પરિચય ન હોઇને એમના આદર્શો અને કામો હું બરાબર ન સમજી શકયો હોઉં એ

સંભવિત છે. પણ જ્યાં સુધી હું સમજ્યો છું ત્યાં સુધી નામદાર સૈયદના એક બહુજ હઠીલા, જીદ્દી, પ્રેમ કરતાં વેર-ભાવી વધારે, અને પોતાની અંગત વડાઇમાં કોમની મોટાઇ જોનાર એક આસામી છે. અને અમારો વિરોધ નામદાર સૈયદનાનો અંગત નહિ પણ તેમના આ સ્વભાવનો અને તેમની આ નીતિનો છે. આપણામાં એક કહેવત છે કે "ઝેરનો ઉતાર ઝેર." નામદાર સૈયદના પોતાની નીતિ વઝારતે સૈફીયાહ મારફતે અમલ લાવે છે અને તેથી એ નીતિનો જબ્બર અને કટ્ટર વિરોધ વ્યવસ્થિત રીતે કરાચીની યંગ મેન્સ વ્હોરા એસોસીએશન કરી રહી છે.

વખત આવ્યે વહોરા કોમને એક ઓલ ઇન્ડીઆ દાઉદી વહોરા જમાઅત સ્થાપવાની સખત જરૂર છે કે જે જમાઅતની મધ્યસ્થ સમિતિ મુંબઇ યા કરાંચીમાં હોય અને જેની ઓછામાં ઓછી ૧૦૦ શાખાઓ પહેલાં જ વર્ષમાં સ્થાપવામાં આવે. બે કારણોસર આ કામ હજુ હાથ નથી ધરવામાં આવતું. એક તો એ કે નામદાર સઇયદના જો પોતાની નીતિ બદલે તો તેમ કરવાની જરૂર ન રહે અને બીજું કારણ એ આ લેખની મુળ મતલબ છે.

સંસ્થાઓ તો જડ વસ્તુ છે. લોકોમાં ચેતન પ્રેરવા, જીવન લાવવા અને તેઓને કાર્યબધ્ધ અને કાર્યકુશળ કરવા સેવાભાવી વ્યકિતઓની જરૂર છે અને એ બધાના ઉપરી તરીકે અને મોખરે કોઇક એવું જોઇએ કે જેમના

હુકમ બધા બર લઇ આવે અને જે આખી કોમ વતી એક અવાજે બોલી શકે.

ઓલ ઇન્ડીઆ સંસ્થાની સ્થાપના થાય ત્યાં સુધી કોમ સલાહ મંડળી તરીકે અને ભવિષ્યમાં આવતા મહા-મંડળની એક પુરવણી તરીકે કરાંચીની યંગ મેન્સ વ્હોરા એસોસીએશન આ કામ કરી રહી છે.

---

## દાઉદી વહોરા કોન્ફરન્સ

---

## એહમદઅલી યુસુફઅલી તળાજાવાલા

---

'આગે કદમ'ના ૧૯૩૬ના જુન માસના 'મીસીસ અલીભાઇ અંક'માં ભાઇ એહમદઅલી યુસુફઅલી તળાજા-વાળાનો લેખ પ્રગટ થયો છે. તે લખાણના અમુક ફકરાઓ મુકી દઇને, અમે અહિં પ્રગટ કરીએ છીએ. તંત્રી

આજે જગતભરના યુવાનો ક્રાન્તિ કરી સમાજમાં, રાષ્ટ્રમાં, પલટો લાવવા મથી રહ્યા છે ત્યારે ફકત વહોરા યુવકજ બેદરકાર બની જાણે કાંઇ બનતું જ ન હોય એમ ધારતો લાગે છે.

આજના ગણ્યા ગાંઠ્યા ક્રાન્તિકારી વહોરા યુવાનો સમાજને ધર્મગુરૂવર્ગના બંધનોમાંથી મુકત કરવા, રૂઢિની ગુલામીમાંથી કોમને મુકત કરવા, જગતમાં જ્યાં જ્યાં વહોરા યુવાનો વસતા હોય ત્યાં ત્યાં તેની બેદરકારીરૂપ ઘોર નિદ્રામાંથી તેઓને ઢંઢોળવા પડકાર ઉપર પડકાર કરી રહ્યા

છે. છતાં તે પડકાર ઝીલતો પડઘો જેટલા જોરથી પડવો જોઇએ તેટલો પડતો નથી લાગતો. આનું કારણ શોધી કાઢવા આપણે સહકાર બાંધવો જોઇએ, વિચારની આપ લે કરવી જોઇએ, અને તે કારણ મળી આવતાંજ તે કારણના મુળમાં ક્રાન્તિરૂપી દારૂગોળો ભરી એક જ ચીનગારીના ધડાકાથી તે કારણ નાશ પામે એવી વ્યવસ્થા કરવી જોઇએ.

આપણો વહોરા સમાજ ધર્મગુરૂઓને આધીન બની મનુષ્યત્વની અવગણના કરી રહયો છે અને તે આધીનતામાં પોતે પોતાનો દુશ્મન બની રહયો છે તેનો તેને કલ્પનામાં પણ ખ્યાલ હોતો નથી. આજે સમાજની આ દશા સમાજની બેદરકારીની ભયંકરમાં ભયંકર શિક્ષા છે. આપણે ભયંકરમાં ભયંકર અંધકારમાં દટાઇ ગયા છીએ. તે ભયંકર અંધકાર છે ધર્મગુરૂવર્ગની છાયા, અને તે છાયાના પ્રભાવથી જ આજે ધર્મગુરૂવર્ગ સમાજને ધમકાવી શકે છે ન્યાતબારનું બુઠ્ઠું ખંજર ચલાવી શકે છે, અથવા કહો કે તેઓથી બની શકે તેટલા અમાનુષી અત્યાચારો કરી શકે છે.

આવા ભયંકર વાતાવરણમાં કોમ ઉપર થતાં જુલમોનો પ્રતિકાર કરવા, સંયુકત સામનો કેમ કરવો તેનો વિચાર કરવા આપણે તાત્તકાલિક દાઉદી વહોરા કોન્ફરન્સ ભરવાની જરૂર છે.

આપણા ધર્મગુરૂવર્ગનો જુલમ કેટલો બધો વધી રહયો છે, સાથે તેઓ કોમને કેવી રીતે છિન્નભિન્ન કરી રહયા છે,

તેનો અવાજ વહોરા યુવાનોના એકેએકના કાનમાં ભરી દેવાનો માત્ર કોન્ફરન્સ એ એકજ જબરદસ્ત ઇલાજ છે.



## કોન્ફરન્સ ભરો !

### અબ્દુલકૈયુમ શરફઅલી શાહેરવાળા (બી. એ.)

'આગે કદમ'ના ૧૯૩૬માં પ્રગટ થયેલા 'મીસીસ અલીભાઇ અંક'માંના ભાઇ શાહેરવાળાંના લખાણમાંથી મુદ્દાસરના ફકરાઓ લઇ અહિં રજુ કરવામાં આવે છે (તંત્રી)

મુંબઇ શહેરમાં હું રહું છું, અને કોમી વીરલાઓના સમાગમમાં વારંવાર આવવા માટે મને ઘણાં પ્રસંગોના પરિણામે ઘણા દાઉદી વહોરા કોમના ભાઇઓના હૃદય પર ટકોરા મારતાં સ્પષ્ટ અને સંતોષકારક રીતે માલમ પડયું છે કે, નામદાર સૈયદના વડા મુલ્લાંજી સાહેબ તરફનો અવાજ ચોકળ આવ્યો છે; એટલુંજ નહિ પરંતુ માનને બદલે ધિક્કારની લાગણી માલમ પડે છે. તપાસ કરતાં જણાયું કે આ ફેરફારના કારણો ઘણા છે. તેમાંથી અમુક નીચે લખું છું:

(૧) નામદાર વડા મુલ્લાંજી સાહેબ દુન્યવી પવિત્ર કેળવણી કોમને આપવા તરફ ચોંકાવનારી રીતે બેદરકાર રહે છે.

(૨) લાચાર વિદ્યાર્થીઓ અને યતિઓના હક પર ઘાતકીપણું થતું જોવામાં આવે છે. વિધવાઓની હાલત પણ દયાજનક છે.

(૩) કોઠારમાં ન્યાયને બદલે અપવિત્ર અન્યાય છે.

(૪) ગામોગામમાં જાલીમ આમીલોનો ભયાનક ત્રાસ છે.

(૫) મતલબના ખાતર, ઈસ્લામના સિધ્ધાંત વિરૂધ્ધ કોમ પાસેથી પઇસા ઉઘરાવવામાં સરદારનો અસહ્ય ત્રાસ છે.

(૬) કેળવણી ચાહક ગૃહસ્થોની મદદથી ઉછરતા ખાતાંઓને દાબી દેનાર સરદારના ગુંગળાવી નાખનારા કરારો.

(૭) સરદારની સ્વાર્થી મનોદશાને લઇને જાલિમ, અંધશ્રધ્ધાળું, અકકલહિણ અને ગાફીલ લોકોની કોમમાં વધતી જતી આગેવાની અને તેને જ લઇને ખુદા પરસ્તી, નેક અને સખી માણસોની સખાવત, કોમી ધગશ અને હોંશની નાબુદી; પરિણામે કોમમાં અંધાધુંધી અને અધર્મ.

(૮) લાખો અને કરોડોની કોમી વકફ મિલ્કતની આવકો કોમના હિત વિરૂધ્ધ યાહોમ ઉચાપત થાય છે.

આ બધા કારણોને લઇને કોમના હ્રદયમાં ધર્મગુરૂ પ્રત્યે તિરસ્કારનો જવાળામુખી ઉછળે છે.

આવા સંજોગોમાં બંધારણપુર્વક constitutional અને constructive plan ઉપર સચોટ કામ કરવામાં આવે તો ધારેલું પરિણામ' આવે અને દુઃખી કોમના દુઃખ ટળાય તથા કાયમનું સુખ પ્રાપ્ત થાય.

મારૂં ચોકકસ રીતે માનવું છે કે જો એક મોટી 'કોન્ફરન્સ' મુંબઇમાં બોલાવી સરદારની આ પોલીસીને

હિમ્મતથી ખુલ્લી કરવામાં આવે અને ચોક્કસ રીતે તેનો અર્થ સમજાવવામાં આવે તો તેની ઘણી સારી અસર થશે. આપણો ધર્મ સ્વાર્થી ધર્મગુરૂઓ થકી, સાચા પવિત્ર ઇસ્લામથી, દિન પ્રતિ દિન કેટલો દુર જાય છે તે પણ સ્પષ્ટ રીતે બતાવવાનો પ્રસંગ મેળવવાની જરૂર છે.

જવાન અને વૃધ્ધ, ગરીબ અને તવંગર દરેકે ભેગા મળી કરાંચીના ભાઇઓએ જે કામ ઉપાડેલું છે તેને ઘટતી મદદ કરવા કોન્ફરન્સ ભરવાનો બંદોબસ્ત કરવો એ ખાસ જરૂરી છે. ઓ કોમી હિત ચાહનારાઓ ! દીન અને દુન્યાના સાચા ખાદીમો ! જાગો, ઉઠો, આગળ વધો ! અને કોમની સાચી કસોટી કરવા કોન્ફરન્સ ભરવા મેદાને પડો ! કોમને અંધકારમાંથી ડુબતી બચાવો !

ક્રિકેટની રમતમાંથી રમનારાઓ અને જોનારાઓ બન્નેને શિસ્ત, વફાદારી, સહકાર અને કુરબાની જેવા ગુણો શીખવાના છે. રમતની આવડત માત્રથી જ કાંઇ કોઇ ટીમ સફળ નથી બની શકતી. દરેક ખેલાડીમાં, રમવાની આવડત ઉપરાંત, ઉપલા ગુણો હોવાની જરૂરત છે. કુરબાની વગર શઉર્ય સંભવજ નહિ. વફાદારી વગર જીંદગીમાં રાહત નથી. વફાદારીનો ચાલુ અર્થ તમારે કરવાનો નથી. વફાદારી કંઇ ફકત સરકાર તરફજ નથી બતાવાતી. પોતાના મા બાપ, બાળકો, સ્ત્રી, કોમ નેતા વગેરે તરફ પણ વફાદાર રહેવાની જરૂરત છે. પોતાના નેતા અને સિધ્ધાંતને માણસોએ વફાદાર રહેવું જોઇએ. ક્રિકેટમાંથી આ ગુણો મળી રહે છે. યુરોપવાસીઓ આવા ગુણો કેળવીને મહાન બન્યા છે.

આપણને આપણા મઝહબે, કુરઆને પાકે, આપણી શરીઅતે અને આપણા નબી સાહેબે શીખવેલા એ ગુણોથી આપણે દુર હોઇએ, અને વળી આવી રમતોમાંથી પણ તે ન શીખી લઇએ, તે કેટલી શરમજનક હકીકત કહેવાય !

○ પ્રીન્સ અબ્દુલ ખાલીક ○

## અખિલ હીંદ દાઉદી વહોરા પરિષદ

### એ. મન્સુર

અખિલ હિંદ દાઉદી વહોરા પરિષદ ભરવા વિષેની વિચારણા કરવા માટે વહોરા કાર્યકર્તાઓની એક પ્રાથમિક સભા ગોધરા મુકામે તા. ૨૩ મી ઓગસ્ટ ૧૯૩૯ને રોજ બોલાવવામાં આવી હતી.

એ પ્રસંગે 'આગે કદમ'ના ઓગસ્ટ ૧૯૩૯ના અંકમાં એ. મન્સુરની કલમથી લખાયલો એક લેખ પ્રગટ થયોં હતો. અહીં તે લેખ, અમુક ફકરાઓને બાદ કરીને, પ્રગટ કરવામાં આવે છે. (તંત્રી:)

ગોધરાના યુવકોએ પરિષદ ભરવા વિષે હજી તો વાતજ ઉચ્ચારી છે ત્યાં તે લોકો ઉપર જે મારપીટ થઇ તેને હું વખોડી કાઢું છું.

સઇયદના તાહેર સૈફુદ્દાન સાહેબના સર્વ સત્તાધિશપણાનો અને કોમ તરક્કીની અટકાયત કરતી એમની વલણનો વિરોધ હિંદના ગામે ગામ અને શહેરે શહેર ઉઠયો.

છે. એ વિરોધ દરેક ગામ કે શહેરમાં વ્યવસ્થિતપણે કે અવ્યવસ્થિતપણે સાચી યા ખોટી દિશામાં થઇ રહયો છે. એ વિરોધ કરવા નાણાકિય તેમ જ બીજી શકિતઓ પણ પુષ્કળ પ્રમાણમાં ખર્ચાઇ રહી છે. વળી આ વિરોધ અનેક વર્ષોમાં ચાલુ રહયો છે.

અજબ જેવું તો એ છે કે આમ પુરતી શકિતના વ્યય પછી પણ, જોઇએ તેવી અસર આપણા કાર્ય માટે આપણે પાડી શકયા નથી. કારણ રૂપે અવ્યવસ્થિતપણું અને અલગ અલગ રીતે જુદા જુદા સ્વરૂપે વેડફાતી આપણી શકિતઓ એકત્રિત થાય તો તે સમુહબળની નાની હીલચાલ પણ જબરી અસર પેદા કરી શકે એ સમજી શકાય એવી વાત છે.

આજ અગાઉ જો આ શકિત કેન્દ્રિત થયેલી હતે તો 'બાગે મોમીન' માસિક ત્રીસ વર્ષની સેવા પછી બંધ ન પડયું હોત; 'ગુલઝાંરે હકીમી' અને 'બાગે કદમ'ને જે આર્થિક સંકડામણ રહે છે તે ન રહેત; પ્રચાર કાર્યમાં નાણા તેમજ શકિતઓના ખર્ચમાં અજબ કરકસર કરી શકાત; એક ઠરાવે અને ઇશારે વહોરા સુધારક પક્ષ ચાલી શકતે; વિવાહ અને મોત વખતે તેમજ બીજા પ્રસંગોએ સુધારકો વ્યકિત-ગત રીતે વ્યાજબી લાગે એમ વર્તે છે તેમ ન વર્તી શકત; જયાં ત્યાં થતા જુલ્મોનો એક સામટો વિરોધ કરીને તેવા જુલ્મો અટકાવી શકાત; અનેક બહાને નાણા 'દાવત'ના ભંડારમાં ધસડાતા જાય છે તે પણ બંધ કરાવી શકાત; કેળવણીના કાર્યમાં જે આડખીલીઓ નંખાય છે તેને વધારે મુસ્કેલીઓ વગર ઉખેડી નાખી શકાત; સૈયદના સાહેબના

શરિઅત વિરૂધ્ધના કાર્યો અટકાવી શકાત; બેરોજગારો માટે ધંધાના અને અજ્ઞાનો માટે જ્ઞાનના રસ્તાઓ પણ, કદાચ, ખોલી શકાત.

એકત્રિત બળ, જો બીજું કંઇ નહીં તો ચળવળની પારાશીશી બની રહી શકે અને આપણી કુલ તાકાત કેટલી છે તે આપણને જણાવી શકે.

અખિલ હિંદ દાઉદી વહોરા પરિષદ સુધારક ચળવળને આવી રીતે કેન્દ્રિત કરવાનું કાર્ય કરી શકે.

આપણે એ પણ ખ્યાલ રાખવો પડે કે છુટી છવાઇ શકિતઓના એકત્રિતપણામાંથી જે સમુહબળ જન્મે તેને શરૂઆતમાંથી જ ડાબવા સઇયદના સાહેબ જરાય પાછી પાની નહીં કરે—બલ્કે મારપીટની શરૂઆત થઇજ ગઇ છે તે આપણે જોયું છે.

અઘળક દઉલત, અંધશ્રધ્ધાનું બળ, સામાજીક બહિષ્કારનું હથિઆર અને આપણી ડરપોકતામાંથી સામા પક્ષે ભેગું થતું બળ: આ બધું સઇયદના સાહેબ પાસે છે. અને એ સાહેબની નીતિનો સફળ રીતે વિરોધ કરવો તેનો મતલબ એ થાય કે આપણા પાસે પણ નાણા હોય, આપણા પાસે પણ આપણા કાર્ય ઉપરની અખુટ શ્રધ્ધા હોય, સામાજીક બહિષ્કાર યા ગમે તે બીજા પરિણામ તરફ આપણામાં બેદરકારી હોય અને આપણા કાર્યમાં આપણા કાર્યકરોની તલ્લીનતા હોય. જંગમાં સામા પક્ષ પાસે જે વસ્તુ એવી હોય કે તેના પ્રયોગથી આપણને અસર પહોંચે તો તેવી વસ્તુને યા તેની અસરને નાબુદ કરવાનું આપણા પાસે પણ એવું જ કોઈ હથિયાર હોવું જોઇએ છે, એટલું નહિ પણ

**એ હથિયાર સામા પક્ષની છાવણીને કમજોર કરી નાખી શકે તેવું જ હોવું જોઇએ છે.**

અખિલ હિંદ દાઉદી વહોરા પરિષદ ભરવાની જરૂરત ભલે તેટલી હોય, પણ તેવી પરિષદ ભરવાના કાર્યમાં નાખવામાં આવતી હર મુશ્કેલીને દફે કરવાની આપણી પાસે શ્રધ્ધા હોવી જોઇએ છે. સમસ્ત સુધારકવર્ગની તરફ નજર નાખતાં એમ જણાવી શકાય કે એવી શ્રધ્ધા કેળવી શકવા જેટલા સરંજામો આપણી પાસે છે. સિરફ એ સરંજામો પરિષદ માટે ઉપયોગમાં લાવી શકાવા જોઇએ

અહીં શંકાને સ્થાન મળે છે કે એ સરંજામો પરિષદના કાર્ય માટે કદાચ ઉપયોગમાં લાવી ન શકાય. એ શંકા ઉપસ્થિત થવાનું કારણ છે આપણામાં આવી ગયેલી નિષ્ક્રિયતા–આપણામાં આવી ગયેલું ઢીલાપણું.

પરિષદ ભરાય એ તો ચોકકસજ અગત્યની વાત છે; પણ એ અગત્યતાને ટપી જાય તેવી જરૂરીઆત તો છે દાઉદી વહોરા સુધારક કાર્યકર્તાઓને ભેગા કરવાની. જો અહીં તહીંના લગભગ બધા કાર્યકરો ભેગા મળી શકે અને પરિષદ બોલાવવા અંગેની ચર્ચા ઉપરાંત કોમની સ્થિતિ વિષે પણ ગંભિરપણે વિચાર ચલાવે તો પછી આપણામાં આવી પડેલી નિષ્ક્રિયતાને નાબુદ કરી શકાય ખરી : અને તો પછી અખિલ હિંદ દાઉદી વહોરા પરિષદ મારફત સુધારક ચળવળની શકિતઓને સંગઠિત કરવાના આપણા મનોરથો પણ સફળ થઇ શકે.



# સંમેલનને એક મુખપત્રની આવશ્યકતા છે

## એ. મન્સુર

સમસ્ત દાઉદી વહોરા સંમેલનની પહેલી બેઠક મુંબઈ મધે તા. ૧૭ મી જાન્યુઆરી ૧૯૪૪ રોજ મળવાની છે.

વહોરા કોમની ઉન્નતિ માટે જે લોકોએ પોતાનો ફાળો એક યા બીજી રીતે આપ્યો છે તેઓ આ સંમેલનમાં ભાગ લેવાના છે. હિંદ અને હિંદ બહારના વહોરા કોમના આગેવાનોની દોરવણી પણ આ સંમેલનને મળી શકે એમ છે. તેથી એવી આશા રાખી શકાય કે આ સંમેલન સમસ્ત વહોરા કોમની તરક્કી માટેનો અમલી કાર્યક્રમ ઘડશે.

આવું એકાદ સંમેલન ભેગું થાય કે વર્ષમાં એકાદ વખત તેની બેઠક મળતી રહે તેથી એ સંમેલન પાછળ રહેલો હેતુ બર આવવાનો નથી. સંમેલનની આ બેઠક જે કાર્યક્રમ યોજે તેને અચુકપણે અમલમાં મુકવો જોઇશે અને તે માટે સંમેલનનો હેતું અને ઘડેલો કાર્યક્રમ ફેલાવવાની, તેના પ્રચારની, જરૂરત રહેશે. વહોરા કોમના બચ્ચા બચ્ચાના કાને આ સંમેલનની વાતો પહોંચવી જોઇશે. એકેક તરક્કીવાંચ્છુ વહોરા નરનારીને કાર્યબધ્ધ કરવાની જરૂરત રહેશે. એકેક વહોરા કાર્યકરને સતત જાગૃત રાખવો જોઇશે. અને આ કામ માટે સંમેલનને યા સંમેલન જે મધ્યસ્થ સમિતિ કે સંસ્થા કાયમ કરે તેને પોતાના એક મુખપત્રની જરૂરત રહેશે. જો સંમેલનને જીવતી જાગતી સંસ્થા બનાવી

રાખવી હોય અને સંમેલનના કાર્યને અમલી સ્વરૂપ આપવું હોય તો સંમેલનને ચોક્કસજ એકાદા વાજીંત્રની જરૂરત છે. સંમેલનમાં ભાગ લેનારાઓ આ વાત ભુલે નહિ કે એ તરફ દુર્લક્ષ આપે નહિ.

આજે વહોરા કોમની તરક્કી માટે, સુધારક ચળવળના મુળગત હેતુઓને નજર સમક્ષ રાખીને, પોત પોતાની રીતે, આ ત્રણ અખબારો કાર્ય કરી રહ્યા છેઃ—

૧. બુરહાનપુરથી પ્રગટ થતું અઠવાડિક 'ગુલઝારે હકીમી'

૨. કરાંચીથી પ્રગટ થતું માસિક 'આગે કદમ'

૩. મુંબઇથી પ્રગટ થતું અઠવાડિક 'વહોરા અખબાર'

કોઇ નવું અખબાર શરૂ કરવામાં, હમણાં લડાઇને કારણે, કદાચ. નકલીફો ઉભી થશે. બનવા જોગ છે કે 'ડીકલેરેશન'જ ન મળે. આથી મને લાગે છે કે જો મજકુર ત્રણ છાપામાંથી એકને સંમેલન પોતાના વાજીંત્ર તરીકે પસંદ કરે તો જરાય ખોટું નથી. સંમેલન આ કાર્ય માટે એક સમિતિ નીમી શકે. એ સમિતિને નીચેના કાર્યો કરવાના હોયઃ—

૧. અધિપતિની નિમણુક કરે.

૨. છાપા માટે નીતિ નક્કી કરે.

૩. છાપાને આર્થિક અને બીજી રીતે નભાવે.

જો સંમેલનના હેતુ અને કાર્યક્રમના પ્રચાર માટે, પોતાના વાજીંત્ર તરીકે 'ગુલઝારે હકીમી'ની કે 'વહોરા અખબાર'ની સંમેલનમાં પસંદગી થાય તો સારી વાત છે. પસંદગીનું કામ સરળ થાય એટલા માટે મારે કહેવું જોઇએ કે કરાંચીની યંગ મેન્સ વ્હોરા એસોસીએશનના

માસિક મુખપત્ર 'આગે કદમ' ઉપર પસંદગી ઉતરે તો મને ખાત્રી છે કે સંમેલન જેવી સુધારક–ચળવળનું વ્યવસ્થિત ને સંગહિત બળ ધરાવનારી સંસ્થાને કોમો-ન્નતિના ઉચ્ચ હેતુઓ માટે, પોતાનું વાજીંત્ર 'આગે કદમ' સોંપી દેતાં કરાચીની યંગ મેન્સ બ્હોરા એસોસીએશન જરાય અચકાશે નહિ, બલ્કે ગર્વ લેશે કે જે સંમેલનની જરૂરત વિષે 'આગે કદમે' સૌથી પહેલાં, અને પોતાના જન્મના પહેલાંજ વરસથી, અવાજ ઉંચો કર્યો હતો તે સંમેલન નવ વર્ષો જેટલા લાંબે ગાળે જયારે હસ્તિમાં આવ્યું છે ત્યારે તે સંમેલન મારફત કોમ--સેવા કરવા માટે કરાંચીના યુવકોની આ સંસ્થા પોતાના મુખપત્ર ઉપરનો હકક જતો કરશે.

'આગે કદમે' શરૂઆતથી ચોકકસ પ્રકારની મકકમ વલણ લીધી છે અને તે વલણ મુજબ એકધારૂં કામ કર્યું છે. 'આગે કદમ'ની અનિયમિતતાને જો આપણે બાદ કરીએ તો 'આગે કદમ'નું જીવન ઉજજવળ જીવન છે.

સમય એટલો નથી કે કરાંચીની યંગ મેન્સ બ્હોરા એસોસીએશનની કાર્યવાહક સમિતિની સભા બોલાવી તેઓનો મત લઇ શકું કે એસોસીએશનના માનવંત પ્રમુખ સાહેબ કે ઉત્સાહી મંત્રી સાહેબ સાથે આ વિષે વાતચિત ચલાવું પણ મને ખાત્રી છે કે જો 'આગે કદમ'ની સેવાની જરૂરત સંમેલનને હશે અને ઉપર જણાવ્યું તે મુજબ એક સમિતિ એની વ્યવસ્થા કરવા નીમાશે તો કરાંચીની યંગ મેન્સ બ્હોરા એસોસીએશન જરૂર નવ વર્ષની ઉજજવળ કારકિર્દીવાળા પોતાના માસિક મુખપત્રને સંમેલનને હવાલે કરશે.

ટુંકમાં કહેવાનું કે:—

૧. સંમેલનને એક મુખપત્રની આવશ્યકતા છે.

૨. 'ગુલઝારે હકીમી', 'આગે કદમ' 'વહોરા અખબાર' એ ત્રણ છાપામાંથી સંમેલનના મુખપત્ર તરીકે 'આગે કદમ' ની માગણી જો થાય તો તેના વ્યવસ્થાપકો એ વિષે વાંધો નહિ લે એમ મારૂં માનવું છે.



## પ્રકરણ ૩ જુ.

## સમાધાનીનો સફો.

# Dawoodi Bohra Differences

## Move For Settlement

(Times. 19-1-44.)

Negotiations between representatives of the Mullaji Saheb of the Dawoodi Bohra community and the organisers of the progressive section of the community for a settlement of their differences on social, economic and other questions began quite unexpectedly at the residence of the president of the conference, Mr. Yusuf-

alli A. K. Jivanjec, on Tuesday afternoon. After over an hour's discussion, it was agreed that the conference should be postponed till Saturday and in the meantime the negotiations should be continued.

This was revealed when the conference reassembled in Bombay on Tuesday, two hours after the scheduled time. There was a large attendence, several Bohra women being present in a seperate enclosure. In the absence of the president, owing to indisposition, Mr. Hatim Alvi of Karachi was voted to the chair.

The chairman explained that at about 4-30 p.m. on that day, Bhaisaheb Salehbhaisaheb Safiuddin, brother of the Mullaji Saheb, and Khan Bahadur Mahomedalli Allabux visited the president at his residence and told him that they were one with him on the need to promote goodwill and harmony in the commu-uity and that it was desirable for them to meet and settle their differences. The matter was then discussed, and it was agreed that the conference should be adjourned till Saturday so as to facilitate the nagotiations.

A message to this effect sent by the president was read to the conference. The chairman endorsed the message and moved that the conference be postponed till 6 p.m. on Saturday. He advised those present to agree to the postponement in the best interests of the community. Let it not be stated that when the time came for a settlement, it was the progressive section that shunned the opportunity said the chairman. After some discussion the meeting adopted the resolution.



(૨)

## સમાધાનમાં ભંગાણની કોશીશ.

### લાલબત્તીની આગાહી શબ્દે શબ્દ સાચી નીવડવાનો ભ્રમ.

(હેન્ડ બીલ)

વોહરા બંધુઓ વીસમી સદીના ધર્મગુરૂને સમજવા માટે તમારે વીસમી સદીની કેળવણી લેવી જોઇએ.

વીસમી સદીની કેળવણીનો મુળ પાયો આઝાદી છે. આજે દુનીયાના ખુણે ખુણે આઝાદીના પોકાર થઇ રહેલ છે.

હીન્દુસ્થાનમાં આઝાદી મેળવવા હીંદુ મહાસભા, કોંગ્રેસ અને મુસલીમ લીગ જેવી અનેક સંસ્થાઓએ બલીદાન આપ્યાં છે.

ધનપ્રેમી ધર્મગુરૂઓએ બ્રીટીશ ગવર્નમેંટની વફાદારીની આડ હેઠળ ફકત પોતાનીજ મતલબ પાર પાડી છે. માટે વોહરા કોનફ્રન્સના સભાસદો ને ગ્રાહકો, તમો ધર્મગુરૂ ઉર્ફે ધનગુરૂની ચાલ અને ઠગબાજીથી સાવધ રહો.

બીરાદરો જાગૃત થાઓ, ધર્મગુરૂને કે ગવરમેન્ટને વફાદાર રહેવા કરતાં તમે તમારા કર્તવ્યને વફાદાર રહો.

ધર્મગુરૂઓ આપણને સમાધાનીનો પેગામ મોકલીને આપણા જોમ અને જુસ્સાને તોડવા માગે છે. માટે આપ-ણને રાજકર્તાઓનાં કે કોઈ પણ વ્યકિત, કે સંસ્થાનાં બંધારણો તોડવા પડે તો તોડો, અને યા હોમ આગળ વધો.

**હાતિમ. અ. અલવી.**



## ( ૩ )

# સમાધાન કેમ પડી ભાંગ્યું ?

### દાઉદી વહોરા ભાઇઓની જાણ માટે જાહેર ખુલાસો

( સાંજ વર્તમાન તા. ૨૦–૧–૪૪. )

ગઈ કાલે જે કેટલાક આસામીઓએ બોલાવેલું સંમેલન ચાર દીવસ સુધી મોકુફ રહયું છે તે કેવા સંજોગોમાં થયું

તેની સાચી હકીકતો અમો કોમ સમક્ષ મુકયે તે પહેલાં જણાવવું જોઇએ કે દાવતે હાદીયાહની ગાદી રહેમતની ગાદી છે. કોમમાં કોઇપણ જાતનો ફસાદ બરપા થાય તો તેને બની શકતા સર્વ પ્રયાસોથી અટકાવવાની કોશીશ કરી હીદાયત દેવાની અમારી ફરજ છે. કોમી ભાઇઓ ગેરરસ્તે ન દોરવાય તેવા નેક ખ્યાલથી હમોએ જે હીલચાલ શરૂ કરી હતી, તેની ટુંક વિગતો નીચે પ્રમાણે છે :—

જ્યારે જનાબ સાલેહભાઇ સાહેબને મુંબઇમાં આ સંમેલન બોલાવનારાઓમાંના એક ભાઇ જીવનજી કરીમજી મોરીસવાલાને શનીવાર તા. ૧૫–૧–૪૪ ના દીવસે ટેલીફોનથી બદરી મહેલ બોલાવ્યા, તેમના પાસેથી ભાઇસાહેબે જાણવા માગ્યું કે આ સંમેલન બોલાવવાનો શું હેતુ છે? અને નામદાર ભાઇ સાહેબની જાણ મુજબ આ સંમેલનમાં સૈયદના સાહેબ અને દાવતે હાદીયાના બંધારણ વીરૂધ્ધ હીલચાલ થવાની છે. ભાઇ જીવણજી પાસેથી ભાઇ સાહેબે આ બારાના વીરૂધ્ધમાં પોતાની ખાત્રી કરી આપવા જણાવ્યું હતું. પરંતુ એકાદ કલાકની વાતચીત પછી એમ માલમ પડયું કે પોતે સંમેલન શા માટે અને શું કરવા ભરવામાં આવે છે; તેથી અજાણ હતા. ભાઇ સાહેબે આ ખાત્રી એટલા માટે માંગી હતી કે જો સંમેલન બોલાવાનો હેતુ શુધ્ધ ન હોય તો કોમને એ માટે વખતસર ચેતાવી દેવી જોઇએ. આ સમયે ભાઇસાહેબે ઓફર કરી હતી કે સંમેલન મુલતવી રાખીને એ બારામાં વાટાઘાટ ચલાવવી અને એ માટે ભાઇસાહેબે સંમેલન બોલાવનારાઓ સાથે મળીને વાત કરવાની પોતાની ખાહેશ બતાવી. આ વાતચીતનો

ખુલાસો સંમેલનના થનાર પ્રમુખ ભાઇ યુસુફઅલીને પહોં-ચાડવાનું કહયું હતું પરંતુ ભાઈ યુસુફઅલીના કહેવા પ્રમાણે ભાઇ જીવણજીએ તેઓને તેમ કહયું હતું નહીં. આનું પરીણામ શુન્યમાં આવ્યું અને સંમેલનની પહેલી બેઠક બંધ બારણે મળી.

આ ઉપરથી મંગળવારે સવારના અગીયાર વાગે નાગ-દેવી ખાતેની મસજીદના સહેનમાં કોમના આગેવાનોની એક સભા મળી જેમાં એમ નકકી કરવામાં આવ્યું હતું કે સંમેલન બાબતની ખરી હકીકતો કોમ સમક્ષ મુકવા માટે સમસ્ત કોમની એક સભા ગુરૂવાર તારીખ ૨૦-૧-૪૪ ના દીવસે રાત્રે સાડાનવ કલાકે ભીંડીબજારમાં બોલા-વામાં આવે.

ત્યાર પછી મંગળવાર તા. ૧૮-૧-૪૪ ના દીવસે બપોરના દોઢ વાગે સંમેલન બોલાવનારાઓમાંના એક ભાઇ તઇયબઅલી પાળીવાલા, ઉદેપુરના ચીફ જડજનો ભાઇસાહેબ ઉપર ટેલીફોન આવ્યો અને કોમમાં મતફેરા ન ઉભી થાય તેવા ખ્યાલથી ભાઇ સાહેબની મદદ માંગી અને તરતજ ભાઇ સાહેબે પોતાની એ માટે ખુશી દાખવી અને તે બારામાં વાતચીત કરવા બદરી મહેલ બોલાવ્યા, પરંતુ ભાઇ તૈયબ-અલીએ બ્લડ પ્રેશરના લીધે પોતાની તબીઅત નાદુરસ્ત હોવાથી અને વળી સંમેલનના પ્રમુખ ભાઇ યુસુફઅલી પણ પથારીવશ હોવાથી ભાઇ સાહેબને ભાઇ યુસુફઅલીના ઘરે પધારવા અરજ કરી. કોઇ પણ હીસાબે કોમમાં કુસંપ અને બે દીલી ફેલાતી અટકે તે ખ્યાલથી ભાઇ તઇયબઅ-

લીની આ શુભભાવનાને કબુલ રાખી ખાનબહાદુર મુલ્લા મહમદઅલી અલ્લાબક્ષ સાથે પોતે ભાઇ તઇયબઅલીને લઇને ભાઇ યુસુફઅલીના મકાન પર પધારયા, જ્યાં ભાઇ યુસુફઅલી અલવી સીવાયનાં સંમેલન બોલાવનારાઓ બધાંજ હાજર હતા. ત્યાં વાતચીત થયા બાદ ભાઇ યુસુફઅલી સાથે એવી ગોઠવણ થઇ કે સંમેલનની વધુ બેઠક ચાર દીવસ માટે મુલતવી રાખવી અને તે બાબતનો સંદેશો સંમેલનને પ્રમુખ સાહેબે મોકલી આપવો. આ પ્રમાણેની અમારી વાતચીત થઇ હતી. આ ઉપરથી સમસ્ત કોમની જે સભા ઉપર લખ્યા પ્રમાણે ગુરૂવારે બોલાવાનું નક્કી કર્યું હતું તે મુલતવી રહી.

અમને આજના છાપાઓથી તેમ સંમેલનની ગઇ કાલની બેઠકના એહવાલ ઉપરથી અને ખાસ કરીને પ્રમુખ મી૦ હાતીમ અલવીએ દર્શાવેલા વીચાર ઉપરથી એમ ખાત્રી થઇ છે કે જે આશા અને નેક નીયતથી અમો ભાઇ યુસુફઅલીને મળ્યા હતા તે પાર પડી શકે તેમ લાગતું નથી. અને તેથી હમો બન્ને જણા આજે તા૦ ૧૯-૧-૪૪ ના દીવસે સવારના આશરે ૯ા વાગે ભાઇ યુસુફઅલીના મકાન ઉપર બીજી વખત જઇ, ગઇ કાલની સંમેલનની બેઠકના કામકાજનાં એહવાલથી અને થએલી ગોઠવણના વીરૂધ્ધ મી૦ હાતીમ અલવીએ જે દીન અને દાવત વીરૂધ્ધ ભાષણ આપ્યું તેથી વાકેફ કરી જણાવ્યું કે એકબેકની જે શુભ નીષ્ટા છે તે બર આવી શકે એમ લાગતું નથી.

ભાઇ યુસુફઅલીને આ બારામાં હમારા તરફથી જે લેખીત નીવેદન આપ્યું છે તે નીચે પ્રમાણે છેઃ—

"જે નેક નીયત અને ભલી લાગણીથી ગઇ કાલે જનાબ સફીયુદીન સાહેબે પધારીને કોમમાં સુલેહ, સંપ કાયમ થાય એ માટે કોશેષ કરવા તમારા પ્રમુખ પદે કોન્ફરન્સ ભરાવાની છે તેને મુલતવી રાખી સુલેહ માટેની ચરચાઓ કરાવી અને અનુસરી તમોએ ગોઠવણ પ્રમાણે તમારો સંદેશો મોકલ્યો જે કોઇ પણ જાતની ચરચા વગર પાસ થવો જોઇએ તેને બદલે કોન્ફરન્સ બોલાવી જે જે અપમાનો અને બેહુદા બકવાસો દીન અને દાવત ઉપર કરવાની ઉમ્મેદ રાખેલી તે બધું કહીને અમારી ઉમ્મીદ અને તમો સાહેબની ભલી અને નેક કોશેષને ફગાવી દીધી છે અને તેથી અમારૂં પોઝીશન કોમમાં ઘણું ખરાબ લાગવા જેવું થયું છે. તેથી હમો તમોને ખબર આપીએ છીએ કે જો આમજ હોય તો હમો વચ્ચેથી નીકળી જઇએ છીએ.'

સાલેહભાઇસાહેબ સફીયુદદીન S. D. T. J. P.

ખાનબહાદુર મુ. મહમદઅલી અલાબક્ષ જે. પી. M. L. A.

તા૦ ૧૯ મી જાનેવારી ૧૯૪૪.

## (૪)

## મી૦ મોરીશવાલાનો ખુલાસો.

(મુંબઇ સમાચાર, તા૦ ૧૯–૧–૪૪)

સાહેબ, આજ સવારના 'મુંબઇ સમાચાર'માં જનાબ સાલેહભાઇ સાહેબ સફીઉદીન સાહેબ અને ખા. બા. મુલ્લા

મહમદઅલી અલાબક્ષે જે નીવેદન બહાર પાડયું છે તે મેં વાંચ્યું છે અને તેમાં મારા સંબંધમાં જે વિગત જણાવવામાં આવી છે તેથી કોમમાં ગેરસમજુતી ફેલાય એવો સંભવ છે અને એવી ગેરસમજુતી ન ફેલાય એ હેતુથી મારો આ ખુલાસો કોમ સમક્ષ મુકવાની હું મારી ફરજ સમજુ છું.

એ વાત ખરી છે કે, જનાબ ભાઈસાહેબે કોન્ફરન્સના પ્રમુખને સભા મુલતવી રાખવાનો સંદેશો પહોંચાડવા મને કહયુ હતું પરંતુ તેના સંબંધમાં તેમની ફરીયાદ એવી છે કે, મેં તેમ કર્યું ન હતું. સાલેહભાઇ સાહેબની આ ફરીયાદના સંબંધમાં મારે જણાવવું જોઇએ કે, જયારે સાલેહભાઇ સાહેબે આવી વિનંતી મને કરી ત્યારે અને તેજ વેળાએ મેં એમને જણાવી દીધું હતું કે, આવો સંદેશો પ્રમુખ સાહેબને પહોંચાડવાની કંઇ પણ જરૂર નથી કારણ કે શેઠ યુસુફઅલી જંગબારવાળાએ નામદાર હુઝુરે આલીની આજ બાબતના સંબંધમાં મુલાકાત લીધી હતી અને આવતી કાલે પણ ફરીથી મુલાકાત લેનાર છે અને તે મુજબ બીજી મુલાકાત પણ થઇ હતી.

વળી સાલેહભાઇ સાહેબ લખે છે કે ભાઇ જીવણજીએ સંદેશો પુગાડયો નહીં તેનું પરીણામ શુન્યમાં આવ્યું એ અનુમાન ભુલભર્યું છે. તેમજ મેં તેમનો સંદેશો ન કહયો તેથી કોન્ફરન્સની પહેલી બેઠક બંધબારણે મળી એ અનુંમાન પણ તેટલુંજ ભુલભર્યું છે. અમારા માનવંતા પ્રમુખ સાહેબ કોન્ફરન્સ મુલતવી રાખવાની સુચનાથી પુરેપુરા માહીતગાર હતા અને કોન્ફરન્સ તો આગળથી મુકરર કરેલા

નીર્ણય પ્રમાણે સોમવારે ભરવામાં આવી હતી-માત્ર ફરક એટલોજ હતો કે સભા ભરવાના સ્થળમાં ફેરફાર કરવાની ફરજ પડી હતી.

સાલેહભાઇ સાહેબ અને શેઠ મહમદઅલી પોતાના નીવેદનમાં જણાવે છે કે "એકાદ કલાકની વાતચીત પછી એમ માલમ પડયું કે, ભાઇ જીવણજી પોતે સંમેલન શા માટે અને શું કરવા ભરવામાં આવે છે તેથી અજાણ હતા."

ઉપલા ખુલાસાના સંબંધમાં મારે જણાવવાની જરૂર છે કે, સાલેહભાઇ સાહેબે કોન્ફરન્સના સંબંધમાં સવાલો પુછયા હતા પરંતુ ત્યાં શું ઠરાવો થનાર છે અને પ્રમુખ સાહેબ શું બોલવાના છે તે વીષે મે જણાવ્યું હતું કે હું કશું જાણતો નથી, પરંતુ કોન્ફરન્સ શા માટે ભરવામાં આવે છે અને શું કરવા માગે છે તે સઘળી વાત કોન્ફરન્સ બોલાવનારા સાત આગેવાનોએ બહાર પાડેલા આમંત્રણમાં ખુલ્લુ જણાવેલુ છે અને તે શીવાય હું વધુ કાંઇ જાણતો નથી; પરંતુ મેં ભાઇ સાહેબને ખાતરી આપી હતી કે કોન્ફરંસ નામદાર સૈયદના સાહેબ અને દાવતે હાદીયાના બંધારણ વીરૂધ્ધ કાંઇ પણ બોલનાર નથી અને કાંઇપણ હીલચાલ કરનાર નથી.

લી૦ કોમનો સેવક,

**જીવણજી કરીમજી મોરીસવાળા.**

તા૦ ૨૦-૧-૪૪



(૫)

# માંગનાર નો ભ્રમ કે મેં માંગ્યું નથી.

(મુ. સ. તા૦ ૨૦-૧-૪૪)

## કોન્ફરન્સના આગેવાન શેઠ હાતીમ અલવીનું નીવેદન

શ્રી૦ હાતીમભાઇ અલવીએ નીચેનું નીવેદન અમને પ્રગટ કરવા માટે આપ્યું છે:

આજે સવારે મુંબઇના આમીલ જનાબ સાલેહભાઇ સાહેબ સફીઉદીન સાહેબ અને ખા. બા. મુલ્લાં મહમદ-અલી અલાબક્ષ સાહેબે દાઉદી સંમેલનના સભાપતી શેઠ યુસુફઅલી જંગબારવાલાની મુલાકાત લીધી હતી અને લંબાણ વાતચીત કર્યા પછી નીચેનો પરાપત્ર રૂબરૂમાં આપ્યો હતો.

### પરીપત્ર.

"જે નેક નીયત અને ભલી લાગણીથી દોરવાઇને ગઇ કાલે જનાબ સફીઉદીન સાહેબે પધારીને કોમમાં સુલેહ સંપ કાયમ થાય તે માટે કોશેષ કરવા તમારા પ્રમુખપદે કોન્ફરન્સ ભરાવાની છે તેને મુલત્વી રાખી સુલેહ માટેની ચર્ચા કરવી એવી ગોઠવણ થઇ હતી એને અનુસરી તમોએ ગોઠવણ પ્રમાણે તમારો સંદેશો કોન્ફરન્સ ઉપર મોકલ્યો હતો જે કોઇપણ જાતની ચર્ચા વગર પાસ થવો જોઇએ તેને બદલે કોન્ફરંસ બોલાવી જે જે અપમાનો અને બેહુંદા બકવાસો દીન અને દાવત ઉપર કરવાની ઉમીદ

રાખેલી તે બધું કહીને અમારી ઉમીદ અને તમો સાહેબની ભલી અને નેક મકસદને ફુગાવી દીધી છે. આ સબબે અમારૂં પોઝીશન કોમમાં ઘણું ખરાબ લાગવા જેવું થયું છે તેથી અમો તમોને ખબર આપીએ છીએ કે જો આમજ હોય તો અમો વચ્ચેથી નીકળી જઇએ છીએ."

મુરબ્બી પ્રમુખ સાહેબની દરખાસ્તને માન આપી સંમેલને બહુજ મોટી અગવડ ભોગવી લઇ ચાર દીવસ મુલત્વી રાખ્યું તે એજ માટે કે પ્રમુખ સાહેબની ભલી અને નેક મુરાદ બર આવે. કોન્ફરન્સ આજ મકસદથી ચાર દીવસ મુલત્વી રહે એવી જાહેરાત કરવાની પ્રમુખ સાહેબ શેઠ જંગબારવાલાએ મને સુચના કરી છે.

ઉપરોકત પ્રગટ થતા પરીપત્રના અણઘટતા શબ્દોને બાદ રાખીએ તો કોન્ફરન્સે કોઇ પણ જાતનો અવીવેક દર્શાવ્યો નથી. એવું હું ખાત્રીપુર્વક કહી શકું છું. જનાબ આમીલ સાહેબ અને અલાબક્ષ સાહેબે આપેલા પરીપત્રથી પણ એ તો સાફ જાહેર થાય છે કે, સંમેલને કોઇ પણ જાતની અણઘટતી ભાષા વાપરી હોય તેવી તેઓને પોતાને પણ ખાત્રી નથી કારણ તેઓ પરીપત્રમાં લખે છે કે, "જો આમજ હોય તો"

એમ નહીં હતું એવી ખાત્રી મેં ઉપર આપી છે અને કોન્ફરન્સે કોમમાંથી કુસંપને દુર કરવાની પોતાના પ્રમુખ સાહેબની નેમ એક મીટે ધ્યાનમાં રાખી ચાર દીવસ મુલત્વી રાખવાનો જે ઠરાવ કર્યો છે તે અમલમાં રહેશે. અને કોન્ફરન્સ ફરી પાછી જેમ પોતે નક્કી કર્યું છે તેમ શનીવારે ભેગી મળશે. તે દરમીઆન કોમના દરેક દુરઅંદેસ

અને સાચા ખેરખ્વાહની એ દુવા અને પ્રયત્ન હોવો જોઇએ કે જે કમનશીબ મતફેર અત્યાર સુધી આપણી વહાલી કોમમાં ચાલુ રહયો છે તે હંમેશને માટે નાબુદ થઇ જાય અને કોમ એકસંપી એકતાથી ઉન્નતીના માર્ગે કુચ કરતી રહે.

જનાબ સાલેહભાઈ સાહેબની માગણી મુજબ કોન્ફરન્સની બેઠક ચાર દીવસ સુધી મુલત્વી રાખવાનો જે ઠરાવ પસાર કરવામા આવ્યો તેજ સ્પષ્ટ રીતે બતાવી આપે છે કે કોન્ફરન્સનો મુખ્ય હેતુ સમાધાનીની માગણીને બીલકુલ તરછોડી દેવાનો ન હતો પરંતુ સુધારક પક્ષ સમાધાનની માગણી સ્વીકારતો હતો.

આવી મોટી સભામાં આવેશમાં આવી જઇને કોઇ વ્યકતી તરફથી કંઇ બોલાયું હોય તેનો અનર્થ કરવો જોઇએ નહી પરંતુ કોન્ફરન્સે સભા મોકુફ રાખવાનો જે ઠરાવ પસાર કર્યો તે તેની શુભ નેમને જાહેર કરે છે. આ પરીસ્થીતી અને સંજોગોને બરાબર ધ્યાનમાં લેતાં એ જણાવવાની અને જાહેર કરવાની ખાસ જરૂર છે કે, સમાધાન માટેની વાટ.ઘાત તોડી પાડવાની જવાબદારી અમારી નથી.

**હાતીમ એ. અલવી.**

ભાઇ હાતીમ અલવી તેમજ આજના અંકમાં પ્રગટ થયેલી મુંબઇના માનવંત આમીલ સાહેબ ભાઇસાહેબ સાલેહભાઇ અને શેઠ મહમદઅલી અલાબક્ષનો ખુલાસો અમોએ ધ્યાનથી વાંચી જોયો છે અને અમને લાગે છે કે

સુલેહ અને સમાધાનના માર્ગમાં કાંઇ ગંભીર ગેરસમજુતી ઉત્પન્ન થઇ છે. મુખ્ય આક્ષેપ એવો છે કે સમાધાન માટે જે શરતો કરવામાં આવી હતી તેનો ભંગ થયો છે અને શેઠ હાતીમ અલવીના ભાષણમાં જાહેર થયલા વીચારોથી સમાધાન અશકય બન્યું છે. અમને લાગે છે કે આમીલ સાહેબ અને શેઠ મહમદઅલીને કોઇ વ્યકતી તરફથી ગેર-રસ્તે દોરવવામાં આવ્યા છે અને તેને લીધે ગેરસમજુતી ઉત્પન્ન થઇ છે પરંતુ બન્ને પક્ષના એક બે આગેવાનો વચ્ચે પડે અથવા કોઇ તટસ્થ આસામીઓને વચ્ચે નાખવામાં આવે તો આ ગેરસમજુતી તુરતજ દુર થવાનો સંભવ છે.

એટલા માટે અમે બન્ને પક્ષને વીનંતી કરીએ છીએ કે સમાધાન માટે તેઓ તરફથી ખુલ્લાં દીલે ફરી પ્રયાસ કરવામાં આવશે તો સમજુતી થવાનો માર્ગ જરૂર ખુલ્લો થઇ શકશે. આજે તો સંદેશા વહેવારૂ રીતે તોડી નાંખવામાં આવ્યા છે તેમ કરવામાં મોટી ભુલ કરવામાં આવે છે. દાઉદી વોહરા કોમના ભલા માટે અને કુંસપ દાબી દેવા માટે એ સંદેશા ફરીથી ચલાવવાની જરૂર છે.

તં. મું. સ.



(૬)

## સમાધાન સજીવન કરવાની સમાચારની અપીલ

(મુંબઇ સમાચાર તા૦ ૨૦-૧-૪૪ અગ્રલેખ)

### સમાધાનના સંદેશા પુનઃ સજીવન કરવાની અનિવાર્ય આવશ્યકતા.

દાઉદી વોહરા સંમેલનની બેઠક સમજુતી થવાની આશામાં ચાર દિવસ મુલતવી રહી છે, અને સમજુતીના સંદેશાનો આરંભ સામા પક્ષ તરફથી થયો છે તે જોતાં તેનું પરિણામ શુભ આવશે એવી ઇચ્છા સ્વાભાવિક રીતેજ આપણે રાખી હતી. નાફેરવાદીઓ અને જુના વિચારના બિરાદરો જમાતખારીજ અને સલામબંધના પોતાના જુના અને કટાવા માંડેલાં એકલા શસ્ત્ર પર મુસ્તાક ન રહેતાં સમજુતી અને સમાધાન કરવાનો વિચાર અને વાતો કરે તે પણ કોમમાં પ્રગટી નીકળેલા નવચેતન અને યુગબળનો જેવો તેવો વિજય નથી. વોહરા બીરાદરો શાણા દુરંદેશ અને વ્યવહારકુશળ મનાયા છે અને તેથીજ 'વોહરાથી શાણો તે દિવાનો' એવી કહેવત પ્રચલિત થઇ છે, છતાં બનવાજોગ હતું કે અત્યારે કદાચિત તેમની વચ્ચે સમજુતી ન થાય તે. પણ બધા પક્ષોને નાઉમેદ થવાની જરૂર નથી પરંતુ અમે એવી વકી રાખી હતી નહીં કે, સમાધાનના સંદેશા બન્ને પક્ષ વચ્ચે શરૂ થાય તે અગાઉજ સમાધાન એકાએક અને ઓચીંતુ પડી ભાંગશે.

સમાધાન અને સુલેહ કરવાની આગેવાની અને મુળ શરૂઆત વગર માંગવે, વગર સુચનાએ નામદાર વડા મુલ્લાજી સાહેબ સરદાર તાહેર સૈફુદીન સાહેબ તરફથી તેમના વિદ્વાન અને અતી બાહોશ ભાઇ જનાબ સાલેહભાઇ સાહેબે કરી હતી. તેઓ અને ખાનબહાદુર મહમદઅલી અલાબક્ષ સાહેબે સુલેહના દુત તરીકે કામ બજાવ્યું હતું અને તેઓ બન્નેની સુચના અને માંગણી મુજબ કોન્ફરન્સના અતી લાયક અને દીલસોજ પ્રમુખે કોન્ફરન્સની બેઠક શનીવાર સુધી મુલતવી રાખવા ખુશી તૈયારી બતાવી હતી. પ્રમુખ સાહેબની ખાહેશ મુજબ કોન્ફરન્સની તુરતજ બેઠક મળી હતી અને તે બેઠકના પ્રમુખ જાહેર કામકાજોના અનુભવી અને કરાંચી મ્યુનીસીપાલીટીના માજી મેયર સાહેબ શેઠ હાતીમ અલવીએ બહુજ બારીક સ્થીતી ઉભી થયેલી જોઇ કોન્ફરન્સના ડેલીગેટો સન્મુખ દલીલપુર્વક ભાષણ કરી અને ડેલીગેટોએ પુછેલા અનેક બીકટ, અટપટા અને મુશ્કેલીભર્યાં સવાલોના તડ ને ફડ પરંતુ બાહોશી અને કાબેલીયતભર્યા જવાબો આપી તેઓના શંકાશીલ મનનું સમાધાન કરી કોન્ફરન્સના માનવંત પ્રમુખ સાહેબની ખાહેશ મુજબનો કોન્ફરન્સ મુલતવી રાખવાનો ઠરાવ એકમતે પસાર કરાવ્યો હતો અમે કહેવાની હીંમત કરીએ છીએ કે, શ્રોતાઓ અને ઉશ્કેરાયલા ડેલીગેટોની જે વિરૂદ્ધતા કોન્ફરંસ મુલતવી રાખવાની સામે હતી તે એટલી તીવ્ર અને ઉગ્ર હતી કે મી૰ હાતીમની જગાએ બીજો કોઇ પણ પ્રમુખ કોન્ફરન્સ મુલતવી રાખવાનો ઠરાવ પસાર કરાવી શકતે નહીં. આ ઠરાવ એકમતે પસાર થયો હતો અને તે મુજબ કોન્ફરંસ મુલતવી રાખ-

વામાં આવ્યું છે એટલે સમાધાન કરવા માટે જે શરત કરવામાં આવી હતી તેનું પુરેપુરૂં પાલન કરવામાં આવ્યું હતું. આ સંજોગો હેઠળ સમાધાન માટે વાટાઘાટ ચલાવવાનું યોગ્ય વાતાવરણ ઉભું કરવામાં આવ્યું હતું. વસ્તુ સ્થીતી આવી રીતે સ્પષ્ટ હતી તે છતાં અમને અત્યંત ખેદ ઉપજે છે કે, શેઠ મહમદઅલી અલાબક્ષે સમાધાનના સંદેશા તોડી નાંખ્યા છે અને તેના કારણો એ રજુ કર્યા છે કે, એ સભાના પ્રમુખે "અપમાનો અને બેહુંદા બકવાસો દીન અને દાવત ઉપર કરી" મુળ પ્રમુખ અને સામા પક્ષની "ભલી અને નેક મકસદ ફગાવી" દીધી છે. આ ગંભીર આક્ષેપો છે અને અમને અજાયબી ઉપજે છે કે વધુ તપાસ અને ચોકસાઇ કર્યા વીના સુલેહના આ બંને સમજુ દુતોએ આવા ગંભીર આક્ષેપો કર્યા છે.

આ આક્ષેપોનો કેવળ આધાર સભામાં હાજર રહેલી અમુક વ્યક્તીઓ તરફથી બન્ને સાહેબોને મળેલ રીપોર્ટ છે. અમે કહેવાની હીંમત કરીએ છીએ કે, તે રીપોર્ટો ગેરરસ્તે દોરવનારા છે. આજના અંકમાં ભાઇ હાતીમ અલવીનું નિવેદન અમોએ પ્રગટ કર્યું છે તે ઉપરથી સાફ માલુમ પડે છે કે એ સભામાં કોઇ પણ પ્રકારનો અવીવેક દેખાડવામાં આવ્યો હતોજ નહીં. અમે હજી પણ ઇચ્છીએ છીએ કે, જનાબ આમીલ સાહેબ કોમમાંથી કુસંપ નાબુદ કરવા માટે સમાધાન માટેના પોતાના શુભ પ્રયત્નો પુનઃ ચાલુ કરશે અમને તો લાગે છે કે સમાધાનમાં જેઓ પોતાનું અહીત જુએ યા સમજે છે તેઓ એક પ્રકારનું ષડયંત્ર રચી આમીલ સાહેબ અને સુલેહના જોડીયા દુતને

ઉંધે માર્ગે દોરવી ગયા છે. અમે બંને પક્ષને નીરાશ ન થતા સુલેહના પ્રયત્નો ફરી સજીવન કરવા આગ્રહભરી અપીલ કરીએ છીએ.

સંમેલનની આગેવાની લેનાર પક્ષ નાનો છે પણ આરંભ હંમેશા થોડાજ માણસોથી થાય છે હિંદી રાષ્ટ્રીય મહાસભાનો પાયો મુઠ્ઠીભર સ્વદેશાભિમાની નરોને હાથે નંખાયો હતો. હિંદુ ભાઇઓની સંસાર સુધારા પરિષદનો આરંભ પણ થોડાક આગળ વધેલા વિચારના નેતાઓએ કર્યો હતો અને તેમની સામે સમાજ ખળભળી ઉઠયો હતો અને તેમની અનેક પ્રકારની પજવણી અને સતાવણી થઇ હતી છતાં તેમણે પોતાની લડત ચાલુ રાખી તો આજે સંસાર સુધારો સમાજમાં દાખલ થઇ શકયો છે અને જુના વિચારના ભાઇઓએ પણ 'હા, ના,' કરતાં તે અપનાવી લીધો છે એક વાર સંસાર સુધારકોનો બહિષ્કાર કરવા નિકળેલાઓનો પોતાનો બહિષ્કાર થવા જેવો ભય ઉભો થતા જુના અને જડસુ વિચારના ભાઇઓને મને કે કમને સુધારક વિચારો ગ્રહણ કરી સમયની સાથે રહેવાની અગત્ય સમજવા માંડી છે. આજે સમાજસુધારા અને કેળવણીમાં આગળ વધેલી બીજી કોમોનો પણ એજ અનુભવ છે. બીજી કોમના શુધારકોએ પણ પોતાના ધર્મસ્થાનો અને લાશને ઠેકાણે પાડવા માટે સ્વતંત્ર સ્થાનો ઉભાં કરી જુના વિચારવાળાઓના બહિષ્કારના એ શસ્ત્રને બુઠ્ઠા બનાવ્યાં છે. આશ્ચર્યજનક તો એ છે કે એ સુધારકોને સમાજ અને ધર્મ માટે ભયરૂપ માનનારા બિરાદરોએ એજ સુધારકોએ

પુરી પાડેલી કેળવણી, વ્યાપારધંધા અને નોકરીચાકરી માટેની સગવડોનો લાભ લેવા માંડયો અને સુધારા સામેનું ઝેરવેર એ રીતે નિકળતું જાય છે. વહોરા સુધારક બિરાદરોએ પણ આથી આરંભમાં પોતાની અલ્પ સંખ્યાથી ગભરાવાનું નથી, પણ હિંમત, ધીરજ અને વિવેકથી પોતાની લડત ચાલુ રાખવાની છે. હમણાં તેમની સંખ્યા થોડાક સોની છે તો વખ્ત જતાં તે હજારોની થશે. બનવાજોગ છે કે એવા સંખ્યાબંધ કુટુંબો હશે કે જેઓ દુધમાં અને દહીંમાં પગ રાખતાં હશે તેઓ સુધારકોની પ્રવૃત્તિ પગભર થતાં તેમનામાં ભળી જવાનો વિચાર કરતા હોય. એવા બિરાદરો પણ સારી સંખ્યામાં હશે કે જેઓ છેક છેડા પર ઉભેલા હોય અને વખ્ત આવતાં સુધારકો સાથે મળી જવાની તકની રાહ જોઇ રહયા હોય. બીજી અનેક કોમોની માફક વોહરા બિરાદરોમાં પણ એક વર્ગ એવો અજ્ઞાન અને કંગાળ સ્થિતિમાં છે કે જેને પોતાના પેટ સિવાય બીજા કશાની પડી નથી અને અત્યારે જુના વિચારવાળાઓ તેને પોતાનો કરી રહયા હોય તો સુધારકોના પક્ષમાં ભળતાં પણ તેને વાર લાગવાની નથી. એ વર્ગને પોતાનો કરવા માટે આમ છતાં ખરા પ્રચારની જરૂર છે.

(૭)

## સમાધાનના દ્વાર હંમેશ ખુલ્લાંજ છે.

(હેન્ડ બીલ)

### મુંબઇ સમાચારની એડીટોરીયલ કોલમપર પ્રકાશ.

અમોએ મી. હાતીમ અલવીનું સમાધાન ભાંગી પડવા વિષેનું પ્રગટ થએલ નિવેદન ધ્યાન પુર્વક વાંચ્યું.

આ બારામાં નામદાર સૈયદના સાહેબ પાસેથી સીધી વિગતો મેળવી શકીએ એ સ્થિતિમાં હોય અમો આ વિષે જાહેર પ્રજાને વિશ્વાસમાં લઇએ તો અયોગ્ય નજ લેખાય.

જનાબ સફીયુદ્દીન સાહેબ અને ખાનબહાદુર મોહમ્મદઅલી અલાબક્ષે પોતાની અંગત જવાબદારી ઉપરજ ભાઇ નઇયબઅલી પાલીવાલાની ઇચ્છાને કબુલ રાખીને, નહિ કે વગર માંગવે, સંમેલનના પ્રમુખને મળ્યા હતા. આ કાર્ય માટે બંને સાહેબોએ નતો સૈયદના સાહેબને અથવા જુમાતના બીજા આગેવાનોને પુછયું હતું. એમને ખાત્રી હતી કે આવા શુભ કાર્યમાં અમને બધાંનો સાથ છે.

સંમેલનની બેઠક મુલતવી રાખની પ્રસ્તાવના (પ્રમુખનો સંદેશો) મુકતાં પહેલાં મી. હાતીમ અલવીએ દર્શાવેલા બીન જરૂરી વિચારો ઉપલા બંને સાહેબોને બેહુદા અને અવીવેકી લાગે તેમાં નવાઇન નથી.

મી. અલવી "જો આમજ હોય તો" શબ્દોનો ઉંધો અને સગવડ ભર્યો અર્થ કાઢે છે. અણઘટતી ભાષા માટે એ આ સાહેબોએ કોઇ ખાનગી રીપોર્ટ ઉપર આધાર નથી

રાખ્યો પણ જાહેર છાપામાં આવેલા શબ્દે શબ્દ રીપોર્ટ ઉપર. "અમારી ઉમ્મીદ અને તમો સાહેબની (પ્રમુખની) ભલી અને નેક મકસદને ફગાવી દીધી છે"——આ શબ્દ માટેજ પરીપત્રમાં "જો આમજ હોય તો" શબ્દો વપરાયા છે.

આ પરીપત્ર પણ સફીયુદીન સાહેબ અને ખાનબહાદુરે પોતે પોતાની જવાબદારી ઉપરજ પ્રમુખ સાહેબને આપી પોતે "વચ્ચેથી નીકલી ગયા હતા."

જો હજી પ્રમુખ સાહેબને એમ ખાત્રી હોય કે મી. અલવીએ એમની ભલી અને નેક મકસદ ફગાવી નથી દીધી તો નામદાર સૈયદનાં સાહેબ પાસે જઇ ને સમાધાન કરવાના દ્વાર હજી ખુલ્લાજ છે.

અહીંયા અમો એક મુદ્દાની વાત જણાવી દઇએ; સમાધાનના સંદેશા ભાઇ યુસુફઅલી સાથે અને નહી કે સંમેલન સાથે ચાલવાના હતા અને બીજાઓના જેટલાંજ અમો પણ કોમમાં એક સંપી સ્થાપાએલી જોવા આતુર છીએ.

કોમના ગ્મદના સેવકો.

**અબદુલતૈયબ શેખ અબદુલહુસૈન ઓફીસવાલા**

**હુબતભાઇ અબ્દેઅલી કાગળવાલા**

તા. ૨૦–૧–૧૯૪૪

(૮)

# વહોરાથી શાણો તે દિવાનો

સાંજ વર્તમાન તા૦ ૨૦-૧-૪૪

ગુરૂવાર તા. ૨૦-૧-૪૪ ના 'મુંબઈ સમાચાર'ના અગ્રલેખનો જવાબ.

"સાંજ વર્તમાન" ના અધીપતી જોગ—

**સાહેબ,**

"મુંબઈ સમાચાર" ના ઉપલા અગ્રલેખમાં જણાવાયું છે તેમ વહોરાથી શાણો તે દીવાનોની કહેવત મુજબ મજકુર અગ્રલેખ લખનાર શું પોતાને વહોરા કરતાં વધારે શાણો માને છે કારણ તે અગ્રલેખમાં તેના મનની ઘણી ડાહી વાતે લખીને પોતે જાણે કેમ વહોરા વીરોધ પક્ષના નેતા હોય તેવો દેખાવ કર્યો છે પણ અમને તો એકજ સવાલ રહી રહીને ઉપજે છે કે "વહોરા કરતાં શાણો તે દીવાનો" તો પછી આ અગ્રલેખ લખનાર વહોરાઓની ખટપટમાં ઉતરીને પોતાનું શાંણપણ બતાવે છે તો શું તેવણને "વહોરા કરતાં શાણો તે દીવાનો" ની કહેવત લાગુ પડતી નથી ?

શાણુ માણુસો આવી પરકામી ખટપટમાં ઉતરતા નથી એટલું પણ તેઓને ભાન રહયું નથી.

અગ્રલેખની શરૂઆતમાં તેઓ લખે છે કે "સમજુતીના સંદેશાનો આરંભ સામા પક્ષ તરફથી થયો છે તે જોતાં તેનું પરીણામ શુભ આવશે એવી ઇચ્છા સ્વભાવીક રીતેજ આપણે રાખી હતી. નાફેરવાદી અને જુના વીચારના બિરાદરો જમાતખાર્રીજ અને સલામ બંધના પોતાના જુનાં અને કટાવા માંડેલા એકલાજ શસ્ત્ર પર મુસ્તાક ન રહેતાં સમજુતી અને સમાધાન કરવાનો વીચાર અને વાતો કરે તે પણ કોમમાં પ્રગટી નીકળેલા નવા ચેતન અને યુગબળનો જેવો તેવો વીજય નથી.

'મુંબઇ સમાચાર' ના અધીપતીનાજ જો ઉપરના ઉદ્ગારો હોય તો "સંદેશાનો આરંભ સામા પક્ષ તરફથી થયો છે તે જોતાં તેનું પરીણામ શુભ આવશે એવી ઇચ્છા સ્વભાવીક રીતેજ આપણે રાખી હતી." એવી રીતે તેઓ પારસી હોય, વહોરા બીરાદરોને કેવી રીતે સંબોધીને કહી શકે છે તે અમારી સમજમાં આવતું નથી. "એવી ઇચ્છા આપણે રાખી હતી." એ વાક્ય ખાસ ધ્યાન ખેંચનારૂં છે કે મી૦ સોહરાબજી કાપડીયા વહોરા કોમના વીરોધીઓમાં એટલા બધા હળીમળી ગયા છે કે તેઓ અગ્રલેખ લખતી વખતે પોતાને વીરોધી વહોરા તરીકે જાહેર કરવામાં મગરૂરી સમજે છે.

મુંબઇ સમાચારના અધીપતી સાહેબ ભલે કહેવાતી કોન્ફરન્સનો પક્ષ લઇને ૧૮-૧-૪૪ ની સંમેલનની બેઠકના પ્રમુખનાં વખાણ કરે અને જનાબ સાલેહ ભાઇસાહેબ તથા ખાનબહાદુર મોહમદઅલીના સુલેહના સંદેશા બંધ કરવાનાં કારણોને ગંભીર અને નાપાયાદાર આક્ષેપો

તરીકે ગણી કાઢે પણ અમો તેવણુને મી૦ હાતીમનું પ્રગટ થયેલું નીવેદન વાંચવા કરતાં તા૦ ૧૮-૧-૪૪ નાં રોજે કોન્ફરન્સમાં તેઓએ કરેલું ભાષણ મેળવીને એકવાર નહીં પણ અનેકવાર વાંચી જવા ભલામણ કરીએ છીએ. કે જેથી તેઓને "અપમાનો અને બેહુદા બકવાસો" શું છે તે જાણાઇ આવશે.

કરાંચીના માજી મેયર અને જાહેર કામકાજોના અનુભવી મી૦ હાતીમ અલવીએ તા૦ ૧૮-૧-૪૪ નાં દીવસે. જે ભાષણ કર્યું છે તે આગેકદમનાં ૧૯૩૬ નાં માર્ચમાં એવાણ તરફથી પ્રગટ થએલા લેખનાં આધારેજ કર્યું હતું. જે લેખનાં જરૂરી ફકરાઓ અને મી૦ હાતીમનાં વીચારો જેમનાં તેમ અહીં તેવણુની મનોવૃતીથી વાકેફ થવા માટે પ્રગટ કરીએ છે.

"નામદાર સૈયદના સાથે પુરતો પરીચય ન હોઇને એમના આદર્શો અને કામો હું બરાબર ન સમજી શકયો હોઉં એ સંભવીત છે પણ જયાં સુધી હું સમજયો છું ત્યાં સુધી ના૦ સૈયદના બહુજ હઠીલા. જીદ્દી, પ્રેમ કરતાં વેરભાવી વધારે અને પોતાની અંગત વડાઇમાં કોમની મોટાઇ જોનાર એક આસામી છે અને અમારો વીરોધ નામદાર સૈયદનાં તરફ અંગત નહી પણ તેમના આ સ્વભાવનો અને તેમની આ નીતીનો છે. આપણામાં એક કહેવત છે કે "ઝેરનો ઉતાર ઝેર."

મી૦ હાતીમના વીચારો ૧૯૩૬ માં હતા તે આજે પણ છે તેઓ નામદાર સઇયદનાને તેવીજ નજરે આજે પણ જુએ છે અમને તો રહી રહીને સવાલ થાય છે કે મી૦

હાતીમ અને તેમના સાથીદારો એક હઠીલા, જીદદી અને પ્રેમ કરતા વેરભાવી વધારે અને પોતાની અંગત વડાઇમાં મોટાઇ જોનાર એક આસામી સાથે કયા કારણસર સમજુતી કરવા બહાર પડે છે? જો તેઓ માને છે તેમ નામદાર સઇયદના સાહેબ હઠીલા, જીદદી અને વેરભાવી આસામી હોય તો તેવા શખ્સનો કોમના સરદાર તરીકે કે દાઇલ મુતલક તરીકે સ્વીકાર કરવો એ એવું માનનારાઓ માટે મુર્ખાઇ નથી, તો બીજું શું છે?

**હૈદર એમ. મોહમ્મદભાઈ** એમ. એ. એલ એલ. બી.

(૯)

## નામદાર સૈયદના અને સંમેલનના સુકાનીઓને બે બોલ.

(સાંજ વર્તમાન તા૦ ૨૧-૧-૪૪ અગ્રલેખ)

એક સાહસિક, બુધ્ધિશાળી, વ્યવહાર કુશળ અને વેપારી કોમ તરીકે દાઉદી વોહરાઓ પંકાયલા છે. એ કોમમાં આજે એવા અનેક મહાન શાહ સોદાગરો, ઉદયોગપતિઓ, તેમજ વીદવાન પુરૂષો પણ પડયા છે કે જેઓ સરકાર દરબારમાં અને જાહેર પ્રજામાં પોતાની ઉત્તમ પ્રતિષ્ઠા ધરાવે છે તેમજ માનનીય દરજ્જો ભોગવે છે; છતાં અમો આજ વર્ષો થયાં ભારે અજાયબી તથા અફસોસ સાથે જોતા આવેલા છીએ કે આ નાનકડી વોહરા કોમમાં કુસંપનાં જે કાળાં બીજ અમો ભુલતા ન હોઇએ તો છે-

૧૯૧૭ નાં સાલથી રોપાયાં છે તેનાં ફણગા ફુટતાં અટક્યા નથી. એ ફણગાનાં પરિણામે કેટલાકો જમાતખારીજ થયા છે અને કોમની અખંડતા જાળવવાના પ્રયાસમાં આડખીલી ઉભી થયા કરે છે. આજે વોહરા કોમનો સીતારો અમને તો બહુજ બુલંદ દેખાય છે, લડાઇમાં વોહરા ભાઇઓ ખુબ ધન કમાયા છે અને એકંદર રીતે જોતાં કોમના લગભગ એંસીથી પંચાસી ટકા જેટલો વર્ગ આબાદ તથા સુખી છે, પરંતુ આપણા મુંબઇ શહેરમાં દાઉદી વોહરા કોન્ફરંસ ભરવાની જાહેરાત થોડાક વોહરા સુધારકોએ કર્યા પછી એ કોમની અંદર જે જાતનું વાતાવરણ ઉત્પન્ન થયું છે, તે જોઇ કોમને એવી દોરવણી આપવાની જરૂર છે કે જેથી સેતાન દીંગ થઇ જાય અને નારાજી તથા નાઇતેફાકીનાં જે જે કારણો હસ્તી ધરાવતાં હોય, તે કોમમાંથી દુર થઇ જવા પામે. સમતોલ મગજ રાખીને અને જમાનાની ગતિને ઓળખીને પોતાની કોમની ઉંડી ધગશ ધરાવતા કેળવાયેલા તથા સમજુ વોહરા ભાઇઓએ ડહાપણ તથા દુર અંદેશીથી કોમના ભાવીનો ખ્યાલ રાખીને આગેકદમ ભરવા ઇચ્છવા જોગ થઇ પડશે. જો તેમ થશે તો અમો માનીએ છીએ કે આજે વોહરા કોમમાં જે મીનાકેશો, મતભેદો, કુસંપ, કજીયા, ઝઘડા કે વરવાંધા કોઇ કોઇ ઠેકાણે અને કોઇ કોઇનાં દિલમાં ચાલે છે, તે દુર થતાં વખત નહિં લાગે, 'ચાંદાભાઇ ગલ્લા કેસ'ને નામે કોમ પરકોમ વચ્ચે જબરા ચર્ચાને ચકડોળે ચઢેલો મુકદમો મુંબઇ શહેરમાં ઉભો થયો હતો અને એ મુકદમો લડવા પાછળ પઇસો, સમય તથા શકિતનું કેટલું પાણી થયું હતું તે સઉ કોઇ જાણે છે. એ પછી ઘણા

મુકદમાઓ ચાલ્યા છે અને ન્યાયની અદાલતોમાં લડાયા છે કે જેમાં પઇસાનો કાંઇ ઓછો ભોગ અપાયો નથી. પણ તેના અગત્યના બોધપાઠની અસર ધોઇ નાંખે તેવા ધાંગાણા આજે પણ ચાલતાં નીહાળી કોમનો એવો કયો દુશ્મન હશે કે જરા પણ ખુશી થતો હોય. સાચા કોમ હિતાથીઓનાં છગર તો ખરેખર કપાઇ જતા હોવાજ જોઇએ.

દાઉદી વોહરા કોમનાં સામાજીક બંધારણનો અને ધાર્મિક માન્યતાઓનો જેઓને કંઇક પરિચય હશે તેઓ કહી શકશે કે આ કોમમાં એક વડા ધર્મ-ગુરૂ જેઓ નામદાર સઇયદના સાહેબ તરીકે ઓળખાય છે, તે નામદાર વડા મુલ્લાંજી સાહેબ છે અને તેઓને દાઉદી વોહરા કોમ પોતાના સરતાજ અને રૂહાની પેશ્વા તરીકે માને છે, એટલુંજ નહિં પણ તેઓ ઇમામના સીધા પ્રતિનિધિ તરીકે દાઇ ઉલ મુતલક છે, એવી આખી કોમની માન્યતા છે. નામદાર વડા મુલ્લાંજી સાહેબ તરફથી ગામે-ગામ તેમના એક પ્રતિનિધી રહે છે, તેમને દાઉદી વોહરાઓ મુલ્લાંજી સાહેબના આમીલ તરીકે માન આપે છે; જેઓ દરેક ગામમાં કોમનો વિશ્વાસ તથા ચાહ ધરાવતા આગેવા-નોની સલાહ તથા સંમતિને અનુસરી કોમી વહેવાર ચલાવે છે અને વહિવટ કરે છે. તેમાં કોઇ પણ જાતની મતફેરી ઉભી થતાં નામદાર મુલ્લાંજી સાહેબનો ચુકાદો તેઓ છેવટનો ગણે છે; પણ બીજી કોમમાં જેવી રીતે ધર્મગુરૂઓ સામે ઝઘડા જાગ્યા છે અને કોર્ટ દરબારે ચઢયા છે તેવી રીતે આ શાંત વેપારી ગણાતી વોહરા કોમ પણ તેવા ઝઘડાઓથી મુકત રહી નથી; પણ અમોએ ઉપર જણાવેલા "ચાંદાભાઇ

ગલ્લા કેસમાં" કોર્ટે નામદાર મુલ્લાંજી સાહેબને ફક્ત ઇમામનેજ જવાબદાર હોવાનું ઠરાવી દાઇ ઉલ મુતલક તરીકે જાહેર કર્યાં અને એ પછી ઘણા કેસો થયા, પણ મુલ્લાંજી સાહેબની હમેશાં ફ-તેહ થઇ છે. આ ફ-તેહનું કારણ માત્ર એટલુંજ છે કે કોમનું ધાર્મિક, નઇતિક, સામાજીક તેમજ તાલીમી બંધારણ એટલું બધું વ્યવસ્થીત અને મજબુત છે કે કોમ તથા મહઝબની પાસબાની બરાબર થઇ શકે છે. મુંબઇમાં જેઓએ વોહરા સંમેલન ગોઠવ્યું છે, તેઓમાં સ્વતંત્ર તપાસ કરતા જણાય છે કે નામદાર વડા મુલ્લાંજી સાહેબ તરફથી જમાત ખારીજ થયેલાઓ છે અને તેમની સાથે બીજા કેટલાક સુધારકો પણ શામેલ થયા છે. આશ્ચર્યની વાત તો એ છે કે આ સંમેલન દાઉદી વોહરા કોમને નમે બોલાવવામાં આવ્યું, પણ તેમાં લાગતા વળગતાઓએ ફક્ત પોતાના વીચારવાળાઓનેજ આમંત્રણ આપ્યું અને જેઓ પોતાને ખરા દાઉદી વોહરા તરીકે માને છે તેઓ માટે દરવાજા બંધ કર્યાં. આથી આ સંમેલન ગમે તેટલા ઠરાવો પસાર કરે, તો પણ તે આખી કોમને બંધનકારક નથી, કારણ કે આ સંમેલનના કાર્યકર્તાઓએ સમસ્ત કોમ સાથે સંબંધ રાખવાનાં શરૂઆતનાં કશાં પગલાં લીધેલાં છેજ નહીં.

જો કોમની બહેતરી કરવાના રૂડા આશયથી આ સંમેલન બોલાવવામાં આવ્યું હોય, તો કોન્ફરંસના દરવાજા તમામ દાઉદી વોહરાઓ માટે કશા ભેદભાવ વગર ખુલ્લા રાખવા જોઇએ. પણ તેમ નહિ કરવાથી મુંબઇનો એક જાહેર હોલ છોડી આ સંમેલનની પહેલા દિવસની બેઠક મર્હુમ મી૦ શરફઅલી મામુજીના એક ખાનગી મકાનમાં

બંધ બારણે ભરવી પડી અને સંમેલનના પ્રમુખ શેઠ યુસુ-અલી જંગબારવાળા તરફથી કોમની ઉન્નિત માટે બહુજ મનન કરવા જોગ ભાષણ કરવામાં આવ્યું. તેમને માટે દાઉદી વોહરા કોમને માન ઉપજે એ સ્વાભાવિક છે, કારણ કે તેઓ કોમમાંથી કુસંપ કજીયા તથા મતભેદો નાબુદ કરવા ઘણા ઉત્સુક જણાય છે. તે ઉપરથી ઉત્સાહી બની ઇંદેપુર હાઇકોર્ટના માનવંત ચીફ જડજ અને કોમના જાણીતા ગ્રહસ્થ મી૦ પાલીવાલાએ મુંબઇના વડા આમીલ સાહેબ સાથે સંદેશા ચલાવ્યા. અમો જાણીએ છીએ, ત્યાં સુધી વડા આમીલ સાહેબ નામદાર વડા મુલ્લાજી સાહેબના ભાઇ થાય છે અને તેઓ સમય સુચકતા ધરાવતા શુલેહ પસંદ નેતા છે. તેથીજ તેઓ મી૦ પાલીવાલાના મકાને પધાર્યા અને સંમેલનના પ્રમુખ સાહેબ સાથે મળી કોમમાંથી કુસંપ કલેશ દુર થાય, તે માટે પોતાનો સહકાર આપવા તૈયાર થયા. અરસપરસ ચાલેલી ખુલ્લા દીલની વાટાઘાટોનાં પરિણામે એવા નિર્ણય ઉપર સંમેલનના મોવડીઓ આવ્યા હતા કે સંમેલનની બેઠક મોકુફ રાખી સમાધાન તથા સમજુતીની વાતચીત આગળ ચલાવવી. પણ કરાંચીવાળા મી૦ હાતીમ અલવીના પ્રમુખપણા હેઠળ મળેલી સભામાં પ્રમુખનો સંદેશો વાંચી અને તેમની ભલી ખાહે-શને માન આપી કોમનાં દીલ ઉશ્કેરે તેવા કશા ભાષણો કે ચુનોચરા કર્યા વગર સંમેલનની બેઠક મુલતવી રાખવી જોઇતી હતી પણ કમનશીબે સંમેલનના કાર્યકર્તાઓએ મુળ પ્રમુખનાં ફરમાનને નહીં અનુસરનાં પેટની વરાળ કામચલાઉ પ્રમુખ મી૦ અલવીએ બહાર કાઢવાથી સમાધાન તથા સમજુતીના સંદેશા તુટી પડેલા જોઇ તમામ વોહરા કોમ ખરેજ દીલગીર થશે

અને અમો સાંભળીએ છીએ કે આથી સંમેલનના મુળ પ્રમુખ સાહેબ મી૦ જંગબારવાળાના દિલને અસહ્ય આઘાત લાગ્યો છે.

પણ અમો કહીએ છીએ કે હજુ પણ કાંઇ મોડું થયું નથી અને મી૦ જંગબારવાળા જેવા કોમના બન્ને પક્ષોનું સમાનહિત જોનાર વ્યકિતને અમો માનપુર્વક આગ્રહ કરીએ છીએ કે વોહરા કોમમાં ઓર કુસંપ ન વધે અને ૧૯૧૭ નાં સાલનું પુનરાવર્તન ન થાય તે માટે પોતાની બધી લાગવગનો ઉપયોગ કરી કોમની કીંમતી સેવા બજાવવાનો જશ મેળવશે. તેજ વેળાએ હાલની બીજી બાજુ રજુ કરતાં એક જાહેર પત્રકાર તરીકે અમો હિંમતથી જણાવીશું કે આ બધું છતાં એમ કહેવાની અમો ના પાડતા નથી કે વોહરા સુધારકોને કેટલીક શીકાયતો હશે અને તે દુર થઇ વોહરા કોમ પ્રગતિને પંથે પડે, એમ અમે ખરાં અંતકરણથી ઇચ્છીએ છીએ. પણ તેજ વખતે એટલું તો ગમે તેવા વોહરા સુધારક સચ્ચાઇની રાહે કબુલ કરશે કે કોમની અખંડતા અને દીની પેશ્વા તરીકેનો નામદાર વડા મુલ્લાંજી સાહેબનો મોભો તથા માન મરતબો સચવાવો જોઇએ, કારણ કે આખા ફીરકાનું બંધારણ તે ઉપર રચાયલું છે અને કોમના ધાર્મિક તથા સામાજીક સવાલો તેમાં સમાઇ જાય છે. સામા પક્ષે ઉતાવળા, બહાવરા, અધીરા કે ઉછાંછળા થવું ન જોઇએ. તેમ કરવાથી તો કોમની અંદર નાહક મીનાકેસાથી ભરેલાં અતેરાંઓ થઇ જવાનો અને ગમે તેવો ભલો પ્રયાસ પણ માર્યો જવાનો ભય રહેશે. કહેવત છે કે "ઉતાવળે આંબા પાકતા નથી."

છેવટે અમો નામદાર વડા મુલ્લાંજી સાહેબને વીનય-પુર્વક વીનંતિ કરીએ છીએ કે ધર્મગુરૂ તરીકેના પોતાના આલા દરજ્જાને શોભે તેમ આજના કેળવણી તથા સુધારાના આગળ વધતા, વાણી, વીચાર તથા વર્તનના છુટાપણાના તેમજ વ્યકિતગત સ્વતંત્રતાના જમાનામાં દીર્ઘદ્રષ્ટિ વાપરી કોમમાંથી કુસંપનાં બીજ ઉખેડી કહાડી તેને પ્રગતિને પંથે પાડવાની નેક રાહબરી તથા યોગ્ય દોરવણી આપવી કે જેથી જમાત ખારીજ થયેલાઓ ફરી કોમમાં દાખલ થઇ આપની સરપરસ્તી હેઠળ કોમનાં કલ્યાણનાં જે અનેક કાર્યો હજુ કરવાના છે, તે થઇ શકે અને ઝગડાનું મુળ નાબુદ થવા પામે, એટલું કહી વોહરા સંમેલનના કાર્યકર્તાઓને અને ખાસ કરીને પ્રમુખ મી૦ જંગબારવાળાને અમે ફરી આગ્રહ કરીએ છીએ કે સમાધાન તથા સમજુતીની હમ-ણાંની સોનેરી તક હજી પણ જતી કરશો નહિ અને વડા આમીલ સાહેબ સાથે જે કારણસર સંદેશા તુટી પડયા છે, તે દુર કરી સાફ દિલની વાટાઘાટો સજીવન કરશો. આવતી કાલે ભરાનારી પોતાની બેઠકમાં સંમેલન તેવોજ ઠરાવ કરશે, અને જયાં સુધી વાટાઘાટોનું નક્કી પરિણામ ના આવે, ત્યાં સુધી થોભી જશે.



( ૧૦ )

# સમાધાન ક્યારે થાય ?

(સાંજ વર્તમાન તા૦ ૨૧-૧-૪૪)

## સમાધાનની શક્યતા દર્શાવતો શ્રી હાતીમ અલવીને ખુલ્લો પત્ર.

શ્રી. હાતીમભાઇ અલવી.

દાઉદી વોહરા કોમની આર્થીક સ્થીતી સુધારવા કોમમાં સામાજીક સુધારા કરવા અને કોમની ભવીષ્યની પ્રજાને કેળવણીમાં પ્રગતિશીલ બનાવવાનું વર્તુલ વહેતુ મુકી સંમેલન દ્વારા એક સંગઠન ઉભું કરવાના પ્રયાસો વહેતા મુકાયા છે અને તેના સુત્રધાર તમો થયા હોવાથી આ ખુલ્લો પત્ર તમને ઉદ્દેશી લખવા મને ફરજ પડી છે.

'સુંદરાબાઇ હોલ' ઉચાટી શકવાની નીર્બળતા અને 'અસમા મંઝીલ' ની પહેલી અને બીજી મીટીંગ વેળાએ દળવાયલો વકતાઓના અંતરનો ઉભરો સંમેલનનું ધ્યેય ઉઘાડો પાડતો હોવા છતાં એક યા બીજી રીતે જનતાને 'સોનુ' દેખાડી 'પીત્તળ' પહેરાવવાની એ એક પેરવીજ હતી.

પણ એ પીત્તળ સમયસર પરખાઇ જવાથી સમાધાનના દરવાજા બંધ થાય એમાં જરાએ નવાઇ નથી. પુત્ર પોતાના પીતાને છેતરવાની કોશીષ કરે ત્યારે તમેજ કહો કે પીતાએ શું કરવું ?

મારે કહેવું જોઇએ કે સંમેલન શરૂ થવા પહેલાં તેને રચનાર સાત કહેવતા મહાપુરૂષો પોતાને સુધારક કહેવડાવતા નહોતા. પણ બીજા દીવસની મીટીંગ પછી પોતાના મેળે બધા ઓળખાઇ ગયા છે. અને એ વેળાના ભાષણમાં એક યા બીજા શબ્દોમાં કોમની આર્થીક, સામાજીક કે કેળવણીની ચર્ચા કરવી રહી પણ સત્તાવીશ વરસથી પોતાના અંતરમાં જકડાઇ રહેલો નામદાર હુઝુરેઆલી તરફનો અણગમો પુરો કરવા કમર કસી આખરી લડત લડવા જાણે પાણીપટના મેદાનમાં આવ્યા હોય તેવું જાહેર થયું છે.

કોમની આર્થીક સ્થીતીમાં વૃદ્ધી કરનારાને સત્તાવીસ વરસનો ઇતિહાસ યાદ કરવાની કશી જરૂર નથી—કોમમાં સામાજીક સુધારા કરવા, પોતાના માથે વીતેલી વીટંબણાઓ યાદ કરવાનો આ સમય નથી—કોમમાં કેળવણીનો વીકાસ સાધવા એકાદ 'અગાસી'એ મળી ભણેલાને ભણાવવાની જરૂર નથી.

કોમની આર્થીક સ્થિતિ સુધારવા સત્તાવીસ વર્ષને ઇતિહાસ યાદ કરવા કરતાં, અગાસી કે હોલમાં સમયનો બરબાદ કરવા કરતાં—કરાંચી કે ઉદેપુર જેટલે દુરથી તમારા ધંધા રોજગારને છાજલીએ ચઢાવી આવવા કરતાં, તમારા શબ્દોથી કલાકારોની, કલમબાજોની, ધનકુબેરોની, અને હુન્નરમંદોની માગણી કરો. એ બધાએ 'શમા તરફ પરવાના' ખેંચાય તેમ ખેંચાઇ આવશે. અને જેમ 'તાતા'એ પારસી કોમનું નામ રાખ્યું તેમ તમો તમારી કોમના નામને દુન્યાના ખુણેખુણામાં બુલંદ કરી શકશો.

સામાજીક સુધારા કરવા તમને નવી ઇમારત ઉભી કરવાની શી જરૂર? ખુણે ખાંચરેથી અમુક ભાગો તમને ખરી પડેલા લાગતા હોય તો તેને મરામ્મત (Repair) કરવાની અવશ્ય જરૂર છે. પણ તમો તો કુહાડા ને હથોડા લઇ જાણે ઇમારતને સદંતર પાડી નાખવા ભેગા થયા છો! નવી ઇમારત ઉભી કરો છો! એવી ઇમારતનો માલીક જ્યાર સુધી મોજુદ છે ત્યાર સુધી કોઇ પણ એને જરાએ આંચ પહોંચાડી શકશે નહી.

એ ઇમારતમાં રહી ભલે તમારી સગવડ પ્રમાણે તેને સજાવો પણ તેની બાંધણીને સદંતર બદલાવી નાંખવાનો તમને કશો હક નથી. 'લાઇલાહ'નો કલમો પઢી તમો મુસલમાન બન્યા છો. તેવીજ રીતે સઇયદના તાહેર સઇફુદ્દીન (ત. ઉ. શ.) ને માલીક ગણી તમે દાઉદી રહી શકયા છો અને તમને દાઉદીજ રહેવું પડશે કારણ કે તમો તેમને માલીક ગણો છો.

કેળવણી માટે એ પ્રશ્ન હોયજ નહી. પશ્ચિમ વાસીઓના સહવાસમાં રહેવા પશ્ચીમી જ્ઞાન કોમના બાળકને અવશ્ય આપવું જોઇએ; પણ વહોરા કોમની હસ્તી કાયમ રાખવા પશ્ચિમીઓના રંગઢંગ અખત્યાર ન કરવા જોઇએ તમો કોમનો વીકાશ સાધવા બહાર પડયા છો તો પછી કોમના આભુષણો ત્યજી દઇ તમો વહોરા તરીકે કઇ રીતે ઓળખાશો? એટલેજ પશ્ચિમી જ્ઞાન સાથે કોમી જ્ઞાનની પ્રથમ આવશકયતા છે. અને તેના માટે આપણા માલીક કરતાં દેખાયું છે બીજું કોઇ પ્રવીણ? એમની સલાહની તમો અવગણના કરશો?

કરાંચી કે ઉદેપુરથી દોડી આવી તમોએ જે જે મુદ્દાઓ ચર્ચવા માટે કમર કસી છે તે બધાએ ઉપર બતાવ્યા પ્રમાણે વીના વીલંબે વીના સંકોચે પાર પડે એવા છે અને એમાં કોમનું બાળકે બાળક સહકાર આપે એમ છે. તેમાં સતાવીશ વર્ષનો ઇતીહાસ યાદ કરવાની જરૂર નથી. કોન્ફરન્સો યોજવાની જરૂર નથી કે "ચાવવાના અને દેખાડવાના દાંતો" જુદા રાખવાની જરૂર નથી.

દાઉદી વોહરા કોમના પાયાને મજબુત કરી તેના નામને બુલંદ કરવા તમો ભેગા થયા છો—તમો એ ઇમારતને સંગીન અને સંપુર્ણ બનાવવા એકત્ર થયા છો તો પછી દાઉદી વોહરા કોમના સરતાજ એ ઇમારતના માલીકને સંતાપવાની તેમને તમારા બનાવી લેવાની પહેલી જરૂર છે. જો આ માલીકને તમો તમારા બનાવી લેશો તોજ આ ઇમારતને—આ દાઉદી વોહરા કોમને સંગીન બનાવી શકશો તોજ તમારી સત્તાવીશ વરસોની જેહમત સફળ થશે અને દાઉદી વહોરાઓનું કલ્યાણ કરી શકવા માટે તમારૂં જીવન તમો સફળ કરી શકશો.

લી૦ તઈયબ એફ. કાપડીઆ
તંત્રી "મોહબ્બત."



## ( ૧૧ )

# સમાધાન થવુંજ જોઇએ

(મુંબઇ સમાચાર તા૦ ૨૨-૧-૪૪ અગ્ર લેખ)

દાઉદી વોહરા કોન્ફરન્સની પહેલા દિવસની બેઠક ગયા સોમવારે સ્થળાંતર પછી મળી, અને એ બેઠકના માનવંત પ્રમુખ સાહેબે પોતાના સાદાં, સરળ અને સ્પષ્ટ ભાષણમાં જે શુભ નિષ્ઠા અને ભલી લાગણી જાહેર કરી કોન્ફરન્સ ભરવાની નેમ શું છે તે જાહેર કરી હતી. આ ભાષણ ઉપરથી દાઉદી વોહરા કોમની ખાતરી થઇ હતી કે, કોન્ફરન્સનો હેતુ શુભ છે. તેના સંબંધમાં જે ચીંતા રાખવામાં આવી હતી તે ખોટી પુરવાર થઇ હતી. આ ઉપરથી મુંબઇના ભલા આમીલ સાહેબ અને ખાનબહાદુર મહમદઅલી અલ્લાબક્ષ કોન્ફરન્સ સાથે સમાધાન કરવા માટે કોન્ફરન્સના પ્રમુખ સાહેબની મુલાકાત લીધી હતી અને એમ નક્કી થયું હતું કે સમાધાન માટે સંદેશા ચલાવવા અને મળી ભેટીને વાટાઘાટ કરવા માટે કોન્ફરન્સ ચાર દિવસ મુલતવી રાખવી અને તે મુજબ કોન્ફરન્સ આજ ઉપર મુલતવી રાખવામાં આવી હતી. સાધારણ સંજોગોમાં આ ચાર દિવસ દરમ્યાન સમજુતી થઇ જવી જોઇતી હતી: જો બન્ને પક્ષ ખરાં દીલથી સમજુતી ઉપર આવવા તૈયાર હોય તો એવી સમજુતી અટકાવવાની કે સમજુતીની યોજના તોડી પાડવાની કોઇનામાં તાકાત હતી નહિં. કમનસીબે સમજુતી માટે બંન્ને પક્ષ ભેગા મળે અને વાટાઘાટ કરે તે

અગાઉજ સમાધાનના સંદેશા એકદમ તોડી નાંખવામાં આવ્યા છે. આ પરિણામ બહુજ દુઃખદાયક છે, પરંતુ અમને હજી પણ વિશ્વાસ છે કે સમાધાન માટે ફરીથી વિચાર ચલાવવામાં આવે તો સમાધાન શકય છે. કોમમાં આજે ત્રણ ત્રણ દાયકાથી જે કુસુંપ વ્યાપી રહયો છે તે જડમુળથી દાબી દેવોજ જોઇએ. તે માટે ગમે તેવો ભોગ આપવો પડે તો તે બન્ને પક્ષે આપવો જોઇએ. સંદેશા તોડી નાંખવામાં આવ્યા તેનું કારણ એ જણાવવામાં આવે છે કે કોન્ફરંસ મુલતવી રાખવા માટે જે શરતો કરવામાં આવી હતી તેનો ખુલ્લે ખુલ્લો ભંગ કરવામાં આવ્યો છે આમીલ સાહેબનો પક્ષ એવો આક્ષેપ કરે છે કે કોન્ફરંસ મુલતવી રાખવા માટે પ્રમુખ સાહેબે જે સંદેશો મંજુર કર્યો હતો તે કોન્ફરન્સ આગળ રજુ કરી કાંઇ પણ ભાષણ કે ઠરાવ કર્યા વિના કોન્ફરન્સ મુલતવી રાખવું જોઇતું હતું. તેમ કરવાને બદલે મી૦ હાતીમ અલવી, જેઓ જમાતખારીજ થયલા છે તેમણે પ્રમુખ નીમવામાં આવ્યા અને પ્રમુખ તરીકે તેમણે દાવતે હાદીયા ઉપર અપમાનજનક અને સખતમાં સખત પ્રહારો કર્યા. મી૦ હાતીમ અલવીએ આ આક્ષેપ અને શરતનો ભંગ કરવાના આરોપનો ઇન્કાર કરી તેના જવાબમાં એક નિવેદન બહાર પાડી ખુલાસો કર્યો છે, પણ એ ખુલાસાથી સામા પક્ષના મનનું સમાધાન થયું નથી. આ સંજોગો હેઠળ કોન્ફરન્સ આજે સાંજે પાછુ મળશે અને વિષય વિચારીણી સમિતિએ જે ઠરાવો પસાર કર્યા છે તે આજે કોન્ફરન્શની ખુલ્લી બેઠકમાં રજુ કરવામાં આવશે મી૦ હાતીમ અલવીએ પોતાના નિવેદનમાં એવી ખાહેશ સ્પષ્ટ રીતે જાહેર કરી છે કે "કોમના દરેક દુરંદેશ અને

સાચા ખેરખ્વાહની એ દુવા અને પ્રયત્ન હોવો જોઇએ કે જે કમનસીબ મતફેર અત્યાર સુધી આપણી વહાલી કોમમાં ચાલુ રહયો છે તે હંમેશને માટે નાબુદ થઇ જાય અને કોમ એકસંપી અને એકતાથી ઉન્નતિના માર્ગે કુચ કરતી રહે." સાલેહભાઇ સાહેબ અને ખાનબહાદુર મહમદઅલી પોતાના નિવેદનમાં જણાવે છે કે "જે આશા અને નેક ઇરાદાથી અમે ભાઇ યુસુફઅલીને મળ્યા હતા તે પાર પડી શકયા નથી." શેઠ અબદુલ તૈયબ શેખ અબદુલ હુસેન ઓફીસવાળા અને શેઠ હેબતભાઈ અબ્દેઅલી કાગળવાળા જણાવે છે કે "બીજાઓના જેટલાજ અમો પણ કોમમાં એકસંપી સ્થપાયલી જોવા આતુર છીએ." તેઓ કહે છે કે, હજી પ્રમુખ સાહેબને એમ ખાતરી હોય કે, મી૦ અલવીએ એમની ભલી અને નેક મકસદ ફગાવી દીધી નથી તો નામદાર સૈયદના સાહેબ પાસે જઇને સમાધાન કરવાના દ્વાર હજી ખુલ્લાજ છે." આ ઉપરથી અમારા દાઉદી વોહરા ભાઇઓ જોઇ શકશે કે સુલેહ અને સમાધાન કરવા, કુસંપને નાબુદ કરી કોમમાં શાંતિ સ્થાપવા માટે ચારે દીશાએથી બળવાન ઇચ્છા પ્રગટી નિકળી છે તે છતાં સમાધાન થઇ શક્યું નથી. પ્રશ્ન ઉભો થાય છે કે સઘળી તરફ ભલી લાગણી હોવા છતાં સુલેહ કેમ થઇ શકતી નથી? અમે માનીએ છીએ કે, સુલેહના માર્ગમાં ભયંકર ગેરસમજુતી ઉત્પન્ન થઇ છે અથવા કોઇ છુપી શકિત સુલેહના દુતોના માર્ગમાં કાંટાની વાડ ઉભી કરી રહી છે. જો આ ગેરસમજુતી દુર કરવાના ઇલાજો લેવામાં આવ્યા હોત તો

આજ કોન્ફરન્સ જુદાજ સંજોગોમાં મળ્યું હોત. સમાધાન થઇ શક્યું નથી તેથી અમને ભારે ખેદ થાય છે પરંતુ અમે નિરાશ થતા નથી. અમને આશા છે કે સુલેહ અને સમાધાન થશે આજે નહિં તો આવતી કાલે, આવતી કાલે નહીં તો આવતે માસ, નહીં તો આવતે વર્ષ. જો સુલેહ અને સમજુતી ન થાય તો દુરઅંદેશ પ્રમુખ સાહેબે કહયું તેમ વોહરા કોમની ઉન્નતિ થઇ શકનાર નથી.

આજે જ્યારે કોન્ફરન્સ મળે છે ત્યારે કોન્ફરન્શના સુકાનીઓ અને કોન્ફરન્સ દાઉદી વોહરા કોમને નામે મળે છે તેની સામે જેઓએ વિરોધ્ધ ઉઠાવ્યો છે તેઓ બન્નેને અમે બહુજ માનપુર્વક રીતે પરંતુ અત્યંત આગ્રહપુર્વક વિનંતિ કરીએ છીએ કે કોન્ફરન્સ મળે ત્યાં અને કોન્ફરન્સની બહાર એવું એક પણ કાર્ય કરશો નહીં એવો એક પણ શબ્દ ઉચ્ચારશો નહીં કે જેથી કોઇનું પણ દિલ દુખાય, કોઇની પણ ધાર્મિક લાગણી ઉશ્કેરાય અને સુલેહ શાંતીના સંભવો દુર અને દુર જતા જાય. આજે કોન્ફરન્સના સુકાનીઓએ પોતાના વિચારોથી અને પોતાના કર્તવ્યથી દેખાડી આપવું જોઇએ કે તેઓ દાવતે હાદીયાની વિરૂધ્ધ નથી, તેઓ દાઇ-ઉલ-મુત્લકના હકક અને સત્તાની વિરૂધ્ધ નથી અને તેઓનો એકજ હેતુ દાઉદી વોહરા કોમની ઉન્નતી અને કેવળ ઉન્નતી અને ઉન્નતી શીવાય બીજો નેમ નથી. જેઓ કોન્ફરન્સમાં ભાગ લઇ શકતા નહિં, જેઓને કોન્ફરન્સ સામે વિરોધ છે તેઓની ફરજ સંપુર્ણ સુલેહ અને શાંતી જાળવી રાખવાની છે. બન્ને પક્ષે એક બીજા તરફ સદભાવ રાખવાની જરૂર છે. બન્ને પક્ષ એક

બીજા તરફ ઉદારવૃત્તી અખત્યાર કરશે તો સુલેહનો માર્ગ ખુલ્લો થશે. બન્ને પક્ષે સુલેહ કરવાનો માત્ર પાકકો નિશ્ચય અમલમાં મેલવાનો દૃઢ ઠરાવ કરવો જોઇએ. કોમની ઉન્નતી માટે કોમની સેવા કરવી એ ખુદાતાલાની એબાદત કરવા બરોબર છે.



(૧૨)

## સમાધાનની ચાર શર્તો

(સાંજ વર્તમાન તા૦ ૨૨-૧-૪૪)

### નામ૦ મુલ્લાંજી સાહેબ અને કોમનો વિશ્વાસ ધરાવતા આગેવાનોએ કોન્ફરંસના સુકાનીઓને કરેલી ઓફર.

### મુલ્લાંજી સાહેબે સુલેહના દ્વાર હંમેશ માટે ઉઘાડાં રાખેલા છે.

મુંબઇ, તા૦ ૨૨ મી-દાઉદી વોહરા સંમેલનની મુલતવી રહેલી બેઠક આજે સાંજે નાગપાડા ઉપર આવેલી અસમા મંઝીલમાં ભરાનાર છે, તે પ્રસંગે સુલેહ સંપ તથા સમજુતી સમાધાનનું વાતાવરણ પેદા કરી કોમના કલ્યાણના માર્ગો હાથ ધરવા પોતે ખાહેશમંદ છે, એવી જાહેરાત કોન્ફરંસના કાર્યકર્તાઓ તરફથી કરવામાં આવેલી હોવાથી તેઓ સમક્ષ સુલેહ-સમાધાનની ઓફર નામદાર

વડા મુલ્લાંજી સાહેબ અને સમસ્ત દાઉદી વોહરા કોમનો વીશ્વાસ ધરાવતા ચાર નામાંકીત અગ્રેસરો કરે છે, જે અમો નીચે મુજબ પ્રગટ કરીએ છીએઃ—

"આજકાલ દાઉદી વોહરા કોમ અને સંમેલન યોજનારાઓ વચ્ચે સુલેહ માટે જોશભરી ચર્ચા ચાલી રહી છે, તેથી અમો દાઉદી વોહરા જમાતના અગ્રસરો એવા નીર્ણય ઉપર આવ્યા છીએ કે જો નીચે લખેલા મુદ્દાઓની ચોખવટ થઇ શકતી હોય તો સુલેહના સંદેશા આગળ ધપાવવા કોઇ જાતની નડતર આવી શકશે નહી.

(૧) શું સલામબંધ થયેલા આસામીઓ નામદાર મુલ્લાંજી સાહેબને ૫૧ મા દાઇ ઉલ મુતલક તરીકે સ્વીકારી તેઓ નામદારની સર્વોપરી સત્તાનું લેખીત એકરારનામું કરી આપશે ?

(૨) શું તેઓ ઉપરના એકરાર નામા ઉપરાંત દાવતની રૂઢી મુજબ ફરીથી મીસાક અથવા Oath of Allegience આપશે ?

(૩) તેઓમાંના કેટલાકો સાથે શરીઅત બાબેનો વાંધો હશે તો તેનો શરીઅત મુજબ રસ્તો નીકાળવાની હોંશ તેઓ દાખવશે ?

(૪) વળી, તેઓમાંના કેટલાકોએ ગમે તે કારણસર કોર્ટમાં દાવાઓ કોમ કે દાવત વીરૂધ્ધ પ્રીવી કાઉન્સીલ સુધી નોંધાવ્યા હશે, તે ખેંચી લેશે ?

ઉપર મુજબના ચાર સવાલોનો સંતોષકારક જવાબ સંમેલન બોલાવનારા અગ્રેસરો તરફથી મળે તો નામદાર

વડા મુલ્લાંજી સાહેબે સુલેહના દવાર હંમેશ માટે ઉઘાડાજ રાખેલા છે.

છેવટમાં, જણાવવાનું કે, ઉપર શીવાયની અંગત બાબતો વીષે જેને લાગતું વળગતું હોય તે આસામી, માફી માગે તે અગાઉ નામદાર હુઝુરઆલી માફી બક્ષવા તૈયાર છે, એવો અમારો હંમેશનો પરીચય હોઇ ખાત્રી પુર્વક કહી શકીએ."

**લી૦ શેખ ઇબ્રાહીમ અબ્દુલ કાદર જે. પી.**

**ખાનબહાદુર મુલ્લાં મહમદઅલી અલાબક્ષ, એમ. એલ. એ. જે. પી.**

**મુલ્લા હબતભાઇ અબ્દેઅલી કાગળવાલા.**

**મુલ્લા હુસેનીભાઇ હેબતુલ્લા નુરૂદીન ઝુમખાવાલા**

**મહમદભાઇ યુસુફઅલી ગોવાવાળા.**

## (૧૩)

## સમાધાન પડતું મેલી કોન્ફરન્સના આગેવાન કાર્યકરની અચાનક રવાનગી

(મુંબઈ સમાચાર તા. ૨૨-૧-૪૪)

અમોને ચોકકસ પાયા ઉપર ખબર મળી છે કે દાઉદી વહોરા કોમની સંમેલનના ઉત્સાહી આગેવાન મી૦ તૈયબ-અલી પાલીવાળા ઉદેપુરના જડજ સાહેબ જેઓએ મુંબઇના

આમીલ સાહેબ જનાબ સાલેહ ભાઇસાહેબ સાથે સુલેહના સંદેશા ચલાવાનું બીડું ઝડપ્યું હતું તેઓએ ચોક્સ કારણે નારાજગી બતાવી સુલેહના સંદેશા પડતા મુકી પોતાના વતન ઉદેપુર તરફ રવાનગી લીધી છે.

મી૰ પાલીવાળા ચાલી જવાથી ભારે અજાયબી ફેલાઇ છે.

લી૰ **એમ. એચ. સુરતવાળા.**



# પ્રકરણ ૪ થું.

---

# સંમેલનની સમાપ્તી

---

## (૧)
## સમીતી અલવીના નિવેદનને મતુ મારે છે.

---

(મુંબઇ સમાચાર તા. ૨૨–૧–૪૪)

**શેઠ હાતીમ અલવીના નીવેદનને મંજુરી આપતો ઠરાવ**

---

મુંબઇ તા. ૨૧ મી જાન્યુઆરી, દાઉદી વોહરા કોન્ફ્રન્સ અને ના. વડા મુલ્લાજી સાહેબના પક્ષ તરફથી સમાધાનીના સંદેશા પડી ભાંગ્યા પછી કોન્ફરન્સની આજે (શનીવારે) મળનારી બેઠકના સંબંધમાં વીષય વીચારીણી

સમીતીની બેઠક પ્રમુખના નીવાસસ્થાને શુક્રવારે સવારે મળી હતી.

કોન્ફરન્સની વીષય વીચારણી સમીતીની બેઠકમાં કોન્ફરન્સ સમક્ષ રજુ થનારા ઠરાવો ઉપર વીચારણા કરવામાં આવી હતી અને તે ઠરાવો સમીતીએ પસાર કર્યા હતા.

આ ઠરાવોમાં એક વધુ અને નવા ઠરાવનો ઉમેરો કરવામાં આવ્યો છે.

એ ઠરાવ એવી મતલબનો છે કે, સમજુતી માટેની વાટાઘાટના સંદેશા ભાંગી પડયા પછી શ્રી. હાતીમ અલવીએ જે નીવેદન કર્યું છે અને જે "મુંબઇ સમાચાર"માં તા. ૨૦ મીના અંકમાં પ્રગટ થયું છે તે કોન્ફરન્સ કબુલ રાખે છે અને બહાલ રાખે છે.

કોન્ફરન્સ સાથ સમાધાન કરવા માટે કેટલીક વ્યકતીઓ તરફથી વધુ પ્રયાસો કરવામાં આવ્યા હતા પણ તે નીષ્ફળ નીવડયા હતા એટલે આજે કોન્ફરન્સ મુકરર થયલી જગ્યાએ અને મુકરર થયલા વખતે મળશે.



(૨)

## સંમેલનની ત્રીજી બેઠકનો અહેવાલ.

(મુંબઇ સમાચાર તા૦ ૨૪-૧-૪૪)

## વહોરા કોમમાં આધુનિક શિક્ષણ પ્રચારની યોજના.

## કોન્ફરન્સમાં સર્વાનુમતે પસાર થએલા ઠરાવો.

### છોકરીઓને કેળવવા માટે મીસ ઝુલેખાં વાસીનો આગ્રહ.

### કોમની હાલની અજ્ઞાનતાનો સંખ્યાબંધ વકતાઓએ આપેલો ખ્યાલ.

### પ્રમુખસ્થાનેથી શેઠ હાતીમ અલવીનો વડા આમીલ જનાબ સાલેહભાઇ સાહેબને જવાબ.

### ભારે ઉત્સાહના વાતાવરણ વચ્ચે કોન્ફરન્સની બેઠક.

ચાર દીવસ સુધી મુલત્વી રહેલી દાઉદી વહોરા કોન્ફર-ન્સની બેઠક આજે સાંજે ૬ વાગે ન્યુ નાગપાડા રોડ ઉપર આવેલ 'અસમા મંઝીલ'ની ટેરેસ ઉપર મળી હતી.

આરંભમાં પાક કુરાને શરીફની તીલાવત પઢાયા બાદ વહોરા કોમના નવજુવાન કવી આઝાદ અમીન (સુરત) અને બીજાઓએ, ખુદા નીર્બળીમાં શકતીસંચાર કરે અને શકતીવાળાઓને ઇન્સાફની લડત માટે કુચ કરવા પ્રેરણા આપે, એવી જોરદાર ગઝલો અને શેરો બુલંદ અવાજે પોકાર્યાં હતા જેના પરીણામે આખી કોન્ફરન્સનું વાતાવરણ ઉત્સાહભર્યું અને જીવંત બની ગયું હતું.

આ કોન્ફરન્સ વહોરા કોમમાં મરદોને દરેક ક્ષેત્રમાં આગળ વધારવા માગે છે તેની સાથે સાથે વહોરા બાનુઓને પણ નવીન વિચારો, નવીન સંસ્કારો અને આધુનિક શિક્ષણથી શોભતી જોવા ઇચ્છે છે. આ હકીકતની સાબીતી રૂપે કોન્ફરન્સના આરંભમાંજ કોમની સુશીક્ષીત સન્નારી મીસ ઝુલેખાં વાસી બી. એ. બી. ટી. તરફથી વહોરા બાનુઓ અને કેળવણી વીષે કોન્ફરન્સ સમક્ષ ભાષણ આપવામાં આવ્યું હતું.

## મીસ ઝુલેખાં વાસી બી. એ. બી. ટી. નું ભાષણ.

મીસ ઝુલેખાં વાસી બી. એ. બી. ટી. એ જણાવ્યું હતું કે આ પરીષદની નેમ કેળવણીનો ફેલાવો કરવાની છે તે વખાણને પાત્ર છે અને વિચાર કરતી જનતા માટે ગંભીર વિચારણા માગે છે. મારા અનુભવે તો મને હંમેશા જણાયું છે કે કેળવણી એ એક મહાન મશ્કરી છે. હું શીક્ષણનું આખું ક્ષેત્ર તપાસવાનો ઇરાદો રાખતી નથી તેમજ કેળવણીનું તત્વજ્ઞાન અત્રે સમજાવવા માગતી નથી પણ તમારી આગળ મારા થોડા વિચારો રજુ કરવા માગું છું.

મારે મન કેળવણી એક મહાન વસ્તુ છે અને હું તેમાં માનું છું કારણ કે ખાસ કરીને છોકરીઓની કેળવણી પ્રત્યે બેદરકારી બતાવાઇ છે. બેશક છોકરીઓની કેળવણીનો સવાલ અનેક મુશ્કેલીઓવાળો છે કે જેમાંથી સદ્‌ભાગ્યે છોકરાઓ સ્વતંત્ર છે. કારણકે છોકરાઓની કેળવણીમાં નથી તો અચોકકસતા કે નથી વીભાગો, શહેરીઓ અને કાર્યકરો તરીકે તેમને જ્યારથી તાલીમ આપવા માંડી છે ત્યારથી તેઓ પતી અને પીતા તરીકેની ફરજો બજાવ-

વામાં અયોગ્ય ઠરાવાયા નથી. છોકરીને તેની શકતીઓ પ્રમાણે કેળવણી આપવાના પગલાંને માત્ર સાંસારીક દ્રષ્ટી રાખનારા ઘણા માણસો મુર્ખાઇ ગણે છે. અને સૌથી ખરાબ ગુન્હો ગણે છે. આ વીચાર ખોટો છે. ઉલ્ટું કેળવણી પામેલી માતા હોય તો તેનું કુટુંબ આખું કેળવણી પામેલું બની જાય છે. પણ છોકરીઓની કેળવણી માટે સગવડોની જોગવાઇ કરવામાં આવી નથી.

## મદરેસાઓમાં કેવું શીક્ષણ અપાય છે?

એમ દર્શાવી શકાય કે મદરેસાઓ છે. તેમની હયાતી બાબતમાં તકરાર ન ઉઠાવતાં હું કહી શકું છું કે તે મુખ્યત્વે ધાર્મીક શીક્ષણ આપે છે. મદરેસાઓમાં અરબ્બી મુળાક્ષરોનું જ્ઞાન અપાય છે અને પ્રાર્થનાઓ યાદ કરાવાય છે. મદરેસાઓના કેળવણીના ક્રમમાં તાજેતરમાં પ્રાથમીક શાળાઓનો અભ્યાસક્રમ દાખલ કરવામાં આવ્યો છે. આ પ્રયાસ વખાણવા લાયક છે. પણ આટલુંજ શીક્ષણ ત્યાં બસ થઇ જાય છે. છોકરાઓ કેળવણી લઇ શકે એટલી શકતી ધરાવે છે પણ પર્દા પધ્ધતી તેમને અન્ય જાહેર શાળાઓમાં જવામાં નડતર રૂપ બને છે. હું મુંબઇમાંની સ્થીતી વીષે અત્રે થોડું કહીશ.

અન્જુમને ઇસ્લામે પર્દેનશીન બાનુઓ માટે શાળાઓ શરૂ કરી છે. અને બીજાં ટ્રસ્ટોએ તેનું અનુકરણ કરેલું છે પણ તે ટ્રસ્ટોમાં વોહરા ટ્રસ્ટ એકે નથી. મને ખબર છે કે વોહરા ટ્રસ્ટો છે જે સ્કોલરસીપો આપે છે પણ સ્કુલો ના હોય તો આ સ્કોલરશીપોનો ઉપયોગ શો છે? હવે આપણે જાગરૂત થવાનો વખત આવી પહોંચ્યો છે અને

આપણી છોકરીઓ માટે બની શકે તેટલી મફત શીક્ષણ આપતી શાળાઓ ઉઘાડવાની જોગવાઇ કરવી જોઇએ. તેમ ના થાય તો વોહરા લત્તામાં કમમાં કમ નામની ફી સાથે શાળાઓ ઉઘાડવી જોઇએ. શીક્ષણના પ્રચારથીજ અજ્ઞાનતાનો નાશ થશે.

## શાળાઓ સ્થપાતાં ઉભો થનારો સવાલ.

જો શાળાઓ સ્થાપવી હોય તો, કુદરતી રીતેજ સવાલ ઉભો થાય છે કે શાળાઓએ સામાન્ય સાહીત્યકીય શીક્ષણ આપવું કે ઘરગથ્થુ શીક્ષણ આપવું? બંને પ્રકારના શીક્ષણના લાભો છે. ઘરગથ્થુ શીક્ષણનો અર્થ એ નથી કે ઘરકામની મજુરી શીખવવી અને સાહીત્યકીય શીક્ષણનો અર્થ એ નથી કે છુટાછેડા લેવાની વરતી જન્માવવી. ગમે તે શીક્ષણક્રમ રખાય પણ શારીરીક શીક્ષણ તો તેમાં રખાવુંજ જોઇએ. મગજથી શરીરને અલગ કરી શકાય નહીં. મગજ સાથે શરીરને પણ કેળવવું જોઇએ.

## શાળાઓએ કરવાનો વિચાર.

એક સવાલનો વિચાર શાળાઓએ કરવાનો છે અને તે ઘરનો છે. કન્યાઓના શીક્ષણમાં આખા ઘરનાં માણસોએ સહકાર આપવો જોઇએ અને માબાપોએ તેમાં રસ લેવો જોઇએ. પણ જો માબાપો કેળવણી પામ્યા વીનાના હોય તો શું થાય? સુધારક સંસ્થાઓએજ આ કામ ઉપાડવું જોઇશે અને તેઓ વેળાસર તે કામ હાથમાં લે તેટલું પરીણામ સત્વર સારૂં આવે, વીકટર હયુગો તો કહી ગયો છે કે 'લશ્કરો કરતાં પણ એક વસ્તુ જોરદાર છે અને તે. જે વીચારનો

અમલ કરવાનો સમય પાકી ગયો હોય તેનો અમલ કરવાનો છે, આ કથનને સાબીત કરવાનું કામ સુધારક સંસ્થાઓનું છે.

## શેઠ હાતીમ અલવીનો ખુલાસો.

જે પછી શેઠ હાતીમ અલવીએ પ્રમુખ સ્થાનેથી બોલતાં જણાવ્યું હતું કે, આજે ચાર દીવસ પુરા થયા છે અને આ ચાર દીવસ દરમીઆન જે જે બીનાઓ બની છે તે આપણે સાંભળી છે જો કે આ સંબંધમાં જાહેર પત્રોમાં ઘણીજ હકીકતો આવી ગઇ છે પરંતુ આ કોન્ફરન્સને સત્તાવાર ખબર આપવાની જરૂર છે, છેલ્લી બેઠકમાં આપણે સભા મે.કુફીનો ઠરાવ સર્વાનુમતે પસાર કરીને છુટા પડયા પછી એક ભ... મ મને પુછયું કે, આનું પરીણામ શું આવશે?' મેં કહ... કે તા૦ ૨૨ મીના રોજ સાંજે ૭ વાગે આપણી કોન્ફરન્સ ફરીથી મળનારી છે. પરંતુ આ ચાર દીવસ દરમીઆન ... બનાવો બન્યા તે ઉપરથી એ સ્પષ્ટ જણાયુ કે તા૦ ૨૨ મીના રોજ પોણા ૭ વાગે વાટાઘાટના સંદેશા ફરીથી ... થાય તો કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી.

ના૦ ...ડા મુલ્લાંજી પક્ષના-કોમના આગેવાનો તરફથી આજન... સાંજ વર્તમાન"માં એક ખુલાસો પ્રગટ કરવામાં આવ્યો ... આ ખુલાસાની નકલો જાહેર હેન્ડબીલરૂપે પ્રગટ કરીને ... વહેંચાવવામાં આવી છે. પરંતુ ના૦ વડા મુલ્લાંજી ... હેબના પક્ષ તરફથી વર્તમાનપત્રમાં નીવેદન અને હેન્ડબી... ારફત સમાધાનના પ્રયત્ન કરવામાં આવે તેનો કંઇ ... ...ર્થ નથી કારણ કે આ પ્રયત્ન સત્તાવાર ગણાય નહી ... આવાં હેન્ડબીલ ઉપર કોઇ વજન મુકી શકાય નહીં.

શ્રી. હાતીમ અલવીએ બાર દીવસ દરમીઆન બનેલા બનાવોની ટુંકમાં સમીક્ષા કરી હતી અને જણાવ્યું હતું કે, મુંબઇના આમીલ સાહેબ અને ખા. બા. મહમદઅલી અલાબક્ષે "મુંબઇ સમાચાર"માં ખોટુ નીવેદન પ્રગટ કરાવ્યું છે. તેઓ નીવેદનમાં જણાવે છે કે, કોન્ફરન્સમાં બહુજ અસભ્યતા દેખાઇ હતી અને વીવેક જાળવવામાં આવ્યો ન હતો અને કોન્ફરન્સના કામકાજને "બકવાસો" ગણવામાં આવ્યા છે. હું આજે જાહેર કરીશ કે આ બધા હુમલાઓ બીન પાયેદાર છે અને કોન્ફરન્સમાં હાજરી ન આપનાર આ વ્યકતીઓ કયા આધાર હેઠળ આવા બીનપાયેદાર આક્ષેપો કરી શકે છે તેની બીલકુલ સમજ પડતી નથી. આમીલસાહેબ અને ખા. બા. અલાબક્ષના નીવેદનમા મારા મિત્ર શેઠ જીવનજી મોરીસવાલા સંબંધી જે હકીકત પ્રગટ થઇ હતી તે સાવ ખોટી અને બીન પાયેદાર હતી તે શેઠ જીવણજી મોરીસવાલાના ખુદના "સમાચાર"માં પ્રગટ થએલા સ્પષ્ટ ખુલાસાથી આપ સૌને જણાયું હશે. બીજી બાબત શેઠ તઇયબઅલી પાલીવાલા સંબંધી હતી. શેઠ તઇયબઅલી ઉપર ઉદેપુરથી અરજન્ટ તાર સંદેશો આવતાં તેઓ ત્યાં ગયા છે પરંતુ તેઓ મને એ જાહેર કરવાનું કહેતા ગયા છે કે "જનાબ સાલેહભાઇ સાહેબે તેમના નીવેદનમાં જે લખ્યું છે તેવું મેં કહયું ન હતું અને આ કોનફરંસ સાથે મારી પુરેપુરી હમદર્દી છે."

## ખુદાતાલા મદદ કરશે.

હવે આપ સાહેબો જે દુર દેશાવરથી આવ્યા છો તેઓને હું વધુ રોકવા માગતો નથી. હવે કોન્ફરન્સને વધુ વખત

મુલત્વી રાખવાનું નકામું છે તેમાં આજે પસાર થનારા ઠરાવોને બરાબર સમજીને આપણે તે ઠરાવોને અમલમાં મુકવા માટે જોરદાર પ્રયત્નો કરવા માટે તૈયાર રહેવાનું છે. આ કોન્ફરંસમાં હાજર રહેનાર દરેક ડેલીગેટો અને વ્યકતીને માથે મોટી જવાબદારી છે. આપણે અનેક મુસ્કેલીઓ અને વીરોધ વચ્ચે આપણું કાર્ય સફળ કરવાનું છે અને કોમની પ્રગતી માટે આપણા આ શુભ કાર્યમાં ખુદાતાલા આપણને જરૂર મદદ કરશે એવી મને ખાત્રી છે.

શ્રી૦ હાતીમ અલવીએ આગળ બોલતા જણાવ્યું હતું કે, ફરી ફરીને એ કહેવાની જરૂર નથી કે આપણા પ્રેસીડેન્ટના જણાવ્યા મુજબ કોન્ફરંસની આપણી નેમ કોમમાંથી કુસુંપ નાબુદ કરીને શીક્ષણ, અને આર્થીક ક્ષેત્રમાં પ્રગતી સાધવાની છે. આ કોન્ફરંસ સામે જે ટીકાઓ કરવામાં આવે છે તે બીનપાયેદાર છે તે વારંવાર જણાવવામાં આવ્યું છે. આપણે વડા મુલ્લાંજી સાહેબની ગાદીને ઉથલાવી પાડવા માંગતા નથી કે એવું કોઇ કાવત્રું ગોઠવવા માટે અત્રે એકઠા મળ્યા નથી, તેમજ આપણે દાવતના કોઇ પણ રીતે વીરોધી પણ નથી. આજે હું અત્રે છાતી ઠોકીને બુલંદ અવાજે એ જાહેર કરીશ કે કોન્ફરંસના કાર્યકરો અને બધા ડેલીગેટો દાવતે હાદીયાની ગાદીને સંપુર્ણ વફાદાર છે આપણે તો આ પવીત્ર ગાદી ઉપરથી જે વહીવટ ચાલી રહયો છે તેનો પ્રમાણીક વીરોધ કરી રહયા છીએ. આજે હું એ બેધડક રીતે જાહેર કરૂં છું કે, દાવતે હાદીયાની ગાદીની વીરૂધ્ધ મુંબઇના વડા અમીલ સાહેબ જનાબ સાલેહભાઇ સાહેબ પોતેજ કાર્ય કરી રહયા છે. મારી આ જાહેરાત માટે પુરતાં, સાચાં અને

મજબુત કારણો છે જ્યારે આ કોન્ફરન્સની બેઠક સુંદરા-બાઇ હોલમાં મળવાની જાહેરાત થઇ ત્યારે કોમના આગે-વાનો મારફત હુજુરેઆલી તરફથી "મુંબઇ સમાચાર"માં એક સંદેશો પ્રગટ થયો હતો કે આ કોન્ફરન્સમાં કેટલીક કોમખારીજ વ્યકતીઓ પણ ભાગ લેનાર છે તેથી કોમના સભ્યોએ આ કોન્ફરન્સમાં ભાગ લેવો નહી અને તેની સાથે કોઇ સંબંધ ધરાવવો નહી. ના. વડા મુલ્લાંજી સાહેબ તરફથી આવું સ્પષ્ટ ફરમાન હોવા છતાં મુંબઇના વડા આમીલ સાહેબ સાલેહભાઇ સાહેબની આગેવાની હેઠળ કોન્ફરન્સના દીવસે બપોરે વહોરાઓની એક ખાનગી સભા બોલાવવામાં આવી હતી. જેમાં આ કોન્ફરન્સમાં વહોરા-ઓને હાજરી આપવા અને તેનો બને એટલો વીરોધ કરવા માટેનો નીર્ણય કરવામાં આવ્યો હતો. જ્યારે વડા મુલ્લાંજી સાહેબ તરફથી વહોરાઓને કોન્ફરન્સ સાથે કોઇ જાતની લેવાદેવા નહીં રાખવાનું જણાવવામાં આવ્યું હતું ત્યારે વડા આમીલ સાહેબ તરફથી સુંદરાબાઇ હોલ આગળ વહો-રાઓને જંગી સંખ્યામાં હાજર રહીને કોન્ફરન્સને તોડી પાડવા માટેના અને કોન્ફરન્સની બેઠકમાં ઘુસી જઇને આ કાર્ય પાર ઉતારવાની ગોઠવણ કરવામાં આવી હતી. આ પછી સુંદરબાઇ હોલ આગળ જે બનાવો બન્યા તેની આપ સઉને પુરેપુરી જાણ છે. આ ઉપરથી આપ કહી શકશો કે, દાવતે હાદીયાની ગાદી વીરૂધ્ધ કોણ કાર્ય કરી રહયું છે? ના. વડા મુલ્લાંજી સાહેબના ફરમાનનો વીરોધ કોણ કરી રહયું છે? અને ના. વડા મુલ્લાંજી સાહેબના હુકમ મુજબ કોન્ફરન્સથી અલગ રહેવાને બદલે તેને તોડી પાડવાના પ્રયત્નો કોણે કર્યાં છે?

શ્રી૦ હાતીમ અલવીએ આગળ બોલતા જણાવ્યું હતું કે, હજુરે આલીના હુકમ પછી વહોરાઓને સુંદરબાઇ હોલ આગળ જવાની સલાહ કોણે આપી હતી? વડા આમીલ સાહેબે આ પગલું ભરીને દાવતે હાદીયાની ગાદી વીરૂધ્ધ એક બંડ જગાવ્યું છે અને આથી કરીનેજ વડા આમીલ સાહેબ તરફથી જે ખુલાસા થાય છે તે વીષે આપણા દીલમાં શંકા ઉઠે તે ગેરવ્યાજબી નથી.

આપણે આપણું કાર્ય શાંતી અને સબુરીથી આગળ વધારવા માગીએ છીએ. આપણને સમાધાની માટે કોઇ જવાબદાર વ્યકતીનો પેગામ મલ્યો નથી અને આવા અધ્ધર ખુલાસાઓ કરવામાં આવે તે ઉપર આપણે વીશ્વાસ મુકયો. પરંતુ ફરી ફરીને આપણે વીશ્વાસ મુકી શકીએ નહી તેની સાબીતી આપણને મળી ચુકી છે. આથી કોન્ફરંસનો કાર્યક્રમ આજે આપણે શરૂ કરીએ છીએ. આ પછી ડૉ૦ તાહેરઅલી કાજીજી બેરીસ્ટરે તાળીઓના ગડગડાટ વચ્ચે નીચેનો ઠરાવ પેશ કર્યો હતો.

ડૉ૦ તાહેરઅલી કાજીજીએ ઠરાવ રજુ કર્યો હતો કે ખાસ કરીને હીંદી-મુસ્લીમ અને સામાન્ય રીતે દેશમાંના આર્થીક, સામાજીક અને રાજકીય જીવનમાં કોમની પછાત સ્થીતી સમજતાં, આ પરીષદ હાલની બધી નડતરો દુર કરવાનો અને સામાજીક આર્થીક અને રાજકીય બાબતોમાં કોમને તેની યોગ્ય દશા તરફ દોરવાનો સંપુર્ણ નીશ્ચય જાહેર કરે છે.

[અ] આ પરાષદ વધુમાં આધુનીક શીક્ષણની તાકીદની જરૂરીયાત સ્વીકારે છે અને વધુમાં લાયકાત ધરાવતા યુવા-

નોને શીક્ષણની સગવડો આપવા માટે જરૂરી હોય એવાં પગલાં લેવાનો ઠરાવ કરે છે અને સર્વને આ ઉમદા હેતુ પાર પાડવા માટે બની શકે તેટલી મદદ આપવાની વીનંતી કરે છે.

(બ) ઉપરની નેમો પાર પાડવાના હેતુથી આ પરીષદ મુંબઇમાં મુખ્ય કચેરી સાથે મધ્યસ્થ અખીલ હીંદ સંસ્થા સ્થાપવાનું ઠરાવે છે અને નીચેના હેતુઓ પાર પાડવા માટે એક યોગ્ય સંસ્થા ઉભી કરવા એક સમીતી નીમવાની પ્રમુખને સત્તા આપે છે.

(૧) કોમની નેમો અને હેતુઓ પાર પાડવા તથા કોમના ભાઇઓના દુઃખો જાહેર કરવા અને કોમના ભાઇ-ઓમાં આર્થીક સામાજીક અને રાજકીય હકોનું ધ્યાન જાગ્રત કરવા વર્તમાન પત્રો અથવા બીજા સામયીકોને પ્રગટ કરવા અથવા એવાં હયાતી ધરાવતા પત્રોને મદદ કરવી જેથી લોકમત કેળવી શકાય.

(૨) કોમના ગરીબોની સ્થીતી સુધારવા માટે અને ખાસ કરીને બેકારી દુર કરવા :તથા ઉદયોગો ખીલવવા તેમજ સસતાં ભાડાનાં મકાનો અને બીજી સગવડોની જોગવાઇ કરવાના માર્ગો અને ઉપાયો શોધવા.

(૩) હોસ્પીટલો, સુવાવડ ખાનાં તથા સ્ત્રીઓ અને બાળકો માટે વેલ્ફેર સંસ્થાઓ સ્થાપવી.

(૪) આ પરીષદ વધુમાં ઠરાવે છે કે યોગ્ય લાગે તેવી જગ્યાઓએ, અખીલ હીંદ સંસ્થાનું કામ આગળ ધપાવવા માટે સંસ્થાની શાખાઓ સ્થાપવી.

(ક.) આ પરીષદ, બંધારણ ઘડાય અને રજીસ્ટર કરાવાય તે દરમ્યાન અખીલ હીંદ સંસ્થાની નેમો તથા હેતુઓ આગળ ધપાવવા માટે એક સમીતી નીમવાની પ્રમુખને સત્તા આપે છે.

## ડૉ૦ તાહેરઅલી કાજીજી

ડૉ૦ તાહેરઅલી કાજીજી બેરીસ્ટરે ઠરાવ ઉપર બોલતાં જણાવ્યું હતું કે, વહોરા કોમમાં કેળવણીની સૌથી વધુ અગત્ય છે તેનો કોઇ ઇન્કાર કરી શકે તેમ નથી. આપણી કોમના વીદ્યાર્થીઓ માટે સ્કુલો અને કોલેજોની ખાસ જરૂર છે. યોગ્ય કેળવણી વગર આપણે કોઇપણ ક્ષેત્રમાં આગળ વધી શકીશું. નહીં. કેટલાક કેળવણી ફંડોનો હું ટ્રસ્ટી છું અને આ ફંડ મારફત વહોરા વીદ્યાર્થીઓને સ્કોલરશીપો અપાય છે, પરંતુ આ પુરતી નથી. સુરત મુંબઇ કે કરાચી જેવા શહેરમાં ગરીબ વહોરા વીદ્યાર્થીને શ્રીમંત તરફથી કદાચ મદદ મળે, પરંતુ કાઠીઆવાડ, ગુજરાત, મારવાડ અને કચ્છમાં જ્યાં સંખ્યાબંધ ગરીબ વહોરાઓ વસે છે તેમના બાળકોને કેળવણી આપવા સંબંધી ચોકકસ ગોઠવણ થવી જોઇએ આ ઠરાવમાં તેના માટે વ્યવસ્થા કરવામાં આવી છે.

ડૉ૦ તાહેરઅલી કાજીજીએ આ સંબંધમાં તેમના હસ્તકના ૭૫ હજાર રૂપીઆના એક ટ્રસ્ટની જાહેરાત કરી હતી અને શીક્ષણ અંગે કોન્ફરંસ તરફથી થનારા મોટા ફંડમાં આ રકમ ઉમેરો કરશે એમ જણાવ્યું હતું.

ડૉ૦ તાહેરઅલી કાજીજીએ આગળ બોલતાં જણાવ્યું હતું કે શીક્ષણ પ્રચાર અંગેના આવા ઠરાવનો કોઇ વીરોધ

કરી શકે નહી. તેમણે આગળ બોલતાં કોમમાં ટેકનીકલ શીક્ષણ ઉપર ભાર મુકયો હતો અને વહોરા કોમના વીદ્યાર્થીઓને હુન્નર–ઉદયોગના શીક્ષણ માટે પુરતી આર્થીક મદદ મળવી જોઇએ જેની આ ઠરાવમાં જોગવાઇ કરવામાં આવી છે એમ જણાવ્યું હતું.

વકતાએ આગળ બોલતાં હુન્નર–ઉદયોગની તાલીમ લીધેલા વહોરા જુવાનો, કારખાનાઓ અને ઉદયોગી સંસ્થાઓમાં રોજીએ લાગી જાય તે માટેની વ્યવસ્થા ઉપર ભાર મુકયો હતો અને વહોરાઓની માલેકીની ઉદયોગીક સંસ્થાઓ તેમજ ભાઇબંધ કોમની ઉદયોગીક સંસ્થાઓમાં તાલીમ પામેલા વહોરા જુવાનોને સ્થાન મળે તે માટે ઘટતું કરવાનું જણાવ્યું હતું.

## શીક્ષણમાં સઉથી પછાત કોમ

આ ઠરાવને ટેકો આપતાં જનાબ ઇમરાનઅલી વકીલે જણાવ્યું હતું કે મનુષ્યના જીવનમાં ઉત્તમ શીક્ષણ એ એક સઉથી મહાન ચીજ છે અને યોગ્ય કેળવણી વગર માણસ પોતાને ઓળખી શકતો નથી તેમજ પોતાના અને પોતાના કુટુંબના જીવનને સુખી બનાવી શકતો નથી. આપણી કોમનું શીક્ષણ પ્રમાણમાં કેટલું નીચું છે એ તો આપણે સઉ જાણીએ છીએ. હરીજન કોમથી પણ આપણું શીક્ષણનું ધોરણ નીચું છે.

જનાબ ઇમરાનઅલી વકીલે આગળ બોલતાં શીક્ષણના ક્ષેત્રમાં અત્યાર સુધી થએલા પ્રયત્નોનો ઉલ્લેખ કર્યો હતો અને ઠરાવના હેતુને વીગતથી સમજાવીને શીક્ષણ આપતાં કોમ ઉપર દરેક દીશામાં કેટલી આબાદી ઉતરશે તેના ઉદ્દા-

હરણો આપીને સમજણ પાડી હતી. તેમણે વધુમાં જણાવ્યું હતું કે આ ઠરાવની નેમ ખાસ કરીને કોમના ગરીબ કુટુંબો પાસે પહોંચવાની છે. આપણે ગરીબોને ગળે લગાવીને કામ કરવા માગીએ છીએ તેમની મુસીબત આપણી મુસીબત છે. આપણી મુસીબત આખી કોમની મુસીબત છે અને કોમની મુસીબત આખા હીન્દુસ્તાનની મુસીબત છે. આપણે આપણી ધન દોલત આપણા માટે ખર્ચી રહયા છીએ. આપણી ધન દોલત માત્ર આપણાજ વૈભવ અને વીલાસોને બદલે બીજાના દુઃખો દુર કરવા અને બીજાની ઉન્નતી કરવા માટે ખર્ચવાનું આજે આપણે શીખવાનું છે.

## મી૰ હમદાનીનો ટેકો.

મી૰ હાતીમભાઇ હમદાનીએ (સુરત) ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે, અસ્સલા મો અલય કુમ, જનાબે સદર મારા બુઝુર્ગ તથા યુવક ભાઇઓ અને બ્હેનો, મારા માથે ડૉકટર તાહેરઅલી કાજીજી સાહેબના ઠરાવને ટેકો આપવાનું કામ સોંપાયલું હોવાથી હું આપને પ્રસ્તાવના તરીકે બે બોલ કહેવાની રજા લઉં છું. ડૉકટર સાહેબે કહયું કે આ ઠરાવનો કોઇ પણ વીરોધ નહી કરશે. હું પણ કહું છું કે આ સભામાં બેઠેલા ગ્રહસ્થોમાંથી તો કોઇ આવા નેક કામનો વીરોધ નજ કરે, પરંતુ જ્યારે આ ઠરાવ જાહેરમાં જનતાની જાણ માટે મુકવામાં આવશે ત્યારે કેટલાંક વીઘ્નસંતોષી માણસો એનો જરૂર વીરોધ કરશે અને કહેશે કે આ લોકો તઅલીમમા શું સમજે? એ લોકોને આ પ્રશ્નમાં માથું મારવાની શી જરૂર છે? એ તો અમોજ વીચાર કરી શકીએ. એ તઅલીમના ઇજાર-

કારોને પુછવું ઘટે કે આપે કેટલી તઅલીમી સંસ્થાઓ પોતાની કોશીશથી શરૂ કરી? અને જો શરૂ કરી તો તે કેવી સ્થીતીમા ચાલે છે તેનો આપને ખ્યાલ પણ છે? હું જ્યારે પંચમહાલમાં એ. ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેક્ટર તરીકે કામ કરતો હતો ત્યારે આવી સંસ્થાઓનું નીરીક્ષણ કરવાનું કામ મારે કરવું પડયું હતું. દાહોદ જેવા શહેરમાં એક મદરેસો છે જેમાં લગભગ ૧૨૦૦ વીદયાર્થીઓ અને વીદયાર્થીનીઓ તઅલીમ મેળવે છે, પરંતુ આ બધા બચ્ચાઓની શી હાલત છે તેનો અંદાઝ હું નહી અને હમારા ખાતા તરફના રીમાર્ક પણ નહી પરંતુ વઝારતે સૈફીયાહના નીરીક્ષક સાહેબના રીમાર્ક પરથીજ સમજી શકાશે. દુન્યવીનું તો શું પુછવું પણ દીની તઅલીમમાં પણ વીદ્યાર્થીઓ શુન્ય હોય તો પછી આ વઝારતે સૈફીયાહ નામે ખાતું કઇ રીતે કોમની તઅલીમી ખીદમતને સરઅંજામ દીએ છે તે મારી સમજમાં તો આવતું નથી. શીક્ષકોનું વીદયાર્થીઓ તરફનું વર્તન, શીક્ષકોનો માંહે માંહે કલેશ, એકજ સંસ્થામાં બે ત્રણ જાતના હેડમાસ્તરો. હેડમાસ્તરો અને મેનેજર અથવા સેક્રેટરાનો કફોડો સંબંધ—સેક્રેટરી અને આમીલ સાહેબના ઝગડા અને આ બધાની ઉપર વઝારતે સૈફીયાહની કનડગત એ આ સંસ્થાની કાર્ય પધ્ધતીની રૂપરેખા છે. આવી સંસ્થાઓ ગોધરા, દાહોદ, લુણાવાડા અને હીંદુસ્તાનના અન્ય સ્થળોએ માઇકાંગલી સ્થીતીમાં ચાલી રહી છે. જ્યારે દુન્યા "નુતન શીક્ષણ"ના પ્રયોગો કરી પોતાની પ્રજાનુ શીક્ષણ સુધારવા માટે તનતોડ મહેનત કરી રહી છે ત્યારે આપણી કોમમાં આવા પ્રયોગો આદર્શ તઅલીમને ગુંગળાવી મારી નાખવાના પ્રયાસો કરવામાં

આવે છે. મીસર અને બીજા અરબી દેશોમાં એમ પણ બણગા ફુંકવામાં આવ્યા હતા કે અમોએ હીંદમાં એક 'અરબી યુનીવસીટી" કે જેનું નામ સઇફીયાહ દરસ છે તે શરૂ કીધી છે, પણ તે ચશ્મો તો સઇયદના વ મવલાના અબ્દેઅલી સઇફુદીન સાહેબ (અ. કુ.) એ જારી કીધો છે. આપણી કોમને અભણ રાખવાના પ્રયાસો કરવામાં આવે છે. જ્યાંરે સમસ્ત દુન્યામાં તઅલીમની રોશનીનો પ્રકાશ આપણી દઅવતે અને ફાતેમી ઇમામોએ કર્યો છે ત્યારે આપણે દીન પ્રતીદીન તઅલીમમાં ભાઇબંધ કોમોથી પાછળ પડતાં જઇએ છીએ. આપણા બાળકોના કીમતી ૬ થી ૮ વર્ષ મદરેસાઓમાં ગુજરે છે જ્યારે બીજી કોમના બાળકો તે અરસામા સારી અને સંગીન તાઅલીમ મેળવે છે. આજે આપણી શી અધોગતી થઇ છે તેનો ખ્યાલ એ વાત પરથી આવશે કે થોડાં વર્ષો પહેલાં મુંબઇના બજારોમાં વોહરા વ્યાપારીઓ ધમધોકાર વેપાર કરતા હતા, આજે એક બે મસ્કતી શેઠો આપણી નજરે પડે છે અને વહોરાઓને "ટીન પ્લેટીંગ"ના ધંધાથી સંતોષ માનવો પડે છે. બીજા ગામોમાં અનેક ગરાબો છે તેઓને આપણે જોઇશું તો આપણને રડવું આવશે. હું દાહોદના ગામડે ગામડે ફર્યો છું, અને વોહરા ભાઇઓના વેપારની સ્થીતીનો અભ્યાસ કર્યો ત્યારે માલુમ પડયું કે એકે વ્હોરા વેપારીને કોઇ મદદ મળતી નથી. એ બિચારો સવારથી સાંજ લગી મહેનત મજુરી કરી રોટલો મેળવે છે. મુંબઇ જેવાં શહેરમાં ગરીબ વ્હોરા ભાઇને જુઓ, ત્યારે આપણને શરમથી મોઢું નીચું નાખવું પડશે. આપણને હુન્નર ઉદયોગોના શીક્ષણની ખાસ જરૂર છે. જ્યારે નામદાર સરકાર બીજી કોમોને હુન્નર ઉદયોગોને

શીક્ષણની સગવડ કરી આપતી હોય અને તે કોમો કુદકે અને ભુસ્કે આ નવા ક્ષેત્રમા આગળ વધી રહી હોય ત્યારે આપણે દુર ઉભા રહી જોયા કર્યે તે આપણને માટે ઘણી દુઃખની વાત છે. આપણી કોમમાં ટેકનીકલ એજ્યુકેશનની સંસ્થાઓ ખોલવાની ખાસ જરૂર છે, કે જેથી આપણા બાળકો ભાઇબંધ કોમોની સાથે ખભાથી ખભો મેળવી ઉભા રહી શકે.

આપણી કોમની તઅલીમી સંસ્થાઓ જુની પુરાણી શીક્ષણ પધ્ધતીથી ચાલે છે. તેમાં સુધારો કરવાની જરૂર છે. આ સંસ્થાઓમાં કેટલીક એવી સંસ્થાઓ છે જેમાં "અલીફ–બે" ની "તકતી"ની ચાર કલાસો હોય છે અને તેમાં બાળકની જીંદગીના કીમતી વર્ષો ગાળવામાં આવે છે. તે પછી એક, બે, ત્રણ, ચાર વર્ષો બીજી બાબતોમાં ગાળવામાં આવે છે. આ બાબતનો આપણને કોન્ફરન્સના તખતેથી સુધારો કરવાનો છે. હજુ લગી આપણી પાસે કોઇ પણ પ્લેટફોર્મ ન હતું પણ આ કોન્ફરન્સના સંચાલકોએ આપણી આ જરૂરીઆતને પુરી પાડી છે. હવે આપણને મુંગા રહેવાની જરૂર નથી. એમાં આપણી નબળાઇ છે. હવે મારે આપ સર્વને એકજ વાત કહેવાની છે કે આપણે અહીં મળીને વાતો ના કરીએ પણ કાંઇ કામ પણ કરીએ. તો આપણે કોન્ફરંસમાં આ ઠરાવને ટેકો આપેલો ગણાશે. અને આપણો આવા ઠરાવને હાર્દીક ટેકો હોવો જોઇએ.

## દૈનીક વર્તમાનપત્રની જરૂર છે

મી. દાદલા સોલીસીટરે ઠરાવને વધુ ટેકો આપતા જણાવ્યું હતું કે શીક્ષણના પ્રચાર સાથે એ પ્રચારને વેગ

આપવા માટે આપણે એક વીશાળ પત્રની ખાસ જરૂર છે. આ વર્તમાનપત્ર દઇનીક કે અઠવાડીક હોવું જોઇએ. શીક્ષણના ઝડપી કાર્ય માટે આવું અખબાર સહુથી અગત્યનો ફાળો આપશે. આ વર્તમાન પત્ર મારફત શીક્ષીત વહોરા ગૃહસ્થો પોતાના વીચારોની આપલે કરી કરશે અને શીક્ષણ તેમજ સામાજીક પ્રગતી માટે કોમમાં એક નવી રોશની જાગશે અને નવો પ્રાણવાયુ ફુંકાશે. હું તો કોન્ફરન્સના આગેવાન નેતાઓને અપીલ કરૂં છું કે તેઓ મુંબઇથી આવું મોટું વર્તમાનપત્ર જલદીથી શરૂં કરે. કોમનું આ વાજીંત્ર આપણી પ્રગતીમાં મોટું માર્ગદર્શન આપશે.

## દોરવણીથી વીરોધ કર્યો છે

કોન્ફરન્સના પ્રમુખ શેઠ જંગબારવાલાના સપુત્ર મી. અબદુલ કરીમે ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે આ કોન્ફરન્સની નેમ કોમની બહેતરીની છે તે આ ઠરાવ ઉપરથી સ્પષ્ટ રીતે જણાય છે. આ કોન્ફરંસનો વીરોધ કેટલાકોએ કર્યો છે અને કેટલાકોએ બીજાઓની દોરવણીથી કર્યો છે. આજ હકીકત બતાવી આપે છે કે વહોરા કોમને આજે કેળવણીની કેટલી બધી જરૂર છે.

શેઠ એહમદઅલી તળાજાવાળાએ ઠરાવને વધુ ટેકો આપતા જણાવ્યું હતું કે આ કોન્ફરંસના કાર્યનો ૧૯૧૬ ની સાલથી પ્રથમ પાયો નંખાયો હતો. આ કાર્ય માટે જેઓએ કુરબાનીઓ અને ભોગો આપ્યા છે તે વહોરા કોમના ઇતીહાસમાં કદાપી ભુલાશે નહી (તાળીઓ) નબી સાહેબે દીનને ફેલાવા માટે અનેક ભોગ આપ્યા હતાં. હ.

હુસેન (અ. સ.) એ પણ ઇસ્લામને ખાતર અનેક બલીદાનો આપ્યાં હતા. અને પોતાના ૭૨ પુત્રોને કરબલાના મેદાન ઉપર શહીદ કરાવી નાખ્યા હતા. આ આપણા પાક ઇસ્લામના ફેલાવા ખાતર સેંકડો જણે કુરબાનીઓ આપી છે, પરંતુ આજે આપણે શું જોઇ રહયા છીએ. ? આજે વહોરા કોમના વહાલાંઓને 'તમે ઇસ્લામ છોડી જાવ" તમે વહોરા કોમમાંથી નીકળી જાવ" એવા હુકમો કરવામાં આવે છે. વહોરા કોમના આ કુટુંબોએ પોતાના જાનમાલની જે બરબાદી ભોગવી છે તેની ઇતીહાસ જરૂર નોંધ લેશે.

શેઠ અહેમદઅલી તળાજાવાળાએ આગળ બોલતાં જણાવ્યું હતું કે, કરાંચીમાં અઢાર જણનો ભોગ લેવામાં આવ્યો હતો અને ઇસ્લામના મુખ્ય સીધ્ધાંત વીરૂધ્ધ જઇને આ કુટુંબના મુડદાઓને રખડાવવાની શરૂઆત થઇ હતી. જ્યારે મી૦ હાતીમ અલવીના માતુશ્રીનું અવસાન નીપજ્યું અને જે બનાવ બન્યો તેની વીગતો મેં વર્તમાનપત્રોમાં વાંચી ત્યારે મારૂં દીલ દુઃખથી ભરાઇ આવ્યું હતું. મને તે વખતે લાગ્યું કે, કોમને દોરવવાનો દાવો કરનારનો એ દાવો આ બનાવથી નાબુદ થવાનો છે કાંતો વહોરા કોમ આગેકુચ કરવાની છે.

શેઠ તળાજાવાળાએ આગળ બોલતાં કોમની આજની કંગાળ કેળવણીનો ચીતાર આપ્યો હતો અને જણાવ્યું હતું કે, શીક્ષણના અભાવે વેપાર ધંધામાં આપણી સાહસીક કોમ આજે પાછળ પડતી જાય છે. વહોરો વેપાર કરોડોનો કરે પરંતુ તેનું નામું તેના હાથમાં નહી. આપણો વેપાર પડી ભાંગ્યો તેનું આજ કારણ છે. આજે વહોરો વેપારી,...

વેપારી મટીને ટીનનાં પતરાં સાંધવાનો ધંધો કરે છે અને જો આ સ્થીતી ચાલુ રહેશે તો આવતી કાલે વહોરો પટા-વાળો બનશે તેથી આશ્ચર્ય થશે નહી. આજે મુંબઇની બજારમાં ત્રણસેં ઉપરાંત વહોરાઓ ભીખ માગે છે ( એક અવાજ—બૈરાંઓ પણ ભીખ માગે છે )

શેઠ તળાજાવાળાએ આગળ બોલતાં ભાવનગરના મદ-રેસાનો દાખલો આપ્યો હતો. તેમજ મહુંમ સર આદમજી પીરભાઇએ શીક્ષણના ક્ષેત્રમાં કરેલી સેવાઓનો ઉલ્લેખ કર્યો હતો અને વહોરા બાનુઓને પણ યોગ્ય શીક્ષણ આપ-વાની જરૂરીઆત ઉપર ભાર મુકયો હતો. વકતાએ જણાવ્યું હતું કે વહોરા સ્ત્રીઓને અભણ અને અજ્ઞાન રાખવામાં આવી છે, તેને ઘરના દરવાજામાંથી બહાર જવાનો હુકમ નથી, તેની સ્થીતી સૌથી કંગાલ અને દયાજનક છે તેના ધણીના મરણ પછી વહોરા સ્ત્રી અભણ હોવાથી બીજાઓ તેનું ખાઇ જાય છે બ્હેનોને કેળવણી અપાશે તો નવી પ્રજા વધુ સંસ્કારવાળી બનશે. જો બ્હેનોને યોગ્ય કેળવણી મળશે તો કોમમાં હજારો હાતીમ અલવીઓ સર આદમજી પીર ભાઇ, ઇબ્રાહીમ શેઠ અને જંગબારવાળા શેઠનો જન્મ થશે.

## ગોધરાવાલાનો ટેકો

હકીમ સૈફુદીન ગોધરાવાલાએ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે, આ રેઝોલ્યુશન કોમમાં એક નવા જીવ-નનો સંદેશ છે અને કોમને અંધારામાંથી રોશનીમાં લઇ જનાર છે. કોમને પસતીથી ઉઠાવી ઉંચે મોખરા ઉપરપહોં-ચાડનાર છે મારા અઝીઝ દોસ્તો રેઝોલ્યુશનમાં અગત્યની વાત કે જે કેળવણી છે, કે જેના માટે સરદારે દોઆલમ

મોહમ્મદુલ મુસ્તફા સલ્લાહો અલયહે વસલ્લમનું ઇરશાદે-આલી છે કે ઇલ્મ દરેક મુસ્લીમ મરદ અને બૈરાંઓ પર તલબ કરવું વાજીબ અને ફરજ છે. આપે મરદ અને બૈરાંને કેળવણીની બાબતમાં એકજ લાઇનમાં રાખ્યા છે. એ જુદી વાત છે કે હમોએ સ્ત્રીઓની કેળવણીની તરફ હાલ તક ધ્યાન આપ્યું નથી અને તેથીજ હમો પાછળ પાછળ રહીએ છીએ અને તેનું કારણ એ છે કે જે ગોદમાં બચ્ચાઓ મોટા થાય છે તે ગોદ યાને બચ્ચાંઓની માઓ કેળવણીથી ખાલી છે.

ઇલ્મનો અર્થ મઝહબી મુલ્લાંઓ અને ખાસ કરીને સૈયદના તાહેર સઇફુદીન સાહેબ ફકત મઝહબી કેળવણીનો લે છે પણ તે તદન ખોટું છે અને એ એમની તંગખ્યાલી છે. ઇલ્મનો શબ્દ એક જામે શબ્દ છે જેમાં મઝહબી તાલીમ ઉપરાંત દુન્યાના દરેક ઇલ્મનો સમાવેશ થાય છે ઇલ્મના ઉપર અલીફ–લામ જે છે તે ઇસતીગરાકી છે અને તેનો અથ દુન્યાના દરેક ઇલ્મનો થાય છે. હુઝુર સરવરે આલમે ફરમાવ્યું છે કે તમે ઇલ્મ શીખો. અગર જો ઇલ્મ શીખવા માટે તમને ચીન બી જવું પડે તો જાવ અને શીખો. ચીન જવાનું એટલા માટે નથી ફરમાવ્યું કે તે ઘણું દુર હતું બલ્કે તે ટાઇમમાં ચીનનાં અંદર હુન્નર-ઉદયોગ સારા પ્રમાણમાં હતો.

ઇમામ અહમદુલ મસતુરએ હારૂન રશીદના ઝમાનામાં ૫૧) રીસાલા લખ્યા. તેમાં આપે એકાવન ઝાતના ઇલ્મ ઝાહેર કર્યા અને આપે એકાવન ઝાતના ઇલ્મથી ખુદાની તોહીદ અને રસુલની રીસાલત સાબીત કીધી. ગરઝ એ છે

કે ઇલ્મ એટલે સીરફ મઝહબી ઇલ્મ નહી બલ્કે દુનીયાના દરેક ઇલ્મનો સમાવેશ થાય છે. મસલન ફીઝીયોલોજી, એનેટોમી, પેથોલોજી, સાયન્સ, જોગ્રાફી, એરીથમેટીક હુન્નર-ઉદયોગ વગેરે વગેરે.

મારા અઝીઝ ભાઇઓ ઇલ્મમાં આપણે ઘણાજ પાછળ છીએ હવે આપણે આગળ વધવુંજ જોઇએ. ઇલ્મથીજ કોમની ઝીન્દગી છે. હીન્દુસ્તાનની દરેક કોમ આજે ઇલ્મ હાંસીલ કરી આગળ વધી રહી છે ઇલ્મ વિશે આપણા પહેલાના પેશ્વાઓએ ઘણા મહાન કામો કીધાં છે. જેને સામે રાખી આપણે પણ એવાં કામો કરવા જોઇએ. આજથી એક હઝાર વરસ ઉપર બનુ ફાતેમાના તાજદાર મીસરના શહેન-શાહ ઇમામ મોઇઝ બીલ્લાહે મીસર (કેરો)માં એક ઝબરદસ્ત અઝહર નામની યુનીવરસીટી કાયમ કીધી કે જે આજ તક મોજુદ છે. એમાં અરબો સિવાય હિન્દુસ્તાન તથા યુરોપના દેશોમાંથી પણ ત્યાં ઇલ્મ હાંસીલ કરવા આવતા હતાં અને એક ઝબરદસ્ત લાયબ્રેરી કાયમ કીધી, જેમાં ૪,૦૦,૦૦૦ ચાર લાખ સીરફ હાથનાં લખેલ પુસ્તકો દુન્યાના ખુણે ખુણેથી લાવી મુકવામાં આવ્યા હતા અને છપાએલા પુસ્તકોનો તો કોઇ હીસાબજ ન હતો.

આજ ઇલ્મની બદોલત અરબો કેટલા આગળ વધ્યા તે આપ સાહેબ હીસ્ટરીથી જાણી શકો છો. જે અરબો ફકત બકરાં અને ઉંટો ચરાવતા હતા તેજ અરબો તાલીમ લઈ દુન્યાની ઉપર હકુમત કરવા લાગ્યા અને દુન્યાને પણ ઇલ્મની રોશની આપી અને આખા જગતમાં ઇલ્મનો ફેલાવો કીધો, ભાઇઓ! હવે આ રેઝોલ્યુશન પાસ કરી બેસવાનું

નથી. બલ્કે તન મન અને ધનથી આ કાર્યકર્તાઓને પુરે-પુરો સાથ આપવો જોઇએ. આ રેઝોલ્યુશન એક નવું બીજ છે જે વીશાળ ખેતરમાં રોપાય છે, એતી ઉગશે અને જો હમો ખેતરની બરાબર દેખરેખ રાખીશું તો કોમની અંદર આજે જે ઇલ્મનો ભુખમરો છે તે દુર થશે.

શેઠ ઉપતુલ્લાહભાઇ (રાજકોટવાલા)એ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે, કાઠીઆવાડ વહોરા કોમનું મોટું મથક છે જ્યાં અલેફ, બે, પે, સીવાય બીજી કોઇ જાતની પઢાઇ થતી નથી. કોમના શીક્ષણમાં અને હાલના મદ્રેસા-ઓમાં ઘણાજ સુધારા કરવાની જરૂર છે.

શેઠ ફીદાહુસેન શેખે ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે વહોરા વિદ્યાર્થીઓને છુટીછવાઇ મદદ મળતી હશે પરંતુ બધા ગરીબ અને લાયક વિદ્યાર્થીઓને યોગ્ય કેળવણી માટે વ્યવસ્થીત મદદ આપવાની કોઇ યોજના આપણી કોમમાં ન હતી તે આ ઠરાવથી અમલમાં આવશે. આપણે સૌએ આ મધ્યસ્થ ફંડમાં બનતો ફાળો આપીને વીશાળ ફંડ એકત્ર કરવાની જરૂર છે અને આ રીતેજ આપણે કોમને શીક્ષણ અને સામાજીક પ્રગતીના પંથે લઇ જઇ શકીશું. શીક્ષણનો હેતુ આપણે સારા નાગરીકો પેદા કરવાનો છે. કોમમાં જે થોડા શીક્ષીતો અને ભણેલા શીખેલા છે તેઓ કોમને પોતાની તાલીમનો બીલકુલ લાભ આપતા નથી, પરંતુ આજે કોમને પછાત પાડવા માટે પ્રયત્નો કરી રહયા છે પોતે ભણ્યા છે, પરંતુ બીજાઓને અજ્ઞાનના અંધારામાં રાખવા માગે છે (શરમ શરમના પોકારો) વહોરા કોમ ઉપર એક દિવસ ખુદાની મહેરબાની હતી, વહોરા કોમ માલદાર

હતી, વહોરા કોમમાં સંપ હતો. "આજે આપણે આ બધું બગાડી મુકયું છે, આપણે શીક્ષણથી જાગૃત થઇને ફરીથી કુચ કરવાની છે.

શ્રી. હાતીમ દરબારે (મુંબઇ) ઠરાવને ટેકો આપતા જોરદાર ભાષામાં શીક્ષણ માટે અપીલ કરી હતી અને તેમની શાદી પ્રસંગે બનેલા બનાવનો વિગતથી ઉલ્લેખ કર્યો હતો અને પોતાને થએલા અન્યાય સામે વીરોધ પોકાર્યો હતો.

શ્રી૦ હાતીમ દરબારે આગળ બોલતાં જણાવ્યું હતું કે મારી શાદી પ્રસંગે બનેલો બનાવ ઘણો માઠો છે. મેં પોલીસ સમક્ષ નીવેદન કર્યું હતું કે "અમારા વડા મુલ્લાંજી સાહેબ ચાર ઓરત કરે છે અને અમને એક પણ ઓરત કરવા દેતા નથી." આ મારા ગુન્હાઓની સાલેહભાઇ સાહેબ પાસે ફરીયાદ થઇ હતી અને શાદી પછી જીણા હોલમાં મેં સભા બોલાવીને મારી નેમની જાહેરાત કરી હતી. વકતાએ આગળ બોલતાં જણાવ્યું હતું કે હું તો કોન્ફરન્સનો એક અદના સીપાઇ છું અને કોન્ફરન્સના હુકમને માથે ચઢાવીને કોમની આગેકુચ માટે ગમે તે ઘડીએ કુરબાની આપી દેવા માટે તૈયાર છું હું મૃત્યુથી ગભરાતો નથી એટલે મને મારની કે ધાકધમકીની બીક નથી. આજે નહી તો કાલે દરેકને મરવાનું છે તો કોમ માટે શહીદ થઇને કાં ન મરવું.? હું તો મુલ્લાંજી સાહેબના પક્ષની વચ્ચે ફરૂં છું અને દરેકને સાચી હકીકત સમજાવવા અને સાચા અને ઇન્સાફના રસ્તે જવાની સલાહ આપી રહયો છું.

શ્રી. હાતીમ દરબારે અંતમાં જણાવ્યું હતું કે, આપણે ઠરાવો પસાર કર્યા પછી જંપીને બેસી રહેવું જોઇએ નહી

પરંતુ ક્ષણે ક્ષણે તૈયાર રહીને આપણા આદર્શને પહોંચવા માટે તન મન અને ધનથી પ્રયત્નો ચાલુ રાખવા જોઇશે.

શેઠ ફઝલે હુસેન બક્ષામુસાએ (સુરત) ઠરાવને વધુ ટેકો આપ્યો હતો.

### ઠરાવ સર્વાનુમતે પસાર.

જે પછી પ્રમુખ શેઠ હાતીમ અલવીએ ઠરાવની ગંભીરતા સ્પષ્ટ શબ્દોમાં સમજાવીને ઠરાવના અમલ માટે સૌને મરી ફીટવાની તમન્ના ધારણ કરવાની અપીલ કરીને ઠરાવ કોન્ફરન્સની સંમતી માટે રજુ કર્યો હતો જે "નારે તકબીર" "અલ્લાહો અકબર"ના ગગનભેદી અવાજો વચ્ચે સર્વાનુમતે પસાર થયો હતો.

રાત્રે ૧૧ વાગે કોન્ફરન્સનું કાર્ય બીજા દીવસ ઉપર મુલતવી રહયું હતું.



## (૩)

## સંમેલનની ત્રીજી બેઠકનો અહેવાલ

[સાંજ વર્તમાન તા૦ ૨૪-૧-૪૪]

### વર્ષો સુધી અંધારામાં રહેલા પેલા પોણા લાખ રૂપીઆના ટ્રસ્ટની જાહેરાત.

**કોન્ફરન્સ બંધ બારણે ભરી કોમને દુર રાખી પોતે ઉઘરાવેલાં કેળવણી ફંડમાં સમસ્ત દાઉદી વોહરા કોમને નાણાં ભરવાની અપીલ.**

## કેળવણીને નડતરરૂપ સાબીત થયેલા પડદા સિધ્ધાંત વીષે મીસ ઝુલેખા વાસીના ઉદ્દગારો.

દાઉદી વોહરા કોન્ફરંસની ત્રીજા દીવસની ખુલ્લી બેઠક શનીવારે સાંજે સાડા ૭ વાગે અસમા મંઝીલની ખુલ્લી અગાશી પર કરાંચીના માજી મેયર અને વોહરા સુધારક મી૦ હાતીમ અલવીના પ્રમુખપદે મળી હતી, જે વખતે શીખેલાં જુવાન વોહરા બાનુઓએ સારી સંખ્યામાં હાજરી આપી હતી.

કોન્ફરંસમાં વોહરા કોમને આધુનીક કેળવણી આપવા, ટેકનીકલ ખાતાંઓ કાયમ કરવા, સસ્તા ભાડાંના મકાનોની સગવડ પુરી પાડવા અને કોમી બહેતરીનાં તેવાં કામો માટે રૂા. ૫ લાખનું પ્રાથમીક ફંડ ઉભું કરવા શેઠ યુસુફઅલી એ. કરીમજી જંગબારવાલા, શેઠ અમીરૂદીન સાલેહભાઇ તૈયબજી, શેઠ અબ્દુલ તઇબ ઇસ્માઇલજી મસ્કતી, શેઠ જીવણજી કરીમજી મોરીસવાલા, શેઠ અબ્દુલ કરીમ યુસુફ-અલી એ. કરીમજી, મી૦ શુજાઉદીન ઇ. કરવા બાર–એટ–લો મી૦ તઇયબઅલી રજબઅલી પાલીવાળા બાર–એટ–લો, મી૦ ફીદાહુસેન મહમદઅલી શેખા, શેઠ તઇબઅલી અલીભાઇ અલવી મી૦ અહમદઅલી યુસુફઅલી તળાજાવાલા, ડો૦ ટી. એમ. કાજીજી બાર–એટ–લો અને મી૦ ફીદાઅલી એમ. એમ. લુકમાનજીની એક કમીટી નીમવામાં આવી હતી.

### મજબુત પહારો.

આ બેઠક વખતે પોલીસ અને અંજુમને અફગાનમાં

પહાણુ વોલંટીઅરોનો મુજબુત પહારો માલમ પડતો હતો અને કોન્ફરન્સમાં હાજરી આપવા આવનાર ગ્રહસ્થોની સહીઓ લેવામાં આવતી હતી. આમ સહીઓ લેવામાં આવતાં એક વોહરા ગ્રહસ્થની કોઇ ફાઉન્ટનપેન તફડાવી ગયું હતું.

## વફાદારીનો દાવો.

પ્રમુખસ્થાનેથી ભાષણ કરતાં મી. હાતીમ અલવીએ જણાવ્યું કે, આપ બધા જાણો છો કે, સમાધાનના સંદેશા પછી ભાંગ્યા અને આપણે અહીં ભેગા થયા તેની પહેલાં હું ધારતો હતો તેમ ફરી કાંઇક સુલેહની કોશેષ થઇ છે. આજના "સાંજ વર્તમાન"માં કેટલાક જવાબદાર માણસોની સહી સાથે સુલેહની શરતો આપણી સમક્ષ મુકવામાં આવી છે. પરંતુ છાપાઓમાં છપાય છે તે જવાબદાર વાતો છે કે કેમ, તે વિષે શંકા રહે છે. અમારા પોતાની સમક્ષ એવી કોઇ શરતો પેશ કરાઇ નથી. એટલે આપણે એ વાતને વજન આપી શકતા નથી, અને આપણે આજે આપણું કાર્ય શરૂ કરીશું.

છાપાઓ મારફતેજ આપણે જાણ્યું કે, આપણી ભાષા અસભ્ય હતી. એ લોકોએ આ અસભ્ય ભાષાનો "બકવાસ" જેવા શબ્દથી જવાબ આપ્યો અને એ લખાણની નીચે જેમની સહી હતી તે પોતે લખે છે કે, મેં જનાબ સાલેહ-ભાઇ સાહેબને કહયું વગેરે.

દાવતે હાદીયાને આપણે વફાદાર છીએ. આપણા બંધારણ અને ગાદીની વીરૂધ્ધ કોણ છે? હું બુલંદ અવાજે કહેવાની જરૂર સમજુ છું કે, દાવતે હદીયાનો વીરોધ જનાબ સાલેહભાઇ સાહેબ પોતે કરી રહયા છે (તાળીઓ)

સુંદરબાઇ હોલ આગળ નહીં જવાને બદલે જેમણે દાઉદી વોહરાઓને જવાનું કહ્યું હતું.

આપણા જીવનનો અગત્યનો હીસ્સો આપણી માતાઓ અને બ્હેનો છે. કોમને પછાત રાખવામાં એમનો હીસ્સો મોટો છે. શાદીગમીના પ્રસંગોએ પુરૂષો ગ્રહકલેશથી પરેશાન બની હતાશ થાય છે. સુધારાનું કાર્ય સ્ત્રી અને પુરૂષ બેઉનું છે. વોહરા કોમનો બુરો દહાડો આજથી પુરો થાય છે. નવી સમાજ રચનામાં સ્ત્રીઓ પુરૂષોની સમાન હશે. વોહરા કોમે હવે અયશઆરામની નીર્માલ્ય જીંદગી છોડવી જોઇએ. આપણે ધીરજ, સહનશીલતા અને હીંમતથી આપણા કાર્યને અંજામે પહોંચાડીશું.

## મીસ વાસીનું ભાષણ.

મીસ ઝુલેખા સીરાજુદીન વાસી બી. એ. બી. ટી. એ વોહરા છોકરીઓને હાલના જમાનાની કેળવણી આપવા અને તેવી તાલીમ આપનારી સ્કુલો વોહરા લત્તાઓમાં ઉઘાડવાની ભલામણ કરતાં જણાવ્યું હતું કે, શીક્ષણમાં આખા ઘરનાં માણસોએ સહકાર આપવો જોઇએ. અને માંબાપોએ તેમાં રસ લેવો જોઇએ. પણ જો માબાપો કેળવણી પામ્યા વીનાના હોય તો શું થાય? સુધારક સંસ્થાઓએજ આ કામ ઉપાડવું જોઇશે અને તેઓ વેળાસર તે કામ હાથમાં લે તેટલું પરિણામ જલદી સારૂં આવે, વીકટર હયુગો તો કહી ગયો છે કે લશ્કરો કરતાં પણ એક વસ્તુ જોરદાર છે છે અને તે, જે વીચારનો અમલ કરવાનો સમય પાકી ગયો હોય તેનો અમલ કરવાનો છે. આ કથનને સાબીત કરવાનું

કામ સુધારક સંસ્થાઓનું છે.

મી૦ અબ્દુલ કરીમ યુસુફઅલી જંગબારવાલાએ જણાવ્યું કે, આ કોન્ફરન્સનો કેટલાકોએ વીરોધ કર્યો છે તો કેટલાકોએ કોઇની દોરવણીથી તેનો વીરોધ કર્યો છે. (તાળીઓ)

## "પડદો આડે આવે છે."

ભાષણ દર્મીયાન મીસ ઝુલેખા વાસીએ જણાવ્યું હતું કે મદરેસાઓના ક્રમમાં તાજેતરમાં પ્રાથમીક શાળાઓનો અભ્યાસક્રમ દાખલ કરવામાં આવ્યો છે. આ પ્રયાસ વખાણવા લાયક છે. પણ આટલુંજ શિક્ષણ ત્યાં બસ થઇ જાય છે. છોકરીઓ કેળવણી લઇ શકે એટલી શકતી ધરાવે છે પણ પડદાનો રિવાજ તેમને બીજી જાહેર શાળાઓમાં જવામાં નડતર રૂપ બને છે.

હવે આપણે જાગરૂત થવાનો વખત આવી પહોંચ્યો છે અને આપણી છોકરીઓ માટે બની શકે તેટલી મફત શિક્ષણ આપતી શાળાઓ ઉઘાડવાની જોગવાઇ કરવી જોઇએ. શિક્ષણના પ્રચારથીજ અજ્ઞાનતાનો નાશ થશે. આવી શાળાઓમાં ગમે તે શિક્ષણક્રમ રખાય, પણ શારીરીક શિક્ષણ તો તેમાં રખાવું જ જોઇએ. મગજથી શરીરને અલગ કરી શકાય નહીં. મગજ સાથે શરીરને પણ કેળવવું જોઇએ.

## ઇસ્લામ કેમ ફેલાયો?

એ પછી ઠરાવને વધુ ટેકો આપતાં શેઠ અહેમદઅલી તલાજાવાળાએ જણાવ્યું કે, આ કોન્ફરન્સનું મુખ્ય કારણ ૧૯૧૬ થી શરૂ થાય છે, એની પાછળ જે ભાઇઓએ તન, મન અને ધન રેડયાં છે, તે એમના વંશવારસો ભુલશે નહી એ

પછી કરાંચીનો વારો આવ્યો. આપણા પ્યારા નબીએ પોતાના દીનને ફેલાવવા દાંતો તોડાવ્યા, મઉલાના અલી (સ. અ.) એ પોતાનું મસ્તક કપાવ્યું. આ પ્રમાણે એક એક કાફરને ઇસ્લામમાં લાવવાનો આરંભ થયો. એ પછી તુટું તુટું થઇ રહેલા ઇસ્લામને હઝરત ઇમામ હુસેન અને તેમના ૭૨ સાથીઓએ પોતાની અજોડ કુરબાનીઓથી સજીવન કર્યો. ૧૯૧૭ ની શરૂઆતમાં જે વહોરાઓએ કીંમતી બલીદાનો આપ્યાં તેની ઇતીહાસ નોંધ લેશે. (હીયર હીયરના પોકારો).

કરાંચીમાં ૧૮ નો ભોગ લેવાયો. ઇસ્લામમાં હુકમ છે. કે, કોઇ પણ મુસ્લીમનું મૈયત જતું હોય તેમાં ભળી જવું જોઇએ. આપણે ત્યાં વહોરાઓને જમાતથી અલગ કરવા માંડયા. આપણા મુડદાઓને રખડાવ્યા. ભાઇ હાતીમ અલવીના માતાની મૈયતની વાત મેં છાપામાં વાંચી ત્યારે મને લાગ્યું કે, વહોરા કોમની કાં તો પડતી થવા આવી છે અને કાં તો એ તરી જવાની છે.

## જુવાનોનું બંડ

એક વખત એવો હતો કે, વોહરા કોમ ભીખ માગવા કરતાં મોત પસંદ કરતી હતી. આજે ભર બજારમાં વહોરા મર્દો અને સ્ત્રીઓ ભીખ માગતા જોવાય છે. મજબુત બાંધાના મર્દો ભીખ માંગે તો બીચારી ગરાબ સ્ત્રીઓનો શો વાંક? આપણી વહોરા બહેનોને કેળવણી આપવાની જરૂર છે. (તાળીઓ) આપણે એમની પાસેથી નેપોલીયન જેવા જવાંમર્દ ફરઝંદો માગીએ છીએ પરંતુ તેઓને અભણ રાખી આપણે એવા સપુતો મેળવી શકીએ નહીં. જો વહોરા બહેનો કેળવાશે તો હઝારો હાતીમો, હજારો,

આદમજીઓ અને હજાર ઇબ્રાહીમો પેદા થશે.

## ટ્રસ્ટના પૈસા.

ડૉ૦ તાહેરઅલી કાજીજી બેરીસ્ટરે ઠરાવ ઉપર બોલતાં જણાવ્યું હતું કે, વહોરા કોમમાં કેળવણીની સૌથી વધુ અગત્ય છે તેનો કોઇ ઇનકાર કરી શકે તેમ નથી. આપણી કોમના વીદ્યાર્થીઓ માટે સ્કુલો અને કોલેજોની ખાસ જરૂર છે. યોગ્ય કેળવણી વગર આપણે કોઇ પણ ક્ષેત્રમાં આગળ વધી શકીશું નહી. કેટલાક કેળવણી ફંડોનો હું ટ્રસ્ટી છું અને આ ફંડો મારફત વહોરા વીદ્યાર્થીઓને સ્કોલરશીપો અપાય છે, પરંતુ આ પુરતી નથી. સુરત મુંબઇ કે, કરાંચી જેવા શહેરમાં ગરીબ વહોરા વીધાર્થીઓને શ્રીમંત તરફથી કદાચ મદદ મળે, પરંતુ કાઠીઆવાડ ગુજરાત, મારવાડ અને કચ્છમાં જયાં સંખ્યાબંધ ગરીબ વહોરાઓ વસે છે તેમનાં બાળકોને કેળવણી આપવા સંબંધી ચોકકસ ગોઠવણ થવી જોઇએ.

ડૉ૦ તાહેરઅલી કાજીજીએ આ સંબંધમાં તેમના હસ્તકના ૭૫ હજાર રૂપીઆના એક ટ્રસ્ટની જાહેરાત કરી હતી અને શીક્ષણ અંગે કોન્ફરન્સ તરફથી થનારા મોટા ફંડમાં આ રકમ ઉમેરો કરશે એમ જણાવ્યું હતું.

## બાયડી પણ નથી જોઇતી!

જાણીતા વહોરા કોંગ્રેસ કાર્યકર મી૦ હાતીમ દરબારે પોતાના લગ્ન અંગે નડેલી મુસ્કેલીઓનું બ્યાન કરતાં જણાવ્યું હતું કે, મેં લગભગ ૧૦૦૦ રૂપીયા ખર્ચ્યા અને ૭ મહીના સુધી મુલ્લાંજી સાહેબ પાસે ધકેલા ખાવા છતાં હું એટલો બધો બેજાર બની ગયો કે છેવટે મને એમ

કહેવાનું મન થતું કે મને બધ્ધરા પણ નથી જોઇતી.

ત્રીજા દિવસની બેઠક રાતના અગીયાર વાગ્યાના સુમારે પુરી થઇ હતી.

કોન્ફરન્સમાંનો પહેલો ઠરાવ "અલ્લાહો અકબર"ના પોકારો સાથે પસાર કરાયો હતો.



( ૪ )

## સંમેલનની છેલ્લી બેઠકનો અહેવાલ

(સાં. વ. તા. ૨૪-૧-૪૪)

### આતે કઇ જાતનો ફારસ? કોમને નામે સંમેલન છતાં-કહેવાતી સમસ્ત વોહરા કોન્ફરન્સના દરવાજા બધા વોહરાઓ માટે બંધ!

### દાવતે હાદીયા પ્રત્યેની વફાદારીના નામે વોહરા સુધારકોએ બીછાવેલી જાળ.

### ના૦ વડા મુલ્લાંજી સામે કોન્ફરન્સમાં થયેલા અપમાન-જનક અને ધાર્મિક લાગણી દુઃખવનારા હડહડતા ગંભીર આક્ષેપો.

મુંબઇ તા. ૨૪ મી-દાઉદી વોહરા કોન્ફરન્સની છેલ્લી બેઠક ગઇ કાલે સાંજે ૬ વાગે નવા નાગપાડા પરની અસગ્રા

મંઝીલની ખુલ્લી અગાશી પર મળી હતી, જે વખતે દાઉદી વોહરા કોમમાંથી જમાત ખારાજ થયેલા જાણીતા સુધારક મી. હાતીમ અલવીએ પ્રમુખસ્થાન લીધું હતું. આ બેઠકમાં વોહરા કોમની બહેતરી માટેના કામોની યોજના પાર પાડવા માટે પ્રાથમીક પાંચ લાખ રૂપીઆનું ફંડ કરવાની માગણી કરવામાં આવતાં રૂ. ૧,૯૦,૦૦૦ ભરાયા હતા. આમાંની ઘણીખરી રકમો માત્ર નોંધાવવામાં આવી હતી.

કોન્ફરન્સમાં દેશાવરના સુધારક અને જમાત ખારીજ થયેલા ગ્રહસ્થો તથા બાનુઓએ જાહેરમાં પહેલીજ વાર એક સાથે વાદવીવાદ કર્યો હતો, જ્યારે સમસ્ત દાઉદી વોહરા જનતાના બધા સભ્યો સામે દરવાજા બંધ રાખવામાં આવ્યા હતા. આગલા દહાડાના જેટલોજ પોલીસ બંદોબસ્ત હતો.

ફંડમાં કેટલાક વોહરા બાનુઓએ પણ પોતાનો ફાળો નોંધાવ્યો હતો. અબ્દે—ફાતેમા કેસવાલા મશહુર ફાતઆબાઇએ રૂ. ૧૫૦૦ આપ્યા હતા.

આ છેલ્લા દીવસની બેઠકમાં ત્રણ ઠરાવો પસાર થયા હતા.

બીજો ઠરાવ કોન્ફરન્સની કાર્યવાહીને જાહેરાત આપતા છાપાઓનો આભાર માનનારો ઠરાવ હતો, જે પર મી૦ અબ્દુલ તૈયબ અસ્કતી અને મી૦ શુજાઉદ્દીન કરવા પણ બોલ્યા હતા. એમણે જણાવ્યું હતું કે, વોહરા કોમમાં એક મોટું ડેલી પેપર કાઢવાની જરૂર જણાય છે અને તેવું પેપર કાઢવા અમે વીચાર ચલાવી રહયા છીએ.

"મુન્સીફ"ના એડીટર મી૦ અબ્બાસ અઉરંગાબાદીએ જણાવ્યું કે, "સાંજ વર્તમાને" પણ આપણી કાર્યવાહીને

અરજી જાહેરાત આપી છે, એ પણ આપણને ભુલવું ન જોઇએ.

સભામાં મીસ ઝોહરા શરફઅલી મામુજીએ ઉર્દુમાં ભાષણ કરતાં જણાવ્યું કે આ કોન્ફરન્સમાં સ્ત્રી કેળવણીનો સવાલ પણ છેડવામાં આવ્યો છે. સ્ત્રીઓને પુરૂષો સારી કેળવણી આપે તો સ્ત્રી ફરીસ્તો છે.

મીસ કમરૂન્નીસા આઇ. હસને અંગ્રેજીમાં ભાષણ કરતાં જણાવ્યું કે, વોહરા સ્ત્રીઓએ પડદો દુર કર્યો છે, છતાં તેઓ હજી પણ વહેમવંતરોમાં ફસાયલી માલમ પડે છે. વોહરા બાનુઓએ હીમ્મતથી પોતાનું સ્થાન કાયમ કરવું જોઇએ. કોમની સરજત ઘડવાનું કામ સ્ત્રીઓનું છે અને સ્ત્રીઓની આબાદીમાંજ કોમની આબાદી છે. આપણને દરેક દીશામાં આગળ વધવું જોઇએ.

## અંજલીઓ આપી.

એ પછી સુધારા કરવા માટે કુરબાનીઓ આપનારા વોહરાઓને અંજલી આપનારો ત્રીજો ઠરાવ રજુ થયો હતો.

એ ઠરાવ પર બોલતાં પ્રમુખે જણાવ્યું કે, મરહુમ શેઠ આદમજી પીરભાઇનાં ફરઝંદ મી૦ ઇબ્રાહીમની કુરબાનીઓને હું વધાવી લઉં છું. આજની સભાના પ્રમુખ થવાને તેઓ મારા કરતાં વીશેષ લાયક છે. તેઓનું જીવનજ સેવાભાવી અને કુરબાનીઓથી ભરપુર છે. તેઓ ઉઠતાં જાગતાં, હાલતાં ચાલતાં અને સુતાં પણ કોમને ખાતર કુરબાનીઓ આપી રહયા છે. એમણે કેસ માંડેલો તે વખતે એમની પડખે ફકત પાંચ માણસ હતા. આજે એમની કુરબાનીઓ-આગળ આપણું શીર નમી જાય છે.

મી૰ અબ્દુલહુસેન "ભારતપુત્ર" વાંકાનેરીએ જણાવ્યું કે, અમો ઉદામવાદીઓને આ કોન્ફરન્સની કાર્યપધ્ધતીથી સંતોષ થયો નથી. અમે તો ખુલ્લો બંડ પોકારવા માગતા હતા.

## જીવતાઓને અંજલી આપો.

મી૰ યુસુફઅલી સુરતીએ ત્રીજા ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે, મરી ગયેલાઓ તો મરી ગયા. આપણને હવે જીવતાઓને અંજલી આપવાની જરૂર છે કે જેઓ જુલમ જહાંગીરીનો ભોગ થઇ પડયા છે. સીરાજુદીન વાસી ઉપર હુમલો કરનારા મુલ્લાંજીના ભાડુતી માણસોમાંનો હું એક હતો અને એ માણસની નમનતાઇ જોઇ હું આફ્રીન થયો હતો. એમણે અમારા ઉપર કશો કેસ કર્યો નહિં કે ફરીયાદ પણ નોંધાવેલી નહીં. હું ફકત આંધળા ધર્મ ઝનુનથી દોરવાઇ ગયો હતો. કેમકે સીરાજુદીન વાસીનાં મોટી વયના ફરઝંદોની શાદી વીષે મેં વીચીત્ર વાતો સાંભળી હતી. એ વાતો તેઓ વકફ એકટની ખુલ્લી હીમાયત કરતા હોવાથી ઉપજાવી કાઢવામાં આવી હતી.

## વડા મુલ્લાંજી સાહેબ સામે આક્ષેપો.

વધુમાં, મી૰ યુસુફઅલી સુરતીએ જણાવ્યું કે, નામદાર સઇયદનાનો સમય નઝરાણા ભેગા કરવા અને મુસાફરીઓ કરવામાં પસાર થાય છે. તેઓ વોહરા કોમની ખરી હાલતથી વાકેફ થવાની કોશેષ કરતા નથી. એમને જનાનખાનામાંથી બહાર આવવા જેટલીએ ફુરસદ હોતી નથી. આમ છતાં તેઓ વાયઝોમાં ફરવાવે છે કે, મારી કોમમાં એક પણ મીસ્કીન નથી કે કોઇ યતીમ નથી.

એમનું રાજ અજબ રીતે ચાલે છે. બેટાના ગુનાહ માટે બાપને ફાંસી અને બાપના ગુનાહ માટે છોકરાને સજા: વધુમાં મારા બેટા લાશોને રખડાવી મુકે! (હસાહસ) આપણને એ રાજના જેવીજ વ્યવસ્થા કરવી જોઇએ. એમ કરીનેજ આપણે, એમની સામે મજબુત ટકકર ઝીલી શકીશું. મને એમનો અચ્છો અનુભવ મળી ચુકયો છે. એક વખત એવો હતો કે મારાં લખાણોથી બદરી મહેલ ધરૂજતો હતો.. (હસાહસ.)

## કોમી તરકકીનો ખ્યાલ રાખો.

કોન્ફરન્સના ફંડમાં એક લાખ રૂપીઆનો ફાળો મોકલતાં કોનફરન્સના પ્રમુખ શેઠ યુસુફઅલી જંગબારવાલાએ એક સંદેશો પણ પાઠવ્યો હતો. એ સંદેશામાં એમણે જણાવ્યું હતું કે આ કોનફરન્સ જે હેતુસર બોલાવવામાં આવી છે, તેને આપણે ધ્યાનમાં રાખવાનો છે. આપણને આ કોનફરન્સમાં કોઇના દુઃખો કે કોઇના સુખો રજુ કરવાના નથી, પરંતુ કોમની તરકકીની વાતજ કરવાની છે. હું માનું છું કે, વહોરા કોમની દુર ગતીનો સઘળો ઇલાજ કેળવણી છે. કેળવણીથી આપણે વોહરા કોમને આબાદ બનાવી શકીશું.

જો યોગ્ય ગોઠવણો કરતાં વખત લાગે તો આ એક લાખ રૂપીઆના વ્યાજના રૂ. ૪૦૦૦ કેળવણી માટે આપવાનો તાબડતોબ બંદોબસ્ત કરવો.

## ફાળો ભરો

એ પછી મી. હાતીમ અલ્વીએ ફંડમાં ઉદાર ફાળો આપવાની વોહરા કોમને અપીલ કરી હતી.

કોન્ફરન્સના ફંડમાં નીચે પ્રમાણે મોટાં ડોનેશનો ભરાયાં હતા:—

કોન્ફરન્સના પ્રમુખ શેઠ યુસુફઅલી જંગબારવાલા તરફથી રૂા. ૧ લાખ.

મી. અબ્દુલ તઇયબ મસ્કતી તરફથી રૂ. ૨૦,૦૦૦.

મી. અમીરૂદીન સાલેહભાઇ તરફથી રૂ. ૧૦,૦૦૦.

ઉદેપુરના જડજ શેઠ તઇયબઅલી પાલીવાલા તરફથી રૂ. ૧૦,૦૦૦.

એક ગ્રહસ્થ તરફથી પોતાની માતા અને પીતાના રૂહની ખુશનુદી માટે રૂ. ૧૫,૦૦૦.

મી૦ ઈમરાનઅલી વકીલે કહયું કે, આપણી ધનદોલત માત્ર આપણા મોજ શોખમાં ખર્ચવાને બદલે બીજાનાં દુઃખો દુર કરવાના અને બીજાની ઉન્નતી માટે ખર્ચવાનું આપણે આજે શીખવાનું છે અને મી૦ ઇમરાનઅલીએ ફંડમાં રૂા. ૬૦૨ ભર્યા હતા.

એ પછી કોન્ફરંસને એક આઠ વર્ષના વોહરા બાળકે આપેલાં ઘડીયાળની ભેટ લીલાંઉ કરવામાં આવતાં મી૦ તઇયબઅલી સાલેહભાઇ કેસુરાએ રૂ. ૧૭૦૦ એ ખરીદયું હતું.

એ ઘડીયાળનું અનેકવાર લીલામ કરવામાં આવ્યું હતું અને છેવટે પ્રમુખે તે સ્વ. આદમજી પીરભાઇના પઉત્ર આદમજીને લાગણી ભર્યાં શબ્દો સહીત કોન્ફરન્સ વતી ભેટ આપ્યું હતું.

પત્થર કમીટી કાર્યાલય તરફથી મી. નોમાન મર્ચન્ટે ૫૧ રૂપીઆ ભર્યાં હતા અને યુસુફઅલી સુરતીએ પોતાની ટોપી લીલાઉ કરવાની ત્રણ વખત ઓફર કરી હતી.

## એક યોજના.

સભામાં મી૦ હાતીમ અલવીએ એક યોજના સમજાવી

હતી. એ યોજના એવા પ્રકારની હતી કે, આ કોન્ફરન્સમાં પસાર થયેલા ઠરાવો ગુજરાતીમાં છપાવામાં આવશે. અને એની નકલો કોન્ફરંસનું પ્રચાર કાર્ય કરવાનું માથે લેનારા ભાઇઓ અને બહેનોને આપવામાં આવશે. આ ઠરાવની એકેક નકલ જે ભાઇ કે બહેનને આપવામાં આવે તેની ઉપર તેની સહી લેવામાં આવશે અને તેમની પાસેથી એકેક રૂપીઓ પણ લેવો. આમ કરવાથી આપણે કોન્ફરંસનો અસરકારક પ્રચાર કરી કોન્ફરન્સનો સંદેશો તેમને સરસ રીતે સમજાવી શકીશું.

### ઇંકબાલી યાદ.

મી૦ હાતીમ અલવીએ કોન્ફરન્સની પુર્ણાહુતી કરતાં જણાવ્યું હતું કે, આ કોન્ફરન્સ પુરી કરવાની અગાઉ હું તમો સમક્ષ એક વાતની યાદ દેવડાવવા માગું છું. એ વાત છે, આપણા લાયક અને કાબેલ પ્રમુખ સાહેબ શેઠ યુસુફઅલી જંગબારવાળાની સુંદર સલાહ. જંગબહારના આ બેતાજ બાદશાહના કથન અનુસાર આપણુને કોમની તરક્કીનો ખ્યાલ કરવાનો છે. આ કામ જેઓએ કરવાનું છે તેઓ કરતા નથી. આપણે એમનું કામ કરી આપી રહયા છીએ તો તેઓ આપણુને મારવા આવી રહયા છે. (હસાહસ)

આ લોકોએ સુંદરાબાઇ હોલ આગળ આપણુને હરકતો કરી અને અહીં સભા ભરવા માટે પણ કેટલીયે નડતલો પેશ કરી. સભાની પર્મીટ માટે આપણુને કહેવામાં આવ્યું કે, નામદાર વાઇસરોય મુંબઇ આવતા હોવાથી ડીફેન્સ ઓફ ઇન્ડીઆ રૂલ્સ હેઠળ તમે સભા ભરી નહીં શકો. નામ-

દાર વાઇસરોયની પધરામણી સાથે આ નાનકડી કોન્ફરંસને શું લાગે વળગે ! આપણે અહીં કોન્ફરન્સ ભરી એમને બતાવી આપ્યું છે કે, અમે અમારા ધ્યેયને મજબુત રીતે વળગી રહ્યા છીએ. અલ્લામહ સર મહમદ "ઇકબાલ"ના શબ્દોમાં કહું તો,

**"બાતીલસે દબનેવાલે અય આસમાં નહીં હમ,**
**સો બાર કર ચુકા હય તું ઇમતીહાં હમારા."**

છેવટે કોન્ફરંસના પ્રમુખ શેઠ યુસુફઅલી જંગબારવાલાનો આભાર માનનારો ઠરાવ પસાર થયો હતો. મધરાતે કોન્ફરંસ પુરી થઇ તેની પહેલાં મી૦ હાતીમ અલ્વીએ કોન્ફરંસના આદર્શો આગળ ધપાવવાની અપીલ કરી હતી.

એમણે કોન્ફરસના ઠરાવો ગુજરાતીમાં છપાવી તેનો અસરકારક પ્રચાર કરવાની સુચના કરી હતી અને તે માટે એમણે કાર્યકરોની માગણી કરતાં લગભગ ૫૮ વોહરા ગ્રહસ્થો અને બાનુઓ બહાર પડયાં હતાં.

એ પછી "વોહરા કોન્ફરંસ ઝીંદાબાદ, યુસુફઅલી શેઠ ઝીંદાબાદ" "ઇસલામ ઝીંદબાદ "અલ્લાહો અકબર" વગેરેના જોશભેર પોકારો સાથે કોન્ફરંસ મધરાતે બરખાસ્ત થઇ હતી.

(૫)

# સંમેલનની છેલ્લી બેઠકનો અહેવાલ

(મુંબઇ સમાચાર તા. ૨૫-૧-૪૪)

## દાઉદી વહોરા કોન્ફરન્સની ફતેહમંદ નિવડેલી બેઠક.

## સુધારક પક્ષને પ્રમુખ શેઠ જંગબારવાલા અને શેઠ અલવીએ આપેલી વેગવંત દોરવણી.

શેઠ જંગબારવાલા તરફથી ફંડમાં રૂ. ૧ લાખની જાહેરાત.

## કોમની આબાદી માટેના ફંડમાં ચાલુ બેઠકમાં ભરાઇ ગયેલી રૂા. ૧,૯૦,૦૦૦ ની રકમ.

અખીલ હીન્દ દાઉદી વહોરા કોન્ફરંસની ૪ થા અને છેલ્લા દીવસની બેઠક આજે સાંજે ૬ વાગે "અસમા મંઝીલ"માં શેઠ હાતીમભાઇ અલવીના પ્રમુખસ્થાને મળી હતા.

આરંભમાં કુરાનની તીલાવત બાદ મીસ ઝોહરાએ વહોરા કોમની છોકરીઓને યોગ્ય કેળવણી આપવાની જરૂર અને વહોરા સ્ત્રીઓની મુકતી તેમજ કોમમાં સામાજીક સુધારણાની અગત્ય વીષે ઉર્દુમાં ભાષણ આપ્યું હતું.

### અમને શીક્ષણ આપો.

મીસ ઝોહરાએ કોન્ફરંસના સુકાનીઓને અપીલ કરી હતી કે બહુ વર્ષો સુધી અજ્ઞાનના અંધકારમાં અમને પુરી રાખવામાં આવેલ છે. હવે અમને શીક્ષણના અજવાળાં

બતાવો અને અમારી મુકતી તેમજ અમારા સંસારને સુખી કરવા માટે અમને જરૂરી કેળવણી જલ્દી આપો. શીક્ષણ વગર વહોરા બાનુઓ આજે માબાપની આજ્ઞા સમજી શકતી નથી, પતી પ્રત્યેની ફરજને પીછાની શકતી નથી અને બાળકોને બરાબર રીતે ઉછેરી શકતી નથી. કોમની મહીલાઓને શીક્ષણ આપવાની ફરજ પુરૂષોની છે. તમે જાગરૂત થયા છો તો આજથીજ શીક્ષણ આપવાનું શરૂ કરશો તો આવતી કાલનો વહોરા સમાજ આબાદીમાં ઘણે દુર પહોંચી ગયો હશે.

## સુધારણાની ઝુંબેશ

મીસ ઝોહરાએ અંતમાં કોન્ફરન્સના કાર્યકરોને અભીનંદન આપ્યા હતા. અને કોમમાં શીક્ષણ અને સામાજીક સુધારણાની જાગેલી આ પ્રચંડ ઝુંબેશને રોકવાની હવે કોઇની તાકાત નથી એમ જણાવ્યું હતું.

મીસ કમરૂન્નીસા હસને પણ અંગ્રેજીમાં જોરદાર ભાષણ કરતા સ્ત્રી ઉધ્ધાર વગરનો સમાજ નીષ્ફળ અને નમાલો છે એમ જણાવ્યું હતું. વધુમાં તેમણે ઉમેર્યું હતું કે દરેક દેશની પ્રગતીનો તેના નારી સમાજનાં ઉધ્ધારથીજ આરંભ થયો છે. અને વહોરા કોમ માટે કોઇ પણ ઉન્નતી પ્રગતી અને આબાદીનું કાર્ય કરવું હોય તો પ્રથમ બાનુઓને સ્વાતંત્ર્ય, સંસ્કાર અને શીક્ષણ આપીને સાથે લેશો.

મી. ઇમરાનઅલી વકીલે નીચેનો ઠરાવ રજુ કર્યો હતો.

(૨) આ પરીષદ આ કોમની કેળવણી અને કલ્યાણને લગતી બીજી બાબતો અંગે પ્રચાર કરવામાં વખતો વખત ઉપયોગી સેવાઓ બજાવનારાં પત્રોના તંત્રી અને ખાસ કરીને

"મુંબઇ સમાચાર" પત્રના તંત્રીનો આભાર માને છે.

આ ઠરાવને શેઠ કોઇચા અને શેઠ મસ્કતીએ યોગ્ય શબ્દોમાં ટેકો આપીને પ્રગતી માટે વર્તમાનપત્રોની અગત્ય સમજાવી હતી જે પછી ઠરાવ તાળીઓના અવાજ વચ્ચે સર્વાનુમતે પસાર થયો હતો.

ઉપરનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો અને સંખ્યાબંધ વકતાઓએ "મુંબઇ સમાચાર" પત્રની સ્પષ્ટ નીતીની પ્રસંશા કરી હતી અને જણાવ્યું હતું કે, આ કોન્ફરંસની બેઠક અને સુધારક પક્ષની લડતને "મુંબઇ સમાચાર" પત્રે આજે છેલ્લા અનેક વર્ષોથી જે વેગ અને જીવન આપ્યા છે તેને આપણે કદી પણ ભુલી શકીશું નહી. આ પત્રના અધીપતીની નીઃસ્વાર્થ અને ઇન્સાફની લડત અને કીંમતભરી નીતી માટે આપણે હંમેશાં તેમના રૂણી રહીશું. આ પત્રનો આપણને ટેકો મળતો રહે એવી ખુદા પ્રત્યે આપણે બંદગી ગુજારીએ છીએ.

આ પરીષદ, કોમના ઉધ્ધારના કાર્યમાં મદદ કરનારાઓએ કરેલી સેવાઓ અને વેઠેલા દુઃખોની કદર કરે છે.

ઠરાવના સમર્થનમાં બોલતા શેઠ શુજાઉદીન કરવાએ કોમના ઉધ્ધાર માટે જે અનેક વ્યકતીઓએ સેવા અને કુરબાનીઓ આપી છે તેની આ કોન્ફરંસ નોંધ લે છે એમ જણાવ્યું હતું.

## આપણે ભય પામવાના નથી.

વકતાએ આગળ બોલતાં જણાવ્યું હતું કે આપણા ઉપર ઘણા વાવાઝોડા આવી ગયા છે પરંતુ આ બધી મુસ્કેલીઓમાંથી આપણે પસાર થઇ ચુકયા છીએ આપણા કાર્યકરોને અત્યાર

સુધીમાં અનેકવાર ખુનની અને મારપીટની ધાક-ધમકીઓ મળી. શેઠ હાતીમ અલવી ઉપર એક કરતાં વધુ વખત હુમલાના પ્રયત્નો થયા હતા અને પોતાને પણ અનેક વખત ધમકીઓ મળી ચુકી. શ્રી૦ વાસી ઉપર પણ હુમલાનો બનાવ બન્યો છે. આવા બીજા અનેક બનાવો બન્યા છે. પરંતુ આપણે કોઇ રીતે ગભરાવાની જરૂર નથી. ઇન્સાફ અને સમાજ સુધારણાની લડત ઉપાડનારને હમેંશાં જોખમી જીંદગી જીવવી પડે છે. આપણે મૃત્યુની પરવા કરતા નથી. આપણે જઇશું તો આપણું કાર્ય બીજાઓ ઉપાડી લેશે. આપણા મૈયતમાંથી નવા કાર્યકરો ઉભા થશે અને આપણું કાર્ય આગળ ધપાવશે. ખુદાનો છુપો હાથ હમેંશાં આપણા કાર્યમાં મદદ કરી રહયો છે. અને આપણી કુચને વેગ આપી રહયો છે. આપણે કદાપી ગભરાવાની જરૂર નથી.

ઠરાવને વધુ ટેકો આપતા મી૦ અબ્દુલ હુસેન નુરભાઇએ જણાવ્યું હતું કે, આપણા સમાજની ઉન્નતીમાં જે મહાનુભાવોએ કામો કર્યાં છે તેમને આજે આપણે કેમ ભુલી શકીએ. આ ભોગ આપનારાઓના નામો આપણે જો આજે યાદ કરીએ તો લીસ્ટ ઘણું લાંબુ થાય તેમ છે. આ વીર પુત્રોનું રૂણ આપણે ત્યારેજ અદા કર્યું ગણાશે જ્યારે આપણે તેમના પગલે ચાલીને તેમણે અધુરૂં મુકેલું કાર્ય નવી શકતી અને નવા લોહીથી આગળ ધપાવીએ અને આપણી મંઝીલને પહોંચી શકીએ. આજેજ આપણે દૃઢ નિશ્ચય કરી લેવો જોઇએ કે કાંતો ફના થઇ જઇએ કાંતો આપણા સમાજમાં સંપુર્ણ સુધારો કરીએ.

### ધર્મના નામે આર્થીક શોષણ.

વકતાએ આગળ બોલતાં જણાવ્યું હતું. કે જે લોકો

સમાજ, સુલેહ અને ધર્મના રક્ષણનો દાવો કરી રહયા છે તેઓએ કોઇ સેવા કરી નથી. હું આજે આ પ્લેટફોર્મ ઉપરથી પુછું છું કે, ખા. બા. મહમદઅલી અલ્લાબક્ષે કોમના માટે કઇ સેવાઓ કરી છે? કયા ભોગ આપીને તેઓ આજે આગેવાની અને કોમના ઠેકેદારનો દાવો નોંધાવી રહયા છે? આ લોકો વહોરા સમાજને કમાવાનું સાધન કરી બેઠા છે. વહોરા કોમ અજ્ઞાન અને પછાત રહે તેમાંજ એ લોકોનું હીત સમાએલું છે. આજે ધર્મના દંભ હેઠળ જંગી કમાણી કરવામાં આવે છે અને સટાબજારમાં મોટા વેપાર ખેડવામાં આવે છે. દરેક રીતે કોમનું આર્થીક શોષણ કરવાની આજે તરકીબો રચાઇ રહી છે. વહોરા કોમ અંધકારમાં છે એટલે અજ્ઞાનમાં લુંટાઇ રહી છે. વહોરા કોમને ધર્મને નામે બેડી નીચે દબાવી દેવામાં આવી છે. માથુ ઉંચકનારને ઉંચકીને ફગાવી દેવાના પ્રયત્નો કરવામાં આવે છે. સામો અવાજ કરનારની હસ્તી નાબુદ કરવાના દાવપેચ ખેલાય છે. વીસમી સદીના આ સુધરેલા અને લોકશાસનના જમાનામાં હીંદુસ્તાનની દાઉદી વહોરા કોમને નામે ઓળખાતી કોમને કચડી નાખવાનો એક પ્રયત્ન વ્યવસ્થીત રીતે અને પુર જોશથી ચાલી રહયો છે.

## ઉદ્દામવાદીઓ હાથ મીલાવે છે.

વકતાએ આગળ બોલતાં જણાવ્યું હતું કે, વહોરા કોમના બળવાખોર અને ઉદ્દામવાદી યુવકો આ પરીષદને સંપુર્ણ ટેકો આપે છે. જો કે આ યુવકો તો ઝડપી અને જંગી પલ્ટા માગે છે પરંતુ આ ક્રાન્તીને યુવકો હૃદયમાં દબાવી રાખીને પરીષદના સુકાનીઓ સાથે હાથ મીલાવે છે અને આશા રાખે છે કે પરીષદ તેના જોશીલા, અનુભવી

અને દીર્ઘદ્રષ્ટીવાળા આગેવાનોની દોરવણી હેઠળ વહોરા કોમમાં નવા યુગનું પ્રભાત જલ્દી ઉગાડશે.

ઠરાવને વધુ ટેકો આપતાં "સલાહકાર" ના તંત્રી મી૦ યુસુફઅલી સુરતીએ હુબહુ અને જોશીલી વાણીમાં પોતાના જીવનનો રોમાંચક ઇતીહાસ રજુ કર્યો હતો અને સુધારક પક્ષના એક નેતા શેઠ સીરાજઉદ્દીન વાસી ઉપર હુમલો કરનારાઓમાંના તેઓ એક હતા એમ મી૦ સુરતીએ જણાવ્યું હતું.

મી૦ સુરતીએ આગળ બોલતાં ઘણી ઘણી હકીકતો લંબાણથી રજુ કરી હતી. અને પોતે પહેલાં કેટલા ધર્મ ઝનુની હતા અને ના. વડા મુલ્લાંજી સાહેબ તરફથી પોતાની અંધશ્રધ્ધાનો કેટકેટલો લાભ ઉઠાવવામાં આવ્યો હતો અને પોતાને કેટલા ઉંધે રસ્તે દોરવી જવામાં આવ્યા હતાં તેની નગ્ન સત્ય હકીકતો સ્પષ્ટ શબ્દોમાં રજુ કરી હતી અને સંભળનારાઓને ચકીત કરી મુકયા હતા.

તેમણે અંતમાં જણાવ્યું હતું કે, આજે મને સાચો માર્ગ જડયો છે. કોમના સુધારકોની લડત ઇન્સાફી અને વ્યાજબી છે. આ લડત કદાપી અટકનાર નથી. આ મહાન કાર્ય માટે મે આજે મારૂં જીવન ફના કરી દેવાનો નીશ્ચય કર્યો છે અને મારો આ દ્રઢ નીશ્ચય કોઇ ફેરવી શકે તેમ નથી. સાચા કાર્યકરો થોડા હોય પરંતુ સત્યનો આખરે વીજય થવાનો છે અને આપણો અવશ્ય વીજય થવાનો છે તેમ હું આજે તાંબાના પત્રાં ઉપર લેખ લખી આપું છું. આ ઠરાવને હું ટેકો આપું છું અને કોમ માટે દુઃખો, યાતનાઓ સહન કરનારાઓના પગમાં

મારૂં માથું ઝુકાવું છું. આપણે તે મહાપુરૂષોની કદર કદાપી કરી શકીએ તેમ નથી, પરંતુ તેમની સાચી યાદગીરી તેમણે આદરેલા કાર્યોની પુર્ણાહુતીજ બનશે. આ બધા દુઃખી અને મઝલુમોને આજે આપણે અંજલી આપી રહયા છીએ પરંતુ અત્યાર સુધી આપણે તેમના દુઃખો એક તમાશબીન તરીકેજ જોયા છે. હવે આપણે તેમની આફતોમાં હીસ્સો પડાવવાનો છે.

## ઇબ્રાહીમ સર આદમજી પીરભાઇને અંજલી

પ્રમુખસ્થાનેથી ઠરાવને ટેકો આપતાં શેઠ હાતીમ અલવીએ જણાવ્યું હતું કે, આજે હું જે સ્થાને બેઠો છું તેના ઉપર બેસવાનો મારો અધીકાર નથી. કોન્ફરન્સ તરફથી આજે હું એક એવા નરવીરને અંજલી આપવા માગું છું કે, જેનો મારા આ સ્થાને બેસવાનો મારા કરતાં વધુ અધીકાર છે. વહોરા કોમના આ વીર સુપુત્રે વહોરા કોમની મીલત અને મઝહબની જેટલી સેવા કરી છે એટલી ભાગ્યેજ કોઇએ કરી હશે. આ પુરૂષે કોમના ભલા માટે અનેક પ્રવરૂતીઓ આદરી છે અનેક સ્વપ્નાં સેવ્યા છે અને પોતાના સ્વપ્નાની સીધ્ધી થતી જોવાનો સમય તેના માટે આજે આવી પહોચ્યો છે. આ મહાન વહોરા નરવીરે હૃદય ચીરી નાખે તેવી અનેક આફતોનો હસતા મુખે સામનો કર્યો છે. આજે પણ તેના ચહેરા ઉપર સ્મીત ફરકી રહયું છે અને આશા દેખાઇ રહી છે કે, એક દીવસ વહોરા કોમ જરૂર જાગશે અને સાચી બુધ્ધી તેમજ દોરવણી સાથે સુધારાના માર્ગે જવલંત કુચ કરશે. આ પુરૂષ તે કોમના મશહુર દાનવીર મરહુમ સર આદમજી પીરભાઇના સપુત્ર શેઠ

ઇબ્રાહીમ છે આજથી ત્રીસ વર્ષ પહેલાં જ્યારે શેઠ ઇબ્રાહીમે વહોરા કોમ તરફ પોતાની દ્રષ્ટી ફેંકી અને જોયું કે, આ એક રેતીનું વીશાળ અને સુકકું રણ છે. આ રણને ફળદરૂપ બનાવવા માટે તેમાંથી ઉત્તમ પ્રકારના ફળ અને ફુલો ઉતારવા માટે શેઠ ઇબ્રાહીમે ભારે હીમ્મત અને અખુટ આશાથી અંધારી રાતે એક બીજ વાવ્યું. આ બીજ ઉપર ઇમાન એવા ત્રણ અક્ષરો લખેલા હતા. આ બીજમાંથી છોડ પ્રગટે અને છોડમાંથી વૃક્ષ થાય તેની તેઓ રાહ જોવા લાગ્યા અને અનેક આફતો વાવાઝોડા અને વીજળી વચ્ચે તેઓ હંમેશ આ બીજની રક્ષા કરવા લાગ્યા. વહોરા કોમના ઉધ્ધાર માટે રોપાએલા આ બીજના રક્ષણ કાર્યમાં આ મર્દે પોતાનું સર્વસ્વ ફના કરી દીધું છે. શેઠ ઇબ્રાહીમને તેની ભોગ આપવાની અખુટ શકતી માટે આજે હું સલામ કરૂં છું. શેઠ ઇબ્રાહીમને તેના મઝહબી અને ઇસ્લામના અભ્યાસના અપુર્વ જ્ઞાનભંડાર માટે હું આદાબઅર્જ કરૂં છું. શેઠ ઇબ્રાહીમ ને તેમના શીક્ષણ, સંસ્કાર અને દેશ અને પર દેશના ઇતીહાસ–રાજકારણ અને દુનીયાના અર્થ શાસ્ત્રના અદભુત અભ્યાસ માટે હું આજે વંદન કરૂં છું.

શેઠ ઇબ્રાહીમે વહોરા કોમ, જે રેગીસ્તાન સમી હતી તેનું કલેવર પલ્ટી નાખવાના મહાકાર્યમાં પોતાની કાયા ઘસી નાખી છે. પોતાની દોલત લુંટાવી દીધી છે અને પોતાની વહાલી વસ્તુઓના ભોગ આપીને પોતાના જીવતરને ધન્ય કર્યું છે. શેઠ ઇબ્રાહીમના કાર્યોની તવારીખ તો ભવીષ્યનો કોઇ ઇતીહાસકાર આપશે પરંતુ આજે હું એટલુંજ જણાવીશ કે શેઠ ચાંદાભાઇ ગલ્લા કેસ વખતે

શેઠ ઇબ્રાહીમને પડખે મુંબઇમાં માત્ર પાંચ માણસો હતા ઇબ્રાહીમ શેઠ જુએ છે કે આજે તેમની પડખે પાંચસો માણસો છે, આવતી કાલે પચ્ચીસ હજાર થશે. (તાળીઓ) શેઠ ઇબ્રાહીમે કોમની બહેતરી માટે જે બીજ રોપ્યુ હતું તે આજે વૃક્ષ બન્યું છે. આપણી આજની આ કૉન્ફરન્સ એ બીજનું પરીણામ છે. શેઠ ઇબ્રાહીમ અદભુત છે અને આ કોન્ફરન્સ તેમનું લાંબુ આયુષ્ય ઇચ્છે છે. ("શેઠ ઇબ્રાહીમ ઝીન્દાબાદના પોકારો") શેઠ સર આદમજી જ્યારે વફાત પામ્યા ત્યારે આપણને ઇબ્રાહીમ આપતા ગયા અને ઇબ્રાહીમે પાછા આપણને આદમજી આપ્યા છે. પીતા પછી પુત્ર, પુત્ર પછી પ્રપુત્ર ઇન્સાફની આ લડતનો પવીત્ર ઝંડો કદાપી નીચો પડવા દેશે નહી. આ કુરબાનીની લડત છે. આ સાચા અને પાક ઇસ્લામના રક્ષણ માટેની લડત છે. (શેઠ ઇબ્રા- હીમ આદમજી પીરભાઇની આંખોમાં આ વખતે હર્ષના આંસુની ધારાઓ ચાલતી જોવામાં આવતી હતી.)

પ્રમુખસ્થાનેથી શેઠ હાતીમ અલવીએ પસાર કરેલા ઠરાવોને જલ્દી અમલમાં મુકવા માટે પાંચ લાખનું આરંભીક ફંડ ઉઘરાવવા માટે કમીટીની રચના અંગેનો ઠરાવ પેશ કર્યો હતો.

પ્રમુખસ્થાનેથી શેઠ હાતીમ અલવીએ નીચેનો ઠરાવ રજુ કર્યો હતો. જે સર્વાનુમતે બેઠકમાંજ ફંડમાં રકમો ભરાઇને પસાર થયો હતો.

ઠરાવમાં દર્શાવ્યા પ્રમાણે કોમને સંપ અને પ્રગતીને ધોરણે સંગઠીત કરવા માટે આ પરીષદ મધ્યસ્થ સંસ્થાને

માટે રૂા. પાંચ લાખનું શરૂઆતનું ફંડ ભેગુ કરવા માટે નીચેના સદગ્રહસ્થોની એક કમીટી નીમે છે.

(૧) શેઠ યુસુફઅલી કરીમજી ઝાંઝીબારવાળા, પ્રમુખ.
(૨) શેઠ અમીરૂદીન સાલેહભાઇ તઇયબજી.
(૩) શેઠ જીવનજી કરીમજી મોરીસવાળા.
(૪) શેઠ અબ્દુલ તઇયબ ઇસ્માઇલજી મસ્કતી.
(૫) શેઠ બ્દુલ કરીમ યુસુફઅલી એ. કરીમજી.
(૬) મી. સુજાઉદીન ઇ. કરવા, બાર-એટ-લો.
(૭) મી. તઇયબઅલી રજબઅલી પાલીવાળા, બાર-એટલો.

(૮) મી. ફીદાહુસેન મહમદઅલી શેખા.
(૯) શેઠ તઇબઅલી અલીભાઇ અલવી.
(૧૦) મી. અહમદઅલી યુસુફઅલી તલાજાવાલા.
(૧૧) ડો. ટી એમ. કાજીજી, બાર-એટ-લો.
(૧૨) મી. ફીદાઅલી એમ. એમ. લુકમાનજી.

આ પરીષદ દાઉદી વોહરા કોમના બધા સભ્યોને તેમની શકતી પ્રમાણે આ ફંડમાં છુટે હાથે નાણાં ભરવાની અને આ પરીષદના આદર્શો પ્રત્યે તેમની અસરકારક સહાનુભુતી દર્શાવવાની વીનંતી કરે છે.

શેઠ હાતીમ અલવીએ ફંડની કમીટીની રચનાનો ઠરાવ રજુ કરીને ઘણું અસરકારક ભાષણ કર્યું હતું, જેના પરીણામે બેઠકમાં ગંગાના પ્રવાહની માફક ફંડમાં રકમો ભરાવા માંડી હતી અને પરીષદમાં આવેલા ઘણાઓએ પોતાના ખીસ્સા ખાલી કરીને રકમો ભરી હતી. રૂ. પાંચથી

માંડીને રૂ. ૨૫ હજાર સુધી રકમો બેઠકમાં ભરાઇ ગઇ હતી, જેમાં મુખ્યત્વે કરીને શેઠ મસ્તીઓ રૂ. ૨૦ હજાર, શેઠ અમીરૂદીન સાલેહભાઇ તૈયબજીએ રૂ. ૧૦ હજાર, એક નનામી વ્યકતી તરફથી રૂ. ૧૫ હજાર, શેઠ તઇયબઅલી પાલીવાળા તરફથી રૂ. ૧૦ હજાર, ઉપરાંત બીજી રકમો ભરાઇ હતી.

કોન્ફરન્સને એક આઠ વરસના વહોરા વીદયારથી તરફથી એક ઘડીઆળ ભેટ આપવામાં આવ્યું હતું, તેની શેઠ હાતીમ અલવીએ હરરાજી બોલાવી હતી અને હરરાજીમાં મોટી રકમ બોલનાર દરેક ગ્રહસ્થ ઘડીઆળ પાછું આપતો હતો એ રીતે રૂ. ૨૨ હજાર ઉપરાંત રકમ ભરાઇ હતી.

પ્રમુખસ્થાનેથી નીચેનો ઠરાવ રજુ થયો હતો જે સર્વાનુમતે પસાર થયો હતો.

(૩) આ પરીષદ તેના પ્રમુખે જણાવેલ એવા મત સાથે સંપુર્ણપણે સંમત થાય છે કે કોમમાંનો કુસંપ, કોમની શીક્ષણ વિષયક, આર્થીક અને સામાજીક પ્રગતીને નડતરરૂપ છે અને આશા રાખે છે અને પ્રાર્થના કરે છે કે આ નડતર સત્વર દુર થાય અને આ કોમને ફરી એકવાર વિશ્વ સમક્ષ એક સંપીલી કોમ તરીકે રજુ કરે.

## આબાદી માટે ફંડનો ઉપયોગ.

શેઠ હાતીમઅલવીએ કોન્ફરન્સના ઉપસંહારમાં ભાષણ કરતાં જણાવ્યું હતું કે કોન્ફરન્સની બેઠક આજ પુરી થઇ છે પરંતુ આપણા મહાન કાર્યનો આરંભ પણ આજથીજ થાય છે. હવે આપણે એક પણ ડગલું પાછળ ભરવાનું નથી.

આ કોન્ફરન્સનો સંદેશ વહોરા કોમમાં ઘેર ઘેર પહોંચાડવાનો છે. કોન્ફરન્સ તરફથી આ ઠરાવોની હજારો કોપીઓ પ્રગટ કરવામાં આવશે અને આ કોપીઓ આ કોન્ફરંસના કાર્યકરો મી. કોયચા પાસેથી મેળવે અને કોન્ફરંસનો દરેક કાર્યકર બીજા ૫૧ સભ્યો નોંધાવે અને આ ઠરાવો પોતાને મંજુર છે એના પુરાવા રૂપે તેની સહી લ્યે અને કોન્ફરંસના આરંભનાં ફંડ માટે રૂા. એકની રકમ લ્યે.

આવી રીતે કાર્ય કરનારા ૭૭ ઉપરાંત કાર્યકરો ચાલુ બેઠકમાં નોંધાઇ ગયા હતા. જેઓ દરેક બીજા એકાવન એકાવન સભ્યો નોંધાવશે.

મી. હાતીમ અલવીએ જણાવ્યું હતું કે દાઉદી વહોરા કોમનું આ સંમેલન પ્રતી વરશે મળશે અને કોન્ફરંસનો આ સંદેશો ઘેર ઘેર પહોંચાડવા માટે જોરશોરથી પ્રયત્નો કરશે.

વકતાએ આગળ બોલતાં જણાવ્યું હતું કે, કોન્ફરન્સ તરફથી ઉભા કરવામાં આવતા જંગી ફંડનો ઉપયોગ કોમના ગરીબ વીદ્યાર્થીઓ માટે, નિરાધાર વીધવાઓ માટે તથા બેકારોને રોજી અપાવવાના કાર્યમાં ખરચાશે અને કોમના દુઃખ અને દરદને ફીટાવવા માટે મધ્યસ્થ જંગી ફંડ એકત્ર કરવામાં આવશે. જેમાંથી કોમની વેપારી, ઉદયોગીક, તંદુરસ્તી અને સર્વદેશીય આબાદી માટે વ્યવસ્થીત રીતે ફંડનો ઉપયોગ થશે અને માત્ર થોડાંજ વર્ષોમાં આ મધ્યસ્થ સંસ્થા મારફત આપણે કોમમાં અનેક સારાં કાર્યો પાર ઉતરેલાં જોઇશું. સ્ત્રી અને પુરૂષના શિક્ષણમાં કોમે પ્રગતી સાધેલી જોઇશું, કોમની નિરાધાર વિધવાઓ અને ગરીબ

કુટુંબોની લાચારી અને દુઃખો દુર થએલાં હશે અને કોમના ગરીબ વિદ્યાર્થીઓને સ્કોલરશીપ મેળવવા માટે ઘેર ઘેર ભટકવું પડશે નહી.

મી૦ હાતીમ અલવીએ ડેલીગેટો અને કોન્ફરન્સમાં હાજર રહેનારા વહોરા ગૃહસ્થોને અપીલ કરી હતી કે બેઠક પુરી થયા પછી આખા વર્ષ દરમીઆન દરરોજ કોન્ફરન્સનું કાર્ય બને એ રીતે ચાલુ રાખશો. આપણી લડત મોટી છે અને આપણે અનેક આફતો સામે ઝઝુમવાનું છે. માટે સૌના સંયુકત પ્રયત્નો જરૂરી છે.

મી૦ અલવીએ જણાવ્યું હતું કે, આ પ્રસંગે હું કેટલા જણનો આભાર માનું ? સહુએ પોતાની ફરજ બજાવી છે અને બેઠકને સફળ બનાવવા માટે પુરતા પ્રયત્નો કર્યા છે. શ્રી. અલવીએ પ્રમુખ શેઠ જંગબારવાલાની દોરવણીને જવલંત અંજલી આપી હતી તેમજ શેઠ જંગબારવાલાના સુપુત્ર મી૦ અબ્દુલ કરીમના ઉત્સાહની ભારે પ્રસંશા કરી હતી.

મી. અલવીએ "અસમા મંઝીલ" ના માલીક શેઠ અબ્દુલ તાયબ શરફઅલી મામુજીનો સુંદર શબ્દોમાં આભાર માન્યો હતો અને તેમના કુટુંબે આપેલા સેવાઓને યાદ કરી હતી.

જે પછી શેઠ હાતીમ અલવીને શેઠ ઈબ્રાહીમના હસ્તે ફુલહાર અર્પણ થયાં હતાં. અને કોન્ફરન્સનું કાર્ય ફતેહમંદ રીતે પાર ઉતરવા માટે અને કોમને પ્રગતીના પંથે દોરવણી આપવા માટે આભાર માનવામાં આવ્યો હતો. બેઠી

રાત્રે ઉત્સાહના પોકારો વચ્ચે કોન્ફરંસની બેઠક પુરી થઇ હતી.

(૬)

("અનીસ" પુ. ૧ લું, અંક ૧ લો)

## કહેવાતી દાઉદી વહોરા કોન્ફરન્સનો છેલ્લી બેઠકનો વીગતવાર એહવાલ.

---

### દાવતના દુશમનોનો દાંભિક દમામ,

---

**કહેવાતી દાઉદી વહોરા કોન્ફરન્સમાં રવીવારના જે ભાષણો થયા હતા, દાવતના ધણી અને ખુદ દાવત ઉપર જે શાબ્દિક હુમલાઓ કરવામાં આવ્યા હતા, જે જુઠાણાનો ગંજ ખડકવામાં આવ્યો હતો, તે કોમની જાણ માટે પ્રગટ કરવામાં આવે છે.**

---

કુરઆને કરીમની તિલાવત બાદ મીસ ઝોહરાએ ઉર્દુમાં બોલતાં જણાવ્યું કે, વોહરા તવારીખમાં આ પહેલો મોકો છે, જે વખતે તેઓએ પોતાના આગેવાનો તરફ સુલેહ માટે હાથ લંબાવ્યો. એમ તો બુરહાનપુરમાં પણ કોન્ફરન્સો

ભરાઇ હતી, પરંતુ આ પ્રસંગ વધુ વ્યવસ્થિત થયો છે. કોઇ પણ જલસો સ્ત્રીઓની કેળવણીની બાબદ વગર ફતેહમંદ નીવડી શકે નહી. પ્રજા માટે અગત્યની ગણાતી માતા અત્યારે પછાત દશામાં છે. આપણે કેળવણી વગર માબાપની ફરજો કે ખાવીંદની ખીદમત કરી શકતા નથી. અમે બેપર્દા થઈ તો તમારે લીધેજ. દોલતનો ધુમાડો કર્યો તો તે પણ તમારાજ પ્રતાપ. તમે અમને તાલીમ આપો તો અમે તમારા માટે ફરીસ્તા છીએ. ખુદા તમોને નેક તોફીક આપે. (આમીન અને તાળીઓના આવજો.)

મીસ કમરૂન્નીસા હસને અંગ્રેજીમાં ભાષણ કરતા જણાવ્યું કે, કોમના જીવનમાં વ્યકિતગત પ્રયાસો અગત્યના હોય છે.

Can I put to you the question that we are involved in self-interest that we have not shouldred any responsibility. What is our progress educationally ? Our women are coming out of Purdah but they are groping in superstition. Sister, rise up, and educate our women. if you were to consider the moral and religion, It is you who have made up the men. You can stand your own. Take courage. Everything in this world rests on you. Assert yourself for your right and character.

ઇમરાનઅલી એડવોકેટે બીજો ઠરાવ રજુ કર્યો હતો, જેમાં છાપાનાં તંત્રીઓ અને ખાસ કરીને "મુંબઇ સમાચાર"ના તંત્રીનો આભાર માનવામાં આવ્યો હતો.

ઠરાવ પર બોલતાં મી૦ ઇમરાનઅલી એડવોકેટે જણાવ્યું કે આપણી પાસે કોઇ સધ્ધર અખબાર નથી. ડેલી પેપરની જે જરૂર આપણી કોમ માટે છે, તે તમો સમજી શકતા હશો. રોજની વાતો આપણને સવાર સાંજ મળતી રહે તે જરૂરની છે. અંગ્રેજી પેપરો આપણી હકીકતોને ઝાઝું મહત્વ આપતા નથી. "મુંબઇ સમાચારે" આપણને જે ટેકો આપ્યો છે, તેથી ગયર કોમોને પણ આપણી બાબદો પર નુકતેચીની કરવાનો મોકો મળ્યો છે. અમારી કારોબારી કમીટી એક કોસ્મોપોલીટન મોટું પેપર કાઢવાનો વીચાર કરી રહી છે. આપણું એવું પેપર નીકળે તે પહેલાં આપણી હકીકતોને જે પેપરોએ સારી જાહેરાત આપી છે, તે માટે આપણે તેમનો આભાર માન્યે છીએ.

ઠરાવને મી૦ કોએચાએ ટેકો આપતાં જણાવ્યું હતું કે, વકફ એકટ શરૂ થયો ત્યારથી "મુંબઇ સમાચારે" જે આપણી સેવા બજાવી છે, તે ભુલી જવા જેવી નથી. (તાળીઓ)

મી૦ અબ્દુલ તઇયબ મસ્કતીએ ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે "મુંબઇ સમાચાર" આપણી કોમની પ્રગતિને લાંબા વખતથી ટેકો આપતું આવ્યું છે.

મી૦ અઉરંગાબાદીએ જણાવ્યું કે, આપણી તમામ કાર્યવાહીને સારી જાહેરાત આપનારા છાપાઓએ પોતાની ફરજ બજાવી છે. પેપરોએ પઇસાની લાલચને વશ થવું જોઇએ નહી. "મુંબઇ સમાચારે" હકકની સેવા બજાવી છે અને તમામ ચીજોને તેણે ઠોકરે મારી છે. "સાંજ વર્તમાન"ની સેવાઓ પણ ભુલી જવી જોઇએ નહી. ઠરાવ તાળીઓના ગડગડાટ વચ્ચે પસાર થયો હતો.

ત્રીજો ઠરાવ રજુ કરતાં મી૦ શુજાઉદ્દીન કરવાએ અંગ્રેજીમાં ભાષણ કરતાં જણાવ્યું હતું કે, સેવા અને ભોગના ઉત્તમ દાખલા આપણા પ્રમુખ મી૦ હાતીમ અલવી છે. મેં એમને વીષે ઘણા પેપરો અને ચોપાનીયાઓમાં વાંચ્યું છે. અત્યારે પણ આપણે સહન કરી રહયા છીએ. આ કોન્ફરન્સ પછી પણ આપણને સેવા અને ભોગો આપવા પડશે. આપને હું ઠરાવને માનપુર્વક ટેકો આપવાની વીનંતી કરૂં છું.

અંગત રીતે બોલતાં હું જણાવીશ કે, હું પણ એક એવા કુંટુંબનો છું, જેને સહન કરવું પડયું છે. મને પોતાને પણ સાવધાન રહેવાની ધમકી અપાઇ હતી, પણ આપણને ડરવું જોઇએ નહી. (હીયર હીયર અને તાળીઓના અવાજો) જે કોઇ પણ પ્રમાણીક હેતુસર સેવા આપે છે તેની પાછળ છુપો હાથ કુદરતનો હોય છે. એ હાથ તમને બચાવશે આ હું મારા અંગત અનુભવ પરથી કહું છું.

અબ્દુલ હુસેન 'ભારતપુત્ર' વાંકાનેરવાલાએ ઠરાવને ટેકો આપ્યો હતો. આપણે બલિદાનો આપવા તૈયાર થઇએ ત્યારે એ સ્મરણો સારી રીતે જાળવી શકીએ. (તાળીઓ) આપણા સમારંભને આગળ વધારવા અત્યારેજ તઇયારીઓ કરવી જોઇએ. સમાજ ઉન્નતિ નહિ પણ વેપાર કરવા માટેનાજ આપણા વિરોધીઓ ધંધા લઇ બેઠા છે. મી. અલવીના મિત્ર ખાનબહાદુર મહમદઅલી અલાબક્ષ જેઓ આપણા વિરોધીઓની સદારત લઇ બેઠા છે, તેમણે પોતે "ઇન્કલાબ"માં એક લેખમાં એકરાર કર્યો છે કે, તેઓ સમાજની ફરજ બજાવી શકયા નથી. બલિદાનો આપનારાઓએજ

સારી સમાજસેવા બજાવી છે. બીજાઓ દંભી ખોટા અને કોમને ચુસનારા છે. અમારા જેવા બંડખોર યુવકોને આજની પરિષદથી સંતોષ થયો નથી, તેમાં અમે અમારા ઉદ્દામવાદી વિચારોને દાબી દઇ તમોને સાથ આપીએ છીએ. (તાળીઓ.)

મી૦ યુસુફઅલી ગુલામઅલી સુરતીએ ઠરાવને વધુ ટેકો આપતા જણાવ્યું કે, આપણી કોમના લાભો સાચવવા જેમણે ભોગ આપ્યો છે, તેમને શબ્દોની અંજલી આપવાનું હું પસંદ કરતો નથી. જુના વિચારના કુંડાળામાંથી બહાર આવનાર એક નવમુસ્લિમ તરીકે હું બોલું છું. મઝલુમો ઉપર ઝુલમ કરનારાઓમાંનો હું એક હતો. સીરાજુદીનવાસી ઉપર હુમલો કરનારમાંનો હું એક છું, હું માફી માગતો નથી, પણ શિક્ષા માગું છું. સીરાજુદીનનો ગુનોહ એ હતો કે તેઓ વકફ એકટની હિમાયત કરતા હતા. આથી એમના દીકરા-દીકરીના લગ્ન અટકાવવામાં આવ્યા હતા. નામદાર સઇયદ-ના સામે ઠપકાની દરખાસ્ત પસાર કરવા આ કોન્ફરન્સ માગતી નથી, એટલે હું એ શબ્દ બોલું છું. શેખ કાકા અને શેખ અબ્દુલ્લાના મદરેસામાં હું શિક્ષણ લેતો હતો; રસુલીલ્લાહની સુન્નત તોડે એના જેવો બીજો મોટો ગુનેહ-ગાર કોઈ નથી.

જીવતાઓ ઉપર થતા અત્યાચારો ભુલાશે નહિ. અમારી ટોળીઓ બંધાઇ અને સીરાજુદીનની પુંઠે લાગ્યા. એમાં મારા જેવા પતળા નહિ પણ લકરકંદા હતા. ત્રીજા દિવસે પેન કંપની આગળ મેં કાળની થાપી સીરાજુદીનને મારી,

મારી ડયુટી અદા કરી. અમે એમને ગળે પડવાની કોશેષ કરી. એ કામની થાપી એટલી મોટી હતી કે આજે હું તે ઉંચકી શકું કે કેમ તે એક સવાલ છે. આ દરગુજર કરનાર માણસ મહાન છે. એમનો હાથ તુટી ગયો છે. આ પ્રકાર-રના જુલ્મોનો એક ઇતિહાસ રચાયલો છે. આવા આજ ધંધાઓ અજ્ઞાન વોહરાઓ પાસેથી કરાવવામાં આવે છે.

માસુમ અને હથિયાર વગરના માણસો ઉપર સીતમો ગુજર્યાં છે. એ જુલમો ભોગવનારાઓ ઉપર આપણે આઝા-દીની ઇમારત ચણાવી રહયા છીએ. મરી ગયા તે મરી ગયા. આ દુનિયામાં આપ સઉની બેદરકારીથી એ સઉ કુરબાની નકામી થયેલી લાગે છે. એ કુરબાનીઓ તમે તમાશબીન તરીકે જોઇ રહયા છો. આ જુલમ જંહાગી-રીમાંથી તમારે છુટવું હોય તો આપણને વ્યવસ્થિત ચળવળ ચલાવવી જોઇએ. તેઓ આ સભાને તોડવા સ્પેસીડ લઇને સુંદરાબાઇ હોલ આગળ આવ્યા હતા.

"ગુલઝારે હકીમી"ના એડીટરની વાત કહું. એ પત્રના તંત્રીનું કહેવું એમ હતું કે ગુજરાતીમાં દુવાઓ પઢવા માટે સૈયદનાએ એને જુમાત ખારીજ કર્યાં. એના સાથીઓના સલામ બંધ થયા. કોઇની આંખ ફુટી તો કોઇના દીકરા રખડયા. એ કુરબાની હું ભુલી શકતો નથી. આવી કુર-બાની આપનાર આજે એક નવજવાન કરાંચીમાં મોહમદ-અલી મન્સુર છે, એનો બાપ માલદાર છે. એણે એશો ઇશરતનો ભોગ આપી સ્વતંત્ર જીવન નીર્વાહ કરયો છે "આગે કદમ"ને આપણે કેટલી મદદ કરીએ છીએ? આ રૂહાની રાજ કેવું ચાલી

રહ્યું છે? છોકરો ગુન્હો કરે તો બાપને ફાંસી અને બાપ મરી ગયો તો મારા બેટા મયતને રખડાવે. (હસાહસ) આપણે એવી વ્યવસ્થા કરવી કે, બાજે મોમીનના તંત્રીને ત્યાં કોઇનું મરણ થાય તો આપણે વીમાનમાં ઉડીને એની મયતમાં શામેલ થઇયે. (તાળીઓ) કોન્ફરન્સે બધી વ્યવસ્થા કરવી જોઇએ. કોઇ રંડાઇ જાય તો છોકરાં આપે. (હસાહસ) મેં "ફીતાબુલ હવાશી" વાંચી. હું કોંગ્રેસમાં જોડાયો, ખાદી પહેરૂં છું અને ફરૂં છું પણ જેલમાં જવાની વાત નહી. (હસાહસ) વકફ એકટમાંથી નામદાર સૈયદના માટે છટકવું મુશ્કેલ હતું વાએઝમાં પણ કહેતા કે, મારે ત્યાં એક પણ યતીમ નથી—બેકાર નથી. એ મુમેનીન ઉપર ખાસ હકુમત કરનારઓના માણસોની આવી હાલત? સઇયદનાનું બધું કામ આમીલ સાહેબ કરે. સઇયદનાને ઝનાનખાનામાંથી બહાર આવવાની ફુરસદ નહી. સલામ, નઝરાણા અને મુસાફરી માંથી એમને ફુરસદ નથી. દસ્તુર વાલાના ભાષણો વાંચો. શું આપણે ત્યાં એવા ધર્મગુરૂઓ નથી? આજે આપણે આટલા મોડા કેમ જાગ્યા. લાચારોના હકકો લુંટાયા.

તમો બધાને એવી બુધ્ધી થાય કે કોઇ મુલ્લાંજીની શેહમાં ન આવે અને સુખી બને.

મી. હાતીમ અલ્વીએ બોલતાં જણાવ્યું કે, સાધારણ રીતે સભાના પ્રમુખ હોય તેઓ ઠરાવને ટેકો આપતા નથી. હું—જે ખુરશીપર બેઠો છું તે પર બેસવાનો મને અધીકાર નથી એમ હું માનું છું. એ ઠરાવ પાસ થાય તે પહેલાં એક મુરબ્બીને હું મારી અંજલી આપવા માગું છું. બુખારીમાં હદીસ છે કે એક શખ્સ એક હજાર વર્ષ ઇબાદત

કરશે પણ તે નાશુકરગુજાર હશે તો તેની ઇબાદત પર પાણી ફરી વળશે. વોહરા કોમની ૨૫-૩૦ વર્ષની તવારીખમાં નાશુકરગુજાર રહેવાનું શીક્ષણ મળેલું માલમ પડે છે. એ સાહેબનું નામ છે સર આદમજી પીરભાઇના સપુત ઇબરાહીમ. (તાળીઓ) આજથી ૨૫-૩૦ વર્ષ પહેલાં ઇબરાહીમ નવયુવાન હતા, ત્યારે એમણે પોતાની કોમ આજુબાજુ જોયું. એમને કોમ વેરાન જેવી, રેગીસ્તાન જેવી માલમ પડી. એના દીલમાં પ્રેમ હતો. રેગીસ્તાનમાં એમણે હળ મુકવાની જરૂર પડી. ઇબરાહીમે પોતાના હાથે જમીન તૈયાર કરી એક નાનું બીજ મુક્યું. એકે અલી ઇબ્ને તાલીબને સવાલ પુછયો કે કુફ્ર શું છે? અલીએ ફરમાવ્યું, અંધારી રાત હોય એમાં કાળો પત્થર પડેલો હોય એ પર કીડી જતી હોય અને એ કીડીનો પગ તમે જોઈ શકો તો કુફ્ર શું છે તે સમજી શકશો.

સુરખુરૂ હોતા હય ઇન્સાં
કોકરે ખાનેકેબાદ

રંગ લાતી હય હીના
પત્થરપે પીસ જાનેકે બાદ

મી. ઇબ્રાહીમને હું મારા જનરલ તરીકે સલામ કરૂં છું. દેશના રાજકીય ફાળામાં એમણે જે ફાળો આપ્યો છે એના માટે હું એમને વંદન કરૂં છું. સર આદમજી વફાત પામ્યા કે ઇબરાહીમ આવી ગયા. આ માણસે આપણને આદમજી આપ્યો છે. એ સીલસીલો કાયમ રહેશે. કાર્લાઇલે કહ્યું છે, Highest wages of man who liveth for

love is zero, મેં ઇબરાહીમભાઇના મુખ પર હંમેશાં હાસ્યજ જોયું છે. એમણે જીવીને કોમની ઉપર જે સર્વસ્વ અર્પણ કર્યું છે, તે ભુલી શકાય એમ નથી. ઇબરાહીમની તમે શું કદર કરી શકશો? એમને શું અંજલિ આપી શકશો? ચાંદાભાઇ કેસ એમણે માંડયો ત્યારે પાંચ માણસો એમની પડખે હતા. આજે ૫૦૦ માણસો એમને પડખે છે.

"નુરે ખુદા હય કુફ્રકી
હરકતપે ખંદાઝન
ફુંકોસે યે ચિરાગ
બુઝાયા ન જાયગા."

તમારી આ નાનકડી કોમ માટે આ ઇબ્રાહીમે જે કુરબાની આપી છે તે અજોડ છે. આ માણસ માટે આપણે જેટલું કહીએ એટલું ઓછું છે.

કુરબાની આપનારો મળી આવશે પણ તમે કુરબાનીઓ આપવા તૈયાર નહિ થાઓ તો વોહરા કોમનું મોઢું કાળું થશે.

એ પછી નમાઝ માટે કોન્ફરન્સ મુલત્વી રહી હતી. મી૦ અલ્વીએ એ બાદ જણાવ્યું કે, ગઇ કાલે જેઓએ હાથ ઉંચા કર્યા હતા, તેઓએ આજે પોતાના હાથ નીચા કરી પાકીટમાં નાંખવા જોઇએ.

મી. જંગબારવાલાના પુત્ર મી. અબ્દુલકરીમ બાનાએ પોતાના પિતા તરફનો સંદેશો વાંચી સંભળાવ્યો હતો, જેમાં જણાવવામાં આવ્યું હતું. કે હું બીમારીથી હાજર રહી શકયો નથી તે માટે દીલગીર છું. કોન્ફરન્સમાં કોઇના પણ સુખની કે દુઃખની વાત આવવી ન જોઇએ. પહેલાં કોમની

તરક્કીનો સવાલ નજર સમક્ષ રાખવો જોઇએ. ઘણી મુશ્કેલીઓ હોય તો પણ સંપ માટે પ્રયાસ કરવો. કેળવણીથીજ સંપ રહી શકશે. મારા તરફથી રૂપીઆ એક લાખ આપું છું. (તાળીઓ અને યુસુફઅલી શેઠ ઝીંદાબાદના પોકારો). જયાંસુધી એ રકમની વ્યવસ્થા ન થાય ત્યાં સુધી રૂ. ૪૦૦૦ ની વાર્ષીક સ્કોલરશીપ તરત શરૂ કરી દેવી. જે હેતુથી આ કોન્ફરન્સ મળી રહી છે, તેને હું ટેકો આપું છું અને ભવિષ્યમાં પણ બનતી સહાય કરતો રહીશ. ડેલીગેટો અને બીજાઓનો હું આભાર માનું છું.

મી. અલ્વીએ જણાવ્યું કે જેના હાથમાં વોહરા કોમનું સુત્ર છે એવા મારા અઝીઝ દોસ્ત મસ્કતી ને કહું છું કે, આવો.

મી. મસ્કતીએ રૂા. ૨૦,૦૦૦ આપ્યાં.

મી. અમીરૂદીન સાલેહભાઇએ રૂા. ૧૦,૦૦૦ આપ્યા.

મી. તઇયબઅલી પાલીવાલા તરફથી રૂા. ૧૦,૦૦૦

એક પોતાના અને વાલીદના રૂહને સવાબ પહોંચાડવા રૂા. ૧૫,૦૦૦

મી. અલ્વીએ જણાવ્યું કે, આઠ વર્ષના એક નાના બાળકે આ સુંદર ઘડીયાળ ભેટ મોકલ્યું છે.

તાહેરભાઇ કીનખાબવાળાએ રૂા. ૧૦૦૦ની બીડ કરી હતી. શરૂઆતની બીડ રૂા. ૫૦૦ની મી. અબ્દુલ કરીમની હતી.

અકબરઅલી ઇલેકટ્રીકવાળાએ રૂા. ૧૧૦૦ની બીડ કરી હતી.

તૈયબઅલી સાલેહભાઇ કેસુરી તરફથી રૂ. ૧૫૦૦ ની બીડ થઇ હતી. એમણેજ રૂ. ૧૭૦૦ કર્યા. એ ઘડીયાળ એમને રૂ. ૧૭૦૦ માં ભેટ આપ્યું.

પાછું લીલાઉ થતાં હાતીમ દરબારે રૂ. ૫૦૧ માં અને અકબરભાઇ ઇલેક્ટ્રીકવાલાએ ૧૧૦૦ માં એ લઇ ફરી કોન્ફરન્સને ભેટ આંપ્યું હતું.

ફરી ઓકશન થતાં તાહેરભાઇ કીનખાબવાલાએ રૂ. ૧૦૦૦ ઓફર કર્યા.

શીરીનબાઇએ રૂ. ૧૨૦૦ કર્યા અને કોન્ફરન્સને ભેટ થયું.

ફરી લીલાઉં થયું અને રૂ. ૧૦૦૦ પ્રાપ્ત થયા.

સલાહકાર કાર્યાલય રૂ. ૬૦૦.

એહમદઅલી તલાજાવાળા રૂ. ૧૧૦૦.

મોલાના વાજીદઅલી રૂ. ૬૦૦.

છેવટે અબ્દેઅલી અમીરૂદીન તરફથી રૂ. ૧૬૦૦ ઘડીયાળના રૂ. ૧૦૦૦ ખતીજાબાઇના, અને રૂ. ૬૦૦માં લઇને સલાહકાર કાર્યાલયે ખરાદી પાછું આપ્યુ.

છેવટે હાતીમ દરબારે રૂ. ૫૦૧માં એ ઘડીયાળ ખરીદતાં એમને એ આપવામાં આવ્યું હતું. પણ એમણે તે પાછુ કોન્ફરન્સને ભેટ આપ્યું.

મી. શમઉન સુલેમાનજી કરાંચીવાલાએ રૂ. ૧૦૫૧માં ખરીદયું અને તે પાછું ભેટ આપ્યું.

મી. કોએચાએ રૂ. ૫૦૧ અને બાઈ કુલસુમ કીનખાબવાલાએ રૂ. ૧૦૦૧

"સલાહકાર" કાર્યાલએ ફરી રૂા. ૧૦૧ કહેતાં સજ્જાદ

હુસેન બંદુકવાલાએ રૂા. ૧૫૧, કહયા હતા. બાઇ સલમા-બાઇએ રૂા. ૨૨૧ માં ખરીદી પાછું આપ્યું સજ્જાદ હુસેને રૂા. ૧૫૧ ની બીડ કરા.

અકબરઅલી હયદરઅલીએ રૂ. ૧૫૧.

બહેન ગોહરબાનુ શુજાઉદીન કરવા તરફથી રૂ. ૫૦૧.

અબદુલકાદર ફીદાઅલી શુજાઉદીન માલેગામવાલા રૂ.૧૨૫.

ફીદાહુસેન અબદુલ તઇયબ ૧૨૫.

તાહેરઅલી બામબોટ રૂ. ૧૨૫.

"સલાહકાર"ના મીત્ર તરફથી રૂા. ૧૫૧.

મરયમબાઇ ૧૧૧.

કમરૂદીન ફખરૂદીન કાપડીઆ ગોધરા ૧૫૧.

અમતુલાબાઇ સુલેમાનભાઇ રૂ. ૧૨૫.

શેઠ અબદુલહુસેન દાગીનાવાલા રૂ. ૧૨૫.

એમ. એમ. મદરાસવાલા રૂ. ૧૨૫.

ઇબ્રાહીમ લુકમાનજી મજેઠી રૂ. ૧૦૧.

મી. ઝોએબ કાજીજી રૂ. ૧૦૦૧.

હસનઅલી વાગ્લાવાલા ઉદેપુર રૂ. ૧૦૧.

ઇસ્હાક ઇબારાહીમ ઝવેરા રૂ. ૧૦૧.

નોમાન મરચંટ પત્થર કમીટી કાર્યાલય રૂ. ૫૧.

છોટુ કેસુરી રૂ. ૧૦૧.

હુસેની અન્તારી રૂ. ૫૦૧

હબતભાઇ કાજીજી રૂ. ૫૦૧.

છેવટે, ઇબ્રાહીમ આદમજીના એક મીત્ર તરફથી રૂ. ૧૫૧ માં વેચાતાં એમના પુત્ર આદમજીને મી. અલવીએ ભેટ આપ્યું હતું.

આઇ. એસ. મોહસીન ઉદેપુર તરફથી રૂ. ૧૦૦૦.
હેબતુલ્લાભાઇ અબ્દુલઅલી રાજકોટવાલા રૂ. ૧૫૧.
હકીમ સેફુદીન રૂ. ૧૫.
ઇસમાઇલજી બદ્રીપ્રેસવાલા રૂ. ૧૦૧ રાજકોટ.
શરફઅલી તઇયબઅલી રૂ. ૧૫૧.
તાહેરભાઇ કીનખાબવાલા રૂ. ૧૫૦૦.
તાહેરભાઈ કીનખાબવાલા રૂ. ૨૫૦૦.
સાલેહ ટી. બામબોટ ૫૧.
અહમદઅલી યુસુફઅલી રૂા. ૨૧.
મીલવાલા ફેમીલી રૂ. ૫૧.
નરગીસ દાયમ રોકડા રૂા. ૧૦૧.
શીરીનબાઇ હયદરઅલી માલેગામ રૂા. ૫૧.
મોહસીન કંપની રૂા. ૫૧.
હકીમુદીન સીકંદર દાહોદવાલા રૂ. ૫૧

મુલા અલીમહમદ શરફઅલી ભીંડરવાલા રૂ. ૫૧ ઠેકાણું કાથા બજાર

કીકાભાઇ અબ્દુલહુસેન જીનવાલા રૂ. ૧૦૧
વકીલ હમઝાભાઇ શરીફ ગોધરાવાલા રૂ. ૧૦૧
નઝર વૉચ કંપની રૂ. ૧૦૧ અબ્દુલરહેમાન સ્ત્રીટ
હુસેનાબાઇ કરીમજી મોરીસવાલા રૂ. ૨૫૧

અલીભાઈ કરીમઅલી ચુલાવાલા રૂ. ૫૧ શેખ શરફઅલી મામુજી રૂ. ૧૧૦૦

અસમાબાઇ અબ્દુલતૈયબ શરફઅલી મામુજી રૂ. ૨૫૧

ફાતમાબાઇ (અબ્દે-ફાતેમા કેસવાલા) રૂ. ૧૫૦૦.

બોમ્બે સોપ રૂ. ૨૧.

સુગરાબાઇ કાદરભાઇ રૂ. ૫૧

નુરે સફ્ફી રૂ, ૧૦૧

મુસલીમ અકીલ રૂ. ૧૧

કાદરભાઇ ઇસુફઅલી રૂ. ૧૧

વલીમહમદ ઇસમાઇલ રૂ. ૨૧

મલેકાબાઇ સાલેહભાઇ ઝવેરી રૂ. ૫૧

ડો. કલીમુદીન સાહેબ બોમ્બે સોપ ફેકટરી રૂ. ૧૫૧

અકબરઅલી ઇસાજી રૂ. ૧૧, અબ્દુલ હુસેન હસનઅલી ટુકડી રૂ. ૧૧.

ફાતેમા શીકારી રૂ. ૫૧, આબેદીન ફીદાહુસેન કાગળવાલા રૂ. ૨૧.

મુલ્લા જીવાજી મુસાજી રાજકોટ રૂ. ૨૫.

અબ્બાસ તળાજાવાલા રૂ. ૧૦૧.

મર્હુમ નામનબાઇ જીવાજીની યાદમાં રૂ. ૪૦૦

ડાડલા સોલીસીટર રૂ. ૧૦૧.

અબ્દુલજી થાવર રૂ. ૧૫૧ ઠેકાણું-ઝંઝીકર સ્ટ્રીટ.

હસનઅલી નાજાણી રૂ. ૨૧.

એ. ટી. સાઇકલવાલા દોહદ રૂ. ૧૦૧.

દાઉદભાઇ શેખ કુરબાનહુસેન C/o રીગલ પ્રીન્ટીંગ વર્કસ, ભીંડીબજાર રૂ. ૨૧.

મહમદઅલી કાદરભાઇ રૂ. ૨૧. જીવણઅલી રજબઅલી ઉદેપુર રૂ. ૫૦૧.

અબ્દેઅલી લાલા બી. એ. રૂ. ૫૧.
યાહયાભાઈ વાલાસીનોરવાલા રૂ. ૧૧ રોકડા.
અસગરઅલી બુરહાનપુરવાલા રૂ. ૨૧.
સીરાજ કાંચવાલા રૂ. ૫૧.
સજ્જાદ લાકડાવાલા રૂ. ૨૧
એસ. અબ્દુલરસુલ એન્ડ કંપની ખોખા બજાર રૂ. ૧૫૧.
બાદ મી. હતીમ દરબાર મી. ઈમરાનઅલી એડવોકેટની ટોપી લઈને ફંડ એકઠું કરવા ફર્યાં હતા.
મહમદ ઈ. કાજીજી રૂ. ૫૦૧.
ઇબ્રાહીમ કાજીજી રૂ. ૧૦૧.
શીરીનબાઇ કુરબાનહુસેન હકીમ રૂ. ૫.
ફઝલે હુસેન બક્ષા મુસા રૂ. ૨૧, (દાઢીની ડીપોઝીટ પાછી મળી તે આપોના પોકારો.)
ઇ. કુરબાનહુસેનની કંપની રૂ. ૧૧.
વાંકાનેરના યુવકો રૂ. ૭
નોમાનભાઇ ઈસુફઅલી કટલેરીવાલા રૂ. ૨૧
ફીદાહુસેન સુલેમાનજી બ્રધર્સ રૂ. ૫૦૧
એ. કે. શુકલા રૂ. ૨૧ દાઉદભાઇ ફીકાભાઇ દમણવાલા રૂ. ૫ રોકડા.
શેખ ફૈઝુલ્લાભાઇ હમદાની રૂ. ૧૧.
ઇબ્રાહીમ ગુલામહુસેન કાંચવાલા રૂ. ૧૧
સાદીક માંડવીવાલા રૂ. ૧૦૧
સલમાબાઇ અલીહુસેન દાહોદવાલા રૂ. ૫૦
સીરાજ મહમદહુસેન રૂ. ૧૧
બદરી કંપની માલેગામ રૂ. ૪૬

ફાતમાબાઇ ટી. બામબોટ રૂ. ૨૧

હસનઅલી લાલાણી વાંકાનેરવાળાએ રૂ. ૨૧ ના ૧૦૯ કરાવ્યા હતા.

મહમદહુસેન મર્ચન્ટ રૂ. ૫

ગુલામહુસેન ડોસાજી રૂ. ૧૧ રોકડા

મુન્સફની એક અઠવાડીયાની જાહેર ખબરના બીલો,

હસનઅલી તૈયબજી ઘોરજીવાલા મદનપુરા રૂા. ૧૧

ટોપીમાં ભેગું થયલું રૂા. ૧૮૧॥।

સફ્યાબાઇ ઇસ્હાક અલી ચાલીસગાંઉ રૂ. ૨૧

હકીમ નોમનભાઇ તાહેરઅલી રૂ. ૧૧

મુલ્લાં અબ્દેઅલી નજુભાઇ જેઓ ડેલીગેટ તરીકે આવ્યા હતાં તેઓ મરણ પામતાં એમના દીકરાએ રૂ. ૨૧

અબ્બાસભાઇ અબ્દુલહુસેન દાગીનાવાલા રૂ. ૧૦૧

સુરતીએ મરહુમ મુલ્લાં અબ્દેઅલીના વખાણ કરતાં કહ્યું હતું કે, એમનાથી બદરી મહેલ ધુરજતો હતો, બાદશાહ હોટલ માર્ટ રૂા. ૧૧, મહમદઅલીરોડ,

"ગુલઝારે હકીમ"ના તંત્રીની યાદમાં રૂ. ૧૧ અને ૨૪૬ ની પર્સ ભેટ. ઉમ્મી ઉજ્જયનીએ પોતાની મઝદુરી પાંચ દીવસની ભેટ આપી હતી.

મહમદઅલી કાદરભાઇની યાદમાં રૂા. ૨૧, બાગે મોમીન ટુંક સમયમાં પાછું શરૂં થાય છે.

ઇમરામઅલી વકીલના રૂા, ૬૦૨

કરાંચી તરફથી રૂપીઆ બે લાખ મોકલી આપવામાં આવશે એવી જાહેરાત કરવામાં આવી હતી

કોન્ફરન્સના ઠરાવોની નકલો છપાવી તે પર ભાઇઓ અને બહેનોની સહીઓ લેવી અને દરેક મેમ્બર પાસેથી એકેક રૂપીઓ લેવો અને એનો પ્રચાર કરવો, એ ઠરાવો મી. કોયચા છપાવશે. અહિં જે ૫૮ ભાઇઓએ નામો આપ્યાં છે, તેઓએ પોતાના પુરાં નામો મી. મસ્કતીને મોકલાવી આપવા. સરનામા આપનારને ૧૦૨ ઠરાવના કાગળો મળશે, તેઓ ૫૧ વોહરા ભાઇ અને બહેનને મળશે અને એ ભાઇની સહી લેશે કે, એ ઠરાવને હું ટેકો આપું છું. હાલમાં આપણે ૩૦૦૦ હજાર ઉપર પહોંચી ગયા છીએ. ૩૦૦૦ વહેરા ભાઇઓ અને બહેનોને એ કોન્ફરન્સનો સંદેશો મળશે એટલુંજ નહી પણ તે એમના રેકોર્ડ ઉપર રહેશે. ફંડની રસીદ મસ્કતીને ત્યાંથી મળશે. એ બધું કામકાજ મી૦ કોએચા કરશે. ઠરાવો ગુજરાતીમાંજ છપાશે.

* * * *

આ છે કહેવાતી દાઉદી વહોરા કોન્ફરન્સની છેલ્લી બેઠકની કાર્યવાહી જેમાં આટલી આટલી મહેનત અને પરિશ્રમ બાદ રૂ. ૧,૯૦,૦૦૦ ની રકમ ભેગી કરવામાં આવી હતી. કહેવામાં આવે છે કે મી. ઇમરાનઅલીની ટોપીની નીચે ખાસ કાંઈ ન હોવાના કારણે ટોપીને ઉલ્ટી કરીને તેને ભરવામાં આવી હતી.

( તંત્રી : "અનીસ." )



## (૭)

# સંમેલનની છેલ્લી બેઠકમાં પસાર કરવામાં આવેલા ઠરાવોની યાદી.

("ગુલઝારે હકીમી" તા. ૧૦-૨-૪૪.)

### (ઠરાવ નાં. ૧)

"ખાસ કરીને હીંદી-મુસ્લીમ અને સામાન્ય રીતે દેશમાંના આર્થિક, સામાજીક અને રાજકીય જીવનમાં કોમની પછાત સ્થિતિ સમજતાં, આ પરીષદ હાલની બધી નડતરો દુર કરવાનો અને સામાજીક, આર્થીક અને રાજકીય બાબતોમાં કોમને તેની યોગ્ય સ્થિતિની દીશા તરફ દોરવાનો સંપુર્ણ નીશ્ચય જાહેર કરે છે.

(અ) આ પરીષદ વધુમાં કોમમાં આધુનીક શીક્ષણની તાકીદની જરૂરીયાત સ્વીકારે છે અને તેને કોમની પ્રગતીના પાયારૂપ ગણે છે અને વધુમાં કોમના લાયકાત ધરાવતા યુવાનોને શીક્ષણની સગવડો આપવા માટે જરૂરી હોય એવા પગલા લેવાનો ઠરાવ કરે છે અને સર્વ ને આ ઉમદા હેતુ પાર પાડવા માટે બની શકે તેટલી બધી મદદ આપવાની વીનંતી કરે છે.

(બ) ઉપરની નેમો પાર પાડવાના હેતુથી આ પરીષદ મુંબઇમાં મુખ્ય કચેરી સાથે મધ્યસ્થ અખીલ હીંદ સંસ્થા સ્થાપવાનું ઠરાવે છે અને નીચેના હેતુઓ પાર પાડવા માટે

એક યોગ્ય સંસ્થા ઉભી કરવા એક સમીતી નીમવાની પ્રમુખને સત્તા આપે છે.

(૧) કોમની નેમો અને હેતુઓ પાર પાડવા તથા કોમના ભાઇઓના દુ:ખો જાહેર કરવા અને કોમના ભાઇઓમા આર્થીક, સામાજીક અને રાજકીય હકકોનું ધ્યાન જાગ્રત કરવા વર્તમાન પત્રો અથવા બીજા સામયીકોને પ્રગટ કરવા અથવા એવા હયાતી ધરાવતા પત્રોને મદદ કરવી જેથી લોકમત કેળવી શકાય.

(૨) કોમના ગરાબોની સ્થિતિ સુધારવા માટે અને ખાસ કરીને બેકારી દુર કરવા તથા ઉદયોગો ખીલવવા તેમજ સસ્તાં ભાડાંના મકાનો અને બીજી સગવડોની જોગવાઇ કરવાના માર્ગો અને ઉપાયો શોધવા.

(૩) હોસ્પીટલો, સુવાવડખાનાં તથા સ્રીઓ અને બાળકો માટે 'વેલફેર' સંસ્થાઓ સ્થાપવી.

(૪) આ પરીષદ વધુમાં ઠરાવે છે કે યોગ્ય લાગે તેવી જગ્યાઓએ, અખીલ હીંદ સંસ્થાનું કામ આગળ ધપાવવા માટે સંસ્થાની શાખાઓ સ્થાપવી.

(ક) આ પરીષદ, બંધારણ ઘડાય અને રજીસ્ટર કરાવાય તે દરમીયાન અખીલ હીંદ સંસ્થાની નેમો તથા હેતુઓ આગળ ધપાવવા માટે એક સમીતી નીમવાની પ્રમુખને સત્તા આપે છે.

(ઠરાવ નાં. ૨)

"આ પરિષદ આ કોમની કેળવણી અને કલ્યાણને લગતી બીજી બાબતો અંગે પ્રચાર કરવાના વખતો વખત ઉપયોગી સેવાઓ બજાવનારા પત્રોના તંત્રીઓ અને ખાસ કરીને "મુંબઇ સમાચાર" પત્રના તંત્રીનો આભાર માને છે."

(ઠરાવ નાં. ૩)

"આ પરીષદ કોમના ઉધ્ધારના કાર્યમાં મદદ કરનારાઓએ કરેલી સેવાઓ અને વેઠેલા દુઃખોની કદર કરે છે."

(ઠરાવ નં. ૪.)

"આ પરીષદ તેના પ્રમુખે જણાવેલા એવા મત સાથે સંપુર્ણપણે સંમત થાય છે કે કોમમાંનો કુસંપ કોમની શિક્ષણ વિષયક, આર્થીક અને સામાજીક પ્રગતિને નડતર રૂપ છે અને આશા રાખે છે અને પ્રાર્થના (દોઆ) કરે છે કે આ નડતર સત્વર દુર થાય અને આ કોમને ફરી એક વાર વિશ્વ સમક્ષ એક સંપીલી કોમ તરીકે રજુ કરે."

(ઠરાવ નં. ૫.)

"ઠરાવ નાં. ૪ માં દર્શાવ્યા પ્રમાણે કોમને સંપ અને પ્રગતીને ધોરણે સંગઠીત કરવા માટે આ પરીષદ મધ્યસ્થ સંસ્થાને માટે રૂા. પાંચ લાખનું શરૂઆતનું ફંડ ભેગું કરવા માટે નીચેના સદગૃહસ્થોની એક કમીટી નીમે છે."

(૧) શેઠ યુસુફઅલી અ. કરીમજી, [ઝાંઝીરબારવાળા] પ્રમુખ.

(૨) શેઠ અમીરૂદીન સાલેભાઇ તઇયબજી.
(૩) શેઠ જીવનજી કરીમજી મોરીસવાળા.
(૪) શેઠ અબ્દુલ તઇયબ ઇસ્માઇલજી મસ્કતી.
(૫) શેઠ અબ્દુલ કરીમ યુસુફઅલી એ. કરીમજી.
(૬) મી૦ સુજાઉદીન ઇ. કરવા, બાર-એટ-લો.
(૭) મી૦ તઇયબઅલી રજબઅલી પાલીવાળા,
બાર-એટ-લો [ઉદેપુર].
(૮) મી૦ ફીદાહુસેન મહમદઅલી શેખા (કરાંચી)
(૯) શેઠ તઇયબઅલી અલીભાઇ અલવી ( " )
(૧૦) મી૦ એહમદઅલી યુસુફઅલી તળાજાવાલા.
(૧૧) ડો૦ ટી. એમ. કાજી, બાર-એટ-લો.
(૧૨) મી૦ ફીદાઅલી એમ. એમ. લુકમાનજી (કરાંચી)

(ઠરાવ નં. ૬.)

"સમજુતી માટેની વાટાઘાટના સંદેશા પડી ભાંગ્યા પછી શ્રી૦ હાતીમ અલવીએ જે નિવેદન કર્યું છે અને જે "મુંબઇ સમાચાર"માં તા૦ ૨૧ મીના અંકમાં પ્રગટ થયું છે તે કોન્ફરંસ કબુલ રાખે છે અને બહાલ રાખે છે."



## પ્રકરણ ૫ મું

# સંમેલન સંબંધી વીવીધ "વીચારોની વૃષ્ટિ"

(૧)

( હેન્ડ બીલ )

### કોન્ફરન્સના ફંડ વીશે બે બોલ.

હવે એ વાતતો સુરજ જેટલી રોશન છે કે દાઉદી વોહરા જમાઅત તરફથી સુલેહ માટે કોશીશની શરૂઆત થઇ, પણ મી. જંગબારવાળાની ગેરહાજરીનો લાભ લઇ મી- હાતીમ અલવીએ પોતાના દીલનો ઉભરો અને વરાળ કાઢી સુલેહનાં સંદેશા જાણી જોઇને ભાંગી પડયા તેથી મી.

જંગબારવાળાની નેક અને નીખાલસ તમન્નાને આંચકો લાગ્યો છે.

એજ કારણુસર શેઠ જંગબારવાળા બીમાર પડી જઇ કોન્ફરન્સમાં ભાગ લેવા અચકાયા મી. તૈયબઅલી પાલીવાલા ઉદેપુરના જડજે પણ શાણપત બતાવી વતન તરફ વીદાગીરી લીધી.

પણ મી. અલવી અને ઇમરાનઅલી વકીલ જેવી વ્યકિતઓ પોતાનાં ધારેલા કામને કોઇપણ રીતે પબ્લીક સમક્ષ પાર પડેલો દેખાડવા માંગતા હતા તેથી તેઓના હથીઆર રૂપી "મુંબઇ સમાચાર" નો ઉપયોગ કર્યો અને ઠરાવમાં પણ મુંબઇ સમાચારનાં પ્રચારનો આભાર માન્યો.

જે એક લાખ નેવું હજારની સખાવત જાહેર કરવામાં આવી છે તે વીશે વીચાર કરીએ તો જણાશે કે રૂપીઆ ૭૫ હજાર તો કોઇ અંધારી કોટડીમાંથી ખેંચી કાઢેલા ટ્રસ્ટનાં છે અને તેનો ઉપયોગ મી. તાહેરઅલી કાજીજી લડાઇ પછી કરવાનું જાહેર કરે છે, જયારે એક લાખ જંગબારવાળા શેઠના જાહેર થાય છે તે વીશે શેઠ જંગબારવાળાએ એવી શરત કરી છે કે દર વરસે તાલીમની ઉન્નતી માટે રૂપીઆ ચાર હજાર મજકુર એક લાખનાં વ્યાજમાંથી આપવામાં આવશે, એટલે એક લાખની ગંજાવર રકમ કહેવાતી કમીટીને સુપ્રદ થાય તો તેનો સદઉપયોગ થશે નહી એવી મી. જંગબારવાળાને ખાત્રી છે અને તે ખાત્રી અનુસારજ અકબંધ રકમ પોતાની પેઢીમાંજ જમે રાખશે.

ત્રીજા કોઇ કહેવાતા નાતાલવાલાએ પંદર હજાર આપ્યા છે પણ નામ બહાર પાડવામાં આવ્યું નથી એટલે માની લઇએ કે એ પણ પરદા બીબી કોન્ફરન્સની નૈતીક હીંમત પર પડદા સમાન છે.

ખુદ મી. હાતીમ અલવી કે જીવનજી ઓરાસવાલા જેવા લખપતીઓને તો જાણે સંમેલનમાં વિશ્વાસજ નથી તેથી અધીં પાઇ પણ પરખાવી નથી.

મી. ઇમરાનઅલી વકીલે તો ખરેખર રૂ. ૭૦૦ આપી અધલખ દોલતને પાવન કરવાનો ડોળ કરી બીચારા ભોળા સુરતીઓનાં ખીસ્સા હલકા કરાવ્યા છે.

લી० તાહેરભાઇ એ. ખેતી.

( હેન્ડ બીલ )

(૨)

## સુધારકો તરફથી સ્થાપવામાં આવતી નવીન દાઅવત.

કહેવાતી સુધારક કોન્ફરન્સની બેઠકોમાં એવું કહેવામાં આવ્યું છે કે એક હથ્થુ સત્તાનો જમાનો વહી ગયો છે અને કોમનાં બંધારણ માટે નવેસરથી સત્તા સ્થાપવાની જરૂર ઉભી થઇ છે.

સુધારકોએ એક હથ્થુ સત્તા સામે વીરોધ ખુદ પરવરદેગાર સામે પણ નોંધાવવો જોઇએ. પરવરદેગારે આજ અબજો વરસથી પોતાનાં હાથમાં એક હથ્થુ સત્તા રાખી છે તેથીજ આ શ્રૃષ્ટી ઉપર એનાં ધ્યાનમાં આવે છે તેવા ધર્મો અને પેગમ્બરો પેદા કરે છે તેથી ઉલટું જો દરેક જમાનાને અનુસરી તમારા જેવા સુધારકોની કોન્ફરંસ બોલાવી મઝહબમાં ફેરફાર માટે વાદવીવાદ ચલાવી નીત નવીન ઢબથી કામ ચલાવવાની પધ્ધતી રાખી હોત તો આજે વ્હોરા કોમ તો શું પણ દુન્યા ભરમાં મતભેદ ઉભો થવા પામતે નહીં.

સુધારકો, તમને દાઅવત ચલાવા માટે કોઇને કોઇ દાઅવતનો માલીક શોધવો પડશે, પછી તે નામદાર સૈયદનાં નહીં તો તમારો પસંદ કીધેલો હશે, જેની સત્તા નીચે રહેવુંજ પડશે, એવી કોઇ સત્તાને નમવા અગાઉ પાક પરવરદેગારની સત્તા અને વહીવટ કાયદેસર અને જમાનાને અનુસાર છે કે નહીં તે તપાસી લેજો.

લી૦ **એ. એ. હુસેન.**



(૩)

## તરક્કીવાદી તમાશો બંધ થાણેં શા માટે ?

(ટાઇ. ઓ. ઇ. તા૦ ૨૨-૧-૪૪)

(રીડર્સ વ્યુઝ)

---

To, The Editor,

Times of India.

Sir, Today the burning question before the Dawoodi Bohra world seems to be the 'so-called Dawoodi Bohra Conference recently held in Bombay.'

The Conference was convened by a handful of personalities whose names have been conspi-

cuous by their absence in the welfare activities of the Commnnity. These gentlemen, aided and abetted by a group of "followers" who style thewselves as "reformists", "progressive" and so forth, circulated an invitation to a selected number of people, excluding the vast mojority of the Community. Subsequently an open invitation was publisled in the press stating that a meeting would be held at the Sunderabai Hall at 4-30 p. m. on 17-1-44, with the modest ambition of discussing the social, economic and spiritual uplift of the Community.

Naturally a large gathering of serious-minded Bohras collected at the Hall. The conveners of the meeting apparently did not like the prospect of having to discuss such momentous matters before the public in whose interest they would have us believe they had launched their offensive.

The venue of the meeting was shifted to Nagpada, where the conference was held on two successive days on an open terrace, but for all practical purposes, behind closed doors and beyond the reach of the Bohra public. Is it not obvious that the motives behind the

Conference could not be as innocent as they are made out to be ? Or else, why-should the presence of a perfectly well behaved gathering, headed by responsible members of the community, be resented and shunned by the so-called "reformists" ? Or can they object to being called "disruptionists", which is all they really are ?

Surat. A. A. Hakimuddin.



(૪)

## રેહબરની રેહબરી હેઠળ કામ કરો.

(મું. સ. તા. ૨૨-૧-૪૪)

### સંમેલનને નમ્ર વીનંતી

દાઉદી વહોરા કોમમાં અતી ચકચારે ચઢેલા દાઉદી વહોરા સંમેલન પાછળ આ સંમેલનના કાર્યકર્તાઓનો શો હેતુ છે તે હજી સ્પષ્ટ રીત કોમ સમક્ષ રજુ થયો નથી, અજબ જેવું છે કે, આ સંમેલનના આગેવાનોએ કોમની સામાજીક કે આર્થીક તરક્કી કરવાની વાતો કરી, ખુદ

કોમ અને કોમી રહેબરોના વીચારો જાણવાની દરકાર કીધી નથી. કોમી તરક્કી ઇચ્છતી અને કોમી સંસ્થાઓને આ સંમેલનમાં ભાગ લેવાના આમંત્રણો પાઠવવા તો એક તરફ પરંતુ આવી સંસ્થાઓના સભાસદો માટે સંમેલનના દ્વારો ઇરાદાપુર્વક બંધ રાખવામાં આવ્યા છે. મજકુર સંમેલનં ભરી કોમની સામાજીક, આર્થીક કે કેળવણીની પ્રગતી સાધવાની જો સંમેલનના આગેવાનોની ઇચ્છા હોય તો તેઓએ અખત્યાર કરેલી આ વલણુ કેમે કરી તેઓના કાર્યમાં સફળતા પ્રાપ્ત થવા દેશે નહી. બલ્કે હાલ સુધી જે બનાવો બનતા આવ્યા છે તે પરથી તો એમ અનુમાન થાય છે, કે તેઓની અંદરખાનેથી નેમ પોતાની દાવત વીરોધી ચળવળને વેગ આપવાની છે. તેઓ જાણે છે કે આ કાર્યમાં કોમનો સહકાર અને ધાર્મીક આગેવાનોની સહાય વગર ગણ્યાગાંઠયા સુધારકો શીવાય કોમ તરફથી જરા જેટલો પણ સહકાર મળે એ સંભવીત નથી, છતાં સમસ્ત કોમનું હીત ધરાવવાનો દાવો કરનારા આગેવાનોએ કોમ માટે વીચારોની આપલેના દ્વારો બંધ કરી માત્ર પોતાનાજ નીર્ણયો પર કોમના ભવિષ્યનું ઘડતર રચવાનો જે અખતરો આદર્યો છે, તેજ સાફ દીલી માટે શંકા પેદા કરવા પુરતી સાબીતી છે. કોમ અને કોમના બંધારણ વીરૂદ્ધની આવી ચળવળો અસરકારક થવાને બદલે ઉલટું કોમ માટે હાનીકારક સાબીત થાય છે. માટે જો તેઓને કોમના બંધારણને વળગી ધાર્મીક માન્યતાઓને માન્ય રાખી કોમ સેવાની ધગશ હોય તો મારી તેઓને આ નમ્ર વીનંતી છે કે તેઓ કોમી રહનુમાઓનો પ્રથમ સહકાર મેળવી પોતાની પ્રવૃતિઓ શરૂ કરે અને

આમ કરેથી મને ખાત્રી છે કે તેઓ ધારે છે તે કરતાં પણ વધારે કોમની સેવા કરવા શકતીમાન થઈ શકશે.

લી૦

**ડી. એસ. અકબરઅલી.**

તંત્રી: "યુવક,"

(૫)

## કોન્ફરન્સનું દ્રષ્ટિ બીંદુ

(બો. ક્રો. તા. ૨૨-૧-૪૪)

## Mr. Hatim Alavi explains view-point of the Conference.

"An awakening has arisen in the Dawoodi Bohre community for social, educational and commercial reforms in the commuuity. They have come to the conclusion that unless this question of reforms is settld, Dawoodi Bohras will not make any progress with the march of times."

Thus said Mr. Hatim Alvi of Karachi, who has come to Bombay to ettend the Dawoodi Bohra Confcrence which is being held this evening, in an interview to the

"Chronicle" representative. There is an orthodox section of the Bohra community who is bent upon wrecking the Conference thinking, that its conveners are going to overthrow His Holiness the Mullaji Saheb. All that the conveners want is that His Holiness should give lead to the members of the community over whom God Almighty has placed him to give a lead in matters religious, educational, social and commercial. But the religious question will be shelved entirely and it will not be discussed by the Conference. Only three questions which affect vitally the well-being of the community, such as social, educational and commercial will be discussed. The Conference will find out the ways and means to bring about the cherished object which is in the hearts of every Dawoodi Bohra, whether he is for the Conference or against. Who would oppose the reforms in the Bohra community uuder these three heads ? But, unfortunately there are some persons, who pose as advisers to His Holiness, having some vested interests, oppose the Conference being held although the subjects to be discussed are innocuous, and are

to all intents and purposes for the good and well-being of the community. They do not want that there should be an amicable settlement between His Hoilness and the conveners of the Conference.'

## "Waited In Vain For 25 Years"

Mr. Alvi continuing said: "This question of reforms, has not come all of a sudden to the forefront. For 25 years certain members of the community who have at their heart its well-being, have waited to see if His Holiness would give lead as the head of the Dawoodi Bohras. After the famous Chandabhai Galla case decision in the Bombay High Court, where High Holiness was declared as an accountable trustee of the Dawoodi Bohra cammunity by the Hon. Mr. Justice Marten, the community has waited in vain for such a lead with the result that Dawoodi Bohra community has lagged behind in social, educational and commercial matters. Is it too much, therefore, if the conveners of the Conference ask His Holiness to do for the community which is his rightful duty to his followers ?"

Mr. Alvi hoped that saner counsel would prevail among the oppositionists, and they would all wholeheartedly join the Conference and make it a success.



(૬

## કોમનું દ્રષ્ટિ બીન્દુ.

### ખા. બા. મહમદઅલી અલાબક્ષ વીરોધપક્ષનું દ્રષ્ટીબીન્દુ સમજાવે છે.

(સાપ્તાહિક- મું. સ. તા. ૨૩-૧-૪૪).

કોન્ફરન્સનો વીરોધ કરનારા પક્ષના એક મુખ્ય આગેવાન અને જાણીતા શહેરી ખા૦ બા૦ મહમદઅલી અલાબક્ષે અખબાર પ્રતિનિધિની મુલાકાતમાં જણાવ્યું હતું કે, જો કોન્ફરન્સ ભરનારાઓ કોમના હીત માટે સાચા દીલથી પ્રયત્નો કરવા માંગતા હોય તો છેલ્લી પા સદીથી જેઓ કોમના ભલા માટે પ્રયત્નો કરી રહયા છે, તેમની સાથે સહકાર સાધીને તેઓ કોમનું ભલું સાધી શકયા હોત. છેલ્લા પચ્ચીસ વર્ષો દરમીયાન કોમમાં શિક્ષણ અને સામાજીક સુધારણાના કાર્યમાં અમારા લોકો તરફથી લાખો

રૂપીઆ ખર્ચવામાં આવ્યા છે. કમનસીબે કોન્ફરન્સ ભરનારાઓ તરફથી આ નેતાઓ કે જેઓએ કોમ માટે ઘણા કાર્યો કર્યાં છે તેમની સાથે કોઇ જાતની વાટાઘાટ ચલાવવામાં આવી ન હતી કે તેમની સંમતી લેવામાં આવી નથી, પરંતુ કોન્ફરન્સ ભરનારાઓ તરફથી એવા માણસોને વીશ્વાસમાં લેવામાં આવ્યા હતા કે જેઓ જમાતખારીજ છે અને જેઓ કોમનો વીશ્વાસ ધરાવતા નથી. આથી કરાને કુદરતી રીતેજ કોમના સભ્યોના દીલમાં કોન્ફરન્સ ભરનારાઓના હેતુઓ સંબંધી શંકા જન્મી.

ખા. બા. મહમદઅલી અલહાબક્ષે વધુમાં જણાવ્યું હતું કે, કોન્ફરંસ ભરનારાઓ જેઓ શ્રીમંત ગ્રહસ્થો છે તેઓને હું જણાવીશ કે જો તેઓના દીલમાં કોમના હીત માટે સાચી લાગણી હોય—કે જેવી સાચી લાગણી તેમના દીલમાં હોવા વીષે મને બીલકુલ શંકા નથી—તો તેઓએ આગળ આવીને કોમમાં શીક્ષણ અને સામાજીક આબાદી માટે ફંડ એકત્ર કરવું જોઇએ. દાઉદી વહોરા કોમના છોકરા અને છોકરીઓના શીક્ષણ માટે ઘણી મોટી રકમની જરૂર છે તે સાથે હું સંમત થાઉ છું અને આ હેતુ માટે અમે પણ એક સરખો ફાળો આપીશું. આ ફંડના વહીવટ માટે તેઓ પોતાની પસંદગીના પાંચ માણસોની નીમણુંક કરે (આમાં કોઇ કોમ ખારીજ થએલા હોવા જોઇએ નહી) અને અમે અમારાં પક્ષના પાંચ માણસોની નીમણુંક કરીશું અને અમે કોમની આબાદી માટે ટ્રસ્ટીઓ તરીકે કાર્ય કરીશું.

પ્રશ્ન : ત્યારે જે થોડા માણસોને કોમ ખારીજ કર-

વામાં આવ્યા છે તેઓનું તમે શું કરવા માગો છો ?

જવાબ : ના૦ વડા મુલ્લાજી સાહેબ તરફથી તેઓને ખબર આપવામાં આવી છે કે, જો તેઓ દીલગીરી જાહેર કરે અને ભવિષ્યમાં દાઉદી વહોરા કોમના બંધારણના રીત અને રીવાજો મુજબ ચાલવાની ખાત્રી આપે તેઓને ખુશીથી કોમમાં પાછા દાખલ કરવામાં આવશે. આ સાદી હકીકત છે, અને જો કોમમાં ફરીથી શાંતી અને એકતા આવશે તો કોમના બધા સભ્યો ખુશ થશે.

## કોન્ફરન્સના પ્રમુખને અંજલી.

અંતમાં ખા૦ બા૦ મહમદઅલી અલાબક્ષે કોન્ફરન્સના પ્રમુખ શેઠ યુસુફઅલી એ. કરીમજી જંગબારવાલાને અંગત અંજલી આપી હતી અને જણાવ્યું હતું કે, 'તેમના દીલમાં કોમની પ્રગતિ માટે સાચી અને તીવ્ર ઇચ્છા છે.



## (૭)

## કોન્ફરન્સનો વિજય; "સમાચારની દ્રષ્ટિએ"

### સમાધાન માટે ફરી એક વાર તૈયાર થયલી ભુમીકા.

(મુંબઇ સમાચાર તા. ૨૪-૧-૪૪.)

અવીશ્વાસ, શંકાઓ અને અનેક પ્રકારના આધાર રહીત આક્ષેપોના દમ રૂંધી નાંખનારાં વિચિત્ર વાતાવરણમાંથી પસાર થઇ સાત આગેવાનોએ બોલાવેલું દાઉદી વોહરા

કોન્ફરંશ પોતાનું કામકાજ સુલેહ અને શાંતી વચ્ચે અંતે આરંભી શકયું છે અને ધારેલું કાર્ય ફતેહમંદી સાથ બજાવી શકયું છે તે માટે અમે એ કોન્ફરન્સના કાર્યવાહકોને તેમજ દાઉદી વોહરા કોમને ખરાં અંતઃકરણથી ધન્યવાદ દઇએ છીએ. કોન્ફરન્સના આગેવાનોને મુબારકબાદી એટલા માટે આપીએ છીએ કે તેઓના માર્ગમાં અનેક મુશ્કેલીઓ કુદરતી અને કૃતિમ ઉભેલી હોવા છતાં તેઓએ શાંતિ જાળવી રાખી પોતાની ફરજ સહનશીલતા રાખીને ભારે હિંમતથી બજાવી છે. કોન્ફરંસનો આ વિજય છે. દાઉદી વહોરા કોમને મુબારકબાદી ઘટે છે, એટલા માટે કે, કોન્ફરન્સ ભરવા સામે તેનો તિવ્ર વિરોધ હોવા છતાં અને એ કોમના મોટા ભાગ યા ખરા રીતે કહીએ તો ઘણી ગંજાવર બહુમતીના મનમાં જે ચિંતા હતી-કે આ કોન્ફરંસ હજુરે આલી સરદાર તાહેર સૈફુદીન સાહેબની સત્તા અને દાવતે હાદીયાની ગાદી ઉડલાવી નાખવાનું ક્રાંતીકારી કાવતરૂ છે-આ ચીંતા ગમે એટલી નાપાયાદાર હોવા છતાં તે હસ્તી ધરાવતી હતી અને આજે પણ હસ્તી ધરાવે છે તે વિષે અમારા મનમાં કાંઇ પણ શંકા નથી. દાઉદી વોહરા કોમના ઘણા મોટા ભાગની ધાર્મીક લાગણી સખ્ત રીતે ઉશ્કેરાઇ હતી અને ઉશ્કેરવામાં આવી હતી અને એ લાગણીને પાળી પોષીને પ્રગતીમાન બનાવવા માટેનું પુર્વે કદી ન થયલું એવું પ્રબળ પ્રચારકાર્ય ઓહાળા પાયા ઉપર શકતીશાળી, વિદવાન અને બુધ્ધિમાન ભેજાંઓ તરફથી ચલાવવામાં આવ્યું હતું તે છતાં આખી કોમે અસાધારણ સંયમ દેખાડી સંપુર્ણ શાંતિ જાળવી રાખી

કોન્ફરન્સનું કાર્ય અટકી પડે યા તેમાં ખલલ પડે એવું એક પણ કાર્ય કર્યું નહિ હતું. એ માટે અમે વિરોધી આગેવાનો--ખાસ કરીને દાઉદી વહોરા કોમના માનીતા, લોકપ્રિય અને દુર અંદેશ આગેવાન ખાનબહાદુર મુલ્લાં મહમદઅલી અલ્લાબક્ષને ખરા અંતઃકરણથી મુબારકબાદી આપીએ છીએ. ખાનબહાદુરને એકલાને મુબારકબાદી આપી બીજા આગેવાનોની સેવા અમે ઉતારી પાડતા નથી. તેઓ સઘળા અને તેઓ મધેના દરેકને અમે ધન્યવાદ દઇએ છીએ.

કોન્ફરન્સની પહેલા દિવસની બેઠકમાં પ્રમુખ સાહેબ શેઠ યુસુફઅલી જંગબારવાલા, જેઓ કોમના એક ખરા ખયરખ્વાહ છે તેઓએ કોમ મધે જે કુસુંપ આજે ત્રણ ત્રણ દાયકાઓથી ચાલી રહયો છે તે દુર કરવા આખી દાઉદી વોહરા કોમને અપીલ કરી હતી. તેમના ભાષણમાં વોહરા કોમની આર્થિક, ઇલ્મી અને વ્યાપાર ઉદ્યોગ સંબંધી ઉન્નતી વિષે જાહેર કરેલા મનન કરવા યોગ્ય વિચારો શીવાય એક પણ વાકય એવું ન હતું કે જે સામે કોમનો એક પણ સભાસદ વાંધો ઉઠાવી શકે. તે પછી સમાધાન માટે કોન્ફરન્સ મુલ્તવી રાખવામાં આવ્યું હતું, પરંતુ સઘળા પક્ષોની શુભેચ્છા છતાં સમાધાન થઇ શકયું ન હતું. ત્યાર બાદ શનિવારે બીજા દિવસની બેઠક મળી હતી, જેમાં સર્વથી પહેલો જે ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો તે એવો છે કે તેની સામે કોઇથી પણ વાંધો ઉઠાવી શકાય નહીં.

આ બીજા દિવસની કારવાઇ બીમારીના અંગે પ્રમુખ સાહેબની અનિવાર્ય ગેરહાજરીમાં મી૦ હાતીમ અલ્વીના

અધ્યક્ષપણા હેઠળ થઇ હતી. અમે કહ્યા વગર રહી શકાતા નથી કે, મી૦ અલ્વીએ પોતાની ઓધ્ધાની ફરજો એ ઓધ્ધાની સઘળી ગંભીર જવાબદારીઓ સમજીને ઉંચી કાબેલીયત અને બાહોશીથી કરી છે, જે માટે તેમને અમે મુબારકબાદી આપીએ છીએ. દાઉદી વોહરા કોમના મનમાં જે શંકાઓ અને કુશંકાઓએ ઘર ઘાલ્યું છે તે દુર કરવાના પવિત્ર ઇરાદાથી તેમણે જે ઉદ્દગારો જાહેર કર્યા છે તે ઉપર અમે એકકે એક દાઉદી વોહરાભાઇનું બહુજ માનપુર્વક લક્ષ ખેંચીએ છીએ. એ ઉદ્દગારો તેમના માત્ર અંગત ઉદ્દગારોજ નથી, એ વિચારો સામા પક્ષનું સમાધાન તુરત વેળા કરી લેવાની ચાલબાજી નથી, પરંતુ દાઉદી વોહરા કોન્ફરન્સનો અકીદો (Creed) છે. એ ઉદ્દગારો નીચે મુજબ છે:—

"આપણે નામદાર વડા મુલ્લાંજી સાહેબની ગાદીને ઉથલાવી પાડવા માગતા નથી કે એવું કોઇ કાવત્ર ગોઠવવા માટે અત્રે એકઠા મળ્યા નથી તેમજ આપણે દાવતે હાદી-ચાના કોઇ પણ રાતે વીરોધી નથી."

"આજે હું અત્રે છાતી ઠોકીને બુલંદ અવાજે એ જાહેર કરીશ કે કોન્ફરન્સના કાર્યકરો અને બધા ડેલીગેટો દાવતે હાદીયાની ગાદીને સંપુર્ણ વફાદાર છે. આપણે તો આ પવિત્ર ગાદી ઉપરથી જે વહીવટ ચાલી રહયો છે તેનો પ્રમાણીક વિરોધ કરી રહયા છીએ."

મી. હાતીમ અલવીના આ ઉદ્દગારો પછી ગેરસમજુતીનું ઘેરૂં વાતાવરણ હવે વિખેરાઇ જવું જોઇએ. દીલસોજ પ્રમુખ

સ્વાગતાધ્યક્ષ શેઠ મસ્કતી, શેઠ જીવનજી મોરીસવાળા અને મી. હાતીમ અલવી એ આ કોન્ફરન્સના સ્થંભો છે. આ ચારે વ્યક્તિઓએ બાપોકાર કોન્ફરન્સનો હેતુ અને અકીદો સ્પષ્ટ રીતે એક વા બીજી રીતે વ્યક્ત કર્યો છે. ત્યારે અમે બહુજ માનપુર્વક રીતે વિરોધીઓના આગેવાનોને પુછીએ છીએ અને ભાર મુકીને પુછીએ છીએ કે હવે સમાધાન કરવામાં અને સુલેહ અને શાંતિ સ્થાપવાના માર્ગમાં તેઓને શું વાંધો છે? શું તેઓ એવો દાવો કરે છે કે, દાવતે હાદીઆના છેલ્લા ત્રાસ વર્ષના કારોબારમાં ટીકાને પાત્ર કોઇ કાર્ય થયુંજ નથી? શું તેઓ એવો દાવો કરે છે કે દાવતે હાદીઆના નેતૃત્વ હેઠળ દાઉદી વોહરા કોમની કેળવણી, અથવા વ્યાપાર અને ઉદ્યોગ સંબંધી સ્થિતિ સંપુર્ણ અને ખામી રહીત છે? શું આજે દાઉદી વોહરા કોમની સ્થીતી સંપુર્ણ રીતે સુખી છે? શું કોમની ચારે દીશાએથી ઉન્નતિ કરવા માટે કાંઇ પણ કરવા જેવું રહયુંજ નથી? દાવતે હાદીઆના સ્થંભ સમાન ગણાતા અને આજે ત્રીશ ત્રીશ વર્ષથી વખત, વેપાર અને અર્થનો ભોગ આપનાર કોમના માનવંત લીડર, નામદાર વડા મુલ્લાજી સાહેબના સલાહકાર, ભોમીયા અને સાચ્ચા વફાદાર સેવક ખાનબહાદુર મુલ્લા મહમદઅલી અલાબક્ષે એમ આગળ જાહેર કર્યું નથી કે ધર્મગુરૂ વર્ગનો મોટો ભાગ કોમની રૂહાની ઉન્નતિ કરવા કરતાં પેટ ભરવાના માર્ગ તરફ વધુ અને વધુ ઢળતો જાય છે? શું ખાનબહાદુર કોમના અને દીનના દુશ્મન છે કે ત્રીશ ત્રીશ વર્ષ પછીના અંગત અનુભવ પછી એક જાહેર

છાપામાં આ પ્રમાણે એકરાર કરવાની તેમને ફરજ પડે !

શેઠ હાતીમ અલવી અને કોન્ફરન્સના બીજા આગેવાનોએ દાવતે હાદીઆનો જાહેરમાં સ્વીકાર કર્યો છે. નામદાર વડા મુલ્લાંજી સાહેબ ગાદીના હકકદાર છે. આ ગાદી તરફની વફાદારી તેઓએ બાપોકાર જાહેર કરી છે. ગાદી તરફ વફાદારી જાહેર કરી તેઓએ નામદાર વડા મુલ્લાંજીને મીસાક આપી દીધો છે. જ્યારે એમજ છે ત્યારે સમાધાન શા માટે કરવામાં આવતું નથી તે અમારી અક્કલમાં ઉતરતું નથી. કોન્ફરન્સ પક્ષ સમાધાન માગે છે કારણ કે તેની જે અભીલાષા છે કે કોમની ઉન્નતિ કરી તેને સુખી કરવી તે અભિલાષાઓનો અમલ સમાધાન વિના અશકય છે. બીજા હાથ ઉપર કુસંપ નાબુદ કર્યા વિના કોમ પોતાની ઉન્નતિ કરી શકવાની નથી.

સોમવારે સુંદરાબાઇ હોલ આગળ વાતાવરણ ગરમાગરમ હતું. સોમવારે સાંજે કોન્ફરન્સમાં પ્રમુખ સાહેબે પોતાના ભાષણમાં એ વાતાવરણ શાંત થાય એવી મધુર વાણી જાહેર કરી હતી. મંગળવારે કોન્ફરન્સની બેઠક વિરોધીઓની સુચનાને માન આપી મુલત્વી રાખવામાં આવી હતી. એ સભામાં મી૦ અલવીએ જે ભાષણ કર્યું હતું તે અપમાનજનક અને દ્વેષભાવી છે એવું કહીને સમાધાનના સંદેશાઓ તોડી નાંખવામાં આવ્યા હતા શનીવારે કોન્ફરન્સ પાછું મળ્યું અને ત્યાં મી૦ અલવીએ અને બીજા વકતાઓએ જે વીચારો જાહેર કર્યા તેના સંબંધમાં વાંધો ઉઠાવી શકાય એવો એક પણ શબ્દ નથી. શનીવારે જે મુખ્ય ઠરાવ પસાર કરવામાં આવ્યો તેની વિરૂધ્ધ એક શબ્દ પણ ઉચ્ચારવાની કોઇની હીંમત થઇ શકશે નહીં.

એટલે આ બેઠકના કાર્યક્રમથી, વકતાઓના વિચારોથી અને મુખ્ય નાયકે જાહેર કરેલા વિચારોથી શંકાનું વાતાવરણ ફરી એક વાર ખુલ્લું થઇ ગયું છે. એટલે અમે કહીએ છીએ કે સમાધાન માટેની નવી ભુમી તઇયાર કરવામાં આવી છે અને તેનો બન્ને પક્ષે લાભ લઇ માત્ર કોમના ભલાનોજ વિચાર કરીને સમાધાન માટેના સંદેશા ફરીથી શરૂ કરવા જોઇએ. સુલેહ, ઢંઢેરો કહાડવાથી થઇ શકનાર નથી. સુલેહ માત્ર દેખાવ કરવાથી થવાની નથી. સુલેહ ખરાં દીલથી, ખરાં અંતકરણથી, ખરાં હૃદયથી કરવાની છે. કામચલાઉ સુલેહ જોઇતી નથી. જાથુકની સુલેહ જોઇએ છે અને તેવી સુલેહ થાય તો શેખ ઇબ્રાહીમ અબ્દુલ કાદર અને ખાનબહાદુર મુલ્લા મહમદઅલીએ જે પ્રશ્નો તા૦ ૨૨-૧-૪૪ ની પત્રિકામાં પુછયાં છે તે પુછવાની જરૂર રહેશે નહિં. તન સાફ, દીલ સાફ, મન સાફ—સુલેહ તમારી નજદીક આવીને ઉભી રહેશે. જે આગેવાનો અમો બન્ને પક્ષોને ઉદ્દેશીને કહીએ છીએ—સુલેહ કરાવશે તેઓ કોમની—દાવતે હાદીઆની નામદાર વડા મુલ્લાંજી સાહેબની, કદી નહિં ભુલાય એવી સેવા બજાવેલી કહેવાશે.

**આમીન.**



(૮)

## નામ૦ વડા મુલ્લાંજી સાહેબે કરેલી જાહેરાત.

## પેલી કહેવાતી દાઉદી વહોરા કોન્ફરન્સને મુલ્લાંજી સાહેબનો કે કોમનો કશો ટેકો બીલકુલ છેજ નહી.

### મેસર્સ મુલ્લાંજી એન્ડ મુલ્લાં સોલીસીટરોનો ખુલાસો.

(સાં. વ. તા. ૩૪-૧-૪૪).

'સાંજ વર્તમાન'ના અધીપતી જોગ,

સાહેબ,

અમારા કુળ નાο મુલ્લાંજી સાહેબ સૈયદના તાહેર સૈફુદીન સાહેબ તરફથી અમને તમોને નીચેનું લખાણ પ્રગટ કરવા અરજ કરવાની સુચના મળી છે:—

નામ૦ મુલ્લાંજી સાહેબને એ જાણીને ભારે ખેદ થયો છે કે દાઉદી વહોરા કોમના મુઠ્ઠીભર સભાસદો દાવતે હાદીઆના વીરોધીઓ જેઓ છેલ્લાં પચીસથી વધારે વર્ષથી કોમ તથા તેના નેતાને જુદી જુદી રીતે હેરાનપરેશાન કરી રહયા છે અને તેમણે નાગપાડા, મુંબઇ ખાતે બંધ બારણે કેટલીક સભાઓ ભરી છે અને તેને 'દાઉદી વહોરા કોન્ફરન્સ'ની સભાઓ તરીકે ઓળખાવી છે. જણાવવામાં આવે છે કે આવી સભાઓમાં નામ૦ મુલ્લાંજી સાહેબના મુરીદો

સંબંધમાં અપમાનજનક તથા હલકા પાડનારી ટીકાઓ થઈ હતી અને એમ પણ જણાવવામાં આવ્યું હતું કે, દાઉદી વ્હોરાઓનું કેળવણીનું ધોરણ હરીજનોની કેળવણીનાં ધોરણથી પણ નીચું છે.

આ સભાઓ દેખીતી રીતે દાવતની પવિત્ર સંસ્થાને ઉથલાવી પાડવા તથા કોમની પ્રગતીમાં પીછેહઠ કરાવવા માટે કોમમાં ભંગાણ પાડવા અને કુસંપ ફેલાવવાની ઇચ્છાથી જાણીબુજીને ભરવામાં આવી છે. કોમનાં જવાબદાર સભાસદોએ જાહેરમાં કરેલી સુલેહની દરખાસ્તોને તીરસ્કારી કહાડવામાં આવી હતી તથા હસી કહાડવામાં આવી હતી એ જાણીને નામ. મુલ્લાંજી સાહેબને ખાસ કરીને ખેદ ઉપજયો છે.

નામ. મુલ્લાંજી સાહેબ જાહેર કરે છે કે એ કહેવાતી કોન્ફરન્સને નામ. મુલ્લાંજી સાહેબનો અથવા તો કોમનો ટેકો નથી અને પોતાના મુરીદો ગેરરસ્તે ન દોરવાય અને તેવી ચળવળમાં ભાગ લેતા અટકે તે માટે તેઓ આ જાહેર કરવા ઇચ્છે છે.

લી૦ તમારા વિશ્વાસુ,

**મુલ્લાં એન્ડ મુલ્લાં.**

સોલીસીટર્સ



(૯)

# સમાધાન માટે સંદેશા ચલાવનારાઓ કાંઇ સત્તા ધરાવે છે કે?

## કોન્ફરન્સની કમીટીએ તે સંબંધી કરેલો ઠરાવ.

(મુ. સ. તા. ૨૫-૧-૪૪)

દાઉદી વોહરા કોન્ફરન્સનું કામકાજ રવીવારે સમાપ્ત થયું છે. કોન્ફરન્સની બેઠકમાં થયલાં કામકાજનો બની શકે એટલો વીસ્તૃત અહેવાલ મુંબઇ સમાચારમાં પ્રગટ થઇ ચુકયો છે તે ઉપરથી સાફ માલમ પડે છે કે, આ કોન્ફરન્સ માટે વીરોધીઓ તરફથી જે જે શંકાઓ રાખવામાં આવી હતી તે સર્વે ખોટી પડી છે. કોન્ફરન્સે જે ઠરાવો કર્યાં છે તે સંપુર્ણ રીતે નિરદોષ છે. એ ઠરાવોમાં દાઉદી વોહરા કોમની ઉન્નતી કેમ થઇ શકે તે માટે માર્ગ દેખાડવામાં આવ્યો છે અને એ માર્ગે કોમની ઉન્નતીનો પાયો નાંખવા માટે એક વીશાળ બંધારણ રચવામાં આવ્યું છે. એ કામો કરવા માટે નાણાંની જરૂરનો સ્વીકાર કરવામાં આવ્યો છે અને તે માટે એક ફંડની સ્થાપના કરવામાં આવી છે, જેમા લગભગ રૂ. ૨ લાખ જમા થઇ ગયા છે અને ચંદ રોજમાં ફંડ ફુલી ફાલીને રૂ. ૫ લાખનું થાય તો અમે અજબ થઇશું નહી.

કોન્ફરન્સના સભ્યોમાં છેલ્લામાં છેલ્લી ખબર એવી મળી છે કે કોન્ફરન્સ અને નામદાર વડા મુલ્લાંજી સાહેબ

વચ્ચે સમાધાન કરાવવા માટે જે સુચનાઓ કરવામાં આવી છે તે ઉપર વીચાર ચલાવવા માટે કોન્ફરન્સની મધ્યસ્થ કમીટીની એક સભા આજ રોજ મળી હતી, જેમાં બહાર પડેલી પત્રીકાઓ, વર્તમાનપત્રોમાં પ્રગટ થયેલાં પત્રો અને મુંબઇના આમીલ સાહેબ અને ખાનબહાદુર મહમદઅલી અલાબક્ષે પ્રમુખની મુલાકાત લઇ જે વાટાઘાટ ચલાવી હતી અને એ બન્ને સાહેબોએ વળતેજ દીવસે સંદેશાનો વહે-વાર તોડી નાંખ્યો હતો તે ઉપર વીચાર ચલાવવામાં આવ્યો હતો. કમીટીનો અભિપ્રાય એવો જાણુવામાં આવ્યો છે કે કોન્ફરન્સ સાથે સીધા સંદેશા ચલાવનાર માત્ર બેજ વ્યક્તિઓ હતી. એ બે વ્યક્તિઓ મુંબઇના આમીલ સાહેબ અને ખાનબહાદુર મહમદઅલી અલાબક્ષ હતા. આ વ્યક્તિઓએ એ સંદેશા પોતાની અંગત જોખમદારી ઉપ-રજ ચલાવ્યા હતા. શેઠ અબદુલતઇયબ શેખ અબદુલહુસેન ઓફીસવાળા અને શેઠ હેબતભાઇ અબદેલી કાગળવાળા "સમાધાન કેમ પડી ભાગ્યું !" એ મથાળાં હેઠળના પોતાના ખુલાસામાં જણાવે છે કે, "જનાબ સફીયુદ્દીન સાહેબ અને ખાનબહાદુર મોહંમદઅલી અલાબક્ષે પોતાની અંગત જવાબદારી ઉપરજ ભાઇ તૈયબઅલી પાલીવાલાની ઇચ્છાને કબુલ રાખીને અને નહી કે વગર માગવે સંમેલનના પ્રમુખને મલ્યા હતા." એટલે એ બન્ને જાણીતી વ્યક્તિઓને સમાધાન કરવા માટે નામદાર વડા મુલ્લાંજી તરફથી સત્તા મળી હતી નહીં.

અત્યાર સુધી સમાધાન અને સુલેહની વાતો ચાલી છે પરંતુ ક્યા પ્રશ્નોનું સમાધાન કરવામાં આવનાર છે,

અને સમાધાન માટેના મુદ્દાઓ શું છે તે વિષે કાંઇપણ ઇશારો કરવામાં આવ્યો હતો નહીં. એવો ઈશારો પ્રથમ વારજ શેખ ઇબ્રાહીમ અબ્દુલ કાદર, ખાનબહાદુર મોહંમદઅલી અલાબક્ષ અને બીજા ત્રણ આગેવાનોના પ્રગટ થયેલા એક પત્રમાં કરવામાં આવ્યો છે.

મજકુર અગ્રેસરોએ ચાર મુદ્દાઓ પોતાનાં પત્રમાં રજુ કર્યા છે, જે નીચે મુજબ છે: (૧) જમાત ખારીજ થયેલા આસામીઓ નામદાર મુલ્લાંજી સાહેબને એકાવનમાં દાઇ-ઉલ-મુતલક તરીકે સ્વીકારી તેઓની સર્વોપરી સત્તાનું લેખીત એકરારનામું કરી આપશે? (૨) દાવતે હાદીઆની રૂઢી મુજબ મીસાક આપશે? (૩) શરીઅત મુજબ રસ્તો કહાડવાની ખાહેશ દેખાડશે? (૪) કોમ કે દાવત સામેના દાવાઓ પ્રીવી કાઉન્સીલ સુધીના પાછા ખેંચી લેશે?

આ શરતો ઉપર કમીટીએ ગંભીરપણે વીચાર ચલાવ્યો હતો અને અમારી જાણ મુજબ એવો વીચાર જાહેર કરવામાં આવ્યો હતો કે, જેઓ પોતાને અગ્રેસરો તરીકે ઓળખાવે છે તેઓ કોની સત્તાથી આ મુદ્દાઓ રજુ કરે છે તે સ્પષ્ટપણે જાહેર કરવામાં આવ્યું નથી. દેખીતી રીતે તેઓ પોતાની "અંગત જવાબદારી" ઉપરજ આ મુદ્દાઓ રજુ કરે છે. આ ઉપરથી કમીટીમાં એવો નિર્ણય કરવામાં આવેલો જણાય છે કે જયાં સુધી દાઉદી વોહરા કોમના નામદાર વડા મુલ્લાંજી સાહેબ તરફથી અને તેમની સત્તાથી સમાધાન માટે વાટાઘાટ ચલાવવામાં આવે નહી ત્યાં સુધી કોન્ફરન્સ સમાધાનના સંદેશા ઉપર વીચાર ચલાવી શકતી નથી. એ નામદારની

સત્તાથી જે કાંઈ મુદ્દાઓ યા શરતોં રજુ કરવામાં આવશે તે ઉપર ગંભીરાઇથી અને બહુજ માનપુર્વક રીતે વિચાર ચલાવવામાં આવશે અને જે મુદ્દાઓ યા શરતો રજુ કરવામાં આવે તે ઉપર વિચાર ચલાવી તે મુદ્દાઓનો જવાબ વાળવામાં આવશે.

કોન્ફરન્સના પ્રમુખ સાહેબ બીમારીના સબબે કોન્ફરન્સની બે દીવસની છેલ્લી બેઠકમાં હાજર થઇ શકયા નહોતા તેઓ સારાં થતાં એક નીવેદન બહાર પાડનાર છે.



(૧૦)

("અનીસ" તા. ૨૫-૧-૪૪)

## કોન્ફરન્સની કંગાળ દલીલો

### મી. હાતીમ અલવીનો ચિત્તભ્રમ.

કહેવાતી દાઉદી વહોરા કોન્ફરન્સની ચાર દિવસની બેઠક રવિવારની રાતના ૧૧ વાગે અંત પામી છે. મજકુર કોન્ફરન્સ નાગપાડામાં અસમા-મંઝીલની અગાસી ઉપર હવામાં મળેલી હતી. કોન્ફરન્સના પ્રમુખ મી૦ યુસુફઅલી જંગબારવાલાની તબીયત નાદુરસ્ત હોવાના કારણે અને તેઓ અગાસી ઉપર આવતી ઠંડી હવા ન સાંખી શકતા હોવાના કારણે કોન્ફરંમાં હાજર રહી શકયાં ન હોતા. અને તેમનું સ્થાન મી૦ હાતીમ અલવીએ સંભાળ્યું હતું. આ

તો પ્રમુખસ્થાન સંભાળવાની વાત થઇ, પરંતુ સુધારકોમ એવા અનેક છે જેઓ મી૦ યુસુફઅલી જંગબારવાલાનું સમય આવે સર્વસ્વ સંભાળવા માટે પોતાની સેવા રજુ કરવા ખડેપગે તૈયાર છે, અને મી૦ કોઇતા એવી વાતોમાં નિપુણ હોઇ તેમની ઉપર પ્રથમ પસંદગી ઉતરે એ પણ સંભવિત છે.

મજકુર કોન્ફરંસમાં ભાગ લેવા માટે આમંત્રણ પત્રિકાઓ વહેંચવામાં આવી હતી, જેમાં લખવામાં આવ્યું હતું કે "આપને આપની ફેમીલી સાથે પધારવાની વિનંતી છે," એનો અર્થ એ થાય છે કે જેમણે શાદી ન કરી હોય, અને જેમની કોઇ ફેમીલી ન હોય, એવા માણસોને આમંત્રણ પત્રિકા મળે તો તેઓ કોન્ફરન્સમાં ભાગ લઇ શકતા નહોતા. અર્થાંત આ કહેવાતી દાઉદી વોહરા કોન્ફરન્સમાં જેમણે આમંત્રણ ન હોય તેઓ તો જાણે જઇજ ન શકે, પરંતુ કુંવારા વહોરાઓ માટે પણ તેના દરવાજા બંધ રાખવામાં આવ્યા હતા. ગમે તેમ હોય પરંતુ આ કોન્ફરન્સમાં કુંવારાઓએ પણ ભાગ લીધો હતો, અને તે પ્રત્યે કોન્ફરન્સના સંચાલકો તરફથી કોઇ વાંધો દર્શાવવામાં નહોતો આવ્યો, જે તેમની નીતિના ખંડનનો પ્રથમ પુરાવો છે.

મજકુર કોન્ફરંસમાં થએલા જુદા જુદા ભાષણોનો એક સાર એ નીકળે છે કે "આ કોન્ફરંસના સંચાલકો—અને તેમાં સાથ દેનારાઓ અપુર્વ હીમ્મતના સાહેબો છે. શૌર્ય—અડગતા, નીડરતા, તેમના જીવનના અંગઅંગમાં અંકિત છે. શાંતિ, સહનશિલતા, ધીરજ તેમનામાં ભારોભાર પડેલી છે. એટલું હોવા છતાં પણ

નવાઈની વાત તો એ છે કે નાગપાડામાં મળેલી આ શુર-વીરોની કોન્ફરન્સ કોઇ પણ પ્રકારની ખલેલ વિના ભરાઇ શકે તે માટે ત્યાં મુંબઇના શુરવીર સીપાઇઓનો એક જુથ ભેગો કરવામાં આવ્યો હતો, જેઓ "અસમા મંઝીલ" ની આસપાસ સંરક્ષણ--કાર્ય માટે ખંત પુર્વક સેવા બજાવતા હતા. પરંતુ તેમાં શું થઇ ગયું ? શુરવીરો--શુરવીરોનોજ આસરો લેને ? એટલેજ કોન્ફરન્સના સંચાલકોએ શુરવીર સીપાઇઓનો આસરો મેળવ્યો, અને પોતાની કોન્ફરન્સ બહા-દુરીથી ચાર દીવસ સુધી ભરા. એમ કહેવામાં આવે છે કે સુંદરાબાઇ હોલ પાસે મળેલા એક અનુભવ ઉપરથી મજ-કુર કોન્ફરન્સના સંચાલકો ભરાએલા ફંડનો એક ભાગ પોતાના પક્ષજણ માટે એક અખાડો ખોલવાના કામમાં પણ ઉપયોગમા લેનાર છે.

મજકુર કોન્ફરન્સમાં મીસ ઝુલેખા વાસીએ પોતાના ભાષ-ણમાં જણાવ્યું છે કે, "છોકરીઓ કેળવણી લઇ શકે એટલી શક્તિ ધરાવે છે, પણ પરદા પધ્ધતી તેમને અન્ય જાહેર શાળાઓમાં જવામાં નડતરરૂપ બને છે." તેમણે વધુમાં કહ્યું છે કે, "અંજુમને ઇસ્લામે પર્દાનશીન બાનુઓ માટે શાળાઓ શરૂ કરી છે અને બીજા ટ્રસ્ટોએ તેનું અનુકરણ કરેલું છે, પણ તે ટ્રસ્ટોમાં વહોરા ટ્રસ્ટોના એકે નથી. મને ખબર છે કે વહોરા ટ્રસ્ટો છે, જે સ્કોલરશીપો આપે છે પણ સ્કુલો ના હોય તો આ સ્કોલરશીપોનો ઉપયોગ શો?"

મીસ ઝુલેખાના કહેવા પ્રમાણે છોકરીઓ કેળવણી લઇ શકે એટલી શક્તિ ધરાવે છે, પરંતુ તે લઇ શકતી નથી કારણ કે પર્દાપધ્ધતી છોકરીઓને નડતરરૂપ છે. આ સુચના

ઉપરથી એમ લાગે છે કે મીસ ઝુલેખા આડકતરી રીતે પર્દાનો વિરોધ કરી રહયાં છે, અને કેળવણીના માર્ગમાં પર્દાને એક નડતરરૂપ ગણાવી રહયાં છે, જ્યારે વસ્તુસ્થિતિ એમ નથી. કેળવણી મેળવવાની દિલમાં સાચી ધગશ હોય–સાચી ઇચ્છા હોય તો ઇસ્લામી પર્દાના દરેક ધોરણને કાયમ રાખીને પણ છોકરીઓ કેળવણી મેળવી શકે છે. કોલેજમાં કે નિશાળમાં ઉઘાડું મોઢું હોય તોજ પાઠ અને શિક્ષણક્રમ ઉપર ધ્યાન આપી શકાય એવું કંઇજ નથી. પરંતુ એ પ્રમાણે કરવાથી અન્ય વિદ્યાર્થીઓમાં તેઓ એક કુતુહલનો વિષય બને, અને મશ્કરી પાત્ર બને, એવો ડર હોવાના કારણેજ પર્દાને કેળવણીના માર્ગમાં નડતરરૂપ ગણી તેને ફગાવી દેવા માટે કહેવામાં આવે છે. વ્યકિતગત ડરને સંતાડવા માટે, તેમજ તે ડરનો સામનો કરવાનું આંતરિક બળ ન હોવાને કારણે સ્ત્રીઓના સામુદાયિક પર્દાને વગોવવામાં, અને પર્દાનો બહિષ્કાર કરવાનો સંદેશો સંભળાવવામાં આવે છે.

મીસ ઝુલેખા વાસી કહે છે કે "સ્કુલો ના હોય તો સ્કોલરશીપોનો અર્થ શું ? અમો અત્રે કહીશું કે કેળવણી સંપાદન કરવા માટે દાઉદી વહોરા કોમના ટ્રસ્ટ હેઠળ ચાલતીજ સ્કુલોની શા માટે આવશ્યકતા દેખાડવામાં આવે છે ?" તમારામાં કેળવણી અને શિક્ષણ મેળવવા પ્રત્યેનો અગાધ શોખ હોય તો તમો ગમે ત્યાંથી તે મેળવી શકો છો, તમારા પોતામાં શિક્ષણ મેળવવાની સાચી ઇચ્છા હશે, તો શરીઅતના દરેક ઉસુલની પાબંદી સહીત તમો કોઇ પણ શિક્ષણ શાળામાં–જઇ તમારા અંતઃકરણની અભિલાષા પાર પાડી શકો છો. રસુલીલ્લાહ (સ. અ. વ.) એ

અરબસ્તાનમા રહીને ઉપદેશ કર્યો હતો કે દરેક મુસ્લિમ અને મુસ્લિમ પર ઇલમ લેવાની ફરજ છે પછી ભલેને તે ચીનમાં મળતું હોય. આ ઇરશાદ એમ સ્પષ્ટ કરે છે કે દેશ કે કોમનીજ સંસ્થામાં રહીને ઇલ્મ હાંસીલ કરવાનું બંધન નથી, પરંતુ એક વાતની ચોખવટ કરવાની જરૂર છે કે રસુલીલ્લાહ (સ. અ. વ.) એ એવું નથી ફરમાવ્યું કે "દરેક મુસ્લિમ અને મુસ્લિમો પર ઇલ્મ હાંસીલ કરવાની ફરજ છે પછી ભલેને તેમ કરવામાં શરીઅતના ઉસુલો પણ જતા કરવા પડે" એટલેજ અમો કહીએ છીએ કે શરીઅતની પાબંદી સાથે કોઇ પણ ઠેકાણે ઇલ્મ હાંસીલ કરવા માટે કોમની કોઇ પણ વ્યકિત જઇ શકે છે, તેમાં તેને અટકાવનાર કોઇ નહીં હોય અને કોઇને અટકાવવાનો હક પણ નથી. બીજી એક વાત સ્પષ્ટ કરવાની એ રહે છે કે શિક્ષણ અને કેળવણી મેળવવાની દરેકની વ્યકિતગત ફરજ છે, એનો ભાર અન્ય ઉપર લાદવામાં નથી આવ્યો રસુલીલ્લાહ (સ. અ. વ.) નું ફરમાન છે કે "દરેક[1] મુસ્લીમ અને મુસ્લિમ પર ફરજ છે કે ઇલમ હાંશીલ કરે, પછી ભલેને તે ચીનમા મલતું હોય." આ કથનમાં સ્પષ્ટ રીતે સુચવવામાં આવ્યું છે કે ઇલમ હાંસીલ કરવાની દરેક મુસ્લીમ અને મુસ્લીમાની ફરજ છે. એની જવાબદારી અન્ય કોઇ ઉપર નથી. રસુલીલ્લાહ (સ. અ. વ.) એ કેળવણી અને શિક્ષણને દરેકનો વ્યક્તિગત પ્રશ્ન બનાવી દીધો છે અને તેની જવાદારી પણ વ્યકિતગત બનાવી છે. રસુલીલ્લાહ (સ. અ. વ.) નો આ ખુલ્લો ઇરશાદ હોવો જોઇએ છતાં પણ જો કોઇ વ્યકિત કે વ્યકિતઓ પોતાને કેળવણી કે શિક્ષણ

પ્રાપ્ત ન થવાના કારણે કોઇ અન્યનો વાંક કાઢે તો તે રસુલીલ્લાહ (અ. વ. સ.) ના ઇરશાદનો સરાસર વિરોધ છે.

## મી૦ હાતીમ અલ્વીનું ભાષણ.

કુહેવાતી દાઉદી વહોરા કોન્ફરન્સના પ્રમુખસ્થાનેથી દાઉદી વહોરા જમાતમાંથી ખારીજ થએલા–તેમજ એક વેળાના કોંગ્રેસી અને હાલના ગમે તે, મી. હાતીમ અલવીએ બોલતાં જણાવ્યું હતું કે ચાર દીવસો પુરા થયા છે, જાણે આ ચાર દીવસો પુરા થવા માટે સર્જાએલાજ નહોતા. મી. હાતીમ અલવીએ જણાવ્યું હતું કે મુંબઇનાં આમીલ સાહેબ અને ખાન બહાદુર અલ્લાહબક્ષે મુંબઇ સમાચારમાં એવું નીવેદન પ્રગટ કરાવ્યું છે, તેઓ નીવેદનમાં જણાવે છે કે કોન્ફરન્સમાં બહુજ અસભ્યતા દેખાઇ હતી અને વીવેક જાળવવામાં આવ્યો નહોતો અને કોન્ફરન્સના કામકાજને બકવાસો ગણવામાં આવ્યા છે. હું આજે જાહેર કરીશ કે આ બધા હુમલાઓ બીન પાયેદાર છે અને કોન્ફરન્સમાં હાજરી ન આપનાર આ વ્યકિતઓ કયા આધાર હેઠળ આવા બીન પાયેદાર આક્ષેપો કરી શકે છે તેની બીલકુલ સમજ પડતી નથી.

મી. હાતીમ અલવીએ જાણવું જોઇએ કે જનાબ સાલેહભાઇ સાહેબે અને શેઠ મુલા મહંમદઅલી અલાબક્ષે જે નીવેદન કર્યું છે; તે નીવેદન કોન્ફરન્સનો રાપોર્ટ સાંભળીનેજ બંને સાહેબોએ કર્યું છે. આ બંને સાહેબોની કોન્ફરન્સમાં હાજરી તો નહોતીજ એ તો એક ખુલ્લી વાત છે કારણ કે જો તેમની ત્યાં હાજરી હોત તો તમારામાં એટલી હીંમત અને હામ નથી કે તેમની પ્રત્યે કોઇ અસભ્ય શબ્દો

ઉચ્ચારી શકો. તમારો વીરોધ–તમારી અસભ્યતા––તમારો અવીવેક એ બધું એમની ગેરહાજરીમાંજ પ્રગટે છે. એમની મોજુદગીમાં તમો કે તમારા સહવિચારકોમાં એટલું નૈતિક કે આંતરિક બળ નથી કે કોઇપણ ગેરવાજબી શબ્દો ઉચ્ચારી શકે.

## આ સત્તા ક્યાંથી આવી ?

વધુમાં મી. હાતીમ અલવીએ પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે "ના. વડા મુલ્લાંજી પક્ષના કોમના આગેવાનો તરફથી આજના "સાંજ વર્તમાન"માં એક ખુલાસો પ્રગટ કરવામાં આવ્યો છે. આ ખુલાસાની નકલો જાહેર હેન્ડબીલ રૂપે પ્રગટ કરીને પણ વહેંચવામાં આવી છે. પરંતુ ના. વડા મુલ્લાંજી સાહેબના પક્ષ તરફથી વર્તમાનપત્રમાં નીવેદન અને હેન્ડબીલો મારફત સમાધાનના પ્રયત્ન કરવામાં આવે તેનો કંઇપણ અથ નથી, કારણ કે આ પ્રયત્ન સત્તાવાર ગણાય નહી તેમજ આવા હેન્ડબીલ ઉપર વજન મુકી શકાય નહી."

સમાધાનના સંદેશાઓને તેમજ સમાધાનની શરતો રજુ કરતા હેન્ડબીલોને મહત્વહીણ મી૦ હાતીમ અલવી ગણી રહયા છે, તેઓ કહે છે કે "આવા હેન્ડબીલો સત્તાવાર નથી, એટલે તેની ઉપર વજન મુકી શકાય નહિં." અમો મી૦ હાતીમ અલવીને પુછશું કે "તમારી આ કોન્ફરન્સને તમો દાઉદી વહોરા કોમ તરફથી એક સત્તાવાર સભા કેવી રીતે ગણી શકો છે? જ્યારે હેન્ડબીલોને તમો સત્તાવાર ન હોવાનું જણાવી અવગણો છો, તો અમો તમને

પ્રશ્ન કરીએ છીએ કે આવા હેન્ડબીલોને સત્તાવાર બનાવવા માટે એમાં કોની અનુમતિ હોવાની જરૂરી તમો માનો છો? જો તમારી માન્યતામાં આવાં હેન્ડબીલોને સત્તાવાર બનાવવા માટે સૈયદના તાહેર સૈફુદદીન (ત. ઉ. શ.) ની સહી હોવી જરૂરી છે, તો પછી તમારી કોન્ફરંસ—જે દાઉદી વોહરા કોમ તરફથી તમો થોડાક માણસો મળીને ભરી ચુકયા છો, અને જેમાં સૈયદના તાહેર સયફુદદીન (ત. ઉ. શ.) ની રજા લેવા માટે તમોએ જરૂર સમજી નથી તો એ કોન્ફરંસને સત્તાવાર કેવી રીતે ગણી શકાય? તમારૂં માનવું એમ છે કે તમો કરાંચી મુંબઇ અને બુરહાનપુરના થોડાક માણસો મળીને જે કાંઇ કરો એ સત્તાવાર? અને દાઉદી વહોરા કોમના નિસ્વાર્થ આગેવાનો જે કાંઇ કરે એ સત્તાવાર નહી?

## આ તમારા બલિદાનો?

વધુમાં મી૦ હાતીમ અલવીએ પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે, "આપણે ના૦ વડા મુલ્લાંજી સાહેબની ગાદીને ઉથલાવી પાડવા માગતા નથી કે એવું કોઇ કાવતરૂં ગોઠવવા માટે અત્રે એકઠા મળ્યા નથી, તેમજ આપણે દાવતના કોઇ પણ રીતે વીરોધી પણ નથી. હું આજે, અત્રે છાતી ઠોકીને બુલંદ અવાજે એ જાહેર કરી શકે કોન્ફરન્સના કાર્યકરો અને બધા ડેલીગેટો દાવતે હાદીયાની ગાદીને સંપુર્ણ વફાદાર છે, આપણે તો એ પવીત્ર ગાદી ઉપરથી જે વહીવટ ચાલી રહયો છે તેનો પ્રમાણીક વીરોધ કરી રહયા છીએ. આજે હું એ બેધડક રીતે જાહેર કરૂં છું કે દાવતે હાદીયાની ગાદીની વીરૂધતા મુંબઇના વડા આમીલ સાહેબ જનાબ સાલેહભાઇ સાહેબ પોતેજ કરી રહયા છે."

પ્રથમ તો મી૦ હાતીમ અલવીને એટલુંએ જ્ઞાન નથી કે દાવતે હાદીયાની ગાદી ઇમામની ગાદી છે, તેમના કહેવા પ્રમાણે ના૦ વડા મુલ્લાંજીની ગાદી નથી. મી૦ હાતીમ અલવી કહે છે કે આ ગાદીને તેઓ અને તેમના સંગાથીઓ ઉથલાવી પાડવા માંગતા નથી, જાણે કે ઉથલાવી પાડવાની તેમનામાં અને તેમના સોબતીઓમાં તાકાત તો છે, પરંતુ દાવતે હાદીયા ઉપર ઉપકાર કરીને તેઓ ગાદી ઉથલાવી પાડવા માંગતા નથી. અમો મી૦ હાતીમને કહીશું કે તમે અને તમારા સોબતીઓ ગાદીને ઉથલાવી તો શું શકો, હાથ પણ અડાડી નહી શકો, કારણ કે દાવતે હાદીયાની ગાદી ઉથલાવી પાડવી, એ ઇમામને ઉથલાવી પાડવા બરાબર છે અને એવા પ્રયત્નો બાદશાહો તરફથી કરવામાં આવ્યાં હતાં છતાં પણ આજે દાવતે હાદીયાની ગાદી તેની પુરેપુરી જાહોજલાલી અને પ્રતીભા સાથે સલામત છે. એ ગાદીને સલામત રાખવા માટે મહાન બલી-દાનો અપાયા છે. એવા બલીદાનો નહીં જેને તમો અને તમારા સોબતીઓ બલીદાનો કહે છે. તમારા બલીદાનની વ્યાખ્યા એ છે કે કોમમાંથી ખારીજ થઇને પરકોમના કબ્રસ્તાનોમાં પોતાના સ્વજનોના મુડદાંઓ દાટવાં, કોમની મસજીદોમાં આવવાનો હકક દાવત વીરોધી કાર્ય કરી જતો કરવો. આ હકકને જતો કરવાને તમો બલીદાન કહો છો. કોમની કોન્ફ્-રન્સમાં, જમાતોમાં ન આવવાને તમો કુરબાની કહો છો– તમારા એકલવાયા જીવનને–જીવનની પ્રવૃત્તીઓને એક મહાન ભોગ તરીકે તમો ગણાવો છો. એવાં કહેવાતાં બલી

દાનો દાવતે હાદીયાની ગાદીની સલામતી માટે અપાયાં નથી. એ બલીદાનો તો અપુર્વ હતાં, એની મીસાલો દુનીયાના ઈતીહાસમાં મળી શકતી નથી. તો તમારા જેવાઓનાં જીવનમાં તો કયાંથીજ હોય ? અમો આ તકે તમને અને તમારા સોબતીઓને સઈયદના કુતુબદીન શહીદનું જીવન વૃતાંત જોઈ જવાનો આગ્રહ કરીએ છીએ, એમાંથી તમને જાણવાં મળશે કે કુરબાની અને બલીદાન કઈ વસ્તુનું નામ છે. !

## મી. અલવીનો ઈકરાર.

મી. હાતીમ અલવીએ જણાવ્યું છે કે મુંબઈના વડા આમીલ દાવતે હાદીયાની ગાદીની વિરૂધ્ધતા કરે છે. આ આક્ષેપના સમથનમાં તેઓ કહે છે કે "મારા પાસે પુરતાં સાચાં અને મજબુત કારણો છે" તેમાંનું એક કારણ મી૦ હાતીમ એ જણાવે છે કે "જયારે આ કોન્ફરન્સની બેઠક સુંદરબાઈ હોલમાં મળવાની જાહેરાત થઈ ત્યારે કોમના આગેવાનો મારફત હુજુરઆલી તરફથી મુંબઈ સમાચારમાં એક સંદેશો પ્રગટ થયો હતો કે આ કોન્ફરન્સમાં કેટલીક કોમ ખારીજ વ્યક્તિઓ પણ ભાગ લેનાર છે તેથી કોમના સભ્યોએ આ કોન્ફરન્સમાં ભાગ લેવો નહિં. ના૦ વડા મુલ્લાંજી તરફથી આવું સ્પષ્ટ ફરમાન હોવા છતાં, મુંબઈના વડા આમીલ સાલેહભાઈ સાહેબની આગેવાની હેઠળ કોન્ફરન્સના દિવસે બપોરે વોહરાઓની એક ખાનગી મીટીંગ બોલાવવામાં આવી હતી, જેમાં આ કોન્ફરન્સમાં વોહરાઓને હાજરી આપવા અને તેનો બને એટલો વિરોધ કરવા માટેનો નિર્ણય કરવામાં આવ્યો હતો. જયારે ના૦ વડા મુલ્લાંજી સાહેબ તરફથી વોહરાઓને કોન્ફરન્સ સાથે કોઈ

જાતની સેવા દેવા નહિ રાખવામાં જણાવવામાં આવ્યું હતું, ત્યારે વડા આમીલ સાહેબ તરફથી સુંદરબાઇ હોલ આગળ વોહરાઓને જંગી સંખ્યામાં હાજર રહીને કોન્ફરન્સને તોડી પાડવા માટેના કાર્યની ગોઠવણ કરવામાં આવી હતી. આ ઉપરથી આપ કહી શકશો કે દાવતે હાદીયાની વિરૂધ્ધ કોણ કાર્ય કરી રહયુ છે? ના૦ વડા મુલ્લાજી સાહેબના ફરમાનનો વિરોધ કોણ કરી રહયું છે?"

મી૦ હાતીમ અલવી ઉપરોકત કારણ દર્શાવી એમ કબુલ કરે છે કે નામદાર વડા મુલ્લાંજી સાહેબના ફરમાનનો વિરોધ કરવો એજ દાવતે હાદીયાની ગાદીની વિરૂધ્ધતા છે. અમો મી૦ હાતીમ અલવીને પુછીએ છીએ કે તમો કહો છો કે "કોન્ફરન્સના કાર્યક્રમો અને બધા ડેલીગેટો દાવતે હાદીયાની ગાદીને સંપુર્ણ વફાદાર છે તો તે વફાદારીનો પુરાવો શું છે? તમો અને તમારી કોન્ફરંસમાં ભાગ લેનારાઓએ સય્યદના તાહેર સેફુદદીન સાહેબ (ત. ઉ. શ.) ના એક નહિ અનેક ફરમાનોનો વિરોધ કર્યો છે તે સાહેબના હુકમોનો છડેચોક અનાદર કર્યો છે, અને હજુ પણ કરતા રહયા છો.

તમારા કહેવા પ્રમાણે જો જનાબ સાલેહભાઇ સાહેબે, નામદાર સય્યદના ના ફરમાનનો ભંગ કર્યો તેથી દાવતે હાદીયાની વિરૂધ્ધતા જનાબ સાલેહભાઇ સાહેબે કરી છે, તો એજ દલીલથી તમો અને તમારા સોબતીઓ દાવતે હાદીયાની ગાદીને કેવી રીતે વફાદાર હોઇ શકો છો, જયારે સય્યદનાના અનેક ફરમાનોનો તમો લોકોએ ભંગ કર્યો છે.

## સાલેહભાઇ સાહેબને સત્તા છે.

સાચી વાત તો એ છે કે જનાબ સાલેભાઇ સાહેબે સેય-

દના તાહેર સૈફુદ્દીન (ત. ઉ. શ.) ના ફરમાનનો ભંગ કર્યોજ નથી. વોહરા ભાઇઓને કોન્ફરન્સમાં ન જવાનું ફરમાન સવારના કરવામાં આવ્યું હતું, જ્યારે તે બાદ બપોરના વીચારણાં કર્યા પછી ત્યાં જવા માટે નીર્ણય કરવામાં આવ્યો હતો. કોન્ફરંસમાં જવા માટેનો હુકમ પણ જનાબ સાલેહભાઇસાહેબનીજ જવાબદારી ઉપર કરવામાં આવ્યો હતો, અને બપોરના એ નીર્ણયમાં ફેરફાર કરનાર પણ જનાબ સાલેહભાઈ સાહેબજ હતા, કારણ કે તેઓ મુંબઇના વડા આમીલ સાહેબ છે, અને સ્થાનીક બાબતોમાં વહોરા ભાઇઓની દોરવણી આપવાની તેમના હાથમાં પુરેપુરી સત્તા છે. જો તેમની પાસે એટલો અધીકાર ન હોય તો મુંબઇના વડા આમીલ તરીકે તેમની નીમણુંકનો કોઇ અર્થ રહેતો નથી.

કહેવાતી દાઉદી વહોરા કોન્ફરન્સમાં મી. હાતીમ અલવી ઉપરાંત અનેક વકતાઓએ ભાષણો કર્યા હતાં, પરંતુ તે બધા ભાષણો એક એકથી અર્થ અર્થની દ્રષ્ટિએ-સીધ્ધાંતની દ્રષ્ટિએ-દલીલની દ્રષ્ટિએ જુદા પડે છે. દાખલા તરીકે એક વકતાએ કહયું છે કે કોમમાં કંગાલીયતની કોઈ હદ નથી, જ્યારે એજ સભામાં બીજા વકતા જણાવે છે કે કોમમાં હઝારોની સંખ્યામાં માલદારો છે, એવા એવા વીરોધાભાસ ભાષણોનો અમો કશો ઉલ્લેખ કરતા નથી.

છેવટમાં અમો નામદાર સૈયદના તાહેર સઇફુદીન સાહેબની જનાબમાં વીનમ્ર ભાવે અરજ કરીએ છીએ કે આ કોન્ફરંસમાં ભાગ લેનારાઓને અને તેમાં પોતાની હમદર્દી દાખવનારાઓને પહેલી તકે જમાતમાંથી ખારાજ કરે, કારણ

કે કોમમાં રહીને કોમ અને દાવતથી બગાવત કરનારાંઓને એકંદરે કોમ હવે પછી નીભાવી લેવા નથી ચાહતી. અને આપ નામદાર એ પગલું ભરશો તો આખી કોમ છુટકારાનો દમ ભરશે એવી અમારી પુરતી ખાત્રી છે.

## આજની દાઉદી વહોરાઓની સભામાં હાજરી આપવા ઇચ્છતા મી૦ અલવી.

### તેમના પત્રમાં રહેલી પ્રગટ પોકળતા.

આજે રાતના ભરાનારી સમસ્ત દાઉદી વોહરા કોમની સભામાં આવવાની ઇચ્છા રાખતા મી૦ હાતીમ અલવીએ, સભાના સંચાલકોને અલગ અલગ પત્ર લખીને અર્ધો કલાક સભામાં બોલવા માટે માગણી કરી છે.

આ સભાના સંચાલકોમાં એજ સાહેબોનો સમાવેશ છે, જેમના નામની સહીસાથના ૪ શરતોના હેન્ડબીલને મી૦ હાતીમ અલવીએ, પોતાના શનીવારના ભાષણમાં બીનસત્તાવાર જણાવી તેની ઉપર વજન ન મુકી શકાય એવું જણાવ્યું હતું, અને આજે મી૦ હાતીમ અલવી એજ સાહેબો પાસે માંગણી કરી રહયા છે, કે તેમને સભામાં આવવા દેવામાં આવે. અમો મી૦ હાતીમને પુછીએ છીએ કે તમારા કહેવા પ્રમાણે કોમમાં જેમનું કોઇ વજન નથી, કોઇ આવાઝ નથી, તેમની પાસે આજે તમો શું જોઇને તમારી માગણી સંતોષવાને માટે શરણ શોધી રહયા છો ?

મી૦ હાતીમ અલવી પોતાના પત્રમાં લખે કે "મને માહીતી છે ત્યાં સુધી તો તમે દાઉદી વહોરા કોન્ફરન્સની કોઇપણ બેઠકમાં હાજર ન હતા." હાજર રહીજ કેમ શકે

જ્યારે આમંત્રણ પત્રીકાઓ મજકુર સાહેબોને મોકલવામાં ન આવી હોય. ?

મી૦ હાતીમ અલવીએ વધુમાં પોતાના પત્રમાં જણાવ્યું છે કે "તમે એ કોન્ફરન્સ સંબંધીની માહીતી માટે વર્તમાન પત્રોના રિપોર્ટ ઉપર આધાર રાખ્યો છે. ગુજરાતીમાં શોર્ટહેન્ડ લીપી નથી, એટલે ગુજરાતી ભાષામાં કરાએલા ભાષણોનો રિપોટ લેવો એ કંઇ સહેલું કામ નથી, એ તમો જાણતા હશો. એ કેટલું મુશકેલ કામ છે, એ તો તમો મુંબઇના જુદા જુદા વર્તમાન પત્રોમાં પ્રગટ થએલા અમારી કોન્ફરન્સના તરેહ તરેહના રિપોર્ટો અને અેહવાલો ઉપરથી સમજી શકો છો. હું માનું છુ કે કોન્ફરન્સે પસાર કરેલા ઠરાવો અને તેની કાર્યવાહીની બીજી વીગતો સંબંધમાં જો તમે પુરેપુરૂં જાણ્યું હોત તો દેખીતી રીતે તમે જે નિર્ણય પર આવ્યા છો તે નીર્ણય પર આવ્યા ન હોત, એમ મને ખેદ પુર્વક કહેવું પડે છે. એ વાત જવા દો. કોન્ફરન્સના કામ ચલાઉ પ્રમુખ તરીકે, તમે બોલાવેલી આજની સભામાં હાજરી આપવા તેમજ કોન્ફરન્સની કાર્યવાહી અંગે સત્તાવાર હકીકત સભાજનો સમક્ષ કહેવા હું ઇરાદો રાખું છું, ઇચ્છું છું. અડધા કલાકમાં એમ કરવાને હું શકિતમાન થઇ શકીશ એમ હું માનું છું."

મી૦ હાતિમ અલવીના ઉપરોકત શબ્દો એમ સુચવે છે કે વર્તમાન પત્રોમાં આવેલા કહેવાતી દાઉદી વહોરા કોન્ફરન્સના અેહવાલો અધુરાં છે, અને તેથી તેની ચોખવટ કરવા માટે, તેમને દાઉદી વહોરા કોમ સમક્ષ આજે રાતના ખુલ્લાસો કરવા દેવામાં આવે. મી૦ હાતીમ અલ્વીને

અમો કહીએ છીએ કે એવો કોઇ ખુલાસો તમારે કરવો હોય તો વર્તમાન પત્રોમાં લખીને તે મોકલી આપવો જોઇએ. અને જયાં જયાં વર્તમાન પત્રોના અહેવાલોમાં મતભેદ પડતો હોય તેની ચોખવટ વર્તમાન પત્ર મારફતજ કરવી જોઇએ. એટલા માટેજ દાઉદી વોહરા કોમની સભામાં રૂબરૂ આવીને ખુલાસો કરવાની કોઇ આવશ્યકતા પણ નથી. પરંતુ મી૦ હાતીમ અલવીએ આજે ચાર દીવસ સુધી વર્તમાન પત્રોમાં આવેલા અહેવાલો ઉપર મઉન સેવ્યું છે. અમો મી૦ હાતીમને પુછીએ છીએ કે તમો જયારે આજે ચાર દીવસથી એમ જાણતા હતા કે વર્તમાન પત્રોમાં આવેલા અહેવાલો અધુરા અને ખોટા રસ્તે દોરવનારા છે, તો તેનો ખુલાસો વર્તમાન પત્રમાં આજસુધી શા માટે ન કર્યો? અને આજે જયારે દાઉદી વોહરાઓની સભા મળી રહી છે ત્યારે એવો ખુલાસો લઇને બહાર આવવામાં તમારો મુળ હેતું શું છે?

બીજી એક વાત એ છે કે તમારો સલામ બંધ છે. જમાતથી તમો ખારીજ છો, એટલે દાઉદી વોહરાઓની સભામાં તમારા આવવાનો પ્રશ્ન રહેતો નથી. તમો ત્યાં આવી શકોજ નહી અને આવવાની તમારે માગણી પણ ન કરવી જોઇએ. અને જો તમારે ત્યાં આવવુંજ હોય તો તમારી પાસે એકજ માર્ગ છે, અને તે છે સૈયદના તાહેર સૈફુદીન સાહેબને તમારો મીસાક આપવાનો. જો તે નામદાર તમારા પાછલા અને વર્તમાન કર્મોને માફ કરીને તમારો મીસાક કબુલ રાખે તો આજની સભામાં તમારે આવવા માટે કોઇની પરવાનગી લેવાની પણ જરૂર રહે નહીં, કારણ

કે આ સમસ્ત દાઉદી વોહરાઓની સભા છે, વર્ગીય અને પક્ષીય આમંત્રીત સભાજનો પુરતુંજ તેનું સંકુચીત ક્ષેત્ર નથી.

બીજી એક વાત કે જે એટલી મહત્વવી નથી, કારણ કે તમો જમાતમાંથી ખારીજ થયેલા છો, તોએ એટલા માટે લખવી પડે છે કે પત્રમાં તમારી એક બંધારણીય ભુલ પ્રત્યે તમારૂં ધ્યાન ખેંચાય. તમારા પત્રમાં તમો લખો છો કે "કોન્ફરન્સના કામ ચલાવ પ્રમુખ તરીકે સભામાં હાજરી આપવાની મારી ઇચ્છા છે." તમોને ખબર નથી કે દરેક કામચલાઉ પ્રમુખ સભાની બેઠક તમામ થતા પ્રમુખ તરીકે રહેતો નથી? તમો કહેવાતી દાઉદી વહોરા કોન્ફરન્સના કામચલાઉ પ્રમુખ તરીકે હતા, પરંતુ તે કોન્ફરન્સ પુરી થતા તમો કામચલાઉ પ્રમુખ તરીકે રહી શકતા નથી, એ બંધારણીય નીયમ છે, અને તે દરેક સભાને લાગુ પડે છે. તેમ છતાં પણ તમો તમારી જાતને હજુ પણ કામચલાઉ પ્રમુખ તરીકે જાહેર કરો છો એ જરા વીચીત્ર જેવું લાગે છે.

અંતમાં અમો કહીશું કે તમને સભામાં તો આવવા દેવામાં નહીજ આવે તે વીશે અમારી પુરતી ખાત્રી છે, એટલે તમારે જે કંઈ ખુલાસો કરવો હોય તો તે વર્તમાન પત્રમાં પ્રગટ કરાવી શકો છો.



## (૧૧)

# વ્હોરા સુધારકોનું વેશધારી સંમેલન, અને તેમાં થયેલા ઠરાવનું સત્ય પૃથક્કરણ.

(સાંજ વર્તમાન તા. ૨૬-૧-૪૪)

"સાંજ વર્તમાન"ના અધીપતી જોગ—મુંબઇ ખાતે

તા. ૨૨ મી જાન્યુઆરીએ એક ખાનગી મકાનમાં બંધ બારણે કેટલાક પોતાની જાતને સુધારકો કહેવડાવતા પરંતુ કોમથી ખારીજ થયેલા શખસોએ એક સંમેલન ભરીને કેટલાક ઠરાવો પસાર કર્યા છે. આ ઠરાવો અને તેના ઉપર થએલા વીવેચનોને ખાસ કરીને "મુંબઇ સમાચાર" પત્રે ખુબ મોટી અગત્યતા આપીને પ્રગટ કર્યા છે. તેમજ આ સંમેલન જાણે કે કોઇ મોટી આંતર રાષ્ટ્રીય અગત્યતા કેમ ધરાવતું ન હોય તેમ તેના આખા પેજના હેડીંગો મુકીને તેનો પ્રચાર કરવામાં આવ્યો છે. વળી વધારામાં 'મુંબઇ સમાચાર' ના તંત્રીએ પોતાના અગ્ર લેખમાં કોઇ મહાન તપસ્વીની ભાષામાં સંમેલનની સફળતાના શંખ ફુંકયાં છે એટલુંજ નહી પરંતુ વધારે નવાઇની વાત તો એ છે કે દહીં દુધીયા પોલીસી ગ્રહણ કરીને વ્હોરા કોમ માટે જાણે કે તેઓશ્રીને કોમના પોતાના સભ્ય કરતાં પણ વધારે લાગણીઓ હોય તેમ, કોમને સંપી જવાનો ઉપદેશ પણ આપ્યો છે. વળી સાથે સાથે બંને પક્ષના વ્યક્તીગત

આગેવાનોને ધન્યવાદ આપવાની અંગ્રેજી શબ્દ પ્રણાલીકાનો પણ તેમણે છુટથી પ્રયોગ કર્યો છે. 'મુંબઇ સમાચાર' ના તંત્રીશ્રીની આ સુફીયાણી સલાહ અને વીચારો સાથે દાઉદી વોહરા કોમને કાંઇ લાગતું વળગતું નથી, તેમજ તેમની સુંદર ભાષા પાછળ રહેલી એક તરફી ભાવનાઓ પણ કોમથી અજાણી નથી, અને ઇસ્લામીયતના અને દાવતે હાદીયાહના ઉસુલો તંત્રી સાહેબ પાસેથી કોમને શીખવાની લેશ માત્ર જરૂર નથી. આપણે ઇચ્છીશું કે મુંબઇ સમાચારનાં તંત્રીશ્રી મઝહબી પ્રશ્નોના વધારે ઉંડા પાણીમાં ઉતર્યા શીવાયજ સત્ય સમાચારો દ્વારા પોતાનું પ્રચાર કાર્ય કરે એ વ્યાજબી છે.

## મુખ્ય ઠરાવ.

હવે આ કહેવાતા સંમેલનમાં (જ્યાં મુકરર કરેલા સભ્યો અને આમંત્રણ પત્રીકા શીવાયના કોઇ પણ દાઉદી વ્હોરા ભાઇને જવાનો પ્રતીબંધ હતો.) સઉથી અગત્યનો જે ઠરાવ પસાર કરવામાં આવ્યો છે તેના તરફ આપણે વીચાર કરીશું. કોઇ પણ કોમ પોતાની કેળવણી વીષયક, આર્થીક, સામાજીક, ઉદયોગીક અને ધાર્મીક ક્ષેત્રમાં ઉન્નતી કરનારાઓ અને તે તરફ શુભેચ્છા પુર્વક પગલા ભરનારાઓના વીચારોનો વીરોધ કરેજ નહી. એ સઉકોઇ સાધારણ બુધ્ધીનો માણસ સમજી શકે તેવી હકીકત છે. પરંતુ આ કહેવાતા સુધારકોના મનમાંજ આવી જાતની પ્રવૃતીઓનો ઉભરો વસી રહયો છે અને કોમના લાખો અનુયાયીઓ અને નામદાર તાહેર સઇફુદીન (ત. ઉ.) સાહેબ તે વીચા-

રેથી દુર છે એવી દલીલો વાહીયાત બકવાસ કરતાં વધારે અગત્યના ધરાવતી નથી. કોમની તમામ ક્ષેત્રમાં પ્રગતી કરવાનો પ્રશ્ન એ તો માત્ર કોમને ઉંધે રસ્તે દોરવવાનું સુધારકોનું એક સુંદર બ્હાનું છે.

## સાચો મતભેદ ક્યાં છે ?

ખરી રાતે દાઉદી વોહરા કોમ અને સુધારકો વચ્ચે જે સાચો મતભેદ છે તે આ પ્રશ્નો ઉપર નથી. ધરમુળનો અને ઉંડો મતભેદ તો સુધારકો અને કોમ વચ્ચે મઝહબી અકીદાનો અને કોમના નઇતીક બંધારણની વફાદારીનો છે. મઝહબી અકીદા સાથે કોમી બંધારણમાં રહીને કોમની તરક્કીના દરેક ક્ષેત્રમાં કામ કરવા માટે દાઅવતે હાદીયાહના દ્વાર હરકોઇ શખ્સ માટે ઉઘાડા છે. અને આજ ધોરણે આજ સુધીમાં દાવતે હાદીયાના અનેક અનુયાયીઓએ પોતાના લાખો રૂપીઆના બલીદાનો આપીને કોમી તરક્કી કરવાનો એક પણ પ્રયત્ન જતો કર્યો નથી.

સુધારકોના એ મંતવ્યમાં લેશ માત્ર પણ વજુદ નથી કે દાવતે હાદીયાહ તરફથી તેમજ કોમ તરફથી આવા પ્રકારના પ્રયત્નો કરવામાં આવતાં નથી, માત્ર પ્રશ્ન એટલોજ છે કે આવા પ્રયત્નો સંપુર્ણ છે કે કેમ ? સંભવીત છે કે આવા પ્રયત્નોમાં વ્યકિતગત સંચાલકોના દોષ હોય, અને તેને સુધારવાની અને વધારે પ્રબળ અને સંપુર્ણ બનાવવાની પણ જરૂર હોય, અને તેથી તે દીશામાં કરવામાં આવતી પ્રવરૂતીઓ જો તે યોગ્ય માર્ગે કરવામાં આવે તો આવકારને પાત્ર છે. પરંતુ તેમાં મુખ્ય શર્ત જે વીચારવાની

છે તે એ છે કે, દુન્યવી પ્રગતીઓ સાથે સાથે મઝહબી શીક્ષણ અને દીનના તમામ ઉસુલો પણ જળવાવવાં જોઇએ. કારણ કે આધુનીક યુગમાં પાશ્ચીમાત્ય કેળવણીના સુધારાના નામે સ્વચ્છંદતાએ ઘર ઘાલ્યું છે તે હરકોઇ બુધ્ધીશાળી માણસ સ્વીકારયા સીવાય રહેશે નહી. અને તેથી તે દીશાએ સંપુર્ણ સાવચેતી પુર્વક પગલાં ભરવાની દાવઅતે હાદીયાહને જરૂરત રહે છે. હું પોતે અંગત રીતે પાશ્ચીમાત્ય કેળવણીનો વીરોધી નથી બલકે આજના યુગમાં તેની અનીવાર્યતાને કોઇપણ સુધારક જેટલીજ પ્રબળ રીતે સ્વીકારૂં છું, પરંતુ આપણે જોઇ રહયાં છીએ કે પાશ્ચીમાત્ય કેળવણીના નામે કેટલાક વેશધારી સુધારકો આજે જે સ્વચ્છંદતાને પોષવાનો માર્ગ લઇ રહયા છે, તેનો કોઇપણ રીતે ઇસ્લામીયતના ઉસુલો સામે રાખીને વિચાર કરવામાં આવે તો તે નભાવી શકાય તેમ નથી.

## કોમની ખીલવણી માટે હુઝુર આલીના પ્રયાસો.

કેળવણીનો અર્થ નામદાર હુઝુરેઆલી તેમજ દાઅવતે હાદીયાહના સંચાલકો માત્ર ધાર્મીક શીક્ષણજ કરે છે એવું કહેનારાઓ મુર્ખાના સ્વર્ગમાં વસે છે, અથવા તો નામદાર હુઝુરઆલી તરફથી હાલમાં તમામ દીશાએ થઇ રહેલી પ્રવરતીઓથી તેઓ અજાણ્યા છે. ચાલુ વર્શની હુઝુરઆલીની મોહરમની વાએઝો જે શખ્સોએ સાંભળી છે તે લોકો સારી રીતે જાણે છે કે, કોમની તમામ ક્ષેત્રમાં ખીલવણી કરવા માટે હુઝુરઆલીના પ્રયાસો કેટલી પ્રબળ રીતે કામ કરી રહયા છે.

આમ છતાં દુઃખની બીના તો એ છે કે આ કહેવાતા સુધારકો હકીકતોની અજ્ઞાનતાના કારણે અને હઠવાદને લઇને અને આપ મેળે હુઝુરઆલીના સંસર્ગથી દુર હોવાને કારણે અથવા તો ઇરાદાપુર્વક વીરોધ ખાતર વીરોધ કરવા દાઉદી વ્હોરા કોમ જેવી સંપીલી કોમને નાઇતિફાકીના નાજાએઝ અને ઝેરી બીજ વાવી રહયા છે. અને કોમમાં નવા વાડાઓ ઉભા કરવાનો અને પોતાની પુરાણી હઠને કામ્યાબ બનાવવા માટેનો પ્રયાસ કરી રહયા છે.

## નવો વાડો બનાવવાનો ઉદેશ

કેળવણીના સુંદર અને આકર્ષક બ્હાના નીચે આ કહેવાતા સુધારકોનો આ સંમેલન દવારા એક નવો વાડો બનાવવાનોજ માત્ર ખુલ્લો ઉદેશ બહાર તરી આવે છે. કારણ કે "મુંબઇ સમાચારે" ભારે અગત્ય આપીને જે ઠરાવ પ્રસીધ્ધ કર્યો છે તે ઠરાવ ગંભીરતા પુર્વક જોઇ જતાં સ્પષ્ટ સમજાય છે કે કેળવણીના બહાના નીચે વાડા બંધી ઉભી કરવાનો માત્ર એક દંભ રહેલો છે. "મુંબઇ સમાચાર" ના રીપોર્ટ ઉપરથી આપણે એ જાણી શકતા નથી કે આ ઠરાવ પસાર કરનારા સુધારકોની સંખ્યા કેટલી હતી અને તે સંખ્યા સાથે આપણને ઝાઝો સંબંધ નથી. સવાલ, સંબંધ, અને દુઃખ તો એ વાતનું છે કે વ્યકતીગત દ્વેષ અને દ્વેષને પોષવા તથા ઢાંકવા માટે કેળવણીના નામે સુધારકો કોમમાં એક નવો વાડો ઉભો કરી રહયા છે. આ રહયા મારા આ કથનને સાબીત કરતા તે ઠરાવના શબ્દો "કેળવણીની નેમો પાર પાડવાના હેતુથી આ પરીષદ મધ્યસ્થ અખીલ હીંદ સંસ્થા સ્થાપવાનું ઠરાવે છે." બીજું

"આ પરીષદ વધુમાં ઠરાવે છે કે યોગ્ય લાગે તેવી જગ્યાએએ સંસ્થાનું કામ આગળ ધપાવવા માટે શાખાઓ સ્થાપવી. આ ઉપરથી સ્પષ્ટપણે સમજાય છે કે, કેળવણીના નામે આ" કહેવાતા સુધારકોનો મુખ્ય ઉદ્દેશ આ રીતે જુદો વાડો ઉભો કરીને દાવતે હાદીયાહમાં ભાગલા પડાવી, દાવતે હાદીયાની સત્તા અને બંધારણને ચેલેન્જ આપવાનો છે, જો કે હકીકતમાં આવા પ્રયાસો ધુળ ભેગા થવાનેજ સર્જાયલા છે.

## આદર્શ બંધારણ.

આખી દુન્યા જાણે છે કે દાઉદી વહોરા કોમ પોતાનું એક આદર્શ અને વ્યવસ્થીત બંધારણ ધરાવે છે. આ બંધારણ પ્રમાણે કોમમાં યોગ્ય સ્થળે તો શું પણ હીંદુસ્તાનના ખુણે ખુણામાં, એક એક નાના ગામડામાં જયાં કોમી ભાઇઓની વસ્તી છે ત્યાં, સુંદર રીતે કોમી તરકકીનું સંચાલન થઇ રહયું છે. સુધારકોએ દાઅવતે હાદીયાહની ગાદી પ્રત્યે શબ્દો વડે વફાદારી બતાવી છે. પરંતુ જો આ વફાદારી ઇમાનદારી સાથે બતાવવામાં આવતી હોય તો આ કહેવાતી નવી મધ્યસ્થ સંસ્થા અને તેની શાખાઓ બનાવવાનો પ્રશ્નજ ઉભો થતો નથી, અને એથી સાફ દેખાય આવે છે કે માત્ર કોમને ઉંધે રસ્તે દોરવા માટે આ ઉત્પાત બંડખોરોએ કોમી લાગણીઓ લક્ષમાં લઇને ફરજયાત રીતે અને લાચારીથી દાઅવતે હાદીયાહ પ્રત્યે વફાદારીની વાતો વહેતી મુકી છે. પરંતુ ખરી રીતે સુધારકોની માત્ર આ શબ્દોની જાળ છે. કારણ કે જો વસ્તુસ્થીતી આમ ન હોત તો અને સુધારકોની દાઅવત તરફની વફાદારી અને હેતુઓની વાતો પ્રમાણીક હોત

તો તેઓ આ સંમેલનમાં સય્યદના તાહેર સય્ફુદ્દીન સાહેબ (ત. ઉ.) ની સરપરસ્તી, તેઓ પ્રત્યેની વફાદારી અને દાઉદી વ્હોરા કોમના અકીદા પ્રમાણેના સય્યદના સાહેબના દરજ્જાનો સ્વીકાર કરતો ઠરાવ તેઓએ પસાર કર્યો હોત. જો આવો ઠરાવ પસાર થયો હોત તો કદાચ કોમને તેઓના હેતુઓ વીશે શંકા રહેત નહી.

## અંગત આક્ષેપો

ઉપર પ્રમાણેના ઠરાવની વાત તો દુર રહી પરંતુ કેળવણીના નામે સુધારકોએ જે ઠરાવ પસાર કર્યો છે તે ઉપર થએલા વીવેચનો ઉપરથી સાફ દેખાઇ આવે છે કે પવન કઇ દીશાએ વાઈ રહયો છે! દરેક વકતાના ભાષણનો સુર ઇર્ષા, દવેષ અને અંગત અક્ષેપોથી ભરેલો છે. કોમને અને દાઅવતે હાદીયાહને દુન્યા સમક્ષ ઉતારી પાડવાનો તેમાં પ્રયાસ કરવામાં આવ્યો છે. કોમની જુની સંસ્કૃતિ, ઉર્દુ અને અરબી લીપીઓની હાંસી કરવાની હદે પણ વકતાઓ ગયા છે. તેમજ હરીજનો કરતાં પણ કોમી કેળવણીનું ધોરણ નીચું બનાવીને એક વકતાએ પોતાની અકકલ નું દેવાળું ફુંકી દીધું છે. ખાસ કરીને મી૦ હમદાનીના ભાષણમાં જુદો વાડો બનાવ્યાનો ઉમળકો દેખાય આવે છે. આ રહયા તે શબ્દો: “હજી સુધી આપણી પાસે કોઇ પ્લેટફાર્મ ન હતું, પણ આ કોન્ફરન્સના સંચાલકોએ આપણી આ જરૂરીઆતો પુરી પાડી છે.” વળી આ સીવાય દરેક વકતાએ પોતાનો પક્ષ અને મુલ્લાંજી સાહેબનો પક્ષ એમ બે પક્ષોની વાતો પોત પોતાના ભાષ-

ણોમાં જણાવી છે. આ છે સુધારકોની દ.અવને હાદીયાહ પ્રત્યેની કહેવાતી વફાદારી ?

ઇલ્મ હાંસીલ કરવા માટેના સીધાંતોનો પાઠ કોમને આ કહેવાતા સુધારકો પાસેથી લેવાનો બાકી રહેતો નથી. તે દીશાનું સંપુર્ણ સાહીત્ય અને જ્ઞાન કોમના રાહબરો પાસે છે. મી૦ હાતીમ અલવી જેવા શખ્સના વિચારોની, કોમને રૂહાની તરક્કી માટે, જરૂર નથી. ને તેઓશ્રીના મઝહબ સાથેની પાછલી હરકતો અને કારકીર્દીથી કોમ સારી રાતે વાકેફ છે. મી૦ હાતીમ અલવીએ જનાબ સાલેહ ભાઇ સાહેબ વીરૂધ્ધ જે બખાળા કાઢયા છે તેનો રદીયો આપવાની જરૂર નથી, કારણ કે દલીલોની ચાલબાજી સમજવાનું સાધારણ જ્ઞાન કોમમાં હજી સંપુર્ણ રીતે બાકી છે.

સંમેલનના બીજા ઠરાવો પૈકી આભાર અને વળતા આભારની જે વીધીઓ કરવામાં આવી છે તેની સાથે કોમને કાંઇ સંબંધ નથી.

સુંદર રકમના ફંડવાળા ઠરાવમાં પણ કોમને કશો રસ નથી. કારણ કે જ્યાં ધરમુળનો, મઝહબી અને નઇતીક અકીદાનો મતભેદ હોય ત્યાં સુંદર આંકડાની વાતો કોમ ઉપર કશી અસર નીપજાવી શકતી નથી.

## કહેવાતા સુધારકોને અપીલ.

અંતમાં હું કહેવાતા સુધારકોને અપીલ કરૂં છું કે, તેઓ વ્યકતીગત દંભ અને દ્વેષને પોષવાનો આ નાજાએઝ રસ્તો છોડી દે, અને કોમના લાખો ભાઇઓની મઝહબી લાગણીઓ દુઃખવવાની આ મેલી રમત બંધ કરે, અને જો

કોમના હીતમાં ખરેખર સેવા કરવા ઇચ્છતા હોય તો તે માટેનો જે યોગ્ય અને સત્ય માર્ગ છે, તે સહન કરે તેમ કર્રાનેજ તેઓ કોમની ખીદમત કરી શકશે. આ શીવાય તેઓની હાલની પધ્ધતી કોમમાં નાઇતેફાક ઉભો કરવાના કાળા કલંક સમાન ઇતીહાસના પાને નોંધાશે.

**અબ્દે સૈયદના ફઝલેઅબ્બાસ તૈયબઅલી.**

જમીનદાર.

મુંબઇ તા૦ ૨૫ જાનેવારી ૧૯૪૪.

(ફઝલેઅબ્બાસ ટી. જમીનદાર કાલુપુર, ઝકરીઆ મહોલ્લા, અમદાવાદ.)

(૧૨)

# આધુનિક જમાનાના રંગીન વિચારો

(મુંબઇ સમાચાર તા. ૨૯-૧-૪૪)

"મુંબઇ સમાચાર"ના અધીપતી જોગ:

સાહેબ, ગયે અઠવાડીયે સમસ્ત દાઉદી વોહરા સંમેલન મળ્યું અને તેનું કામ સફળ રીતે પુરૂં થયું તે આપણે સઉએ ખુશી સાથે જાણ્યું. સંમેલને જે બાબતો ઉપર પુરતા ધ્યાન સાથે ચર્ચા કીધી અને જે ઠરાવો પસાર કીધા તેને કોમનો દરેક સમજદાર શખ્સ વધાવી

લેશે. કોમની ઉન્નતી માટે સઉથી પહેલાં તો શીક્ષણની ખાસ જરૂર છે. કેમ કે એ વીષયમાં કોમ ઘણીજ પછાત છે. કોમના ગરીબ જવાનોને હાલની રૂઢી મુજબનું વધુ પડતુ શીક્ષણ મેળવવામાં મદદ કરવી, તેમ ગરીબોની સહાયતા માટે દવાખાનાઓ અને સ્ત્રીઓ માટે સુવાવડ-ખાનાની સવગડ કરવી અને બેકાર શખસોને રોજીએ લગા-ડવા માટે પગલા લેવા, આવા શુભ હેતુઓ માટે દરેક કોમી બીરાદરે સંમેલનનો આભાર માનવો ઘટે.

કેટલાક ઉતાવળા શખસોએ સંમેલનમાં દર્શાવેલા હેતુઓ સામે વાંધો ઉઠાવ્યો છે. એમ કહે છે કે સંમેલનમાં મળનારાઓ તો કોમના સરદાર—જનાબે આલી—નો વીરોધ કરનારાઓ છે, કે જમાત બહારવાળા છે, અને બસ તેજ કારણથી સંમેલનનો વીરોધ કરીશું. સાહેબ હાલના આગળ વધેલા જમાનાની અને દુનીયાની ઉન્નતીને અનુસરીને ચાલ-નાર મનુષ્ય માટે આવું કંઇ કારણ ન લેખાય. અંધશ્રધ્ધા રાખ-નારાઓને ગમે તેમ લાગે પરંતુ સમજ અને જ્ઞાનથી વર્તનારાઓ માટે તો એ એક હાસ્યનુંજ કારણ લેખાય. એમ નથી સમજાતું કે વળી કોમથી બહાર કોઇ કેમ હોઇ શકે? કોણ કાઢી શકે? શા માટે બહાર કાઢે? આપણે હજી સાંભળ્યું નથી કે કોઇ સમજદાર કેળવાએલી કોમમાંથી એક કે બીજાને બહાર કાઢયો હોય. કોમની રીત અને ખુબી તો એવી હોવી જોઇએ કે કોમનો માણસ બહાર તો શું જાય પરંતુ પર કોમનો મનુષ્ય એમ ચાહે કે તે આ કોમમાં દાખલ થાય! "કોમ બહાર"ના અવાજો પોકારવાથી કોમની કશી ખુબી જાહેર થતી નથી. વળી કોમની ઉન્નતીના હેતુઓ સામે વાંધો

કેવો હોઇ શકે ? અને જો હોય તો આજ બતાવે છે કે સુધારક વર્ગ માટે કેટલું મોટું કામ કરવાનું બાકી છે. હાલ સુધી આ વર્ગને કોઇ સ્થળ કે મદદ મળતી નહતી, પરંતુ હવે સંમેલને એ બાબતો પુરા પાડી છે, જે માટે કોમનો દરેક સમજદાર ગ્રહસ્થ તેનો આભાર માને છે. કેટલાક શખ્સોએ વીરોધનો ખોટો પ્રચાર જગાડયો છે. પરંતુ સહેજે કે બારીક તપાસ કરતા માલમ પડી આવે છે કે તેઓ હાલનો જમાનો જોઇ શકતા નથી. સાહેબ, આ ૧૯૪૪ નો જમાનો છે કે જે વખતમાં દુનીઆની પ્રગતી અને ઉન્નતી ઘણીજ ઝડપે આગળ વધે છે. લોકો પોતાની સમજ અને હુશીઆરીથી કામ લેતા થયા છે. તેથી મારી ખાત્રી છે કે કોમનો ભોળો વર્ગ વીરોધ કરનારાઓને ઘણીજ જલ્દીથી પારખી લેશે કે તેઓની સાથે ખોટા અંધારામાં રહીને તેઓ (ભોળો વર્ગ) પોતાનુંજ નુકશાન કરી રહયા છે, અને હાલના જમાનાની પ્રગતીનો જે લાભ તેઓને મળવો જોઇતો હતો તેનાથી તેઓ દુર રહયા છે.

નાફેરવાદી અને રૂઢીચુસ્ત વર્ગ તો દરેક કોમમાં નાના કે મોટા પ્રમાણમાં હાજર હોય છે, પરંતુ વખત જતાં તે વર્ગ નાનોજ થતો જાય છે, મોટો નહી. માટે એ વર્ગને મોડા કે વહેલા (જેમ જલદી તેમ સારૂં) સુધારક વર્ગની પડખે ઉભું રહેવું પડશે તેથી કરીને જો સમજણથી કામ લેવામાં આવે તો સંમેલનનો હેતુ સફળ થશે અને કોમની પ્રગતી જરૂર સુધરશે.

લી૦ સેવક,
મુકુંદ રંગવાળા.

મુંબઇ, તા૦ ૨૬-૧-૧૯૪૪.



(૧૩)

# વડા મુલ્લાંજી સાહેબ ભલે પોતે કંઈ ન કરે–

## પણ બીજાઓને કોમનું ભલું કરતાં કેમ રોકે છે?

(મુંબઇ સમાચાર તા. ૯–૧–૪૪)

સાહેબ, અમારી દાઉદી વોહરા કોમની દાવતે હાદીયાની ગાદી ઉપર બીરાજનાર મારા આકા અને મઉલા, દીલના દુલા મઉલાના તાહેર સઇફુદ્દીન સાહેબજ કોમની રેહબરી અને બેહબુદી સારામાં સારી રીતે કરી શકે એમ મોટા ભાગ માને છે, તેથી કરીને તેઓ "સાહેબ રૂહાની પીતાનો દરજ્જો પણ ભોગવે છે. આ વાત કબુલ રાખી તેવણને હું બાઅદબ પુછવાની રજ લઉ છું કે આપ નામદારની ફરજ અને જવાબદારી શું છે?

તેઓ નામદારને આ સવાલનો જવાબ આપવાની કદાચ ફુરસદ નહી હોય એમ માનીને, હું એમ ધારૂં છું કે એક રૂહાની પીતાની જવાબદારી પોતાના મુરીદો રૂપી બાળકોની સર્વ રીતે ઉન્નતી કરવાની છે. શું નામદાર સઇયદના સાહેબ પોતાની ફરજ બરાબર બજાવે છે? જો તેવણ ફરજ બજાવે છે તો કોમમાં ભીખ માંગનારા રૂષ્ટ-પુષ્ટ માણસોની સંખ્યા કેમ વધી રહી છે? આ સંખ્યા અટકાવવા માટે તેમની પાસે સત્તાનું અથવા પઇસાનું જોઇતું બળ નથી? ના, છે. તેમની પાસે કોમ માટે

વાપરવાના જાત જાતના સાધનો છે, અને કરોડો રૂપીઆના ફંડો અને સખાવતી માલ મીલ્કતો પણ છે. એક બાજુએ આમાં દીન પ્રતીદીન વધારો થઇ રહયો છે, જ્યારે બીજી બાજુએ રોટલી, મઝદુરી, જ્ઞાન અને તંદોરસ્તી માટે ટળવળનારાઓની સંખ્યામાં પણ હદ ઉપરાંતનો વધારો થઇ રહયો છે. યતીમ બનેલા લાચાર વહોરા બાળકો, પરધરમી અને પર કોમી ખાતાઓને સુપરત કરવામાં આવી રહયાં છે. આ હાલત સુધારવા માટે મારા મૌલા ભલે કંઇ પોતાના હાથે ન કરી શકે પણ કોમના કેટલાક સમજદાર હમદરદોને આ કામ કરતા શા માટે રોકવામાં આવે છે? આકા તમારી ઇજતમાં કોમની હાલત સુધરતાં વધારોજ થશે.

લી૦ મુલ્લાં યાસીન

(૧૪)

## શ્રી જગતની આગેકુચ.

(સાંજ વર્તમાન તા. ૨૬-૧-૪૪.)

## વોહરા કોન્ફરન્સમાં ભાગ લેનારી વોહરા બાનુઓને બે બોલ.

લખનાર: મીસ ગુલશન ફીદાઅલી.

વેલાતી મેમ સાહેબોના મનથી "બોરી" એટલે વેપારી. પછી એ ભલે મેમણ હોય કે ખોજો હોય. ખરી રીતે તો

આ "બોરી" શબ્દ "બોહરા" પરથી લેવામાં આવ્યો છે અને તેનો અર્થ વોહરા થાય છે. વોહરા શબ્દ અસલ "બવાહીર" શબ્દ પરથી આવ્યો છે, જેનો અર્થ વેપારી થાય છે. મારી એક સખીએ એમ પણ કહ્યું કે, વોહરાઓ ઇસમાઈલી છે, જ્યારે મુંબઇની હાઇ કોર્ટમાં ચાલેલા ચકચારભર્યા "અબ્દે-ફાતેમા" નીકાહ કેસમાં જુબાની આપતાં એક આલીમ-મરીનલાઇન્સની મસ્જીદના પેશ ઇમામ-અબ્દુલ હલીમે એ વાત સાબેત કરવાની કોશેષ કરી હતી કે, વોહરાઓ પણ સુન્ની છે. આ લખાણમાં તવારીખ બાબે આટલો ઇશારો કર્યા પછી આપણે સમસ્ત વોહર કોમ ઉપર નજર કરીશું તો માલમ પડશે કે, વોહરાઓમાં પણ એક કરતાં વધુ જમાતો છે. આ બધાઓમાં દાઉદી વહોરા કોમની સૌથી મોટી જમાત છે. એમની સંખ્યા પારસીઓ જેટલી હોવાનું સુધારક વોહરા સંમેલનના એકટીંગ પ્રમુખ મી૦ હાતીમ અલવીએ જણાવ્યું છે. હું તો કહીશ કે, પારસીઓની માફક વોહરાઓ પણ જબરી ધામીંક જીકકર કરનારાઓ છે અને તેઓ પણ પોતાની સભાઓમાં પારસીઓની માફક તરીયાપાવ પર ઉતરી પડે છે.

## બાનુઓનો સાથ.

સુધારક વોહરાઓ દેખીતી રીતે પોતાની સ્ત્રીઓને અભણ રાખવાનું પસંદ કરે નહી એટલે સુધારક વોહરા કોન્ફરન્સમાં ભાગ લેનારી ૨૦૦-૩૦૦ જેટલી વોહરા બાનુઓમાં કેટલીક બાનુઓ અંગ્રેજી કેળવણી પામેલી હતી. આ બાનુઓમાંના બે બાનુઓ મીસ ઝુલેખાવાસી બી. એ., બી. ટી. અને મીસ કમરૂન્નીસા આઇ. હસને અંગ્રેજીમાં છટાદાર અને જુસ્સાદાર

ભાષણો કર્યાં હતાં. આ બેઉ બહેનોએ પડદાના રીવાજ વીશે પોતાનાં વીચારો હીંમતથી જાહેર કર્યાં હતાં, પરંતુ મારી એક વોહરા સખીએ કહ્યું કે, મીસ ઝોહરા શરફઅલી મામુજીનું ઉર્દૂ લેકચર સૌથી સરસ હતું. એ લેકચરમાં મીસ મામુજીએ મર્દોની મજબુત ખબર લઈ નાખી અને સ્ત્રીઓની પછાત હાલત માટે મર્દોજ જવાબદાર છે, એમ એવણે રોકડેરોકડું પરખાવી દીધું. આ જુવાન બહેને બરોબરજ કહ્યું કે, "સ્ત્રી સાથે સારો સલુક કરવામાં આવે, તેને સારા કેળવણી આપવામાં આવે તો તેઓ ફરીસ્તા છે. અને જો તેની જોડે ગેરઇન્સાફથી વર્તવા કરવામાં આવે અને તેને દબાયલી કચડાયલી તથા અભણ રાખવામાં આવે તો તે બરબાદી લાવનારી છે."

સ્ત્રીઓની ઇઝઝત કરવી જોઇએ, અને જે સોસાયટી સ્ત્રીઓનું માન બરોબર સાચવે નહી તે સોસાયટી પછાતજ રહેવાની. કમાલ અતા તુર્કે પણ કહયું છે કે કોઇ પણ કોમ પોતાના અડધા ભાગ–સ્ત્રીઓને–પાછળ રાખી કદી આગળ વધી શકે નહી અને આબાદ બની શકે નહી. દુનીયામાં થયેલા ફેરફારો આ વાત સાબીત કરી બતાવે છે અને ઇસ્લામી ઇતીહાસમાં અને હીંદમાંના મોગલાઇ વખતમાં પણ કેટલાંક રાજવંશી મુસ્લીમ બાનુઓએ ઘણોજ જાણવા જોગ અને કીર્તીવંત ભાગ ભજવેલો છે, જેની તવારીખના સોનેરી પાનાંઓ આજે પણ શાહેદી પુરે છે.

## પડદાનો રીવાજ.

પડદાના રીવાજ સંબંધી મતફેરી છે. એ મતફેરીને લાગતાં જાણુવા જોગ લખાંણો આ લેડીઝ પેજ પર કેટલાક

વખત પર છપાઇ ગયાં હતાં અને તેમાંથી હું એટલોજ સાર ખેંચી શકી શકી છું કે, ઇસ્લામી પડદાનો અર્થ પગથી તે માથાં સુધી આખું શરીર ઢાંકી દેવાનો થતો નથી. વળી, પડદો રાખવાનું ફકત ઔરતો માટેજ નહી પણ મર્દો માટે પણ ફરમાવવામાં આવ્યું છે. મર્દોને કહેવામાં આવ્યું છે કે કોઇ સ્ત્રી પસાર થતી હોય તો તમે પણ તમારી નજર નીચી કરી લો. પયગંબર હઝરત મહમદ સાહેબ તો દુનીયામાં સ્ત્રીઓને આલા દરજ્જો બક્ષનાર સૌથી પહેલા પયગંબર હતા. મીસ ઝુલેખાવાસીએ કહયું કે, પડદાના રીવાજના લીધે વોહરા છોકરીઓ જાહેર શાળાઓમાં કેળવણી લેવા જઇ શકતી નથી. આ વાત સાથે હું મળતી થતી નથી. ગરીબાઇને લીધે પણ મા બાપો પોતાની છોકરીઓને મોટી હાઇસ્કુલોમાં મોકલી શકતા નથી અને મધ્યમ વર્ગ-નાઓ નીંદાની બીકથી એમ કરતાં અચકાય છે.

## "મોડર્ન એજ્યુકેશન"

આથી દોલતમંદોજ આવી સગવડો પુરી પાડી શકે. પરંતુ તેઓમાંનો મોટો ભાગ ફકત ધનદોલત કમાવવામાંજ મચ્યો રહેતો હોવાથી તે પોતાની બાળકીઓને કેળવણી આપવાની દરકાર કરતો નથી. મીસ ઝુલેખા અને મીસ કમરુન્નીસાએ યોગ્ય કહયું છે કે, માબાપોએ પોતાનાં બચ્ચાં-ઓની કેળવણીમાં રસ લેવો જોઇએ. બાકી તેઓ જે "મોડર્ન એજ્યુકેશન" ની વાત કરે છે, તે કેવાં પ્રકારનું હોવું જોઇએ તે વીષે તેમણે કશો ખુલાસો કર્યો નથી. આ મોડર્ન એજ્યુકેશનના યાને આધુનીક કેળવણીનાં કડવાં ફળ અત્યારે કેટલાંક પારસી અને ખોજા કુંટુંબો ચાખી રહયા

છે. મોડર્ન કેળવણી ઇસ્લામની શાનને અનુસરતી હોવી જોઇએ, એમ મારૂં માનવું છે, અને તેવી તાલીમ આપવાની અગાઉ છોકરીઓને ઇસ્લામનું અચ્છું જ્ઞાન આપવું જોઇએ. આવી તાલીમ પામેલાં મુસ્લીમ બાનુઓ જરૂર શાનદાર તરક્કી કરી શકે. મીસ કમરૂ-ન્નીસાએ કહ્યું કે વહોરા બાનુઓ પડદો કાઢી નાખવા છતાં વહેમવંતરોમાં ફસેલી છે. કારણ અધુરી કેળ-વણી છે. આવી અધકચડી કેળવણીથી સમાજને સંગીન ફાયદો નહી થાય. કેળવણીની સાથે સાથે અદબ આદાબ અને ઇસ્લામી તહેઝીબનો પણ ખ્યાલ કરવો જોઇએ.

## તમારી ફરજ.

કેળવાયલાં વોહરા બાનુઓની ફરજ છે કે તેઓ પોતાની અભણ બહેનોને શીક્ષણ આપવાની કોશેષ કરે, અને તે માટે તેઓએ ખંતીલી કોશીષો કરવી જોઇએ. વોહરા કોન્ફરંસમાં ધુંવાધાર ભાષણો કરનારી મારી વોહરા બહેનોને હું અપીલ કરૂં છું કે કેળવણી આપવાનું કામ સુધારક સંસ્થાઓનુંજ નહી પણ દરેક શીખેલા ભણેલા ઇન્સાનનું છે. મને એ જાણીને ખુશાલી ઉપજે છે કે આ પેજ લખનારી પારસી અને ખોજા બહેનોએ આપણી વોહરા બાનુઓમાં આવેલી જાગરૂતીની તારીફ કરી છે, પરંતુ એ જાગરૂતીને શાનદાર બનાવવા માટે ફકત ભાષણોજ નહી, વોહરા માસીકોમાં લખાણોજ નહી, પરંતુ અમલી કામો કરવાની જરૂર છે. નહી તો જેમ મુંબઇ મુસ્લીમ લીગની બાનુઓની પેટા કમીટીમાં કેટલીક ખોજા કોલેજીઅન છોકરીઓ અને મેમણ બાનુઓ કોઇએ લખી આપેલાં ભાષણો

વાંચી જઇ જેમ પરવારી જતી હતી, તેમ તમે પણ પરવારી ગયેલી કહેવાશો. વહોરા બાનુઓએ પોતાનું એક મંડળ કાયમ કરી વહોરા સ્ત્રી કેળવણીનું કામ આગળ ધપાવવું જોઇએ. એ કેળવણી અક્ષર જ્ઞાનની સાથે હાથ હુન્નર કારીગીરીની પણ હોવી જોઇએ. એમ કરવાથીજ વહોરા સ્ત્રી સમાજને સારો ફાયદો કરી શકાશે. સુધારક વહોરા કોન્ફરન્સના સુકાનીઓએ વહોરા સ્ત્રીઓને પોતાના વીચારો રજુ કરવાની જે મર્યાદીત તકો કોન્ફરન્સમાં આપી છે, તે બતાવે છે કે, વહોરા સ્ત્રીઓ પોતાનું સ્થાન જાહેર જીવનમાં અને જાહેર ચળવળોમાં હજી જમાવી શકી નથી. વહોરા બાનુઓમાં જાગ્રતી લાવવાનો ઉમદા તરીકો ઇસ્લામી શાન સાથની આધુનીક કેળવણી, અદબ આદાબ, અકકલ પસંદ સ્ત્રી ઉપયોગી લખાણો અને પ્રમાણીક વીચારો જાહેર કરવાની હીંમત છે. આ કાબેલીયત વહોરા સ્ત્રીઓએ હાંસલ કરવાની પહેલાં જરૂર છે. સુધારક વહોરા સંમેલનમાં ભાગ લેનારાં કેળવાયલા જુવાન વોહરા બાનુઓ જો આ દીશામાં કામ બજાવશે તોજ તેઓએ પોતાની કોમની ઉમદા સેવા બજાવી કહેવાશે.



(૧૫)

(હેન્ડબીલ)

# દાઉદી વ્હોરા કોમના દુશ્મનોથી સાવધાન

**હીલે હઝાર મકરો દગા લાખ ગર કરે.**
**નુરે ખુદા કીસીસે બુઝાયા ન જાયગા.**

દાઉદી વહોરાભાઇઓની સેવામાં.

ખુદાના નુરને બુઝાવવાની કોશીસો આ પહેલાના ઝમાનામાં કોમી દુશ્મનો તરફથી અનેક વખતે થઇ ચુકી છે. અને તેમાં તેઓને તદ્દન નીષ્ફળતા સાંપડેલી છે. તે છતાં, (હારયો જુગારી બમણું રમે) તેમ કોમના દુશ્મનો તરફથી બહુરૂપી લીબાસમાં નવા નવા પાસા અવનવા ઓઠા હેઠળ ખેલાતા રહયા છે. હમણા પણ કોમના બેકારોને રોજી રૂજગારપર લગાડવાના બહાના હેઠળ, એજ જરી પુરાણો દાવ પેચ, તેવાજ કોમી દુશ્મનો તરફથી ખેલાય રહયો છે.

કહેવાતા દાઉદી વહોરા સંમેલનમાં (બળે પેટ અને કુટે કપાળ ની જેમ) મહા શોર બકોર કરી મુકયો છે. જાણે કે તેમના વગર દાઉદી વહોરા કોમ નધણીયાતી થઇ ગઇ છે. તેમનો સાચો હેતુ વહોરા કોમના બેકારોની સહાયે દોડી આવાનો હોત તો તેમને આવો બીન જરૂરી ઉહાપોહ કરવાની કશી જરૂરત હતી નહી. તેમણે તો જયાં બેઠાં હતા ત્યાંથીજ મબલખ રકમ એકઠી કરી, તાતા જેવી એકાદ હુન્નર ઉધ્યોગી શાળા, અથવા તો, તાતા આર્યન

સ્ટીલ જેવું એકાદું કારખાનું ખોલી, વહોરા કોમના કાર્યકરોને ધંધે વળગાડી દેવા જોઇતા હતા. આવું કાર્ય કરવાને બદલે વ્યકિતગત આમંત્રણો આપી, કહેવાતા વહોરા સંમેલનને લીમીટેડ બનાવી દેવાની ચાલબાજી નથી તો બીજું શું છે? પરંતુ તેઓને તેવું કશુંજ કરવું નથી. બલ્કે તેમને તો કોઇ એકાદ બહાનારૂપી હથીયાર હાથમાં લઇ, (સંમેલન જેવું હથીયાર) તેના ઓઠામાં દાઇ ઝમાનને કોઇ રીતે તકલીફો પહોંચાડવી, તેવીજ તેમની દેખીતી પેરવી છે. કહેવાતા સંમેલનના પ્રમુખના અમુક શબ્દો સીવાય બીજા વકતાઓના ભાષણોની ભાષાના અક્ષરે અક્ષર તપાસો તો સહેજે જણાઇ આવશે કે તેઓની નેમ તેઓના દીલમાં ૨૭ વરસથી સળગેલી આગને ઓલવવાની છે. પરંતુ ઇન્સાન ધારે છે શું, અને ખુદા કરે છે શું. તેઓની તે બળતી આગ ઠંડી થવાને બદલે દીન પર દીન વધુ વેગથી ભડકે ભડકે બળી રહી છે. કારણ કે તેઓ રાહે રાસ્તથી દુર છે. નસીહત તેમને અસર કરી શકતી નથી. આંખોમાં હલાહલ વીષ છે. એને દીલમા વેર છે. તે વેર વાળવાને અમુક વ્યકતીઓ શીકાર થઇ રહી છે. દાવતે હાદીયાના શીરતાજ સય્યદુદ-દુઆતુલ-મુતલકીન સૈયદના વ મૌલાના અબુમોહમદ તાહેર સયફુદીન સાહેબ (ત. ઉ. સ.) ની શાનો શોકત અને જાહોજલાલી તેઓને કાંટાંઓ જેવી ખુંચી રહી છે. દુન્યા પર પડાપડી કરનારા છતી આંખના આંધળાઓને કયાં ખબર છે, કે

**ફાનુસ બનકે જીસકી હીફાઝત હવા કરે,**
**વો શમ્અ કયુ બુઝે જીસે રોશન ખુદા કરે.**

ઇબલીસે આદમ (અ. સ.) ને સજદો ના કીધો, અને ખુદાના અમરનો મુનકરીક થયો. સજા શું મળી? કરોડો

વરસથી ભટકે છે. દરેક ઝમાનામાં આદમ (અ. સ.) મોજુદ હોય છે. અને દુશ્મન પોતાની ખાસીયત પર કાયમજ હોય છે. તેવીજ રીતે આ ઝમાનાના આદમ અપના મૌલા અને માલીક હીદાયતના નુર, રાહેરાસ્ત પર ચાલતા શીખવનાર દાઇલ--લાહીલ--અમીન સૈયદના તાહેર સયફુદીન સાહેબ છે. અને આપના મુકાબલામાં આ દુશમનો ૨૭ વરસથી અવનવી ફીતનત બરપા કરીને કોમના સીરતાજને સતાવી રહયાં છે, એટલુંજ નહી પણ સમસ્ત દાઉદી વહોરા કોમને પરકોમની નઝરથી ઉતારી પાડવાનું પણ બાકી રાખ્યું નથી.

અજાયબી તો એજ છે કે, આદમ. (અ. સ.)નો દુશમન એકજ હતો પરંતુ અપના નામદારના દુશમનો તો ઘણા છે. આ પણ એક મોટી શાનનો ઝબરદસ્ત પુરાવો છે. જેમકે જેનું ફઝલ ઝયાદા તેમ એમના દુશમનો પણ ઝયાદા. આવા નુરને બુઝવવાની કોશીસ કરનારા સુરજ પર ધુળ ઉડાડનાર મજનુન જેવા હોય તેમા જરા પણ અતિશયોકતી નથી. જયાં સુધી ફાતેમી દાઅવતના માલીક મોજુદ છે, ત્યાં સુધી ફાતેમી બાગને વેરાન, કરનાર ખુદ વેરાન હેરાન, અને પરેશાન થઇ જશે તેમા જરા પણ શંકાને સ્થાન નથી.

લી॰ **સૈયદના વ મૌલાનાના અદના ગુલામો.**

**કુરબાન હુસેન ઈબ્રાહીમજી રફીક,**

(લુણાવાડાવાલા)

**ઇબ્રાહીમ મુલ્લા હૈદરઅલી,**

(રંગુનવાલા.)

મુંબઇ, તા. ૨૪-૧-૧૯૪૪.



(૧૬)

# મોહબ્બત

(ફેબ્રુઆરી ૧૯૪૪ વર્ષ : ૪ : અંક : ૩૨)

## વ્હોરા કોન્ફરન્સ

કહેવાતું વહોરા સંમેલન વર્તમાનપત્રોના પાને ખુબ ગવાયું છે. કોમનું બાળકે બાળક ઉપરાંત બીજી ભાઇબંધ કોમનું ધ્યાન પણ આ નાનકડી કોમ ઉપર આજ પખવાડીયાથી ચોંટી રહ્યું છે. કોમની આર્થીક-સામાજીક અને કેળવણીની વૃધ્ધી કરનારને શા માટે રોકવામાં આવતા હશે? એ પ્રશ્ન ખરી વસ્તુસ્થીતિથી અજાણ એવા દરેકને ખુંચતો હશે. કેટલાકને એ નથી સમજાતું કે મશહુર મોર્ગાસવાલા મસ્કતી-કે બોમ્બે સોપ ફેકટરીવાલા જેમાં પોતાનો ફાળો આપે છે, તે કોન્ફરન્સ કંઇક અવળું કરી રહી છે તે કેમ મનાય? આ બધાએ પ્રસંગો અને આ બધાએ પ્રશ્નોના જવાબો વર્તમાનપત્રોના પાનાઓ ઉપર છપાઇ ચુકયા છે. છતાં જનતાની જાણ માટે અમો શરૂઆતથી આખર સુધીનો આ કહેવાતી "વોહરા કોન્ફરન્સ" નો ખ્યાલ આપવાની જરૂર જોઇએ છીએ.

કહેવાતું "વહોરા સંમેલન" શરૂ થવા પહેલા તા૦ ૧૫-૧-૪૪ ના "મુંબઇ સમાચાર" માં સંમેલનનું આમંત્રણ આપતી પત્રીકા છપાઇ હતી. સમસ્ત વહોરા કોમનું

હિત કરવાની ધગશ રાખનાર મી. યુસુફઅલી કરીમજી અલવી, મી. અબ્દુલતૈયબ ઇસમાઇલજી મસ્કતિ, મી. ફીદા-હુસેન એમ. શેખા, મી જીવનજી કરીમજી મોરાસવાલા, ડૉ. ટી. એમ. કાજીજી, મી. તૈયબઅલી રજબઅલી પાલીવાલા, અને શુજાઉદ્દીન ઇ. કરવાએ પોતાની સહિ સાથે દાઉદી વહોરા કોમની રૂહાની, તાલીમી અને વ્યાપારી વૃધ્ધી કરવાનો હેતુ દર્શાવતી એક આમંત્રણ પત્રીકા છાપાના પાને છપાવી જેમાં કહેવામાં આવ્યું કે,

"આપણી દાઉદી વહોરા જમાતમાં આજ વર્ષો થયા અનેક ચર્ચાસ્પદ સવાલો ઉભા થયા છે. અને તેનો ઉકેલ અત્યાર સુધી આપણા હોંશીલા અને જોશીલા ભાઇઓએ તેઓને જે વ્યાજબી લાગ્યું તે પ્રમાણે કરવાની કોશીષ કરી છે.

હવે ચારે બાજુથી અમોને એલતેમાસ કરવામાં આવી છે કે આ જાતની ચળવળને બ્યવસ્થીત અને વધારે વેગવાન કરવાની જરૂર છે. એવું સુચવવામાં આવ્યું છે કે એક ઘટતું બંધારણ ઘડવું અને તેની રૂએ ગામે ગામ અને શહેરે શહેર એક મધ્યસ્થ કમિટીની દેખરેખ અને દોરવણી હેઠળ કાર્ય કરવું...........

........આ સંમેલનની પહેલી બેઠક મુંબઇ ખાતે સુંદરાબાઇ હૉલમાં તા. ૧૭ અને ૧૮ મી જાનેવારી ૧૯૪૪ ના બપોરે ૪॥ વાગે મળશે. જેમાં ભાગ લેવા અને જે હેતુથી આ સંમેલન બોલાવવામાં આવે છે તેને સંપુર્ણ અને સફળ બનાવવા ફેમીલી સાથે આગ્રહપુર્વક આમંત્રણ આપીએ છીએ........"

ઘરેઘર અવાજ પહોંચાડવાનું વર્તમાનપત્ર એકજ સાધન છે. અને આ ઉત્તમ સાધનનો ઉપયોગ કરી આ પત્રીકાના શબ્દોને ઘરેઘર મોકલવાની પહેલી કોશીશ થઇ. સાથોસાથ આ સંમેલનનો હેતુ દર્શાવતો 'મુંબઇ સમાચાર'નો અંગત અભિપ્રાય પણ તેમાં પ્રકાશ પામ્યો. જેમાં 'સમાચારે' જાહેર કર્યું કે,

"આજે લગભગ દોઢ દાયકાથી 'મુંબઇ સમાચાર' જે હિલચાલની લડત ચલાવી રહ્યું છે તે અંતે હસ્તીમાં આવી છે તે માટે તેને ભારે સંતોષ થયો છે.

છેલ્લા લગભગ ત્રણ દાયકાના બનાવો જોયા અને અનુભવ્યા પછી કોમના વિચારવંત વર્ગની ખાતરી થઇ છે કે આવી હિલચાલ કરવાની અનીવાર્ય જરૂર છે. નામદાર વડા મુલ્લાજી સાહેબ જયારથી ગાદી ઉપર આવ્યા છે ત્યારથી એવો અસાધારણ દાવો કરતા આવ્યા છે કે તેઓ છેલ્લા ગાયબ ઇમામના પ્રતિનીધી તરીકે દાઉદી વ્હોરા કોમના કુલ મુખ્ત્યાર અને માલીક છે...

...આપખુદ અમલ અને આ અસાધારણ ધાર્મિક દાવાઓ સામે આજથી આશરે સત્તાવીસ વર્ષની વાત ઉપર જે મોરચાઓ માંડવામાં આવ્યા હતા તેનું શુભ પરિણામ આજે આવ્યું છે. એ લડતનું ફળ આ સંમેલન છે.—"

આ અલબત્ત અંગત અભિપ્રાય હતો—કલમકસાએલ માનવીનો અભિપ્રાય હતો. ભલે એ અભિપ્રાય અંગત કહેવાય—ત્રીજા પક્ષના તટસ્થ આસામીનો કહેવાય, પણ સંમેલન

બોલાવનારાઓના સંપર્કમાં આવ્યા વગર, સંમેલનનો હેતુ જાણ્યા વગર કોઇ પણ જવાબદાર વ્યકિત આવો અભિપ્રાય નજ આપી શકે. સંમેલનનો હેતુ સંમેલન બોલાવનારાઓએ ભલે ઢાંકી રાખ્યો હોય પણ "મુંબઇ સમાચારે" તેને જનતા સમક્ષ મુકી દીધો. આ સંમેલન કોમની આર્થીક, સામાજીક, અને કેળવણીની વૃધ્ધી કરવા માટે નહિ પણ સત્તાવીસ વર્ષથી આરંભે પડેલી નામદાર સઇયદના સામેની લડત માટેજ યોજાયું છે તેવું ખુલ્લું થઇ ગયું.

મુંબઇ સમાચારે ભલે બીજી નિષ્ઠાથી પોતાની અંતર-વરાળ બહાર કાઢી હોય પણ તેણે વ્હોરા કોમ ઉપર ઘેરાતાં વાદળોની જાણ કરી અને તેણેજ વ્હોરા કોમ ઉપર પડનારી વીજળી સામે સમય સર રક્ષણ મેળવવાની મુંગી જાહેરાત કરી. કારણ કે, કેળવણી અને ઉદ્યોગીક વૃધ્ધીના પરદા પાછળ સત્તાવીસ વર્ષની અંગત લડતનો ઇતિહાસ હતો.

સમાચારના આ ઉદ્‌ગારોએ કોમના કાનો સચેત કર્યાં. અને બીજી તરફ પત્રીકામાં, કે જે લાગતાવળગતા આસામી-ઓનેજ વ્હેંચવામાં આવી હતી તેના છેડે છપાયલા "આ (કંકોતરી ?) સાથે લાવનારને દાખલ કરવામાં આવશે" તેવો અર્થ દેખાડતા શબ્દોની જાણ થઇ એટલે જરૂર સંમે-લન બોલાવનારના અંતરમાં કાંઇક છુપાયું છે તેવી બાળકે બાળકને ખાતરી થઇ ગઇ,

એટલે એ સંમેલનનું કાર્ય જોવા અને ખરેખરજ કોમની ઉદ્યોગીક સ્થિતિ સુધારવા ચર્ચા થતી હોય તો તેમાં

પોતાથી બનતો ફાળો આપવા 'મુંબઇ સમાચાર' માં પ્રસિધ્ધ થએલું આમંત્રણ વાંચી સુંદરાબાઇ હોલ આગળ દાઉદી વ્હોરા જનતા હાજર થઇ ગઇ.

પોતાના શબ્દો ખરેખર ઉઘાડા પડી ગયા છે—અને ધારણ કરેલા મોસ્ના મીંછા જરૂર દેખાઇ આવશે—એવી આ કહેવાતા સાત મહાપુરૂષોને અને તેમના સાથીદારોને ખાત્રી થઇ, અને હોલથી દુર સરયામ રસ્તા ઉપર કલાકો સુધી વિચાર કરતાંજ ઉભા રહયા. કેટલાક પ્રતિષ્ઠિત માણસોએ, જવાબદાર વયિકતઓએ, આ સાત મહાશયોનું હોલનો માર્ગ ખુલ્લો હોવા તરફ ધ્યાન ખેચ્યું, પણ સત્તાવીસ વર્ષોથી પોતાના અંતરમાં ગુંગળાય રહેલા ગલીચ શબ્દો જાહેરમાં બોલવા તેમની નૈતીક હિંમત ન ચાલી. અને સુંદરાબાઇ હોલની ચાવી સોંપી નાગપાડા પર આવેલાં 'અસમા મંઝીલ'ની અટારીએ જઇ પોતાના અંતરનો ઉભરો પોતાના ઘરના માણસો વચ્ચે જાણે ખાલી કર્યો.

પહેલા દિવસની મીટીંગમાં તો પ્રમુખ શેઠ યુસુફઅલીએ કોમમાં કેળવણીની વૃધ્ધી કરવા માટે પોતાની અંતરની ઇચ્છા જાહેર કરી પણ બીજા દિવસની મીટીંગમાં એ પ્રમુખ સાહેબ નાદુરસ્ત તબીયતને અંગે ગેરહાજર રહયા. ઉદેપુરથી આવેલા મી. પાલીવાલાને પણ ન જાણે શું થયું કે એ પણ હાજર રહી શકયા નહિ. અને બાકી રહેલા પાંચ શખ્શોમાં કોઇ સત્તાવીસ વર્ષનો ઉભરો સંપુર્ણ રીતે ખાલી કરી શકે એવા ન હોવાથી શ્રી. હાતિમ અલવીને પ્રમુખસ્થાન અપાયું.

બીજી બાજુએ વોહરા કોમના નામે આ સંમેલન યોજનારા ખરેખર કોમની બહેતરીનો ખ્યાલ રાખતા હોય તો તેમને કોમના બીજા ઘણાએ પ્રતિષ્ઠિત પુરુષો, આગેવાનો, ધનપતિઓ અને યુવાનો સાથ આપી શકે, એ હેતુથી વડા આમીલ તરફથી સાથ સાધવા સુચવવામાં આવ્યું. અગર પોતે એ નામદાર આગળ આવવા શરમાતા હોય તો ભાઇસાહેબ સાલેહભાઇ સાહેબ પોતે તથા મુલ્લા મહમદઅલી અલાબક્ષ જવા તૈયાર થયા, અને ગયા. જેના પરીણામે પ્રમુખ શેઠ યુસુફઅલીએ મીટીંગ પર સંદેશો મોકલાવી મીટીંગ ચાર દિવસ મુલતવી રાખવા સુચવ્યું.

આ સંદેશાથી મીટીંગમાં ભારે રોષની લાગણી વ્યાપી રહી. લડત લડવા માટે મેદાનમાં આવી ચુકયાં હતાં એટલે લડતનો જુસ્સો શાંત પાડી દેના આ સંદેશા તરફ વિરોધ જાહેર કરતા શબ્દો ગુંજી રહયા.

જેનો જવાબ આપતા પ્રમુખની ખુરશી પરથી શ્રી. હાતીમ અલવીએ કહયું કે 'આપણે ઘણી કુરબાનીઓ આપી છે, અને સામાજીક અને આર્થીક રીતે ઘણું સહન કર્યું છે. આપણાં ઘણાં અપમાનો થયાં છે અને આપણને પારાવાર મુસ્કેલીઓમાં મુકવામાં આવ્યા છે. પરંતુ આ મુસ્કેલીઓએ આપણને આજે એકત્ર કર્યા છે, અને છેલ્લા ૨૭ વર્ષની લડત આજે સંયુકત અને મોરચા રૂપ બની છે. દેશના જુદા જુદા ભાગમાં સુધારકોની (એટલે દાઅવતથી વિરૂધ્ધ જઇ જે નાત બહાર મુકાયા છે તેમની) લડત જુદી જુદી રીતે ચાલતી હતી તે બધી લડતો આથી સંગઠીત

કરીને આપણે આખરી અને ઇન્સાફનો જંગ શરૂ કર્યો છે !"

પહેલા તો કોમ ધારતી હતી કે ફક્ત ૨૭ વર્ષનો અણગમો દર્શાવવા કે લડાઇ લડવા સંમેલન યોજાયું છે. પણ પ્રમુખના ઉપલા શબ્દો પછી જનતાને પુરેપુરી ખાતરી થઇ ગઈ કે કેળવણીની વૃધ્ધી કે ઉદ્યોગીક ક્ષેત્રો ઉઘાડવાની રચના તો ફક્ત શબ્દોમાંજ હતી. એટલે જે આશાથી અને જે ઉદ્દેશથી મિટીંગ મુલ્તવી રાખવા માંગણી થઇ હતી તે નષ્ટ થવાથી અને ખરૂં દ્રષ્ટિ બિંદુ જાહેર થઇ જવાથી સમાધાનના બારણા બંધ થયા.

તે પછીની બે મીટીંગોમાં ન છાજતાં ઘણાએ અપ-શબ્દો, જે જીભેથી તેઓ નામદાર સૈયદનાને દાઅવતે હાદી-યાની ગાદીના સરતાજ કહેતા હતા તેજ જીભે, તેમની મશ્કરી ઉડાવતા, અપમાનજનક શબ્દો છુટથી બોલાયા.

બંધ બારણે કોમનું નામ ચોરી લઇ તેને 'વ્હોરા સંમેલન' કહેવડાવી, કેટલાક પ્રથિષ્ટિત પુરૂષોને ભોળવી કોમમાંથી અલગ રહેલા કોમના નામે જે કંઇ કરે છે તેમાં કોમને કશું હિત નથી, એ જાહેર કરવા તા. ૨૬ મી ની રાત્રે દાઉદી વ્હોરાઓની એક જંગી સભા પાકમોડીયા સ્ટ્રીટમાં ભરવામાં આવી. જેમાં પ્રમુખ શેઠ મુલ્લા મહમ-દઅલી અલાબક્ષે જણાવ્યું કે 'જે સાત પુરૂષોએ આ સંમેલન યોજી કોમની સ્થિતિ સુધારવાનું માથે લીધું છે, પરંતુ તેમાંના એક—મસ્કતીએ અત્યાર સુધી કોમ માટે કાંઇ કામ કર્યું નથી.—કાજીજીએ બીજા ટ્રસ્ટોમાંથી એકાદને સ્કોલરશીપ આપી હશે, પણ પોતાની કમાઇની એક પાઇ

પણ કોમ માટે ખરચી નથી. કોમનું ભલું કરવા કોઇ પ્લેટફોર્મ ઉપર પણ જે ઉભા રહયા નથી. મી. જંગબારવાલા જંગબારમાંજ રહયા છે. તો પછી કોમની ઉન્નતી કરવા જેના દિલમાં ઉત્સાહ છે, જેણે કોમનું કંઇક અંશે ભલું કર્યું છે.—તેવાઓને વંચીત રાખી બંધ બારણે કોમના નામથી સંમેલન યોજી કોમનું શું ભલું કરવાનાં હતાં? આવા સંમેલનનો કોઇ અર્થ નથી. અને તેવા સંમેલન સાથે કોમનો કશો સંબંધ નથી.'

એટલેજ અમે જાહેર વર્તમાનપત્રમાં કહયું હતું કે 'કોમની આર્થીક સ્થિતિમાં વૃધ્ધિ કરનારાને સત્તાવીસ વર્ષનો ઇતિહાસ યાદ કરવાની જરૂર નથી-કોમમાં સામાજીક સુધારા કરવા પોતાના માથે વીતેલી અંગત વિટંબણાઓ યાદ કરવાનો આ સમય નથી—'

દાઅવતે હાદીયાની ગાદીને માનનાર, પણ ગાદી પર બીરાજમાન થયેલને અવગણનારને—દાઅવતે હાદીયાની ઇમારતને સંગીન અને સંપુર્ણ બનાવવાની ઇચ્છા રાખી તેના વિરૂદ્ધ અણછાજતા શબ્દો વ્હેતા મુકનારને—અમો કહી ચુક્યા છે અને હજુએ કહીએ છીએ કે,

"દાઉદી દાઅવતના પાયાને મજબુત કરી તેના નામને બુલંદ કરવા-એ ઇમારતને સંપુર્ણ બનાવવા એ દાઅવવતના સરતાજ અને માલીકને સંતોષી—તેમને તમારા બનાવી લેવાની પહેલી જરૂર છે. અને એ માલીકને તમારા બનાવી લેશો તોજ તમારા સત્તાવીસ વરસોની જેહમત સફળ થશે અને દાઉદી વોહરાઓનું કલ્યાણ કરી શકવા માટે તમારૂં જીવન તમો સફળ કરી શકશો.

## (૧૭)

## વહોરા સંમેલન

("યુવક" ફેબ્રુઆરી ૧૯૪૪)

કોમી ઇતિહાસમાં બીજીવાર અખીલ હિંદ દાઉદી વહોરા કોન્ફરન્સ મુંબઇ ખાતે ભરાવાના સમાચાર જ્યારે અમે સાંભળ્યા ત્યારે આ કોન્ફરન્સના આગેવાનોની દુરઅંદેશી પર ઉમીદ રાખી અમે આશા સેવી હતી કે લગભગ ૨૫ વરસથી કોમમાં કોમ અને કોમી બંધારણ વિરૂધ્ધ જે ઝેરી તત્વ પ્રસરી રહયું છે તેની સમાધાની થઇ જશે, અને તેમ થવાથી આ કોન્ફરન્સના આગેવાનો જેમ ઇચ્છે છે તેમ કોમનુ કંઇ ભલુંજ થશે. પરંતુ આજે જ્યારે આ કોન્ફરન્સની પુર્ણાહુતી થઇ છે, ત્યારે અમને ખેદપુર્વક નોંધ લેવી પડે છે કે તેઓએ આ કોન્ફરન્સ દ્વારા પોતાની હઠધર્મીની વેદી પર કોમની સામાજીક, આર્થિક કે કેળવણીની પોતાનાથી શક્ય એટલી ઉન્નતીનું પણ બલીદાન આપ્યું છે.

આ કોન્ફરન્સ ભરવાની જ્યારે શરૂઆત થઇ ત્યારે પહેલાજ કમનસીબ સમાચાર અમને એ સાંપડયા કે આ કોન્ફરન્સની બેઠક કોમના અનેક આગેવાનો, કોમી પ્રગતી ઇચ્છતી સંસ્થાઓ, અને કોમી ખેરખ્વાહો માટે ઇરાદા પુર્વક બંધ રાખવામાં આવી છે. અમે સમજી શકતા નથી કે જો કોન્ફરંસનો હેતું સમસ્ત વહોરા કોમને લાભ થાય એવી સ્કીમો ઘડવાનો હતો, કોમમાં કેળવણીનો પ્રચાર કર-

વાનો હતો, અથવા કોમમાં હુન્નર ઉદ્યોગના ક્ષેત્રનો વિકાસ કરવાનો હતો, તો પછી આ તે એવાં કયા કાર્યો હતા જે માટે કોમને અંજાણ રાખી પોતાના ગણ્યા ગાંઠયા ડેલીગેટોના નિર્ણય પરજ સમસ્ત કોમની ઉન્નતીનો પાયો રચવાની તેઓએ પેરવી કીધી છે.

મિ. હાતીમ અલ્વીએ પોતાના ભાષણમાં છાતી ઠોકીને એવા ઉદ્‌ગારો કાઢવાના સમાચાર વર્તમાનપત્રોના પાને ચઢયા છે કે તેઓ દઅવતે હાદીયાહની ગાદીને વફાદાર રહેવા માંગે છે પરંતુ આ ગાદી પરથી ચાલતા અમલના વિરૂધ્ધ છે. અમે સમજી શકતા નથી કે આમ કહી 'ગાદી' કે જે માત્ર એક Material વસ્તુ છે, તેને વફાદાર રહેવાનો તેનો શો અર્થ કરે છે. દાઅવતે હાદીયહની ગાદી પ્રત્યે વફાદાર રહેવાનો સીધો અને સરળ અર્થ તો એ થાય છે કે આ ગાદીના જે વારસ હોય તેઓ પ્રત્યે વફાદારી દાખવવી, અને જો મી૦ હાતીમ અલવી પોતાના ભાષણનો આવોજ અર્થ કરતાં હોય તો અમો પુછવાની જુરઅત કરીશું કે પરિષદની બેઠકો દરમિઆન ના. સરકારેઆલીની પવીત્ર જાત મુબારક પર અને દાઅવતે હાદિયહ ના બંધારણ પર જે ગલીચ આક્ષેપો જુદી જુદી બીન જવાબદાર વ્યકતીઓ તરફથી કરવામાં આવ્યા તેને કેમ ચલાવી લેવામાં આવ્યા? શું કોમની કેળવણી, અને સામાજીક ઉન્નતીના વિષયો ચર્ચવા માટે આવીજ ભાષાઓની જરૂરત હતી.?

છેલ્લે અમે એટલું તો ચોકકસ કહીશું કે આ પરિષદ ભરવામાં પરિષદના આગેવાનોએ કોમ અને કોમી રહબરોની સલાહ અને સહકારથી કામ કર્યું હોત તો તેઓ પોતાના

ઇરાદાઓ, જેવાકે તેઓએ પરિષદના હેતુઓમાં જાહેર કર્યા છે, ઘણી સારી રીતે પાર ઉતારી શકતે. એટલુંજ નહિ પણ જો તેઓને કોમનું ખરેખર દર્દ હોય તો તેઓએ ધાર્યું છે તે કરતાં વધારે કોમની બેહબુદી કરી શકતે.



(૧૮)

## આકા ! રેહમતનો દરવાજો ઉઘાડો ! !

( મુંબઇ સમાચાર તા. ૨૪-૧-૪૪ )

"અલહમદો લીલ્લાહે રબ્બીલ આલમીન"

"ચશમે દીલસે દેખતે હંય
અબ તેરી શાનોકો હમ
આજ તક ગીનતે રહે
તસબીહ કે દાનોકો હમ."

મારા આકા અને મૌલા સઇ. તાહેર સઇફુદીન (ત. ઉ.) સાહેબ જોગ.

આકા લાંબી મુદત પછી આપ નામદારને મારી ટુટી ફુટી ઝબાનમાંથી નીકળતા હકીકી શબ્દો વડે આપનું ધ્યાન ખેંચું છું કે, મૌલા હવે રેહમતના દરવાજાને ઉઘાડી દઅવતના દુશ્મનોને રાહે રાસ્ત ઉપર આવવા દો. શરીઅત સાથે રમતબાજી ખેલનારા સાથીદારોની સલાહને ઠોકરે મારી

દો, દુશ્મનોના નામે ઓળખાતા સુધારકો આપના હકીકી મોહીબ્બો છે તે હું ખાત્રી પુર્વક અરજ કરૂં છું:

**"જીતને કીસ્સે હંય તઅસ્સુબકે, વોહ સબ હંય બેસબાત ભુલહી જાયેંગે આખીર ઐસે અફસાને કો હમ."**

મોલા આખું એ જગત મુહબ્બતની વસ્તીમાં રહેવા માટે પ્રચાર કરે છે અને જગતમાં વસતી દરેક કોમ પોતપોતાની બેહતરી માટે આગે કદમ કરતી જાય છે. આવા મવકાને હાથથી ગુમાવશો નહી અને મોલા આજેજ રહેમતના દરવાજા ઉઘાડી "હઇયા–અલસ્સલાહ" "હઇયા–અલલ–ફ્લાહ" ના સુત્રો દરરોજ અનેક વાર આપણે બોલી જઇએ છીએ તેનો આજેજ અમલ કરીને બાપોકાર કહી દો કે એ મોઅમીન ભાઇઓ! અને બહેનો!! આવો તમારા માટે બંધ થએલા દઅવતે હાદીયહના રેહેમતના દરવાજા ઉઘડી ગયા છે. તમારી અને કોમની બેહતરી અને બેહબુદી માટેની સ્કીમો તઇયાર કરો અને મારી રૂહાની ખીદમતનો લાભ ઉઠાવો.

મોલા, જરૂર માનજો કે ઉપલા મારા શબ્દો આપના નુરાની ચહેરા ઉપરથી હસતા હસતા ઝરરીન અકવાલો બની બહાર પડશે કે તરતજ જગતમાં ખુદાતઅલાની રેહમતનું નુર વરસી જશે અને કહેવાતાં દુશ્મનો આપ નામદારને એવી જીઆફત આપશે કે જે દઅવતની તારીખમાં ઝરરીન અક્ષરે લખાશે.

અને મોલા અકવામે આલમ જોશે કે કઉમે દાઉદીનો આટલો જલદી અને આવો ઝરરીન પલટો કેવી રીતે થઇ ગયો?

મોલા મને માફ કરજો, કહેવાતા દુશ્મનો આપની દઅ-

વતને કે આપના આશાઓને કે આપની માલ મીલકતને યા આપના હકીકી પાવરને જરા પણ નુકશાન નહી આવવા દે બલ્કે સોનેરી ફુલોના ઢગલાથી આપને વધાવી લેશે.

લી૦ [illegible]નો હામી ઉદેપુર

(૧૯)

## દાઅવત-વિરોધી મુનાફીકો કોમના દોસ્ત હોઇ શકે નહિ.

### દાઉદી વ્હોરા કોમ સાવધાન

("આગે કુચ" તા. ૨૫-૧-૪૪.)

દાઉદી વહોરા કોમમાં શિક્ષણનો પ્રચાર કરવાનો સુંવાળો સ્વાંગ સજીને દાઅવત અને કોમના વિરોધીઓ દાઉદી વહોરા કોમ સામે એકવાર ફરીથી હાજર થયા છે, અને તેઓએ જે દાવ અજમાવવાની કોશિષ કરી છે તેમાં દાઉદી વહોરા કોમના ઘણા ભાઇઓ ફસાઇ પડે એ સંભવિત હોઇ દાઉદી વહોરા કોમના ભોળા ભાઇઓને ફરીથી હું સાવધાન રહેવાની ચાચના કરૂં છું.

દાઉદી વોહરા કોમનાં દરેકે દરેક સભ્યોએ જાણી લેવું જોઇએ કે દાઉદી વોહરા કોમને નામે મુનાફિકોએ ગઇ તા. ૧૭ અને ૧૮ મીએ જે સંમેલન ગોઠવ્યું હતું એ સંમેલન પાછળનો મુનાફિકોનો એકજ મેલો અને ગંદો હેતુ આ હતો.

કે કોમનાં ભોળા ભાઇઓ પોતાની જાળમાં ફસાઇ જાય અને વર્ગોની પોતાના દીલની મેલી મુરાદ પાર પડી જાય.

કોમના સમજુ ભાઇઓએ જો સમયસર કોમને ચેતવી ન દીધી હોત તો મુનાફિકો પોતાની નેમમાં કેટલી હદે ફાવી જાત એ સમજી શકાય તેવું હોઇ એ ઉપર વધુ વિવેચન કરવાનું યોગ્ય નહિ ગણતા હું આજે દાઉદી વોહરા કોમને ઢંઢોળી ઢંઢોળીને પડકાર કરૂં છું કે મુનાફિકોની ફરેબી જાળથી દુર રહો. અગરજો તમારા દિલમાં કોમની અખંડતાનું અને કોમનાં સુવ્યવસ્થીત બંધારણનું સ્વમાન હોય તો આ મુનાફિકોની ફરેબી જાળથી દુર રહો તમારી આંખો ઉઘાડો અને જુઓ કે આજદિન સુધી આ મુનાફિકોની ટોળકીએ કોમની ભલાઇ માટે શું કર્યું છે? કોમમાં કયા સદાવ્રત ખોલ્યા છે? કોમની કેળવણી માટે કઇ હાઇસ્કુલ બાંધી છે? કઇ કોલેજ કાયમ કરી છે? સિવાય કે તેઓએ કોમનાં કરોડો રૂપીઆ અદાલતને આંગણે બરબાદ કરાવ્યા અને કોમ, તરક્કીની રાહે આગેકુચ કરતાં અટકી પડી.

આજની કોમની બેહાલી માટે જો કોઇ જવાબદાર હોય તો તે કોમમાં હસ્તી ધરાવતા મુનાફિકોજ છે. જેઓ જમાત ખારીજ થયા છે તેવાઓને કોમની હમદર્દી કરવા માટેનો હકજ શું છે? છતાં જો એ લોકો એવો દાવો કરતા હોય કે અમે કોમની હમદર્દી કરીએ છીએ તો એ નર્યું સફેદ જુઠ છે, દંભ છે, પાખંડ છે.

આજે આખું યુરોપ હિટલરે સળગાવેલી આગનાં ભડકે બળી રહયું છે, લોકોના અમન અને શાન્તિના કોઇ ઠેકાણાં

રહયા નથી. જ્યાં જુઓ ત્યાં ખુનરેજી ચાલી રહી છે. આ બધી ખુનામરકી અને કત્લેઆમની હવા ચોગમ ફેલાઇ રહી છે, ત્યાં તરક્કીની તમામ યોજનાઓ અટકી પડે અને જ્યારે એ માટે એની સામે પુછવામાં આવે કે આ બધી અધોગતિનું કારણ શું છે? તો તેના જવાબમાં આજે એની ના કોણ પાડી શકે તેમ છે કે આ બધી બરબાદી માટે હીટલર જવાબદાર નથી?

યુરોપની જ્યારે નવી રચના થશે અને એ નવરચનામાં જે જે મુશ્કેલી નડશે તે માટે હિટલરનેજ જવાબદાર ગણવામાં આવશે. આ મારા નક્કર સત્યને જો આજે કોઈ નહિ સ્વીકારે તો આવતી કાલે તો સહુ કોઇને સ્વીકારવુંજ પડશે. તેવીજ રીતે કોમના મુનાફિકો તરફથી કોમની બરબાદી માટેનાં ષડયંત્રો ઉભા કરવામાં આવ્યાં અને જુદા જુદા સ્વરૂપમાં તેને કોમ સામે રજુ કરવામાં આવ્યાં. પરિણામે કોમનાં કરોડો રૂપીયા બરબાદ થયા અને કોમ, તરક્કીની રાહથી ઘણી પાછળ હટી ગઇ.

હવે આ માટેની જવાબદારી મુનાફિકોના શીરે નથી રહેતી એમ કોણ કહી શકે છે? ઇમામ હુસેન (અ. સ.) ને શહિદ કર્યા પછી ઇમામ હુસેન (અ. સ.) ના લુંટાયેલા કાફલાને યઝીદના દરબારમાં લાવવામાં આવ્યો અને ત્યાં યઝીદે ઇમામ હુસેન (અ. સ.) નો કાતિલ પોતે નથી એમ સાબીત કરવા માટે દરબારમાં સવાલ કર્યો, તો દરબારમાંથી જવાબ મળ્યો કે જેના તરફથી ઇમામ હુસેન (અ. સ.) સામે લશ્કર મોકલવામાં આવ્યું, એ લશ્કરને ખોરાક પુરો પાડવામાં આવ્યો

સરંજામ અને હથીયાર પહોંચાડવામાં આવ્યા, તેને ઇમામ હુસેન (અ. સ.) નો કાતિલ ગણી શકાય.

યઝીદે સામો સવાલ કર્યો કે તે શખસ કોણ છે?— યઝીદને જવાબ મળ્યો કે તું. યઝીદ આથી ગભરાયો અને દિવાના જેવો બની ગયો અને ભય પમ્યો કે રખેને લોકોનો ખઉફ મારા ઉપર ઉતરી પડશે તેથી ઇમામ હુસેન (અ. સ.) ના લુંટાયેલા કાફલાને મુક્તિ આપી. આજે જો કોઇ એમ કહે કે કોમની આજની બેહાલી કરવા માટે કોને જવાબદાર લેખી શકાય? તો શું એમ નથી ઠરતું કે કોમની બેહાલી માટે જો કોઇ જવાબદાર હોય તો કોમમાં ફિસાદ ફેલાવી રહેલા મુનોફિકોજ છે.

યઝીદ પાસે સત્તા હતી અને એ સત્તાના બળે દુનિયા માંથી તે ઇમામતના નુરને નાબુદ કરવા માગતો હતો, પણ આપણી સામે કરબલાનો ઇતિહાસ મોજુદ છે, કે ઇમામત કાયમ રહી, ઝળહળતી રહી, અને યઝીદના તખ્તો તાજ ધુળમાં રગદોળાઇ ગયા, અને યઝીદની કબર ઉપર આજે કાચ ગાળવાની ભટ્ટી ધગધગી રહી છે.

સઇયદના કુતુબુદીન શહિદ (અ. કુ.) સામે પણ સત્તાએ સામનો કર્યો, છતાં દાઅવતનો સફીનો, દાઅવતનો બાગ, ફુલતો અને ફાલતોજ રહયો. ૧૯૧૭ માં સરદાર સઇયદના વ મવલાના અબુ મોહમદ તાહેર સઈફુદીન (ત. ઉ. શ.) ની સામે થનારાં પાસે સત્તા નહિ હતી, પણ દઉલત હતી. એ દઉલતના નશામાં મકમુર બનેલાઓ દાઅવતના સફી-નાને ઉથલાવી નાંખવા માટે બહાર આવ્યા. જયારે તેઓ બેહાલ બન્યા ત્યારે તેની જગ્યા આજે માલામાલ બનેલા

બીજાઓએ લીધી અને તેઓ દાઉદી વહોરા આલમમાં કુળવણીનો પ્રચાર કરવાની આડમાં દાઉદી વહોરા કોમ સામે રજુ થાય છે.

આ લોકોને પુછવામાં આવે કે જો તમે ખરેખર કેળવણીનાં ચાહકો છો તો બુરહાનપુરમાં કોમના પૈસાથી કાયમ થએલી હકીમીયા હાયસ્કુલ અને બોર્ડીંગ આજે તમારા વર્ગના કબ્જામાં છે તેને છેલ્લા ડચકાં ખાતી તમે બચાવી શકતા નથી? શા માટે તેમાં પરકોમના બાળકોને સરકારી ગ્રાન્ટ મેળવવા માટે દાખલ કર્યા છે? શા માટે તમારી દોલત એના ડગમગતા પાયામાં વેરી દેતા નથી?

અગર જો તમો સાચા સ્વરૂપમાં કેળવણીના હિમાયતી હો તો તમો તમારાજ વર્ગના કબ્જામાં રહેલી હકીમીયા હાઇસ્કુલ અને બોરડીંગને કરોડો રૂપીયા કેમ આપી દેતા નથી? બોલવું જુદી વાત છે અને પૈસા કાઢવા તે જુદી વાત છે. મારૂં આ કડવું સત્ય ઘણાઓને પોતાની નેમ પુરી પાડવામાં ચોંકાવશે, પણ સત્ય તે સત્યજ છે. એક ને એક દિન તે જાહેર થયા સિવાય રહેશે નહિં. આજે મારા માટે લોકો ગમે તે વિચાર બાંધે પણ સત્ય કહેતા જરા પણ અચકાઇશ નહિ કે, મુનાફિકો તે મુનાફિકોજ છે, તેઓ કોમ અથવા દાઅવતનાં દોસ્ત થઇ શકેજ નહી. જેઓના દિલમાં દાઅવત તરફ હસદ અને કિન્નાની જવાલાઓ ભભુકી રહી છે એવાઓથી કોમ આશાજ શું રાખી શકે?

હું પરેશાન છું કે વર્તમાન પત્રોમાં સમાધાન, સમાધાનની જોશભેર ચર્ચાઓ કરવામાં આવે છે. આવી ચર્ચા

કરનારાઓને હું પુછીશ કે સમાધાન કોની સાથે હોઇ શકે? જેઓ ઇન્કાર કરવા ઉપરજ મુશતાક હોય ત્યાં તેવાઓની સાથે સમાધાન કઇ રીતે થઇ શકે?

એમ પણ કહેવામાં આવે છે કે જમાત ખારીજ થયેલાઓને પાછા અપનાવી લેવા જોઇએ. જમાત ખારીજ થયેલાઓને અપનાવી લેવા માટે બીજાઓ જેટલા આતુર છે એનાથી વધુ હું પણ આતુર છું, પણ જમાત ખારીજ થયેલાઓ દાઇ-ઉલ-મુતલક તરીકેનો સૈયદના (ત. ઉ. શ.) ને માનવાનો સાચા દિલનો ઇકરાર ન કરે ત્યાં સુધી કઇ રીતે સમાધાન સંભવીત થઇ શકે? પણ આવો ઇકરાર મેલા દિલના મુનાફિકો હરગીઝ કરવાના નથી. તેઓની તો એકજ નેમ છે કે દાઅવતે હાદીયાની ગાદીને ઉથલાવી પાડવી.

આના સમર્થનમાં તા. ૨૨ મીએ મળેલા ન્યુ નાગપાડા પર આવેલ અસ્મા મંઝીલ ખાતેના મુનાફિકોના સંમેલનમાં હાતિમ ગુરજીએ ઉચ્ચારેલા શબ્દો હું અહીં રજુ કરૂં છું:-

"આપણે ના. વડા મુલ્લાંજી સાહેબની ગાદીને ઉથલાવી પાડવા માગતા નથી તેમજ આપણે દાઅવતના વિરોધીઓ પણ નથી. આજે હું બુલંદ અવાજે અત્રેથી જાહેર કરીશ કે કોન્ફરન્સના કાર્યકરો દાઅવતે હાદીયાની ગાદીને સંપુર્ણ વફાદાર છે. આપણે તો આ પવિત્ર ગાદી ઉપર જે વહીવટ ચાલી રહયો છે તેનો વિરોધ કરી રહયા છીએ."

હાતીમ ગુરજીના આ શબ્દો પાછળ છુપાયેલા છળને ભાગ્યેજ કોઇ પીછાણી શકશેં, કારણ કે હાતીમ ગુરજીએ એવી સીફત પુર્વક ના૦ હુઝુરેઆલીની ઝાતપાક ઉપર હુમલા કર્યા છે કે તેને સ્હેલાઇથી સમજી શકાય નહી, પણ એની

ઉંડાણમાં ઉતરતાં સમજદારોને સમજાયા સીવાય રહેશે નહી કે હાતીમ ગુરજીનાં એ શબ્દે શબ્દમાં દાઅવત સામે હસદ, વૈર, છળ, કપટ અને કીન્નાનો જ્વાળામુખી ભભુકી રહયો છે.

આનો અર્થ એ થાય છે કે દાઅવતની ગાદી સલામત રહે પણ તે ખાલી હોવી જોઇએ!!! દાઅવતની ગાદી ઉપર વહીવટ કરનારનું હોવું જરૂરી નથી! યુરોપમાં ના૦ પોપ છે પણ તેમની સત્તા નથી. સત્તા વગરનો પોપ આજે એકમેકના ગલા પીસી રહેલાઓને પડકારી પડકારીને ઇસુ ક્રાઇસ્ટનો અમન અને શાંતિનો સંદેશો સંભળાવી રહેલ છે પણ ગુમરાહીની ઉંડી ગર્તામાં ગબડી પડેલાઓનાં કાને એ અવાજ અથડાતો નથી. આજે યુરોપ જે સ્થીતીમાં મુકાઇ ગયેલ છે એ સ્થીતીમાં દાઉદી વોહરા કોમે મુકાઇ જવું હોય તો મુનાફિકોએ દાઅવતે હાદીયાની ગાદીને ઉથલાવી પાડવાની રચેલી ફરેબી જાળમાં ફસાઈ જવે. પણ મને યકીન છે કે એક પણ દાઉદી વોહરા કોમનો બચ્ચો મુનાફિકોએ બીછાવેલી ફરેબી જાળમાં ફસાશે નહિ.

કારણ કે દાઉદી વોહરા કોમની સામે કરબલાનો ઇતિહાસ મોજુદ પડયો છે અને દાઉદી વોહરા ભાઇઓ સૈયદના કુતુબુદ્દીન (અ. કુ.) ના ઝમાનાને પણ ભુલી શકયા નથી, અને એ પણ નથી ભુલી શકયા કે ૧૯૧૭ માં મુનાફિકો અને દીનના દુશ્મનોએ દાઅવતના સફીનાને ઉથલાવી નાંખવામાં શું બાકી રાખ્યું હતું?

આજે મુનાફિકો ધાંધલ અને ધમપછાડા કરીને બાંગ પુકારે છે કે અમો કોમની ભલાઇ કરવા માગીએ છીએ, પણ ના. વડા મુલ્લાંજી સાહેબ અમને રોકે છે. આના

જવાબમાં હું જણાવીશ કે મરહુમ ઝીકાભાઇ ચાંદાભાઇ કાગળવાલા કોમની ભલાઇ માટે પોતાની દઉલત ખરચી ગયા તેમને કેમ ના. સૈયદના (ત. ઉ. શ.) એ રોકયા નહિ? મરહુમ હસનઅલી અબ્દુલઅલી "નાસેરૂદીન" ધોળકાવાલા તરફથી ધોળકાની અંદર કેળવણી અપાઇ રહી છે, બોર્ડીંગ ચાલે છે અને સ્કોલરશીપો અપાય છે તેની સામે કેમ ના૦ સઇયદના (ત. ઉ. શ.) તરફથી અટકાયત નાખવામાં આવતી નથી? છેલ્લે છેલ્લે સુરતમાં આવતા મુસાફરોને મુસાફરખાનામાં એક ટંકના જમણની જોગવાઇ માટે રૂપીયા પચાસ હજાર જેવી નાદર રકમ પોતા તરફથી આપવા માટેનો ભાઇ હુસેનીભાઇ ઝુમખાવાલાનો હાથ કેમ ના૦ સઇયદના (ત. ઉ. શ.) એ રોકયો નહિ? ઉપરાંત મુંબઇમાં નાગદેવી સ્ટ્રીટમાં વેપાર કરતા મેસર્સ હૈદરભાઇ ઇસ્માલજીના ભાગીદાર મુલ્લાં ઇસ્માઇલ, કે જેમણે પચાસ હજાર રૂપીયા ખરચીને ખોખા બજારના મહંમદી બાગમાં કોમ માટે મફત દવાખાનું શરૂ કર્યું તે સામે ના સઇયદના (ત. ઉ. શ.) એ કેમ અંકુશ મુકયો નહિ?

કોમની ભલાઇ પાછળ લાખ્ખો રૂપીયા ખરચી નાખનાર દાનવીરોના આવા તો અનેક દાખલાઓ હું આપી શકું તેમ છું. કોમની ભલાઇ ચાહનારાઓ તો પોતાની સદકમાઇની દઉલત પાણી પેઠે ખરચે છે અને એ ખરચનારાઓને ના. સઇયદના (ત. ઉ. શ.) તો હંમેશાં ભલી દુઆઓજ આપતા રહયા છે, પણ આજે કોમની ભલાઇ કરવાના ઓઠા હેઠળ દાવતે હાદીયાના સફીનાને ઉથલાવી નાખવા

બહાર પડેલાઓ જે હમદર્દી–હમદર્દી અને કેળવણી–કેળવણીની–ઢીંગો મારી રહયા છે તેઓઓને હાથે કોમની આબાદી નહિ પણ બરબાદીજ સમાયેલી છે, તે પુરવાર કરતાં આ બધા દાખલાઓ વાંચીને કોમના ભોળા ભાઇઓ જો સત્ય નહિ સમજે તો પછી તેમનીજ કમનસીબી કહેવાશે.

ખાન બહાદુર મુલ્લાં મહંમદઅલી અલાબક્ષની માન્યતા મુજબ સંમેલનના પ્રમુખ શેઠ યુસુફઅલી એ. કરીમજી જંગબારવાલાના દિલમાં કોમની પ્રગતિ માટેની સાચી અને તિવ્ર ઇચ્છા હોય તો ખુદાવંદે કરીમના દરબારમાં મારી ઇલ્તેજા છે કે તેઓ કોમની બેહબુદી અને ભલાઈ માટે સત્વર જમાત ખારીજ થયેલાઓની અસરમાંથી મુકત થઇને, કોમ આબાદીના રાહમાં કોમને ઉપયોગી થઇ પડે એવી ઇચ્છા સાથે, સમય વીતી જાય તે પહેલાં દાવતે, હાદીયાની છત્રછાયા હેઠળ આવી જાય, અને કોમની ભલાઇ માટે ઉપયોગી થઇ પડે. આમ છતાં હું માનું છું કે, શેઠ યુસુફઅલી જંગબારવાલાની દૌલતનો કોઇપણ ભાગ દાઉદી વહોરા કોમને મળી શકશે નહિ કારણ કે શેઠ યુસુફઅલી જંગબારવાલાએ પોતાની દૌલતમાંથી એક લાખ રૂપીયાની રકમ દાઅવત વિરોધી ટોળકીમાં આપવાનું જાહેર કર્યું છે. આવા સંજોગો વચ્ચે શેઠ યુસુફઅલી જંગબારવાલાથી દાઉદી વહોરા કોમ શું આશા રાખી શકે ?

દાઅવત વિરોધી મુનાફિકોની ટોળકીએ ખુબ ખુબ બુમ બરાડા મારીને, ધાંધલ અને ધમપછાડા મારીને સરવાળે

એક લાખ અને નેવું હજાર રૂપીયા જમા કરાવ્યાં છે. અને બે લાખ રૂપીયા જમા કરવાનો વાયદો કીધો છે જેમાં એક લાખની રકમ તો ખાલી શેઠ યુસુફઅલી જંગબારવાલા પાસેથી મેળવી શકયા છે અને બાકીની નેવું હજારની રકમ કાગળના પાને જમા કરાવી છે.

વિરોધીઓ પોતાનું સંમેલન ગોઠવે તે પહેલાં મારા મુરબ્બી મિત્ર મી. સોરાબજી પાલનજી કાપડયાએ પોતાના "મુંબઇ સમાચાર" માં ખાસ નોંધ લખીને જાહેર કર્યું હતું કે સંમેલન બોલાવનારાઓમાં લાખોપતિઓ છે અને તેઓ કોમનું દારિદ્ર ફીટાવી નાંખવા માટે બહાર પડયા છે જ્યારે એ લાખો અને કરોડો રૂપીયા ધરાવનાઓ માત્ર એક લાખ અને નેવુ હજાર રૂપીયા કાગળના પાને જમા કરાવી શકયા હોવાના સમાચાર સાંભળવા છતાં, મારા મુરબ્બી સોહરાબજી પાલનજી કાપદીયાએ દાઉદી વોહરા કોમને અન્યાય કરવાનું કામ ચાલુ રાખ્યું છે.

હું મી૦ સોહરાબજી પાલનજી કાપડીયાને મારા મુરબ્બી માનું છું, એ માટે કે તેમને મારા ઉપર ઘણાં અહેસાનો કર્યા છે, છતાં એક બાજુ મુરબ્બી અને સાથે અહેસાન, અને બીજી બાજુ ફરજ, આમાંથી મને મારૂં અંતઃકરણ ફરજ તરફ વળવાનો પડકાર કરે છે, એટલે આજે હું મારી ફરજ ઉપર ઉભો રહીને મારા મુરબ્બી મારા ઉપર અહેશાન કરનાર મી. સોહરાબજી પાલનજી કાપ-ડીયાને યાચના કરૂં છું કે દાઉદી વોહરા કોમ અને તેનાં હાદીનો ખુદાને ખાતર પીછો છોડો. ખુદાને ખાતર કોમની બરબાદીના કારણરૂપ તમે ન બનો. છેલ્લા સત્તાવીસ વર્ષ

થયા દાઉદી વોહરા કોમના મુનાફિકોએ જે જે શડયંત્રો ઉભા કર્યાં છે, તેના પરિણામે કોમની પારાવાર ખાનાખરાબી થઇ છે. કોમ બેહાલ બની, છે કોમના હજારો નવજવાનો બેકારીમાં સપડી રહયા છે. કોમના સેંકડો કુટુંબોને એક ટંક પુરતું ખાવાનું મળતું નથી. બેહાલ બનેલા કોમના હજારો કુટુંબોનાં બાળકો આજે નિરાધારીમાં તરફડીયા મારી રહયા છે, આ બધાનાં મુળ માટે કોમની તરકકીમાં અવરોધ નાખનારા કોમના મુનાફિકો જેટલા જવાબદાર ગણાશે એનાથી ઓછા નહિ પણ એટલાજ જવાબદાર આપ મુરબ્બી ગણાશો. કારણ કે આપે કોમ અને દાઅવત સામે આપના "મુંબઇ સમાચાર"ની કોલમો ભરવામાં કશી કચાશ રાખી નથી.

"મુંબઇ સમાચાર"ના એડીટર મી. સોહરાબજી પાલનજી કાપડીયા સાથે મારે કોઇ જાતનો અંગત દ્વેશભાવ નથી. આ માટેનો એક લેખિત પત્ર પણ મારા તરફથી મી. સોહરાબજી પાલનજી કાપડીયાને મેં મોકલેલો. "મુંબઇ સમાચાર" સામેનો જંગ એ મારા ઉસુલનો જંગ છે અને "મુંબઇ સમાચાર" પોતાની કોમ વિરોધી નીતિ ચાલુ રાખશે તો મરતા દમ સુધી મારો જંગ ચાલુ રહેશે.

હાતિમ ગુરજીના તા. ૨૨–૧–૪૪ ના રોજે ન્યુ નાગપાડાના અસ્મા મંઝીલમાંથી ના. સૈયદના (ત. ઉ. શ.) ની જાત સામે પડકારરૂપે ઉચ્ચારાયેલા શબ્દો હું ઉપર આપી ગયો છું. એ બધા શબ્દો એમના એમ રવીવારના "મુંબઇ સમાચાર"માં પણ છપાયાં છે. હાતિમ ગુરજીએ ઉચ્ચારેલા શબ્દોની અંદર **"પ્રમાણીક"** શબ્દ

ભેદભરી રીતે, સીફત પુર્વક, મી૦ સોહરાબજી પાલનજી કાપડીયાએ કયા હેતુસર સોમવારના "મુંબઇ સમાચાર" માં આમેજ કર્યો છે એનો ખુલાસો અગર મી૦ સોહરાબજી પાલનજી કાપડીયામાં ઇન્સાનીયતજ નહિ પણ માત્ર ઇન્સાનીયતનો અંશ પણ બાકી હોય તો તે જાહેર કરે.

રવીવારના "મુંબઇ સમાચાર"માં જે કાંઇ છપાયું છે તે મોજુદ પડયું છે. અને તેનો કોઇનાથી ઇન્કાર થઈ શકે નહિ, જ્યારે બીજા દીવસના "મુંબઇ સમાચાર"માં મજકુર રીપોર્ટની વચ્ચે "પ્રમાણીક" શબ્દ ઘુસાડી દેવામાં આવે છે અને "મુંબઇ સમાચાર"ના અગ્રલેખમાં લેવાયલી આ વીષયની ખાસ નોંધના ફકરામાં પણ દાખલ કરવામાં આવે છે.

આ આચરણ ઘણું અધમ ગણાય, જેને એક પત્રકારના પ્રમાણીકપણાનો ખુલ્લો દરોહ હું તો માનું છું. હું આજે જે કંઇ લખી રહયો છું, એ મારા અંતઃકરણનો અવાજ છે. મારી આજુ બાજુ આ લખું છું ત્યારે કોઇ મને રોકનાર નથી, કે જેથી મારા અંતઃકરણનાં આવાજને હું રૂંધી શકું. મારા અંતઃકરણમાંથી નીકળેલા અવાજથી જો મી૦ સોહરાબજી પાલનજી કાપડીયા પત્રકારના ધર્મને સમજતા થઇ જાય તો હું માનીશ કે મી૦ સોહરાબજી પાલનજી કાપડીયામાં ઇન્સાનીયત જેવું કંઇ બાકી રહયું છે.

હું દુનીયાની કોઇ પણ આફત સહી લેવાના મકકમ ઇરાદાથી આજે મારા અંતરનો અવાજ રજુ કરી રહયો છું. આમ કરવાના બદલામાં મને જીંદગીભરની જેલ મળે કે ફાંસીનો માચડો, તેની મને કંઇ પરવા નથી.

હું દાઉદી વ્હોરા કોમ અને ખાસ કરીને નવજવાનો સમક્ષ યાચના કરૂં છું કે મારા આ અંતરના અવાજને તમારા કાન સુધી પહોંચાડો અને જુઓ કે આજે કોમની શું હાલત થઇ રહી છે? આજે ઘણાંઓને હું એમ સાંભળતા જોઉં છું કે જો કરબલાની અંદર અમે મઉજુદ હોત તો હઝરત ઇમામ હુસૈન (અ. સ.) ને શહિદ થવાનો વખત ન આવત. અમે ઇમામ હુસૈન (અ. સ.) ની ઢાલ બની જતે અને યઝીદી તલ્વારોના ઘા અને તીરોના વાર અમારી છાતી પર ઝીલી લેતે.

આજે એ સમય ફરીથી આપણી સામે આવ્યો છે, જ્યારે આપણે આપણા એશો-આરામમાં મશ્ગુલ છીએ અને આપણી નઝર સામે દાઅવત સામે મુનાફિકો નવા-નવા દાવો અજમાવી રહયા છે. કોમને દાઅવત વિરોધી બનાવવા માટે નવા રૂપમાં નવી નવી જાળો બીછાવી રહયા છે. છતાં આપણે ચુપ છીએ. શા માટે કે આપણને દીન કરતાં દુનિયાના પ્રલોભનો વધુ પ્યારા લાગે છે. દીનની હિફાઝત માટેના માર્ગમાં આવતી આફતો ઝીલવા માટે આપણામાં જોમ રહયો નથી. આપણે ગફલતમાં ઘણો સમય પાસ કર્યો અને હજી પણ જો આપણે ગફલતમાં રહીશું તો મુનાફિકો દાઅવતના સફીનાને ઉથલાવી નાંખવાની વર્ષોથી જે નેમ સેવી રહયા છે એ પુરી કરવા માટે એના રસ્તાઓ ખુલ્લા થતા જશે, જો કે ઇમામતનો સીલસીલો બાકી છે અને તે કિયામત સુધી રહેવાનો છે. એને મીટાવવા માટે દુનિયાની કોઇપણ સત્તા કામ્યાબ થવાની નથી.

એક લાખ અને નેવુ હજાર રૂપીયા દિવસોની દોડધામ પછી ભેગા કરનાર મુનાફિકોને ખબર નથી કે કોમના હાદીનો એક શબ્દ બહાર પડે છે કે કોમની ભલાઇ માટે લાખો રૂપીયા નિછાવર કરી દેવામાં આવે છે. મુંબઇની સૈફી હાઇસ્કુલ માટે જ્યારે ના. સૈયદના (ત. ઉ. શ.) એ કોમની સામે કહયું કે માત્ર અર્ધા કલાકમાં લાખો રૂપીયા જમા થઇ ગયા.

આજે ઠેર ઠેર કોમની બેહબુદી માટે દાઅવતના જાંનિસારો પાણીની પેઠે પૈસા ખરચી રહયા છે. આની પાછળ કોઇ ધમપછાડા કરવામાં આવતા નથી. જ્યારે કરોડો અને લાખોપતિ મુનાફિકો કોમની ભલાઇ અને કોમનું દરિદ્ર ફીટાવવાને બ્હાને બહાર પડે છે તો, માંડ માંડ માત્ર એક લાખ અને નેવું હઝાર રૂપીયા કાગળના પાને જમા કરાવી શકે છે.

આ હકીકત ડામાડોળ હાલતમાં જીવતાં કોમના ભોળા ભાઇઓ માટે ઇબ્રત લેવા લાયક નથી તો બીજું શું છે? હજી પણ સમય હાથથી ગયો નથી. ગયેલો સમય પાછો આવવાનો નથી. આજે કોમ સામે સમય છે, કોમે વ્યવસ્થીત થઇને દાઅવતના સફીનાને ઉથલાવી પાડવા માટે કોમના ઉપર મુનાફિકો જે જાળ બીછાવી રહયા છે તેમાં ન ફસાતાં મુનાફીકોના તમામ ષડયંત્રોના ભુકકા ઉડાવી દેવા કતિબદ્ધ બની જવું જોઇએ. અને સંમેલનને સફળતા મળી હોવાનો વર્તમાન પત્રોમાં પ્રચાર થાય છે તેને સમુળગો ખોટો માની સમેંલનને સરીયામ નિષ્ફળ બનાવતાં રહેવું જોઇએ.

(૨૦)

# દાઉદી વહોરા કોમમાં સુધારકોની ચળવળ સામે ફાટી નીકળેલો વીરોધનો વંટોળ.

## મુંબઈનું સુધારક સંમેલન અને દાઉદી વહોરા કોમ.

### અધિપતિ પર પત્રોનો દરોડો.

(સાંજ વર્તમાન તા. ૨૫-૧-૪૪)

બહોત શૌર સુનતેથે પ્હેલુ મે દીલકા.
જો ચીરા તો એક કતરએ ખુન નીકલા

"સાંજ વર્તમાન" ના અધીપતી જોગ,

સાહેબ,

આખી દુનીયામાં અને ખાસ કરીને હીંદુસ્તાનમાં કોમી બંધારણની દ્રષ્ટીએ આદર્શ અને અનુકરણીય તેમજ સંગઠીત બંધારણ આજના આધુનીક યુગમાં પણ જો કોઇ કોમ ધરાવતી હોય તો તે ધરાવવાનું માન એક માત્ર દાઉદી વોહરા કોમનેજ ફાળે જાય છે. આ નરી સત્ય બીનાનો જેને પોતાની કોમ પ્રત્યે દાઝ છે અને જેને સાચા અર્થમાં કોમી દર્દ છે તેવો હરકોઇ પ્રમાણીક માણસ સ્વીકાર કરી રહયો છે. કોમી તરક્કી, બંધારણમાં રહીને તેમજ ઇસ્લામના ઉંચા અને આલા નીયમોનું પાલન કરીને જો કોઇ કોમે પ્રાપ્ત

કરી હોય તો અને ગર્વ સાથે કહેતા લેશ માત્ર સંકોચ થતો નથી કે તે માત્ર વોહરા કોમેજ કરી છે. આજની વોહરા કોમની વેપાર પ્રગતી, વાણીજ્યની, આધુનીક કેળવણી તરફ આગળ વધવાના કોમના પ્રયાસો તેમજ ધામીંક ક્ષેત્રમાં ઈસ્લામના પુરાણા પરંતુ સાચા અને આદર્શ ઉસુલોનું લગભગ સંપુર્ણ રીતે પાલન, એ રીતે દુન્યવી તરક્કીઓ સાથે સાથે દીન પ્રત્યેની પણ સંપુર્ણ મોહબ્બતનું સાચું ઈસ્લામી રહસ્ય જો કોઈ કોમમાં આજે નજરે ચઢતું હોય તો તે માત્ર દાઉદી વોહરા કોમમાંજ છે. આ બરકતનું ખરૂં રહસ્ય વોહરા કોમનું આદર્શ બંધારણ અને પોતાના રૂહાની પેશવા પ્રત્યેની વફાદારીમાં રહેલું છે.

આપણે જોઈ રહયા છીએ કે, કોમી બંધારણોના અભાવે તેમજ કોમી પેશવાઓ અને મુખલીસ લીડરોની ગેરહાજરીના કારણે હીંદુસ્થાનની ગેરધર્મી કોમો તો શું પણ ખુદ ઈસ્લામીઓ પૈકી બંધારણ ધરાવતી અનેક જમાતો આજે વેરવીખેર હાલતમાં છે. અને તેનો સાચો ખ્યાલ હરકોઈ પ્રમાણીક કોમના શખસને છે અને બંધારણના અભાવે તેઓ જે દુર્ગતી ભોગવી રહયા છે તેનું તેઓને દુઃખ અને પસ્તાવો છે. આ દ્રષ્ટિએ વીચારતાં સઉથી પહેલો વીચાર એજ આવી શકે છે કે હરકોઈ કોમ જે પોતાની સાચા અર્થમાં પ્રગતી ઈચ્છતી હોય તેનો એક સાચો પ્રમાણીક ઈલાજ એજ છે કે, તે કોમે સઉથી પહેલાં પોતાના કોમી બંધારણને સંપુર્ણ વફાદારી સાથે જાળવવું જોઈએ બલકે બને તેટલા પ્રયત્નો કરીને અને ભોગ આપીને તે બંધારણને વધારે મજબુત અને આદર્શ કરવું જોઈએ.

ખુદાના ફઝલો કરમથી આપણી કોમ ઘણે અંશે આજે આવું એક આદર્શ બંધારણ ધરાવે છે. તેમજ એક સંપુર્ણ રૂહાની પેશવાની સરપરસ્તી, દુઆઓ અને બરકતો કોમની સાથે છે. આ સ્થીતીમાં જે શખ્સ કોમની કેળવણી વીષયક, આર્થીક, સામાજી કે ધાર્મીક પ્રગતી કરવાનો પ્રમાણીક હેતુ ધરાવતો હોય તો, તે શખ્સની નઇતીક ફરજ છે કે કોમમાં રહીને, કોમના બંધારણનું વફાદારી પુર્વક પાલન કરીને, તેમજ પોતાની કોમના પેશવાની રાહબરી, સર પરસ્તી અને દોઆઓ સાથે સમસ્ત કોમના સહકારથીજ તેમ કરવાનો પ્રયત્નો કરે

ખરી વસ્તુસ્થીતી આ પ્રમાણે હોવા છતાં હાલમાં પોતાને સુધારક કહેવડાવવાનો દાવો કરતાં કેટલાક તક સાધુઓએ કોમની તરકકીના નામે મુંબઇ ખાતે એક દાઉદી વહોરા સંમેલન એવા અસત્ય બહાના નીચે ભરવાનો મીથયા પ્રયાસ કર્યો હતો કે તેઓ કોમના આર્થીક, સામાજીક અને કેળ-વણીના વીષયોમાં કોમને મદદ કરવાનો ઇરાદો રાખે છે. કાગળ ઉપર દેખાતા ઉમદા ઉદેશો છતાં આ સંમેલન બોલાવના-રાઓના નામની યાદી ઉપરથી તેમજ પાછલા ઇતીહાસ ઉપ-રથી દરેક અનુભવી માણસને સંપુર્ણ રીતે ભાન હતું કે આ સંમેલન અને તેનાં બ્હારથી બતાવવામાં આવતા ઉદેશો તો માત્ર કોમને ઉંધે રસ્તે દોરવાનો તેમજ કોમમાં ભાગલા પડાવી કોમી બંધારણને કમજોર બનાવવા પુરતો દંભ હતો. આમ છતાં શરૂઆતમાં સંમેલનના કરતાધરતા-ઓએ દાઉદી વહોરા કોમના તમામ અનુયાયીઓની નામદાર સૈયદના તાહેર સઇફુદીન(ત. ઉ.) સાહેબ તરફના પ્રેમ અને

વફાદારીના ભાનને લઇને પોતાના અસત્ય નીવેદનોથી કોમ ઉપર એવી છાપ પાડવાની કોશીષ કરી હતી કે આ સંમેલનનો આશય નામદાર સૈયદના તાહેર સૈફુદીન (ત. ઉ.) સાહેબની વિરૂધ્ધ કોઇ ચળવળ ઉપાડવાનો નથી. અથવા તો ધાર્મીક વિષયોમાં કશી દખલ કરવાનો નથી. પરંતુ કોમના સદભાગ્યે આ હડહડતી અસત્ય હકીકત ઝાઝો વખત છુપી રહી શકી નહીં. અને સંમેલનના જે ઉદેશો જાહેરને બતાવવામાં આવ્યા હતા, તે તદન અસત્ય હતાં, કારણ કે સંમેલનના સંચાલકોએ ઘરને ખુણે કોમના નામે પસંદ કરેલા તેઓ ના કહેવાતા પ્રમુખસાહેબ સંમેલનમાં આવી શકયા નહી, અને સંમેલનના કાર્યકરતાઓએ આ પ્રમુખપદનું સ્થાન મી૦ હાતીમ અલવીને આપ્યું. મી૦ હાતીમ અલવીના વીચારો, કાર્યપધ્ધતી અને સૈયદના સાહેબ તરફની તેઓની વર્તણુંકથી કોમ સારી રીતે વાકેફ હતી. જે સંમેલનનો મી૦ હાતીમ અલવી જેવો શખ્સ પ્રમુખ હોય અને ત્યાર પછી પણ એમ કહેવામાં આવે કે સંમેલનનો આશય સૈયદના સાહેબની મુખાલેફત કરવાનો નથી, એ હકીકત પોતેજ પોતાની અસત્યતાનો સૌથી મોટો પુરાવો છે. વળી મી૦ હાતીમ અલવીએ પ્રમુખ તરીકેના પોતાના ભાષણમાં પોતાનું પોતપ્રકાશીને સૈયદના સાહેબ વીરૂધ્ધના જે વીચારો દર્શાવ્યા છે તેથી સંમેલનના સંચાલકોની આખી બાજી ઉઘાડી પડી ગઇ છે.

આ રીતે અસત્યના પાયા ઉપરજ જેની રચના કરવામાં આવી હોય, કોમની તરક્કીના નામે સંમેલન બોલાવ્યા પછી કોમી ભાઇઓ માટેજ જે સંમેલનના દ્વાર બંધ હોય.

અને જે સંમેલન એ સ્થળે ભરાતું હોય કે જયાં પગ મુકવા માટે પણ કોમના સાચા મોહીબ્બો રાજી ન હોય, જે સંમેલનના કરતાધરતાઓ સૈયદના સાહેબના વરસોના જુના શત્રુઓ હોય, જેઓ જમાતથી ખારીજ થયેલા હોય, રૂહાની તરક્કીની વાતો કરવાં છતાં જેઓની બેઅમલીથી કોમ સંપુર્ણ રીતે વાકેફ હોય, પશ્ચીમી જ્ઞાનના મોહ પાછળ જે લગભગ ઇસ્લામને પણ ભુલી ગયા હોય, કેળવણીના શાબ્દીક પ્રયોગ સીવાય ખરી રીતે જેઓએ દાઅવતે હાદીયાનીજ કેળવણીને ફગાવી દીધી હોય, કોમના બંધારણને નામે નઇતીક રીતે પાળવી જોઇતી એક પણ ફર્ઝ જેઓ અદા કરતાં ન હોય, કોમના બાળકોને કેળવણી આપવાનો દંભ કરતાં જેઓ પોતાની દીની કેળવણીનોજ પ્રતીકાર કરતાં હોય, મુકદમાબાજીઓ કરી જેઓએ કોમના લાખો રૂપીયાનું પાણી કરાવ્યું હોય, કોમના ઉંચ અને આદર્શ બંધારણને તોડી પાડવા જેઓ આજે વરસો થયા પ્રચાર કરતા હોય, ચોપાન્યાઓ મારફતે કોમના રૂહાની પેશવાને દુન્યા સમક્ષ ઉતારી પાડવાનો નીચ પ્રયાસ કરતા હોય, કોમના કોઇ પણ કાર્યમાં આજ સુધી જેઓની લેશ માત્ર ઇમદાદ ન હોય, ટુંકમાં જે લોકો કોમના બંધારણ પ્રમાણેના નીયમોનો અને કોમના રૂહાની પેશવાની સરપરસ્તીનો તમામ દ્રષ્ટીએ ઇનકાર કરતાં હોય, તેઓને કોઇ હક નથી કે દાઉદી વહોરા કોમના નામે આવા ખોટા ધતીંગો યોજે.

આમ છતાં આપણે જાણીએ છીએ કે આવા પ્રસંગો આ લોકો હંમેશા તક મળતા ઉભા કરવાનું ચુકતા નથી, અને તેથી આપણી એ નૈતીક ફરજ છે કે આવા વાહીયાત

બકવાસ કરનારાઓથી કોમે દુર રહેવું જરૂરી છે. કારણ કે ઈતીહાસ ઉપરથી આપણે એ સારી રીતે જાણીએ છીએ કે આવા પ્રકારના ફીરકા પાડનારાઓ કોમમાં દરેક જમાનામાં ફુટી નીકળ્યા હતા, જો કે તેથી કોમને કશું નુકશાન થઈ શકયું નથી. પણ આવા ફીસાદ જગાવનારાઓના વમળમાં જેઓ આવ્યા છે તેઓને આજે વેરવીખેર હાલતમાં જુદા જુદા નામોથી આપણે જોઈ રહયા છે.

આપણે માઅબુદ પાસે ઈચ્છીશું કે આવી હાલત આ લોકોની ન થાય. અને તેઓ ખરી વસ્તુસ્થીતી સમજીને કોમના સરતાજની સરપરસ્તી અને કોમના બંધારણને સંપુર્ણ વફાદાર રહીને નામદાર સૈયદના તાહેર સૈફુદીન (ત. ઉ.) સાહેબની રઝામંદી અને દોઆઓને શામેલ રાખીને આખી કોમની હમદર્દી અને આર્થીક મદદ સાથે ઈસ્લામીયતના ઉસુલો પ્રમાણે કોમની તરકકી માટેના પ્રયત્નો જારી કરે.

આ સીવાય આ કહેવાતા સુધારકો બીજો જે કોઈ માર્ગ ગ્રહણ કરશે તો તે, તેઓ માટે મોતનાં ફાંફાં સમાન નીવડશે. સંમેલનની નીષ્ફળતાઓ ઉપરથી હવે તેઓએ પાઠ લેવો જોઈએ કે કોમના નામે આવા ઢોંગ હવે શકય નથી એટલુંજ નહી, પણ આવી નાલાયક હરકતો કોમ વધુ વખત બરદાસ્ત કરવા પણ તૈયાર નથી.

**અબ્દે સૈયદના,**

**ફઝલેઅબ્બાસ તૈયબઅલી જમીનદાર.**

મુંબઈ, તા૦ ૨૩–૧–૧૯૪૪.



# (૨૧)
# કોમની સાથે રહીનેજ કોમની ઉન્નતી કરો !

"સાંજ વર્તમાન"ના અધીપતી જોગ,

સાહેબ,

દાઉદી બંધારણ શરીઅત ઉપર રચાએલું છે, ને શરીઅતમાં કોઇને પણ હકક નથી કે ફેરફાર કરી શકે. ના. સૈયદના સાહેબ તે શરીઅતના રક્ષક છે, તેમાં કંઇ તેઓ ફેરફાર કરી શકે નહી, પણ તેનું રક્ષણ કરે છે તો તેમના પાસેથી શું હકો લેવાના હોય ? દાઉદી વોહરા બંધારણમાં વધુમતી કે લઘુમતીનો સવાલ રહેતો નથી, કે સામો પક્ષ અગર વધુમતીમાં થઇ જાય તો તે પણ નામદાર સૈયદના સાહેબને ગાદીએથી ઉઠાડી બીજાને ગાદીએ બેસાડી શકે નહી.

આગળનો ઇતીહાસ તપાસો તો માલુમ પડશે કે કોમમાં અનેક વખતે બંડ જાગ્યા ને કોમમાં નફરેકા પડયા, પણ કંઇ ના૦ સૈયદના સાહેબ અગર તેમની કોમ મટી ગઇ નહી.

દાઉદી વોહરા કોમ વેપારી છે. હુન્નર ઉદયોગ પણ અમુક પ્રમાણમાં છે. દીની દુન્યવી કેળવણી પણ ઘણા સારા પ્રમાણમાં છે. નામદાર સૈયદના સાહેબની દેખરેખ નીચે કોમમાં લગભગ ૩૦૦ પ્રાથમીક સ્કુલો છે, ત્યાં મઝહબી ઉપરાંત દુન્યવી કેળવણી અપાય છે, ૫ હાઇસ્કુલો છે અને એક ગર્લ્સ હાઈસ્કુલ સ્થાપવાની છે.

કેળવણી, વેપાર, હુન્નર, ઉદયોગ વગેરે વધારી શકાય તે માટે ના૦ સૈયદના સાહેબ રાત અને દીવસ મહેનત કરી કહી

રહયાં છે કે વેપાર વધારો, ઉદ્યોગો મોટા પ્રમાણમાં ખોલો, દીની દુન્યવી કેળવણી જેટલી બને તેટલી વધારે લો. ગયા મોહરમની વાએઝોમાં ના૦ સૈયદના સાહેબે ઉપલી બાબતોને બહુજ અસરકારક રીતે કોમને સમજાવી હતી.

જે કોમનું ભલું કરવું છે તે કોમથી દુર દુર ભાગી અગાશીમાં બેસીને, કે કોમમાંથી નીકળી જઇને, કંઈ કોમનો ઉધ્ધાર થઇ શકશે નહીં. પણ કોમના સાથે રહીને કોમના બંધારણ મુજબ, ઉપલી અનેક બાબતોથી કોમનો ઉધ્ધાર થઇ શકે છે.

લી૦

**ગુલામઅલી તૈયબઅલી દારૂખાનાવાળા.**

(૨૨)

## નૈતિક હીંમતનું દેવાળું.

"સાંજ વર્તમાન"ના અધીપતી જોગ—

સાહેબ,

હું કોન્ફરન્સના સ્થળે શનીવાર તા૦ ૨૨ મી જાનેવારીએ સાંજે ૬ વાગે ગયો. પગથીયાં ચઢતાંજ કોઇચા તથા સુરતીએ મને રોકયો. કાર્ડ બતાવતાં, દાખલ થવા જ નહી દેવામાં આવે એમ સંભળાવ્યું, અને વધુ કાંઇ કરશો તો પોલીસ અને પઠાણો હાજર છે એમ બતાવ્યું.

મી૦ સાહેબ ઇ. સાબીર એમ. એ. એલ. એલ. બી. એ મને સીધ્ધાંતની રૂએ દાખલ કરવો જોઇએ એમ કબુલ કર્યું, અને તે માટે કાર્યવાહકોને સમજાવવા કોશીષ કરવા કબુલ્યું, અને કોન્ફરન્સ બોલાવનારા આગેવાનો ડૉ. કાજીજી, મસ્તી, વગેરેને મળ્યા, પણ કોઇ રીતે મને દાખલ કરવા માટેની પરવાનગી મેળવવામાં સફળ થયા નહી. સવા કલાકની કોશીશ પછી, ત્યાંથી મને પાછો વળવાની ફરજ પડી. કાર્ડ સાચો હોવાની ખાત્રી પહેલેથીજ ભાઇ સાબીરે કરેલી અને એ કાર્ડ બનાવટી છે એમ કહેવાની મને અટકાવનારાઓ હીમ્મત કરતા હોય તો, તેમ પાછળ લખી આપવાનું જણાવતાં, તેઓએ સાફ ઇન્કાર કર્યો હતો. સમજી નથી શકાતું કે હાજરી આપનારાઓ શું સીધ્ધાંત ઉપર ભેગા મળે છે. અને દાખલ કરવા માટે શું નીયમો ઠરાવેલા છે કે, મારા જેવા એકને દાખલ થતો રોકી બીહી જઇને નઇતીક હીંમતનું દેવાળું બતાવે છે. સુંદરાબાઇ હાલમાં કોમને દાખલ ન કરી નાગપાડા નાસ્યા, અને અહીં મારા જેવા એકને પણ દાખલ ન કરી નઇતીક હીમ્મતનું સદંતર દેવાળું કાઢ્યું છે.

લી૦

**તૈયબ એસ. એન. દીવાનજી**

બી. એ. (ઓનર્સ) એલ. એલ. બી. એડવોકેટ.



## (૨૩)

# અભણ છતાં હમદર્દ.

(સા. વ. તા. ૨૫-૧-૪૪)

એમ. હુસેન લીલાંઉવાળા નામના વોહરાભાઇ લખી જણાવે છે કે આગલા વખતમાં મુંબઇમાં જ્યારે દાઉદી વોહરાઓની વસતી ઓછી હતી ત્યારે મહુંમ આદમજી પીરભાઇએ લાઇનબંધ રૂમો બંધાવ્યા હતા. આજે વસ્તી ચાર ગણી થઇ, છતાં મોર્રાસવાલા શેઠનું ફકત નાનકડું મુસાફરખાનું છે, જેમાં ફકત કલાકોની ગણત્રી મુજબ ૧૦ દસ દીવસજ રાખવામાં આવે છે.

મરહુમ આદમજી પીરભાઇ કેળવણી વગરના હતા, પણ સરનો હોદદો ભોગવતા હતા, જેની સખાવતો જુઓ તો ગામેગામ દેખાશે, તેવણુ કંઇ ગ્રેજ્યુટ કે મેત્રીક ન હતા.

આજ કાલ વોહરા કોમમાં હમદર્દીઓ નીકળી પડયા છે તેઓને લાયક છે કે દાઉદી વોહરા કોમને કોઇપણ બાજુએ નહીં દોરવતાં પોતાના મુળ સ્થાને પાછી લાવવાની મજબુત કોશેશ કરે.



(૨૪)

## ખુલાસો કરશો ?

(સા. વ. તા. ૨૫-૧-૪૪)

---

"ફખરીયાહ"ના તખલ્લુસથી એક વોહરાભાઇ લખી જણાવે છે કે સુંદરબાઇ હૉલમાં દાઉદી વહોરા કોમની આર્થીક અને સામાજીક હાલત પર ચર્ચા ચલાવવા કોમના બની બેઠેલા આગેવાનો એક યા બીજા બહાના હેઠળ ઠરાવેલા સ્થાને સમયસર સભા ન ભરી શકયા એ તેમની નીર્બળતાં નહી તો બીજુ શું કહી શકયા ? કોમની ઉન્નતી કરવાનો વિચાર હતો તો પછી શા માટે સભા ભરવામાં ન આવી ?

સંમેલન બોલાવનારાઓ નીચે જણવેલાં ચાર સવાલોનો ખુલાસો કરશે કેઃ—

(૧) દાઉદી વોહરા સંમેલન નામ રાખી શા માટે આમંત્રણ પત્રીકાઓ કાઢવામાં આવી ?

(૨) દાઉદી વોહરા સંમેલન નામ રાખી શા માટે જમાતખારીજ થયેલાં ઇસ્મોને આમંત્રણ આપવામાં આવ્યા ?

(૩) જમાતખારીજ થયેલો માણસ દાઉદી વોહરા કોમનો સભ્ય તરીકે રહી શકતો નથી તો પછી મી૦ હાતીમ અલ્વીને મંગળવાર તા૦ ૧૮-૧-૪૪ની મીટીંગમાં એકટીંગ પ્રમુખ તરીકે મી૦ મસ્કતીએ અને મી૦ ઢામરાને કેમ પસંદ કર્યો ?

(૪) જો તમારી માન્યતા પ્રમાણે મી૦ હાતીમ અલવીનું ભાષણ સભા મોકુફી પુરતું જ હતું, તો પછી ચાલુ મીટીંગ વખતે ધર્મગુરૂ વર્ગને કટાક્ષ કરતી ગુજરાતી અને ઉર્દુમાં નઝમો શા માટે લલકારવામાં આવી હતી ?



(૨૫)

## "હું એકલો તમારી સાથે દલીલો કરવા તઇયાર છું."

(સાંજ વર્તમાન તા૦ ૯-૨-૪૪)

## મી૦ અબ્દુલહુસેન ઝાંઝરીયાનો ખુલ્લો પત્ર.

સુધારક વોહરા કોન્ફરન્સવાલા મી૦ હાતીમ અલવી, મી૦ તૈયબઅલી અલવી, મી૦ ઇમરાનઅલી એડવોકેટ, મી૦ ઇબ્રાહીમ, મી૦ ઇસમાઇલ શેખા, લુકમાનજી, મી૦ હમદાની અને મી૦ કોઇચાને એક ખુલ્લો પત્ર લખતાં મી૦ અબ્દુલહુસેન કરીમભાઇ ઝાંઝરીઆ લખી જણાવે છે કે, દાવતે હાદીયાની ગાદી તરફના તમારા વફાદારીના ઉદગારો જો તમારા અંતઃકરણના સાચો અવાજ રજુ કરતા હોય તો, ગાદીના માલીક તરફથી ચાલતો કારોબાર તમને બંડખોરી તરફ દોરવી, તમારી રોશન ખ્યાલી અને તમારા બાપદાદાઓની પવીત્ર માન્યતાને કોમ, દાવતે હાદીયા, અને ગાદીના માલેકને પરેશાન કરવા માટેની વલણ અખત્યાર કરેજ નહીં.

સુધારાની ધગશ હેઠળ તમે જે દાવાઓ કરો છો અને જે કુરબાનીઓ આપવાની તૈયારી બતાવો છો, તે તમારા મનથી ભલે ચોખ્ખી લાગતી હશે, પણ આજે ૮૦૦ વર્ષથી ઇમામ (અ. સ.)ની ખીદમત બજાવનારા, દાવતે હાદયાની સલામતી માટે કુરબાન થનારા, ખુદાના દાઇઓની રીતી-નીતીને તે ખંડન કરી નાંખનારી છે. એજ કારણે તમારી નીષ્ઠાને ખોટી માનનારાઓએ તમને સાથ આપ્યો નથી.

જો તમારી નીષ્ઠા નેક હોય અને તમે તમારા રાહને સીધી અને સાફ કરવા માગતા હો તો હું નાચીઝ તમને પડકાર કરૂં છું કે, સર રૂસ્તમ મસાની જેવા જાણીતા કેળવણીકાર, સર રહીમતુલ્લા ચીનાઇ જેવા મઝહબ અને દેશના ઉદયોગોના અનુભવી, અને દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી જેવા સંસારી ઝગડાઓ અને કાયદાના અભ્યાસીની હાજરીમાં તમારી સાથે વાદવીવાદમાં ઉતરવા હું એકલો તૈયાર છું, કે જેઓ સફળ દલીલ કરનારને પ્રમાણ આપે. કોન્ફરન્સની આમંત્રણ પત્રીકાઓ પર સહી મુકનારા હાજર થશે તો હું વધારે ખુશી થઇશ. તમારા અને મારા મુરબ્બી શેઠ 'યુસુફઅલી અલીભાઇ અલવી અને ભાઇ યુસુફઅલી જંગબારવાલાને હાજર રહેવા માટે નમ્ર વીનંતી છે. મારી મદદમાં મારા માલીકની દુવા સીવાય બીજી કોઇ પણ વ્યકતીને હું તમારી મરજી વીરૂધ્ધ હાજર રાખવા ઇચ્છતો નથી. કોમમાંથી કુસંપનાં બીજ દુર કરવાની મારી આ વ્યકતીગત ઇચ્છા અને નીસ્વાર્થ તજવીજ છે.

હું દ્રઢતાથી માનું છું કે, મારી પ્રાર્થના અને દલીલો

સાંભળવા પછી, કોઇની લવાદીની જરૂર નથી, એવો ચુકાદો મજકુર ત્રણ માનનીય વ્યકતીઓ આપશે. સવાલ માત્ર તમારી પ્રેસ્ટીજનો રહેશે. તો પ્રેસ્ટીજના એ સુલેહભક્ષી દેવને ઇમાન સીવાય, મારા તન, મન અને ધનનું બલીદાન આપી તમને અને તમામ પક્ષને મારી સાથે નામદાર સૈયદના સન્મુખ લઇ જવા સમર્થ થઇશ, તેની ખાત્રી મુરબ્બી યુસુફઅલી અલીભાઇ અલવી અને શેઠ ઇબ્રાહીમ આદમજી પીરભાઇ પણ તમને આપશે.



પ્રકરણ ૬ ઠ્ઠું

---

# સંમેલન વિષે છુટું છવાયું

---

(૧)

## સંમેલનમાં લુણાવડાના કયા ભાઈ હતા?

(મું. સ. તા. ૧૯-૧-૪૪)

---

સાહેબ, મુંબઈ સમાચારના તા૦ ૧૮-૧-૪૪ના અંકમાં દાઉદી વોહરા સંમેલનની પ્રથમ બેઠકના મથાળા નીચે જે

લખાણ આવેલું છે તેમાં જણાવવામાં આવ્યું છે કે ગોધરા, લુણાવાડા, માલેગામ વગેરે શેહરોના ડેલીગેટો સંમેલનમાં આવ્યા હતા, તથા સંમેલનને સફળતા ઇચ્છતા સંદેશાઓ ગોધરા, લુણાવાડા, દાહદ, માલેગામ વગેરે શેહરોમાંથી આવ્યા હતા. તો હમોને જણાવવાનું કે લુણાવાડાની દાઉદી વોહરા જમાઅતે કોઇ પણ ડેલીગેટને ઉપલા સંમેલનમાં મોકલ્યો નથી, તેમ પોતાના મનથી કોઇ પણ ઇસમને ડેલીગેટ તરીકે જવાનો હક નથી, એમ હમો ખાત્રીપુર્વક માનીએ છીએ. ઉપલા સંમેલનમાં લુણાવાડાનો કોઇ એક પણ ઇસમ હતો નહી અને કોઇ એક પણ ઇસમનો સંમેલનની સફળતા ઇચ્છતો તાર કે કાગળ ઉપલા સંમેલનને મળેલો નથી. ને જો કોઇ એક પણ ઇસમ લુણાવાડાનો ઉપલી સભામાં હાજર હોય અથવા કોઈ એક ઇસમનો તાર કે કાગળ ઉપલા સંમેલનની સફળતા ઇચ્છતો આવ્યો હોય તો તે સંમેલનના કાર્યકરતાઓ પબ્લીકની જાણ ખાતર નામ ઠામ સાથે બહાર પાડશે? નહી તો પબલીકને એમ માનવાનો હક છે કે ખોટી રીતે અનેક શહેરોના નામો ઉપલા સંમેલનમાં સંડોવેલા છે ને સંમેલનને મોટા રૂપમાં જાહેર કરી પબ્લીકને છેતરવાનો ઢોંગ કરેલો છે. માલેગામ, ચાલીસગામ ઉદેપુર વગેરેના જે કહેવાતા ડેલીગટો સંમેલનમાં આવ્યા હતા તેવું જણાવવામાં અવ્યું છે તો હમારી જાણ મુજબ મોટા ભાગના માણસો જે આવ્યા હતા તેઓ દાઉદી વોહરા જમાઅતની બાહર કાઢેલા (નાત-બાહેર મુકેલા) માણસો હતા, ને તેઓને દાઉદી વોહરા ગણી

શકાય નહી, ને તેથી ઉપલું સંમેલન દાઉદી વોહરા કોમનું હતું નહી, એમ સાબીત થાય છે.

લી૦

**ગુલામઅલી તય્યબઅલી દારૂખાનાવાલા,**

૧૯, પારસી ગલી, મુંબાઇ, ૩.

**નજરહુસેન કાદરભાઇ હૈદ્રાબાદવાલા,**

તા૦ ૧૮-૧-૪૪.



(૨)

## મી. દીવાનને મળેલું બનાવટી આમંત્રણ.

(મું. સ. તા. ૨૫-૧-૪૪)

સાહેબ, આપના તા. ૨૪-૧-૪૪ ના અંકમાં મી. અબ્દુલ તૈયબ દીવાન એડવોકેટના પ્રગટ થયેલા નીવેદન વીશે નીચેનો ખુલાસો મારા તરફથી પ્રગટ કરવાની વિનંતી છે.

મી. દીવાન જે પત્રીકા પોતાની સાથે લાવેલા હતા તે પત્રીકા બનાવટી હતી, તે કારણે, સંચાલકોએ એવણને દાખલ થતા અટકાવ્યા હતા. મી. દીવાને મને જણાવ્યું હતું કે એમની ઓફીસમાં એમની ગેરહાજરીમાં કોઇક એ પત્રીકા મુકી ગયું હતું જેના આધારે એવણ આવ્યા હતા. મી. દીવાનના કથનમાં અસત્યતા હોવાનું કારણ જણાતુ નથી પરંતુ, મી. દીવાનને ખોટે માર્ગે દોરવવા માટે કોઇક

એ બનાવટી પત્રીકા એમની ઓફીસમાં મુકી ગયું હશે અને એના, મી. દીવાન, અજાણતા ભોગ થઇ ગયા, તે માટે એક મીત્ર તરીકે મારી એમના પ્રત્યે સહાનુભુતી છે. બનાવટી પત્રીકા છાપી નીર્દોષ માણસોને અપમાનીત બનાવવાની થતી કોશીષ મી. દીવાન ચોકકસ વખોડી કાઢશે.

"સાબીર"ના નામથી જે હેંડબીલ પ્રગટ થયું છે તેની સાથે મારે કોઈ પણ પ્રકારનો સંબંધ નથી.

**સાલેહ જી. સાબીર**

૨૩ કામા ચેમ્બરસ,
મેડોઝ સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.
તા. ૨૪-૧-૪૪.

(૩)

( હેન્ડબીલ )

## કરાંચીવાળા હાતીમ અલવીની ઓળખાણ.

ગત અઠવાડીયામાં સુધારક વોહરા તરફથી જે સંમેલન રૂપી ધીંગાણું ઉભુ કરી દાઉદી વોહરા કોમમાં ફરીથી ૧૯૧૭ નો બનાવ તાજો કર્યો છે, અને કોમમાં કુસંપ કજીઆ વધારવાનો પ્રયાસ કર્યો છે, તે વીશે અમો અમારો મત દર્શાવવા પુરેપુરા હકદાર હોય, નીચે પ્રમાણે ખુલ્લી ચેતવણી અમારા પ્રોય કોમી બંધુઓ સમક્ષ રજુ કરીએ છીએ.

મી० હાતીમ અલવીએ દાઉદી વોહરા કોમના સરતાજ સૈયદના તાહેર સૈફુદીન સાહેબ વીશે ૧૯૩૬ ના માર્ચ માસમાં

નીચે પ્રમાણે પોતાનો મત દર્શાવેલો છે તે અત્રે જેમનો તેમ વાંચકોની જાણ માટે ઉતારીએ છીએ.

"નામદાર સૈયદના સાથે પુરતો પરીચય ન હોય એમના આદર્શો અને કામો હું બરાબર ન સમજી શકયો હોઉં તે સંભવીત છે પણ જ્યાં સુધી હું સમજ્યો છું ત્યાં સુધી ના. સઇયદના બહુજ હઠીલા, જીદ્દી, પ્રેમ કરતા વેરભાવી વધારે, અને પોતાની અંગત વડાઇમાં કોમની મોટાઇ જોનાર એક આસામી છે, અને આમારો વીરોધ નામદાર સઇયદનાનો અંગત નહી પણ તેમના આ સ્વભાવનો અને તેમની આ નીતીનો છે આપણામાં એકકહેવત છે કે "ઝેરનો ઉતાર ઝેર"

૧૯૩૬ ના ઉપરના ઉદગારો મુજબ "ઝેરનો ઉતાર ઝેર"થી વાળવા મુંબઇની કોન્ફરન્સમાં પ્રમુખપદેથી મી. હાતીમ અલવી તા. ૧૮-૧--૪૪ ના દીવસે બોલ્યા છે કે;

"શાદી ગમી અને નીકાહ વખતે વડા મુલ્લાંજી અડચણ ઉભી કરે છે--ત્રાસ ફેલાવે છે. એના--દીલમાંથી વેરભાવની લાગણી જતી નથી."

તે પછી તા. ૨૨--૧--૪૪ ના ક્રોનીકલમાં મી. હાતીમે પોતાનો ઇન્ટરવ્યુ પ્રગટ કર્યો છે તેમાં જણાવે છે કે મુલ્લાંજી સાહેબ સાથે અમોને કોઇ જાતનો વાંધો નથી પણ કેટલાક કોમના બની બેઠેલા આગેવાનો સ્વાર્થ ખાતર અમારા અને મુલ્લાંજી સાહેબના વચ્ચે દ્વેષભાવ ફેલાવે છે.

તે પછી બીજે દીવસે કોન્ફરન્સમાં મી. હાતીમ અલવી કહે છે કે "આપણે નામદાર વડા મુલ્લાજી સાહેબની ગાદીને ઉથલાવી પાડવા માંગતા નથી તેમજ આપણે દાવતના વીરોધીઓ પણ નથી. આજે હું બુલંદ અવાજે અત્રેથી જાહેર

કરીશ કે કોન્ફરન્સના કાર્યકરો દાવતે હાદીયાની ગાદીને સંપુર્ણ વફાદાર છે. આપણે તો આ પવીત્ર ગાદી ઉપર જે વહીવટ ચાલી રહયો છે તેનો વીરોધ કરી રહયા છીએ. દાવતે હાદીયાની ગાદીનો વીરોધ કોણ કરે છે તે આજે જાણી લેવાની જરૂર છે. આજે હું છાતી ઠોકીને જાહેર કરૂં છું કે દાવતે હાદીયાની ગાદીની વીરૂધ્ધતા મુંબઈના વડા આમીલ સાહેબ સાલેહભાઈ સાહેબ કરી રહયા છે.”

ઉપર મુજબ મી. હાતીમ અલવી કોઈ પણ રીતે પોતાની જાતને નીર્દોષ ઠેરવવા છટકબારીઓ શોધે છે. તેઓ એક વાત પર સાબીત રહયા નથી.

અમોને તો ખાત્રી છે કે સંજોગાનુસાર મી. હાતીમ અલવી વખતોવખ નવા નવા આક્ષેપો અમુક વ્યક્તિઓ પર કરતા રહેશે, કારણ જે હાતીમ અલવી ખુદ ખુદાના પેગમ્બર મોહમદ (સ. અ.) ને નીચે મુજબ પોતાના **“રેહમતુન-લીલ-આલમીન”** પ્રકરણમાં લખતાં શરમાયા નથી તેવા માણસ તરફથી અણઘટતા આક્ષેપો સીવાય બીજી શું આશા રાખી શકાય ?

## “રહેમતુના-લીલ-આલમીન” પ્રકરણ ઉપરથી.

( ઉત્પાદક તથા વહચનો ચીતાર )

પાને--૬ “એક દીવસે આ બાબતનો ઉભરો ખતીજા પાસે કાઢવવાનો મોહમ્મદે વીચાર કર્યો. ખતીજા, મને લાગે છે કે હું ગાંડો થઇ જવાનો છું. પાગલના દરેક ચીન્હો રફતે રફતે હું મારામાં જોઈ રહયો છું.”

( તબલીગના વર્ણનમાં )

પાને--૬ "અબુજહલ પોતાના મીત્રોને કહી રહયો હતો કે આજતો પેલા ચક્રમ મહમ્મદને મેં ખુબ ખોખરો કર્યો છે."

**આગેકદમ માર્ચ ૧૯૩૮.**

( લડાઇની તૈયારી )

પાનુ. ૫ "રાતના અંધકારમાં માત્ર એકજ સાથી સાથે લઇ અને એકબીજા નવયુવાનને, પ્રતીભાશાળી પણ બીન અનુભવીને, પોતાની જગ્યાએ સુવાડવાનું જોખમ ખેડી ગુપચુપ બાયલા હીચકારની જેમ મક્કા છોડી પોતાને ભાગી જતા જોઇ મહમ્મદના હૃદયમાં એક આગ ભભુકી ઉઠી."

ઉપર મુજબ અનેક રીતે હઝરત પેગમ્બર (સ. અ.) ની તારીખમાં કલ્પીત અને મનથી ઘડી કાઢેલી વાતો લખીને હાતીમ અલવીએ રસુલુલ્લાહ (સ. અ.) ને સીધી કે આડકતરી રીતે ગેર કોમમાં નીચા પાડવાની કોશીશ કીધી હતી, જેના પરિણામે સમસ્ત ઇસ્લામેની લાગણી દુઃખાય હતી અને છેવટમાં મી. હાતીમને જાહેર અને લેખીત માફી માગવી પડી હતી.

તે ઉપરાંત મી. હાતીમે "The Man in the Street" નો લેખ ૧૯૩૨ માં લખ્યો છે તેમાં લખતા કહે છે કે "બ્રષ્ટી ઉપરની પ્રગતી દરમ્યાન અમુક ચસકેલાઓ, અમુક બીન કેળવાએલાઓ, અમુક હદ ઉપરાંત લાગણીને વશ થનારાઓ, અથવા ખરૂ બોલતા મોટે ભાગે વીચીત્ર સ્વભાવના માનવીઓ મને મળતા રહે છે. તેઓને રાજી રાખવા

છું તેઓને વિદ્વાનો, સાધુઓ, નબીઓ, ધર્મગુરૂઓ, સુધારકો, રાજદ્વારીઓ કહી સંબોધું છું, તેઓના વિચારો અને કાર્યને મળતો હોવાનો ઢોંગ કરૂં છું, અને સારા ચાલ ચાલવાના સોગંદ ખાઉં છું, કારણ કે તેમ કર્યા સીવાય તેમને પ્રસન કરવાનો બીજો રસ્તો નથી.”

ઉપર મુજબના હાતીમ અલવીના લેખથી અને અમોએ ટાંકી બતાવેલા જુદા જુદા ફકરાઓ ઉપરથી જણાશે કે હાતીમ અલવી કોઇપણ ધર્મને કે ધર્મના બંધારણને માનતા નથી, માટે કોન્ફરન્સમાં હાતીમ જેવા આસામી પ્રમુખની ખુરસી ઉપર બેસી કોમને કે ધર્મને વગોવે અથવા ગાળો ભાંડે તેમાં આશ્ચર્ય પામવાનું નથી.

છેવટમાં જણાવવાનું કે કહેવાતી સુધારક કોન્ફરંસનો જે વીરોધ દાઉદી વહોરાઓ તરફથી થયો છે તે કોન્ફરન્સના હિતો પ્રત્યે નથી પરંતુ કોન્ફરન્સમાં આગેવાની લેનાર આવી આવી વ્યકતીઓની દોરવણીની વીરૂધ્ધ છે, માટે કોમી બીરાદરો સદા આવા પ્રપંચી અને બે મુખી, સુધારક કહેવાતા નેતાઓથી સાવચેત રહો. વસલ્લામ.

લી૦ કોમ હીતેચ્છુ,

**કલીમુદ્દીન તૈયબઅલી.**

તા. ૨૪-૧-૪૪



(૪)

( હિન્દ બીલ )

## નાગપુરના એડવોકેટ મી. ઇમરાનઅલી માટે હાઇકોર્ટની ટીકા.

## તેમની વર્તણુંક અપ્રમાણીક અને વાંધાભરી હોવાનો ના૦ જડજોનો અભિપ્રાય.

**નાગપુરના એક સરકારી નોકર હાતીમઅલી એમ. હુસનઅલીએ નાગપુરના એક એડવોકેટ ઇમરાનઅલી ઇબ્રાહીમજી સામે બાર કાઉન્સીલ એકટની ૧૦ કલમ પ્રમાણે કરેલી અરજીવાળા ખટલામાં નાગપુર હાઇકોર્ટના ચીફ જસ્ટીસ સર ફ્રેડરીક ગ્રીલ અને જસ્ટીસ મી. બોઝે તા. ૩૦-૧૧-૪૩ ના નીચેની મુજબ ચુકાદો આપ્યો છે.**

ઇમરાનઅલી સામે ધંધાદારી ગેરવર્તણુંકને લગતા આક્ષેપો હતા, અને હાઇકોર્ટે જો કે તેમને છોડી મુકયા છે, પરંતુ તેમની વર્તણુંક, પ્રમાણીકતા અને બીજી કામકાજની રીતો માટે ઘણીજ સખત ટીકાઓ કરી છે. ઇમરાનઅલી સામે પહેલો આરોપ એવો હતો કે એક એડવોકેટ તરીકે તે નાણાની ધીરધારનો ધંધો કરતા હતા અને બીજો આરોપ

એવો હતો કે તેને સોગંદ ઉપર ખોટું સ્ટેટમેન્ટ કર્યું હતું. બાર કાઉન્સીલની ટ્રીબ્યુનલે તે આરોપોમાં તપાસ ચલાવી રીપોર્ટ કર્યો હતો. પહેલો આરોપ પુરવાર થએલો હોવાનું રીપોર્ટમાં જણાવ્યું હતું. બીજો આરોપ બે ભાગમાં હતો. એક ભાગના આરોપ માટે ટ્રીબ્યુનલે એવો અભિપ્રાય આપ્યો હતો કે તે પુરવાર થયો નથી. જ્યારે બીજા ભાગના સંબંધમાં રીપોર્ટમાં જણાવ્યું હતું કે ડીસીપલીનરી પગલા લેવા જોઇએ.

નામદાર જડજોએ ચુકાદો આપતાં જણાવ્યું હતું કે ઇમરાનઅલી ૧૯૩૬માં એડવોકેટ તરીકે દાખલ થયા હતા ત્યારે તેણે એવી કબુલાત આપી હતી કે તેઓ નાણાંની ધીરધાર કરશે નહી. તપાસ ઉપરથી જણાય છે કે, ૧૯૩૧ પછી તેણે નવુ કામ કર્યું હતુ નહી પણ તેનો એક સોદો ઉભો હતો અને જ્યાં સુધી તે હીસાબનો નીકાળ થાય નહીં ત્યાં સુધી ધંધો ચાલુ હતો એમ ગણી શકાય. ઈમરાન-અલીએ એ બીના જાહેર કરવી જોઇતી હતી. અને તેમની શુભનીષ્ઠા માટે અમોને ભારે શક છે. પણ આ એક ટેકની-કલ ગુનોહ હોવાથી અમો પગલા લેવા માંગતા નથી.

બીજા આરોપના એક ભાગમાંથી ઇમરાનઅલીને ટ્રીબ્યુ-નલે નીર્દોષ ઠરાવ્યા છે ખરાં પરંતુ તેને માટે જે ટીકા કરવામાં આવી છે તે તેણે નહી છાજે એવી હતી અને તેની સામે ડીસીપ્લીનરી પગલા લેવામાં એમને વાજબી ઠરાવે એવા હતા. અમો ટ્રીબ્યુનલના અભીપ્રાયમાં માથું મારવા માંગતા નથી. બીજા ભાગના સંબંધમાં એટલું તો કબુલ-

વામાં આવ્યું છે કે જવાબદાર જેવા એક ધંધાદારી માણસ પાસેથી એક સામાન્ય માણસના કરતાં સોગંદ ઉપર વધુ સારા જવાબોની આશા રાખી શકાય, પણ એમ કહેવામા આવ્યું છે કે જવાબદાર સામે અમુક ખટલો ઉભો કરવામાં હાથ હોવાનો આક્ષેપ મુકાયાથી તેને પોતાના હીતને ખાતર એક સામાન્ય માણસ તરીકે ગમે તે જવાબ આપ્યા હતા, અને તે કાંઇ ધારાશાસ્ત્રી તરીકે જવાબ આપતા હતા નહી. આથી જે સંજોગો હેઠળ તેને જવાબ આપ્યા હતા તે ધ્યાનમાં લેવાની અમને અરજ કરવામાં આવી છે, અને તે આક્ષેપના સંબંધમાં પણ અમે સંજોગો ધ્યાનમાં લઇને કંઇ પગલા લેતા નથી. પરંતુ હમો તેને ઘણોજ સખત ઠપકો આપવા માંગીએ છીએ અને સાફસાફ જણાવા માંગીએ છીએ કે મી. ઇમરાનઅલીની વર્તણુંક તરફ અમો સખત નાપસંદગી બતાવીએ છીએ અને એવું મત ધરાવીએ છીએ કે તેની વર્તણુંક સીધી અને પ્રમાણીક હતી નહી.

પ્રગટ કરનાર

**અબ્બાસઅલી સાદેકઅલી**

૩૧ જાન્યુઆરી ૧૯૪૪.



( ૫ )

## ગોધરાના ડેલીગેટો હાજર હતા?

(મું. સ. તા. ૨૫–૧–૪૪)

મહેરબાન મુંબઇ સમાચારના અધીપતી સાહેબ જોગ,

સલામ સાથે લખવાનું કે તા૦ ૧૮–૧–૪૪ ના મુંબઇ સમાચારમાં આપે કહેવાતી દાઉદી વહોરા કોન્ફરન્સ સંબધીમા લખ્યું છે કે આ કોન્ફરન્સમાં ગોધરાના ડેલીગેટો પણ હાજર હતા. આ વાત તદન ખોટી છે. જો ગોધરાના ડેલીગેટો હાજર હોઇ તો નામ આપવા મહેરબાની કરશો.

આ કોનફરન્સ ફકત હમારા નામદાર સઇયદના તાહેર સઇફુદીન સાહેબ (ત. ઉ.) ના વીરોધીઓની બનેલી છે. ગોધરામાં નામદાર સઇયદનાના વીરોધીઓ કોઇ નથી. આ ખુલાસો પ્રગટ કરીને અમોને આભારી કરશો.

નં. ૧૭૯, અબ્દુલ રહેમાન સ્ટ્રીટ,
ઘાસલેટવાળા મેનશન, મુંબઇ.

લી૦

**અન્જુમને ફૈઝુલ્બુરહાની ગોધરા.** ઓન૦ સેક્રટરી.



( ૬ )

( મુ. સ. તા. ૧--૨--૪૪)

## પુનામાં મી. હા. અલવીના ભાષણની જાહેરાત

આજે સાંજે ખડકી ખાતે અત્રે અભ્યાસ કરતા વોહરા કોલેજીયનો અને સુધારક વોહરાઓ સમક્ષ મી. હાતીમ એ. અલવી સાહેબ "આપણી સામેનું કાર્ય" એ વિષય ઉપર ગુજરાતીમાં ભાષણ આપશે.

(૧૭)

## અલવીનું ભાષણ અમે ગોઠવ્યુંજ નથી.

(મુંબઇ સમાચાર તા. ૩-૨-૪૪)

## પુનાના વહોરા કોલેજીયનોનો ખુલાસો.

મુંબઇ, તા૦ ૧ લી ફેબ્રુઆરી, ખડકી ખાતે અભ્યાસ કરતા વહોરા કોલેજીયનો અને સુધારક વહોરાઓ સમક્ષ મી૦ હાતીમ એ. અલવી સાહેબ "આપણી સામેનું કાર્ય" એ વીષય ઉપર ભાષણ આપવાની આજે સવારના મુંબઇ સમાચારમાં પ્રગટ થયેલ ખબર સંબંધમાં પુનાના કોલેજીયનો નીચે મુજબનો ખુલાસો લખી મોકલે છેઃ-

અમે નીચે સહી કરનારા દાઉદી વોહરા કોલેજીયનો આથી જાહેર કરીએ છીએ કે તા૦ ૧ લી ફેબ્રુઆરી ૧૯૪૪ ના "મુંબઇ સમાચારના ' અંકમાં જાહેર કરવામાં આવ્યા પ્રમાણે મી૦ અલવીના કોઈપણ ભાષણ સાથે અમારે કંઇ લેવા દેવા નથી અને 'મુંબઇ સમાચાર'માં છપાયેલ ખબર સદંતર પાયા વગરની છે. એવું કોઇ ભાષણ આપવાની વ્યવસ્થા થઇ નથી કે એવુ કોઇ ભાષણ અમારા સમક્ષ આપવામાં આવેલ નથી.

(સહી) હકીમુદીન એમ. સાલેહ, એ. હુસેની, એમ. એ. શબ્બર, હાતીમભાઇ મહમદભાઇ હકીમ. મોહસીન બંગાલી, એ. એસ. ભાઇસાહેબ, એચ. એ. દાગીનાવાલા, એસ. બી. સફરી, એમ. એફ. ચુનાવાલા, જે. એસ. બંદુકવાલા, જે.

એફ. મોદી, એમ. એ. આરસીવાલા, એસ. ટી. તાંબાવાલા, સાલેહભાઇ અ. છેડાવાલા, એસ. એમ. કીતાબવાલા, કે. જી. આરસીવાલા.

(૮)

## મી० અમીન આઝાદની કવીતા

(મુંબઇ સમાચાર ૨૫-૧-૪૪)

મુંબઇ સમાચારના અધીપતી સાહેબ જોગ,

મુંબઇમાં મળેલી દાઉદી વહોરા કોન્ફરન્સની બેઠકમાં કેટલાક મીત્રોના અત્યંત આગ્રહને વશ થઇને જાણીતા શાયર અને મારા મિત્ર મી० અમીન આઝાદે જે કવીતા ગાઇ સંભળાવી હતી તે વીષે ગંભીર ગેરસમજુતી ફેલાએલી જોવામાં આવે છે.

સાચી હકીકત એ છે કે ભાઇ અમીન આઝાદના આ કાવ્યો કોન્ફરન્સની બેઠક માટે ખાસ લખવામાં આવ્યા ન હતા, પરંતુ આ કાવ્યો આજ અગાઉ "બે ઘડી મોજ" માં પ્રગટ થઇ ચુકયાં હતા.

આ ખુલાસો કરવાની જરૂર એટલા માટેજ પડી છે કે, મારા મીત્ર અમીન સંબંધી કેટલીક પત્રીકાઓમાં બીન-જવાબદાર રીતે ગેરસમજુતી ફેલાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

૩૩ લુહાર ચાલ મુંબઇ નં० ૨.
તા. ૨૪-૧-૪૪

લી० **હાતીમ જી. બારમલ.**

(9)

( "પબ્લીટ્કન્ટ" તા. ૨૯-૧-૪૪ )

## In the Public Eye

LAST week, in spite of the war, the Bohras—technically the Dawoodi Bohras—struck the news. They are a small sub-sect of Shia-ism in Islam, numbering over 1,50,000 and generally dealing in commerce and business. The influence of Gujarati—for an over-whelming majority of them lives in Kathiawad and Bombay—is predominant in their lives. Hence they speak Gujarati with a curious touch of some Arabic words here and there to "sanctify" the language. Next to the Khojas they are the richest among the Mussalmans.

His Holiness Sardar Sayyedna Taher Saifuddin is the head of their community—the "Bava Saheb" or Father, as the Bohras call him. Being intensely religious, their devotion to him is blind and unshakable. He is obeyed not only in religious but also in temporal affairs. To his followers he is the "Dai-ul-Mutlaque"—the infalliable representative of the Imam on earth. By sheer spiritual force, His Holiness has attained a position, which may well be the envy

of a dictator. Though holding properties worth more than 30 crores in trust for the community, none dares ask him for the accounts. That speaks of his power.

Born in August, 1886, His Holiness ascended the "Gadi" about 28 years ago. He was tutored at home and has a reputation of being a great Arabic scholar. Married to four wives—one of them is dead now—he has in all 23 children. Always clad in white, he is of a medium stature and keeps an imposing beard. Though simple in habits, he stays in a palatial house, known as "Saifi Mahal" on the Malabar Hill, where every new Governor pays a call on him. Fantastic stories are told about his riches, but even the most modest estimate runs into crores. To look after the various matters, routine as well as controversial, he maintains a full--fledged secretariat on Hornby Road.

Money flows into his hands from various channels. His followers contribute two-and-half per cent, of their earnings to him by way of "Zakat." The marriage of a beardless Bohra—for a Bohra is enjoined to keep a beard--is not solemnised unless he gives, what is called,

a deposit of Rs. 1,000. When saluting the Mullaji Saheb, coins are placed at his feet. On Ramazan Id, "Fitra" is given to him, when every adult pays 8 as., and every child 4 as. His Holiness also charges a nominal amount, while giving, when a Bohra dies, "Rukka," *i. e.* a letter on God to bless the dead, which is buried along with the body. The rich among his followers view with one another in their offerings and gifts to him.

Lately, however, the young and progressive section of the community has become impatient of his hold. The conference, which met in Bombay, is their first organised revolt against His Holiness. But their demands appear moderate. They do not want to shake off the Mullaji Saheb from his spiritual position. All that they ask is: (1) spread education; (2) encourage technical training; (3) improve economic conditions; (4) establish poor houses and hospitals; and (5) create political awakening.

His Holiness the Mullaji Saheb is one, of God's chosen. Hence it would be blasphemous on my part to comment on his acts. But the march of time has a message for him. Will he heed it?



## પ્રકરણ ૭ મું

---

## સંમેલન પ્રત્યે સ્થાનીક વીરોધ.

---

### દાઉદી વોહરા કોમની જાહેર સભાની જાહેરાત.

---

સમસ્ત દાઉદી વોહરા કોમની જાહેર સભા બુધવાર તા. ૨૬ મી જાનેવારી સને ૧૯૪૪ ના દીને રાત્રે ૮—૩૦ (ન. સ્ટા. ટા.) પાકમોડીયા—ગુજર સ્ટ્રીટના સંગમ પર ભરવાનું ઠરાવ્યું છે. મજકુર મીટીંગમાં દાઉદી વોહરા કોન્ફરન્સનાં નામે મુંબઇમાં સંમેલન બોલાવનારાઓ સામે અણગમો અને વીરૂધ્ધતા જાહેર કરવામાં આવશે. થોડાક બીનજોખમ-

દાર ગ્રહસ્થોએ સને ૧૯૧૭ ની વીરોધીઓની ચળવળને કોમ સામે નવા લેબાસમાં રજુ કરવાની નહી ઇચ્છવાજોગ ચળવળ ઉભી કરી તેમાંથી કોમને સદંતર બાકાત રાખીને વરસોથી ન્યાત બહાર થયેલાઓને સાથમાં લઇ પબ્લીકને અને ખાસ કરીને દાઉદી વોહરા કોમને કેળવણી અને સામાજીક ઉન્નતીનાં બહાના હેઠળ કેમ ધોખો આપવામાં આવે છે તેની જાણ કરવા, અને મજકુર સંમેલનનાં કામકાજ સાથે વોહરા કોમને કંઇ સંબંધ નથી વીગેરે ઠરાવો રજુ કરવામાં આવશે, તેથી દરેક ખરા દાઉદી વોહરા ભાઇઓને સભામાં હાજરી આપવા ભલામણ કરવામાં આવે છે.

શેખ ઇબ્રાહીમ અબ્દુલ કાદર જે. પી.

સાલેહભાઇ કરીમજી બરોડાવાળા જે. પી.

મુ. મહમદઅલી અલાબક્ષ એમ. એલ. એ. ,જે. પી.

મુ. અકબરઅલી મુ. રસુલજી ધરાંગધરાવાળા.

મુ. હબતભાઇ અબ્દેઅલી કાગળવાળા.

મુ. હુસેનીભાઇ હેપતુલ્લા નુરૂદદીન ઝુમખાવાળા.



(૨)

## સમસ્ત દાઉદી વોહરા કોમની સભામાં ભાષણ કરવાની મી. હાતીમ અલવીની ખાહેશ.

---

### અડધા કલાકમાં બધું સમજાવી દઇશ.

---

(સાંજ વર્તમાન તા. ૨૬-૧-૪૪)

"સાંજ વર્તમાન"ના અધીપતી જોગ, સાહેબ,

આ સાથે મોકલેલા પત્રનો ખરો તરજુમો આપના પત્રના આવતા અંકમાં પ્રગટ કરી આભારી કરશોજી, કેમકે એ બાબતે આખી દાઉદી વોહરા કોમનું ધ્યાન ખેંચ્યું છે. તમે એને તમને યોગ્ય લાગે તે પ્રમાણે અગત્યનું સ્થાન આપશો તો હું અહેશાનમંદ બનીશ.

રૂકીયા વાલા ઉમરપાર્ક, વોર્ડન રોડ, **હતીમ અલવી.**

મુંબઇ, ૨૪ મી જાનેવારી ૧૯૪૨.

## પત્ર.

વ્હાલા સાહેબ.

આવતા બુધવારે દાઉદી વોહરાઓની એક જાહેર સભા ભરવા બાબતની જાહેરાત આજના "સાંજ વર્તમાન" માં પ્રગટ થયેલી હમણાજ મારા જોવામાં આવી છે. એ જાહેરાતમાં જણાવ્યા મુજબ સભા ભરવાનો હેતુ ગઇ કાલે પુરી થયેલી દાઉદી વોહરા કોન્ફરન્સ બોલાવનારાઓને તીરસ્કારી કાઢવાનો અને કોન્ફરન્સના કામકાજની ટીકા કરવાનો છે.

આવતા બુધવારની સભા બોલાવનારા પૈકી તમે પણ એક છો અને એમ હોવાથી તમને આ કાગળ લખવાની હું મારી ફરજ સમજું છું. મને માહીતી છે ત્યાં સુધી તો તમે દાઉદી વોહરા કોન્ફરન્સની કોઇ પણ બેઠકમાં હાજર ન હતા અને એથી તમે કોન્ફરન્સ સંબંધીની માહીતી માટે વર્તમાનપત્રોના અહેવાલો ઉપર આધાર રાખ્યો છે. ગુજરાતીમાં શોર્ટહેન્ડ લીપી નથી એટલે ગુજરાતી ભાષામાં કરાયેલા ભાષણોનો રીપોર્ટ

કંઇ સહેલું કામ નથી એ તમે જાણતા હશો. એ કેટલું મુશ્કેલ કામ છે એ તો તમે મુંબઇના જુદા જુદા છાપાઓમાં પ્રગટ થયેલા અમારા કોન્ફરન્સના જાતજાતના રીપોર્ટો અને અહેવાલો પરથી સમજી શકાય છે. હું માનું છું કે કોન્ફરન્સસે પસાર કરેલા ઠરાવો અને તેની કાર્યવાહીની બીજી હકીકતો સંબંધમાં જો તમે પુરેપુરું જાણ્યું હોત તો દેખીતી રીતે તમે જે નીર્ણય પર આવ્યા છો એ નીર્ણય પર આવ્યા ન હોત એમ મને દીલગીરી સાથે કહેવું પડે છે. એ વાત જવા દો. કોન્ફરંસના કામચલાઉ પ્રમુખ તરીકે, તમે બોલાવેલી સભામાં હાજરી આપવા તેમજ કોન્ફરંસની કાર્યવાહી અંગે સત્તાવાર હકીકત સભાજનો સમક્ષ કહેવા હું ઇચ્છું છું. અડધા કલાકમાં એમ કરવાને હું શકિતવાન થઇશ એમ હું માનું છું. અને સભામાં હું ભાષણ કરી શકું એ માટે તમને ખુબજ અનુકુળ હોય એવો વખત મને મહેરબાની કરીને જણાવશો તો ઉપકાર થશે.

તમારો વીશ્વાસુ,

**હાતીમ. એ. અલવી**

રૂકયા મંઝીલ

મુંબઇ, તા૦ ૨૪-૧-૧૯૪૪



(૩)

(સાંજ વર્તમાન તા. ૨૬-૧-૪૪)

**દાઉદી જમાતના અગ્રેસર ખા૦ બ૦ મહમદઅલી અલાબક્ષનો મી૦ હાતીમ અલ્વીને જવાબ.**

**"તમો દાઉદી વોહરા છોજ કયાં ?–સમસ્ત દાઉદી વોહરા કોમની આ સભામાં હાજર રહેવાનો તમને કશો હક છેજ નહી."**

---

'સાંજ વર્તમાન'ના અધીપતી જોગ,

સાહેબ,

મી૦ હાતીમ અલ્વીને મેં લખેલો નીચલો પત્ર આપના સુપ્રસીધ્ધ પત્રમાં પ્રગટ કરવા મહેરબાની કરશોજી.

લી૦ આપનો વીશ્વાસુ,
**મહમદઅલી અલાબક્ષ.**

મી૦ હાતીમ અલવી જોગ,

વ્હાલા સાહેબ,

મ્હારા પર તમોએ લખેલો તા૦ ૨૪ મી જાનેવારીનો પત્ર જે બીજે દીવસે સાંજે આસરે સાડા પાંચ વાગે ટપાલમાં નાખવામાં આવ્યો હતો, તે આજે સવારે મારી ઓફીસે મળ્યો હતો, અને મેં તે આસરે સવારના સાડા અગીઆર વાગે જોયો હતો.

પાકમોડીયા સ્ટ્રીટ ખાતે આજે રાતે મળનારી દાઉદી વોહરાઓની સભા બોલાવનાર બીજાઓની સલાહ લઇને હું મજકુર પત્રનો જવાબ આપું છું. તમારા પત્ર ઉપરથી એમ લાગે છે કે, આજે સાંજે મળનારી અમારી સભામાં તમો ભાષણ કરવા માગો છો, અને પેલી કહેવાતી દાઉદી વોહરા કોન્ફરંસ જેમાં તમોએ આગેવાની ભર્યો ભાગ લીધો હતો, તેના કામકાજ વીષેના અહેવાલોની સચ્ચાઇ વીષે ઇનકાર અથવા તો ચેલેન્જ કરવા માગો છો. તમારી આ વલણ સમજી શકાય એવી નથી. તમે અખબારોમાં પ્રસીધ્ધ થયેલા અહેવાલો જોયા તો હશેજ અને અને અખબારો પ્રત્યે તમોએ આભારની લાગણી દર્શાવેલી હોવાથી જુદા જુદા અખબારોમાં જે કાંઇ છાપ્યું છે તેને તમોએ સંપુર્ણ ટેકો આપ્યો છે.

અખબારોના આ હેવાલોમાં જો કાંઇ બાકી રહી ગયું હોય તો એની અમને ખબર નથી. પણ એ અખબારોમાં નહી આવેલી વાતો પ્રગટ થયેલા હેવાલ ઉપરાંતની વધુ ઉતારી પાડનારી વાતોજ હશે.

માટે ફરીથી તમને જણાવવું જોઇએ કે તમારી આ કહેવાતી કોન્ફરંસ બંધ બારણે ભરવામાં આવી હતી અને દાઉદી વ્હોરા કોમના માણસોને એ કોન્ફરંસમાંથી બાકાત રાખવા માટે ભગીરથ કોશીષો કરવામાં આવી હતી. વળી તમારી કોન્ફરંસ બોલાવનારાઓએતો જેમને એમાં હાજર રહેવાના આમંત્રણ પત્રો મોકલવામાં આવ્યા હતા તેમને પણ એમાં દાખલ નહી થવા દેવાની હદે ગયા હતા. આટલી હદે તેઓ ગયા બાદ અખબારોમાં આવ્યું છે તે સાચું નથી એમ માનવું ખચ્ચીત મુશ્કેલ છે.

ઉપલી બાબત ઉપરાંત બીજી ઓછામાં ઓછી બે બાબતો છે જે અમોને તમારી અરજનો સ્વીકાર કરતા અટકાવે છે. પહેલી એ છે કે, આજે સાંજે બોલાવેલી સભા દાઉદી વોહરાઓની છે, એટલે કે દાવતે હાદીયાને માનનારા ફીર્કામાંના માણુસોની છે. તમે કોમમાંથી નીકળી ગયા છો કારણ કે તમોને વર્ષો પહેલાં રીતસર જમાતખારીજ કરવામાં આવ્યા હતા અને તેથી અમે ધારીએ છીએ કે જે દાઉદી વોહરાઓ નામદાર વડા મુલ્લાંજી સાહેબને દાઈ-ઉલ-મુતલક તરીકે માને છે અને તેમની કોમના સભાસદો છે તેમની સભામાં ભાષણ કરવાનો તમને કશો હક હોઇ શકે નહી.

બીજું કારણ એ છે કે અમારી સભાને, જે શખ્સોએ પેલી કહેવાતી દાઉદી વોહરા કોન્ફરંન્સ-જેના કામ કાજ વીષે તમો બોલવા માગો છો - બોલાવી હતી તે શખ્સો સાથે સંબંધ છે. અમે જાણીએ છીએ ત્યાં સુધી તમે સભા બોલવનારાઓમાંના એક નથી અને તે સંજોગ પણ ધ્યાનમાં લેવા જેવો છે.

આ સંજોગોમાં હું દીલગીર છું કે, તમારી અરજ સ્વીકારવી શકય નથી.

લી૦ તમારો વીશ્વાસુ,

**મહમદઅલી અલાબક્ષ.**

તા૦ ૨૬-૧-૪૪

તા. ક. મારા પરનો, તમારો પત્ર, મને મળે તે અગાઉ, તમે આજ સવારના "મુંબઇ સમાચાર"માં તે પ્રગટ કરાવેલો છે

જોયો છે. એટલે, હું પણ આ જવાબની નકલ પ્રગટ કરવા માટે વર્તમાન પત્રોને મોકલી આપું છું.

(૪)

## આજની જાહેર સભા અને મી૦ હાતીમ અલવી.

( સાં. વ. તા. ૨૬-૧-૪૪ )

---

"સાંજ વર્તમાન"ના અધીપતી જોગ,

સાહેબ,

આજે સવારના એક પત્રમાં, હાતીમ ગુરજીએ દાઉદી વોહરા કોમના સાત આગેવાન ગૃહસ્થોને ઉદ્દેશી જે પત્ર લખ્યો છે, તે પત્રની જાહેર ભાષા તથા તેની ચોકકસ નેમ સમસ્ત દાઉદી વોહરા કોમ એકલીનેજ નહી પરંતુ, આજે રાત્રે ભરવામાં આવનારી સમસ્ત દાઉદી વોહરા સભાને જાહેરમાં ઉતારી પાડવાની છે.

હાતીમ ગુરજી ચોકકસ જાંણે છે કે દાઉદી વ્હોરા કોમના સાત આગેવાન સદગ્રહસ્થો, આજે રાત્રે ભરાનારી અથવા તો બીજી કોઇપણ દાઉદી વ્હોરાઓની સભામાં ભાષણ કરવાની કે હાજર રહેવાની તેમને રજા આપે તેવા ભોળા ભાળા નથી.

જમાત ખારીજ થયેલી વ્યકિતને દાઉદી વ્હોરા કોમની સભામાં ભાષણ કરવાનો હક આપે તેવી એકજ વ્યકિત છે અને તે છે કોમના શીરતાજ નામદાર સૈયદના સાહેબ !

દાઇઝ—ઝમાનની રજા વગરનું ભાષણ દાઉદી વ્હોરા કોમનો એક પણ ઇસમ સાંભળવાને જરા પણ તૈયાર નથી, તેની હાતીમ ગુરજીએ નોંધ લેવી ઘટે છે.

હાતીમ ગુરજીને જો ભાષણ કરવુંજ હોય તો ફકત એકજ રસ્તો તેના વાસ્તે મોજુદ છે; તે એ છે કેઃ—

દાઉદી વ્હોરા કોમના આગેવાન સદગ્રહસ્થોને પોતાના વિશ્વાસમાં લઇ તરતજ કોમના શીરતાજની ખીદમતમાં પોંહચી જઈ પોતે કરેલી અતી પરંપરા ભુલોપર તોબતુન—નસુહા કરી મીસાક આપી, તે પછી દાઉદી વહોરા કોમની સભા કે મજલીસમાં ભાષણ આપવા હાજર થવું, તો તે વાસ્તવીક રીતે ઘણુંજ સુંદર થયેલું લેખાશે! ફકત મુંહથી કે છાપાદવારા ઇકરાર કરવાથી, દાઉદી વહોરા કોમ તેની જાળમાં સપડાશે નહી તે તેઓએ ચોકકસ માની લેવું જોઇએ.

લી૦ અમો છીએ, શીરતાજના અદના ગુલામો

**કુરબાન હુસેન ઇબ્રાહીમજી**
**‘રફીક’ (લુણાવાડાવાળા)**
**ઇબ્રાહીમ મુલ્લા હયદરઅલી**
**રંગુનવાલા (લુણાવાડવાલા)**
**હયદરઅલી ઇબ્રાહીમ રંગવાલા**
**રોશનઅલી કાદરભાઇ (લુણાવાડાવાળા)**



(૫)

## સાંજની સેવાની કદર કરવાની સુચના

(સા. વ. તા. ૨૬-૧-૪૪)

"સાંજ વતમાન"ના અધીપતી જોગ,

દાઉદી વ્હોરા કોમ પાસે પોતાનો અવાજ રજુ કરવા માટે એક પણ પ્રેસ નથી. આમ હોઇ, કોઇ કોઇ પત્રકારોએ દાઉદી વ્હોરા કોમ અને તેના રૂહાની પેશ્વા સામે ગલીચી ફેંકવા માટે વર્ષો થયાં એક સાચા પત્રકારને ન છાજતી નીતી અખત્યાર કરી રહેલ છે, જ્યારે "સાંજ વર્તમાને" પત્રકારના સીધ્ધાંત ઉપર રહીને દાઉદી વ્હોરા કોમને ન્યાય આપવા માટે આજે વર્ષો થયાં પોતાની કોલમો ખુલ્લી રાખી છે. ચાંદાભાઇ ગલ્લા કેસ સમયે પણ દાઉદી વ્હોરા કોમની "સાંજ વર્તમાને" બજાવેલી સેવા કોઇ પણ હીસાબે ભુલી શકાય તેમ નથી, અને જ્યારે જ્યારે પ્રસંગ આવ્યો ત્યારે ત્યારે "સાંજ વર્તમાને" દાઉદી વહોરા કોમની પડખે રહીને જે જે સેવાઓ આપી છે તે પ્રસંશાપાત્ર છે.

દાઉદી વહોરા કોમ પાસે આજે કોઇ સ્વતંત્ર પ્રેસ નથી, પરિણામે તેને ઘણું સહન કરવું પડે છે. એવા સમયે "સાંજ વર્તમાન"નો કોમનો સાથ કોઇ પણ રીતે ભુલી શકાય નહી. આ તકે હું કોમને અપીલ કરૂં છું કે આજે મળનારા કોમની સમસ્ત સભામાં "સાંજ વર્તમાન"ની સેવાઓની સુયોગ્ગ કદર થવી જોઇએ. ઓછામાં ઓછું એટલું તો જરૂર થવું જોઇએ કે "સાંજ વર્તમાન"ની આ બધી સેવાઓની

નોંધ લેતો અને એ બદલ તેના સંચાલકોનો આભાર માનવો આજની સમસ્ત સભામાં ઠરાવ પસાર થવો જોઇએ. હું આશા રાખું છું કે મારી આ સમયસરની અપીલને કોમે વધાવી લઇ આ કદરશનાસીનો પ્રસંગ હાથમાંથી નહી જવા દે.

અબ્દુલહુસેન જી. જીલ્લીસગર
(તંત્રી "આગેકુચ")

(૬)

## મુંબઇમાં "સખ્ત વીરોધ દર્શક" જંગી સભાનો અહેવાલ.

(સાંજ વર્તમાન તા. ૨૭-૧-૪૪)

### કોન્ફરન્સવાલા કહેવાતા સુધારકોને સમસ્ત દાઉદી વોહરા કોમની સજ્જડ લપડાક

### દાઉદી વોહરા કોમની કેળવણીમાં નામદાર વડા મુલ્લાંજીએ આપેલા સંગીન ફાળાની યાદ

### ગઇ રાતની જમાતની જંગી સભામાં જમાત ખારીજ શખ્સોની ખુલી પડેલી બાજી

### કોમમાં ધાર્મીક શીક્ષણ સાથે પ્રાથમીક કેળવણી સો ટકા અપાય છે તેના રજુ થયેલા પુરાવા.

## મહુદા બીબી કોન્ફરન્સના મુકાનીઓ પાંચ લાખના ફંડમાં કોમનો ઉધ્ધાર કરવા માંગે છે

---

## "હાલતે હાદીયાને વફાદાર રહેવું એટલે ના. વડા મુલ્લાંજી સાહેબની સર્વોપરી સત્તાનો સ્વીકાર કરવો."

---

## કોન્ફરન્સથી અળગજ રહેવા દુનીયાભરના દાઉદી વોહરાઓને આપીલ

---

### "સાંજ વર્તમાન"ની સુંદર સેવા માટે અપાયલા ધન્યવાદ

મુંબઇ, તા. ૨૭ મી–નામદાર વડા મુલ્લાંજી સાહેબની પરવાનગી વગર અને સમસ્ત દાઉદી વોહરા કોમનો સાથ મેળવ્યા વીના, કેટલાક જુમાતખારીજ થયેલા શખ્સો સાથે મુંબઇમાં બોલાવાયલા કહેવાતા દાઉદી વોહરા સંમેલન અને તેની કાર્યવાહીનો અસ્વીકાર કરવા અને એ તરફ પોતાનો સખ્ત અણગમો દર્શાવવા, તેમજ તેથી અલગ રહેવા, દુનીયાભરના દાઉદી વોહરાઓને ચેતવણી આપવા, અહીંના ભીંડીબજાર પાસે આવેલી પાકમોડીયા સ્ટ્રીટમાં દાઉદી વોહરા જમાતના આગેવાન ખાનબહાદુર મુલ્લા મહમદઅલી અલ્લાબક્ષ એમ. એલ., એ., જે, પી. ના પ્રમુખપદે ગઇ રાતે દાઉદી વોહરાઓની એક પ્રચંડ સભા રાતના સાડા નવ વાગે મળી હતી, જે વખતે હાજર રહેલા હજારો વોહરાભાઇઓ રાતના ત્રણ વાગે સભા પુરી થઇ ત્યાં સુધી

શાંતીથી વકતાઓનો વાણીવીહાર સાંભળતા બેસી રહયા હતા. આ ઉપરાંત આસપાસ આવેલા મકાનોની બારીઓ પણ વોહરાભાઇઓ અને વોહરા બાનુઓથી ખીચોખીચ ભરાઇ ગઇ હતી.

નામદાર મુલ્લાંજી સાહેબ સામે નાગપાડા પરની કોન્ફ્રન્સમાં જે અસભ્ય અને બે અંદાજ શબ્દો ઉચ્ચારાયા હતા તે માટે સભામાં સખ્ત નફરત અને ભારે કચવાટ બતાવવામાં આવ્યો હતો, અને દાઉદી વોહરા કોમની વર્ષોથી સેવા બજાવતા આવેલા "સાંજ વતમાન" ને "ઝીંદાબાદ"ના પોકારોથી વધાવી લેવામાં આવ્યું હતું.

પાંચ લાખ રૂપીઆનું ફંડ ઉભું કરી દાઉદી વોહરા કોમનું કલ્યાણ કરવા નીકળેલા કોન્ફરન્સ બોલાવનારાઓએ દાઉદી વોહરા કોમના લાભાર્થે પોતાના ખીસ્સામાંથી સકઆઇના પૈસા કદી આપ્યા નથી અને માત્ર પોતાની પાસેના ટ્રસ્ટ ફંડોમાંથી "દાઇના" વીરોધીઓને મદદ આપી છે તેઓ, કોમનું શું ભલું કરવાના હતા, એમ એ સભાના સરનશીન મુલ્લાં મહમદઅલી અલાબક્ષે પ્રમુખસ્થાનેથી અસરકારક ભાષણ કરતાં જણાવ્યું હતું, અને કોન્ફરન્સના પ્રમુખ શેઠ યુસુફઅલી જંગબારવાલા કેવી રીતે જમાતખારીજ થયેલા સુધારકોની જાળમાં ફસી પડયા તેનો આછો ચીતાર આપ્યો હતો.

નામદાર વડા મુલ્લાજી સાહેબ સરદાર સૈયદના તાહેર સઇફુદીન સાહેબ ગાદી પર આવ્યા પછી તેઓએ વોહરા કોમની કેળવણી માટે કેટલી બધી ઉમદા કોશેષો કરી છે, તેનું અનેક વકતાઓએ તુલોતવીલ બ્યાન કરી બતાવી આપ્યું હતું કે, કેળવણીમાં પારસીઓ પછી દાઉદી વોહરા કોમ બીજે નંબરે

આવે છે અને નામદાર વડા મુલ્લાંજી સાહેબે આધુનીક કેળ-
વણીને પણ ઉત્તેજન આપ્યું છે એટલુંજ નહીં પણ મહો-
રંમની વાયઝોમાં પોતાના મુરીદોને ઉદયોગ હુન્નરો તરફ
લક્ષ આપવાનું કયારનાયે ફરમાવી ચુકયાં છે. આ જંગી
દાઉદી વોહરા સભામાં કોમના સંખ્યાબંધ આગેવાન ગૃહ-
સ્થોએ હાજરી આપી હતી, જેમાં મુંબઇના માજી શરીફ
શેઠ સાલેહભાઇ કરીમજી બરોડાવાલા, શેઠ ગુલામહુસેન
માચીસવાલા, શેઠ મહમદભાઇ યુસુફઅલી ગોવાવાલા, શેઠ
અકબરઅલી મુલ્લા રસુલજી, શેખ ઇબ્રાહીમ અબ્દુલકાદર જે.
પી., શેઠ ગુલામઅલી શમસુદદીન તાંબાવાલા, ખાનબહાદુર
ઇસ્માઇલજી ઇબ્રાહીમ દલાલ વગેરે પણ હતા. સભામાં
વોહરા વોલંટીઅર કોરોએ સારો બંદોબસ્ત જાળવ્યો હતો.
જેમણી, સુંદરબાઇ હૉલ આગળની ડીસીપ્લીનની મુકત કંઠે
કેટલાક વકતાઓએ પ્રશંસા કરી હતી.

સભાની શરૂઆતમાં મુલ્લા હયદરભાઇ શેખ મહમદઅલી
ફખર એમ. એ., એલ. એલ. બી., એ ખુશ ઇલ્હાનથી
તીલાવતે કુરઆને શરીફ કરી હતી.

બાદ સભાના પ્રમુખ ખાનબહાદુર મુલ્લા મહમદઅલી
અલાબક્ષ, એમ. એલ. એ., જે. પી., ને હુઝુરઆલી તરફનો
નાસેહો--દાવતુલ--હકકનો મેડલ નામદાર વડા મુલ્લાંજી
સાહેબના પ્રાઇવેટ સેક્રેટરી મીયાંસાહેબ ઇબ્રાહીમે તાળીઓના
ગડગડાટ વચ્ચે પોતાના હસ્તે પહેરાવ્યો હતો. એ પછી
સભામાં શેખ ઇબ્રાહીમ શેખ મહમદઅલી યમાનીએ રચેલો
કોમી તરાનો કેટલાક વોહરા કુમારોએ લલકાર્યો હતો, એમાં
નીચેના અશઆરો ખુબ પ્રશંસા પામ્યા હતા:—

સચકે હુદાસા સુલ્તાં,
હય રહનુમા હમારા
જીસ પર ફીદા હંય
હમ અઉર, હય માલોજાં હમારા,
કયા ખુબ હય સંવારા,
દાઅવતકા દેખો ગુલશન,
બાગે કુદુસ કા માલી,
હઇ બાગબાં હમારા.

સભામાં ઇમરજન્સી ગાર્ડ, હીઝબે સૈફી, હીઝબુલ અબ્બાસી, અંજુમને હસની અને હુસેની નામની દાઉદી વોહરા વોલંટીઅર કોરોએ અચ્છો બંદોબસ્ત જાળવ્યો હતો.

## પ્રમુખનું ભાષણ

ખાનબહાદુર મુલ્લા મહમદઅલી અલાબક્ષ એમ. એલ. એ., જે. પી. એ પ્રમુખસ્થાનેથી રાતના સવા બે વાગે ભાષણ કરતાં જણાવ્યું કે, આ કોન્ફરન્સ બોલાવનારાઓએ પહેલાં તો કોમ સાથે એ ઠગાઇ કરી કે જાણે કેમ તેઓ કોમના મોટાં હમદર્દો હોય. કોન્ફરન્સ બોલાવનારાઓએ એવાં નામો જાહેર કર્યાં કે, જેઓ જુમાત ખારીજ થયેલા હતા.

આપણને આપણી લડત ઇસ્લામી કલચર અને દાઉદી વોહરા કોમના સીધ્ધાંતને અનુસરીને ચલાવવી જોઇએ. કોન્ફરન્સના પ્રમુખ મી૦ જંગબારવાલા સાથે મને પરીચય છે અને તેઓ પાંચ છ વર્ષથી આ શહેરમાં વસે છે. એમને

નાતબહાર થયેલાઓ અને એમના કેટલાક સગાઓએ ઠગ્યા છે. એ ભાઇ ગમે તે કારણે ઠગાયા છે એમાં શક નથી. એ ભાઇને છેલ્લાં અમે મળ્યા ત્યારે તેઓએ ખાત્રી આપી હતી કે, દાવત કે સઇયદના વીરૂધ્ધ કશું ઉચ્ચારવામાં આવશે નહી. અમે બીક બતાવી હતી કે, આ કાર્યમાં જોડાયલાઓ તમને જરૂર થાપ આપશે. આ ભાઇ હજુ પણ એ લોકોની જાળમાંથી હઠી જાય એમ આપણે ઇચ્છીશું. અમોએ એમને કોમના સારા માણસોને સાથે લેવાનું જણાવ્યું અને સઇયદનાની રજાથી એ કામ કરવાનું જણાવ્યું. પણ એ લોકોએ આપણી કોમના એક પણ માણસને દાખલ કર્યાં નહીં. દાઉદી વોહરા કોમ જે પોતાના "દાઇ" ઉપર જાન આપવા તઇયાર છે, તેમની છાતી ઉપર આ લોકો હુમલો કરી જાય તેથી આપણને દુઃખ અને અણગમો ઉપજ્યા વગર રહે નહી. કોન્ફરન્સ બોલાવનારાઓ નાતબહાર નથી. મસ્કતીએ આપણી કોમ માટે કંઇ કર્યું છે? (નહીં નહીં ના પોકારો) મસ્કતીએ જેને પાંચ દસ રૂપીઆ આપ્યા હશે તેણે દાઉદી વોહરા કોમની વીરૂધ્ધના માણસ જાણીને આપ્યા હશે. મસ્કતીએ પોતાના ખીસામાંથી નહી પણ પોતાની પાસેની ચેરીટીમાંથી પૈસા આપ્યાં છે.

કાજીજીએ પોતાની પાકીટ કે કમાઇમાંથી એક પણ પૈસો આપ્યો નથી, એમ હું બાપોકાર જાહેર કરૂં છું. કાજીજી કે મસ્કતીએ ખરા દાઉદી વોહરાઓને મદદ આપી નથી. એમણી પાસે પણ ટ્રસ્ટ છે.

શુજાઉદ્દીન કરવાએ પણ કોમને ખાતર એક પૈસો નથી આપ્યો. એ ભાઇ કરવા તે કડવાજ છે. આવા માણસો

પાસેથી કોમ શું આશા રાખી શકે.? કોમી બેહતરીનો એ ભાઇઓએ કેવળ જામો પહેર્યો છે. કોમના આગલા તોફા-નની માફક આ પણ એક તોફાનજ હતું.

ભાઇ શેખા, કરાંચીના ખાનદાની માણસ છે. કોમના લાભ માટે એમણે કશું કામ કર્યું નથી, એટલે કોમ એમની ઉપર એતબાર મુકી શકે નહી.

યુસુફઅલી અલવી તે મી૦ હાતીમ અલવીના ભાઇ છે. તેઓ અલવી નહી પણ ગુરજી છે.

શેઠ જંગબારવાલા આફ્રીકામાં આપણી કોમને મદદ કરે છે, પણ તેઓ અહીં આવ્યા પછી મસ્કતી, કરવા, કાજીજી અને અલવીના હાથમાં ફસી પડયા છે. કોનફરંસના પ્રમુખ શેઠ યુસુફઅલી જંગબારવાલા તરફ આપણને માન છે. તેઓ નેક નીયતે જે કામ કરવા માગતા હતા તે તેઓ કરી શકયા નથી. શેઠ યુસુફઅલી બહારગામથી આવે છે ત્યારે સી. સી. આઇ., માં અથવા કોઇને ત્યાં ઉતરે છે. એમણે ભીંડી બજાર કે અબ્દુલરહેમાન સ્ટ્રીટની માહીતી નથી. એમણે કોમને પછાત કોમથી પણ હલકી બતાવી છે. દાઉદી વોહરા કોમ મુસલમાનોમાં સઉથી વધારે આગળ વધેલી અને ઇસ્લામી તહેઝીબ ધરાવતી છે.

મોહર્રમની વાયેઝોમાં સૈયદનાએ, એ કોન્ફરંસની અગા-ઉજ પોતાના મુરીદોને કારખાનાઓ અને ઉદયોગો સ્થાપવાની ભલામણ કરી હતી. વોહરા કોમને દરેક રીતે આગળ વધવા હુઝુરે આલીએ પુરજોરથી જણાવ્યું છે. સુધારકોએ માત્ર વાતોનાજ ફડાકા માર્યા છે. અમે તેમને કહીએ છીએ કે

તમો અમારા ભાઇ છો, પાછા ફરો. એથીજ જનાબ સાહેહભાઇ સાહેબ મને લઇને એમના મકાને એમની ખાહેશ મુજબ ગયા. અમે કહયું કે, અમે ખુલ્લા દીલથી અહીં આવ્યા છીએ અને ઇચ્છીએ છીએ કે, કોમમાંથી કુસુંપ દુર થઇ જાય એવો સારો ખ્યાલ અમો ધરાવીએ છીએ. હાતીમ અલવીએ ગમે તેવા માણસોને બોલવા દઇ આપણા દીલ દુખવ્યાં. એ લોકો જીંગા છે. વાઘો હતા તે ખલાસ થઇ ગયા. જીંગાઓ સાથે લડવાનું તે શું હોય?

કોન્ફરન્સને આપણે જે રીતે ધીકકારો છે તે વાતને જીગરમાં રાખી તમારે એની અવગણના કરવી જોઇએ. નામદાર સઇયદના એવા મોટા દીલના છે કે, જે માણસો ભુલથી ત્યાં ગયા હોય તેમને બારોબાર માફી આપવા ખુશી છે. એ લોકો આવવા નહી માગતા હોય તો આપણે એમને કહીશું કે, તમે તમારા ઠેકાણે રહો, અને અમે અમારી જગ્યાએ રહીશું.

## સભામાં પસાર થયેલા ઠરાવો.

(૧) દાઉદી વોહરાઓની આ જાહેર સભા જાહેર કરે છે કે, નામદાર વડા મુલ્લાંજી સાહેબ જેઓ ઘણીજ ઉદારતાથી કેળવણીને ઉત્તેજન આપી રહયા છે તેમની આયાળુ રાહબરી અને આશીર્વાદોથી ભુતકાળમાં ઘણી પ્રગતી થઇ છે અને વેપારી, ટેકનીકલ અને સ્ત્રી કેળવણી માટે વધુ સગવડો મળે તે માટે કોશેષો થઈ રહી છે.

(૨) દાઉદી વોહરાઓની આ જાહેર સભા એ વાતની નોંધ લે છે કે, કોમના જવાબદાર શખસો તરફથી સમાધાન માટે થએલ વારંવારના પ્રયાસોને તીરસ્કારવામાં અને

હસી કાઢવામાં આવ્યાં હતા. આ સભા એ હકીકતની નોંધ લે છે કે, કોન્ફરન્સના એકટીંગ પ્રમુખે કોન્ફરન્સની ૩ જી બેઠક, જે તા૦ ૨૨-૧-૪૪ ના દીવસે મળી હતી તેમાં જણાવ્યું હતું કે, કોન્ફરન્સ દાવતે હાદીયાની ગાદીને પુરેપુરા વફાદાર છે. આ સભા, કોન્ફરન્સમાં ભાગ લેનારા સઘળા જુમાત ખારીજ થયેલા શખ્સોને હાકળ કરે છે કે, તેઓએ નામદાર સરદાર સૈયદના તાહેર સઇફુદ્દીન સમક્ષ હાજર થઇ, ખાનબહાદુર મુલ્લાં મહમદઅલી અલ્લાબક્ષ અને બીજાઓ તરફથી "સાંજ વર્તમાન" તા૦ ૨૨ મી જાનેવારી ૧૯૪૪ ના અંકમાં છપાએલી શરતોનુ પાલન કરવાની ખાહેશ બતાવી પોતાની સચ્ચાઇનો સબુત આપવો.

(૩) દાઉદી વોહરાઓની આ જંગી સભા, દાવતે હાદીયા સામે વીરોધીઓ તરફથી થયલા જુદા જુદા હુમલાઓને પહોંચી વળવા, નામદાર હુઝુરે આલીએ કરેલાં ભગીરથ પ્રયાસો માટે તેમનો હાર્દીક અહેસાન માને છે અને દુઆ ગુજારે છે કે, હુઝુરે આલી, આ કહેવાતી દાઉદી વોહરા કોન્ફરન્સથી ઉભા થયલા મામલને દુર કરવા માટે જરૂરી પગલાં ભરવા પોતાની ખુશી બતાવશે.

(૪) દાઉદી વોહરાઓની આ જાહેર સભા, શેઠ સાલેહભાઇ કરીમજી બરોડાવાલા અને બીજા આગેવાનોનાં નીવેદન જે તા૦ ૧૭ મી જાનેવારી ૧૯૪૪ ના અખબારો માં છપાયેલાં હતા તે નીવેદનોને ટેકો આપે છે અને દાઉદી વોહરાઓ માટે અને વતી બોલવાના એ કોન્ફરન્સના દાવાને સખત રીતે વખોડી કાઢે છે. જે શખ્સોને જમાતખારીજ કરવામાં આવ્યા છે અને

જેઓ તેવી સ્થીતીમાં જ્યાં સુધી રહે ત્યાં સુધી તેઓ કોમના મામલામાં કશો અવાજ ધરાવી શકે નહીં. અને જેઓ તેમણી સાથે એકજ પ્લેટ ફોર્મ પર શામેલ થાય અને ભાગ લે તેઓ, કોમના અને પોતાના ઉત્તમ હીતોને નુકશાન પહોંચાડે છે. આ સભા કોન્ફરન્સ કે તેની કાર્યવાહીનો સ્વીકાર કરવાની ના પાડે છે અને દુનીયાભરના કોમી ભાઇઓને અરજ કરે છે કે, તેઓ આ કોન્ફરન્સ સાથે પોતાનો કશો સંબંધ ધરાવે નહીં. આ સભા, કોન્ફરન્સના પ્રમુખ અને તેના કેટલાક કનવેનરોએ આપેલી ખાત્રીઓથી વીરૂધ્ધ જઇ કોન્ફરન્સના કેટલાક વકતાઓએ જે ગંદા હુમલાઓ કર્યા છે તે સામે પોતાની અસરકારક અને સખત નફરત જાહેર કરે છે. આ સભા, એવો અભીપ્રાય ધરાવે છે કે, કોન્ફરન્સ ખરેખર કેટલાક જમાતખારીજ થયેલા શખસોએ બોલાવી હતી, કે જે હકીકત એ કોન્ફરન્સના અહેવાલો પરથી દેખાઇ આવે છે. આથી આ સભા કોન્ફરન્સ બોલાવનારાઓમાં કશો વિશ્વાસ ધરાવતી નથી.

(૫) દાઉદી વોહરાઓની આ સભા, હાલમાં મુંબઇમાં મળેલી કોન્ફરન્સ સંબંધી કોમના વીચારો જાહેર પ્રજા સમક્ષ રજુ કરવા માટે વર્તમાન પત્રોએ આપેલા સહકારની અભાર સાથે નોંધ લે છે અને "સાંજ વર્તમાન"ના તંત્રીનો ખાસ આભાર માને અને આશા રાખે છે કે, કોમની એકતા જાળવવા માટે તેઓ પોતાનો ટેકો આપશે.

(૫) દાઉદી વોહરાઓની આ સભા સોમવાર તા૦ ૧૭ મી જાનેવારી ૧૯૪૪ના દીવસે સુંદરાબાઇ હોલ આગળ

હાજર રહેલા સઘળાઓને, તેઓની વખાણવા લાયક શીસ્ત, સુલેહ અને શાંતીની જાળવણી, અને તેમ કરીને સુંદરબાઇ હોલમાં કોન્ફરન્સ ખોલવનારાઓને દરેક જાતની સગવડ કરી આપી કે જેથી તેઓ કોન્ફરન્સમાં ભાગ લઇ શકે તે માટે તેમને મુબારકબાદી આપે છે. આ પ્રસંગે આપણા વોલંટીઅરો અને ગાર્ડોએ જે કીંમતી સેવા બજાવી તેની પણ આ સભા આભાર સાથે નોંધ લે છે.

## કેળવણીના દુશ્મનો.

સભામાં પહેલો ઠરાવ શેખ ઇબ્રાહીમ અબદુલકાદર બી. એ., જે. પી., એન. એસ. ડી. એ રજુ કરતાં જણાવ્યું કે, આપણે કેળવણીમાં કેટલા બધા આગળ વધ્યા છીએ તે તમો જાણો છો. સુરતમાં સઇફીયા દરસમાં અઢીસો વીદયાર્થીઓ શીખી રહ્યા છે. ત્યાં દીની ઉપરાંત અંગ્રેજી તાલીમ પણ અપાઇ રહી છે. આજના જમાનામાં અંગ્રેજી કેળવણીની જરૂર છે. અરબી શીખવવા માટે એક ખાસ કલાસ છે. એનો બોર્ડીંગ અને લોજીંગ ખર્ચ પણ નામદાર વડા મુલ્લાંજી સાહેબ આપે છે. એમાં હર વખતે સુધારા વધારા થયા કરે છે. વળી ૧૯૧૯ ના સાલથી સુરતમાં તૈયબી મદ્રાસાની સ્થાપના થઇ છે. એમાં છોકરા અને છોકરીઓને ધાર્મીક શીક્ષણ ઉપરાંત હાઇસ્કુલનો સ્ટાન્ડર્ડ પણ રાખવામાં આવ્યો છે. દીની કેળવણી વગર દુન્યવી કેળવણી આગળ વધી શકશે નહીં. કેળવણીના ખરા દુશ્મનો કહેવાતા સુધારકો છે. (તાળીઓ) તેઓએ દુન્યવી તાલીમની ટોંચે પહોંચી દીનને તીલાંજલી આપી છે. તેઓ કેળવણીના ફોકટ બુમ બરાડા પાડી રહયા છે. દુનીયામાં માણસ જન્મથી

મરણ સુધી ધર્મ સાથે જોડાયલો છે. મોમીનનો જાન અમુલ્ય છે. એ સંખ્યાબંધ મોમીનોનો જાન સરદાર તાહેર-સઇફુદ્દીન છે. (તાળીઓ) ઇસ્લામી સંસ્કૃતી અને વોહરાપણું સાથે જોડાયલાં છે. તમારાં લેબાસથી અને તમારી સીરતથી તમે વોહરા છો, એમ પીછાનાવા જોઇએ. જે માણસનું ધાર્મીક શીક્ષણ બરોબર હશે તે કદી પાછળ હટવાનો નથી. ધાર્મીક કેળવણીના પાયા વગર ઇન્સાન દુનીયામાં જીવીજ ન શકે.

હાઇસ્કુલો મુંબઇમાં ઘણી છે, પરંતુ બીજી સ્કુલોમાં બીજી કોમોના છોકરાઓની સોબતથી આપણી મહેનત ઉપર પાણી ફરી વળે છે. એ કારણે હુઝુરે આલીએ સઇફી હાઇ-સ્કુલ કાયમ કરી છે. કોમની બહેતરી ખાતર હુઝુરે આલી-તન અને મનથી ધન ખર્ચી રહયા છે. (તાળીઓ) તેઓ ચાલુ ઉજાગરા કરી કોમની બહેતરીના વીચારો કરી રહયા છે. વિરોધીઓ વખાણે કે ન વખાણે તેની આપણે દરકાર કરતા નથી. દાઉદી વોહરા સંમેલન ભરનારાઓ કામયાબ થવાના નથી કેમકે તેઓએ હુઝુરે આલીની પરવાનગી વગર આ કામ બજાવ્યું છે.

## ખોટા દાવો.

ઠરાવને જનાબ અબ્દુલ કઇયુમ વકીલ બી. એ., એલ એલ. બી., એ ટેકો આપતા જણાવ્યું હતું કે, સલામના હકદાર આપણેજ છીએ. અમારી ઉપર કોઇનો દાવ ચાલે, એ બનવા જોગ નથી. આ ઠરાવ રજુ કરવાની નેમ આપ જાણે છે. ગયા અઠવાડીયે કેટલાક જમાતખારીજ થયેલાઓ

હુઝુરે આલીને સેંકડો રીતે સતાવી રહયા છે. તેઓ દાઉદી વોહરા કોન્ફરન્સને નામે બહાર પડયા છે. તેઓએ આપણું નામ ચોરી લીધું છે. (તાળીઓ) એમાં ભોળવાઇ ગયેલા લોકો તરફ મારી હમદર્દી છે. જેઓ આ ખોટી જાહેરાતથી અને કોમી બહેતરીનાં બહાનાં હેઠળ દોરવાઇ ગયા છે તેઓ ઝાહેદનો લેબાસ પહેરી કોમને દગો આપી રહયા છે. જેઓ ૨૫ વર્ષથી જમાતખારીજ છે તેમનાં હૈયાંમાં તો આગના ભડકા ઉઠી રહયા છે. તેઓ શું આપણી બહેતરી કરવાના હતા! વોહરાઓ હરીજનોથીયે કેળવણીમાં પછાત છે, એમ કહેનારાઓ શું કેળવણી આપવાના છે? (શેમ શેમ) પારસીઓ પછી બીજા નંબરે આવતી વોહરા કોમ છે. ગોધરાનો સૈફી મદરેસો આધુનીક ઢબે ચાલી રહયો છે. તે જગ્યાના વોહરાઓ ભીલથી પણ પછાત છે, એમ કહેનારાઓ માટે મને અફસોસ થાય છે. સુધારકો પાંચ લાખ રૂપીયામાં કોમનું કલ્યાણ કરવા નીકળ્યા છે. એમાં નગદ તો નદારદજ છે. (તાળીઓ) આ લોકો પાંચ લાખ રૂપીઆમાં ગરીબ, બેવાઓ, મોહતાજો બધાને મદદ કરવા નીકળી પડયા છે. કોન્ફરન્સ ભરનારાઓનો દાવત માટેની વફાદારીનો દાવો ખોટો છે.

## દીકરીઓને ભણવા પરદેશ મોકલી.

ડૉ૦ તૈયબભાઇ સાલેહભાઈ એલ. એમ. એન્ડ એસ., બોલતા જણાવ્યું કે, કોમી તરકકીનો માર્ગ કેળવણી છે, પણ એ કેળવણી માટે સુધારકો કરતાં હુઝુરે આલી હઝાર ઘણું ઉમદા કામ બજાવી રહયા છે. મુલ્લાજી સાહેબ આધુનીક કેળવણીની વીરૂધ્ધ વથી. આજથી દસ વર્ષ પહેલાં ખુદ

મુલ્લાંજી સાહેબે મારી દીકરીઓને ડાકટરી તાલીમ લેવા માટે વીલાયત મોકલવાનું પ્રોત્સાહન આપ્યું હતું, એ વખતે તો છોકરીઓને આવી કેળવણી આપવા માટે કેટલાકોએ નારાજી બતાવી હતી. મર્દો ઉપર બઇરાઓ રાજ કરે છે એટલે, છોકરીને કેળવણી આપવી એ આખા કુટુંબને આપવા બરાબર છે. આજે પણ વોહરા છોકરીઓ આધુનીક કેળવણી કશા પણ વાંધા વગર લઇ શકે છે.

**આલમે ઇસ્લામમાં સય્યદના સાહેબનું સુંદર માન.**

સાલેહભાઈ અબ્દુલકાદરે ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું હતું કે હીંદુસ્તાનના એકએક બચ્ચાંને શીક્ષણ ન મળે ત્યાં સુધી મને સંતોશ થવાનો નથી. દેશનો ઉધ્ધાર કેળવણીથીજ થઇ શકે. કેળવણી આપવાની જોખમદારી હાવતની, કોમની અને તમારા પોતાની છે. કેળવણી વધારવાનું કામ આપણે વગર ઢીલે ઉપાડી લેવું જોઇએ. આજથી ૫૦, ૬૦, વર્ષ પહેલાં સર સૈયદ અહમદે અલીગઢ યુનીવર્સીટી કાયમ કરવાની કોશેશ કરી ત્યારે, તેમની ઉપર આફતોના પહાડ તુટી પડયા હતા. પછી આપણે વર્ષો સુધી મગરબી--પશ્ચીમી તાલીમ લેવી કે નહી તે પર વીચાર કરવામાં ગુમાવ્યાં. કેળવણીની અનેક બાજુઓ છે. વોહરા કોમનો રહબર એવો છે જેની ઇઝઝત વોહરાઓમાંજ નહીં, મુસ્લીમોમાંજ નહીં, પણ આખી દુન્યાની ઇસ્લામી સલતનતોમાં છે. બગદાદના એક સુન્ની પીરે પણ સૈયદના માટે માનવાચક શબ્દો ઉચ્ચાર્યાં છે. કોમની કેળવણીનું કામ સાથે મળીને થતું હોય તો વધારે બહેતર છે. એવો વખત પણ આવશે જ્યારે બધા

વોહરાઓ સાથે મળીને કામ કરશે. છોકરીઓની સ્કુલ ઉઘાડવા માટે હું નામદાર મુલ્લાંજી સાહેબને ખરાં જીગરથી મુબારેકબાદી આપું છું. સ્ત્રી કેળવણીની આજે બધા અગત્ય પીછાણી રહયા છે. હવે એ જમાનો વહી ગયો છે જ્યારે સ્ત્રી કેળવણીથી લોકો ભડકતા હતા. લડાઈ પછી મોટા ઇન્કીલાબો થશે. એની અસર હીદુસ્થાન ઉપર પણ થશે. આપણે લડાઇમાં ન હોવા છતાં આપણી ઉપર થયેલી છે. વોહરાઓ પણ મુસલમાનો છે, અને મુસલમાનોને પણ દેશની સાથે મરવું છે. વોહરાઓ વોહરા પણ રહે, અને હીંદુસ્તાની પણ રહે.

ખાનબહાદુર ઇસ્માઇલજી ઇબ્રાહીમ દલાલ, જે. પી., એ બોલતાં જણાવ્યું કે, મંદસોરમાં ૪૦૦–૫૦૦ વોહરા છોકરા છોકરાઓ શીક્ષણ લે છે. આપણા કોમી મદરેસાઓ ઘણું અચ્છું કેળવણીનું કામ બજાવી રહયા છે. વોહરાઓ કેળવણીમાં પછાત છે એમ કહેવું ખોટું છે.

## મુલેહની રીત તો જુઓ !!

શેખ અહેમદઅલી રસાની સાહેબે બીજા ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે, સલાહ તો સમાન શખસો સાથે થઇ શકે. કયાં ગુલામ અને કયાં મીયાં! હીદાયત માટે જવું એ દાવતનો તરીકો છે. સુધારકો એક બાજુથી દાવતને વફાદાર હોવાનું જણાવે છે જ્યારે બીજી તરફ તેઓ કહે છે કે, "બાતીલસે દબને વાલે એ આસમાં" નહી હમ. આ કેવી અકકલવાલા આદમીઓ છે. એમની અકકલ ઉપર અફસોસ થાય છે. લોકો નાપાકવાડા (નામપાડા) પર ભેગા થયા હતા, અને આજે આપણે પાકમોડીઆમાં ભેગા થયા છીએ.

આપણા દાઇ રહેમતુન-લીલ-આલમીનના દાઇ છે. આપણા દાઇનો હુકમ મુલ્લા એન્ડ મુલ્લા તરફથી બહાર પડયો છે. આપણી આજની સભાના પ્રમુખ પણ મુલ્લા છે. બધાજ મુલ્લા અને મુલ્લા છે. આપણા આગેવાનો કાંઇ બહાર પાડે તેની સુધારકો આગળ કશી કીંમતજ નથી, પણ પોતે પેપરોમાં લખી આપણને તે વજનદાર હોવાનું માનવાનું કહે છે.(હસાહસ) તેઓ ગુનાહ કરી તોબાહ કરે તો તેઓ બેગુનાહ થઇ જાય. તેઓ હમણા આવે તો હમણા ચાર મીનીટમાં તેમના ગુનાહ માફ થઇ જાય. દાઇએ-ઝમાનને અદ્દાવત હોય શકેજ નહીં. એમના સલામ બંધ એટલા માટે થયાં છે કે તેઓ સઇયદનાને દાઇ સમજતા નથી. સુધારકોનું નવું બંધારણ તે અંધારાવાળું બંધારણ છે.

મુલ્લા નુરભાઇ હસનઅલી ડેડાણવાલા એ ઠરાવને વધુ ટેકો આપતા જણાવ્યું કે અનેક ધર્મો ઉપર મહાન પ્રહારો થઇ ગયા અને થશે. દુશ્મનો નહી હોય તો એ મહાન વ્યકતીની કીંમત થતી નથી. જે વસ્તુમાં ઝેર ભેળવેલું હોય તેમાં સાકર ભેળવી લલચાવવામાં આવે તેમ એ લોકો કેળવણીની બાબત લઇને આપની આગળ આવ્યા છે. કાતીમ અલવીના સુલેહના કથનમાં કાંઇક છુપાયલું છે. દીનીઆતનો કકકોજ નહીં સમજવો અને ઉસ્તાદીનો દાવો કરવો એનું નામ શું કેળવણી છે? ઇબ્રાહીમ અદમજીએ કડવું બીજ રોપ્યું છે. એમાંથી નીકળનારો ફણગો ઝેરીજ છે. આ સુધારકોએ બીછાવેલી જાળમાં કોઇ ફસાવા ન પામે. એમની જાળમાંથી તમારે બચવું જોઇએ.

મુલ્લા નઝર હુસેન કાદરભાઇ લુણાવાડાવાલાએ એક

નઝમ પઢી હતી જેમાં એક મીસરો એવો હતો કે

"યે ઉલ્લુ બના રહે હંય, બહોતસે ફીન્નાર હો ગયે હંય
જો બાકી રહે હંય વોહભી ફીન્નાર જા રહે હંય"

## અનુપમ શાહુકારી.

શેઠ હુસેનીભાઇ હેપ્તુલ્લાભાઇ નુરૂદ્દીન ઝુમખાવાલાએ ત્રીજો ઠરાવ રજુ કરતાં જણાવ્યું હતું કે કોન્ફરન્સના નામે જે ફીતનાઓ થયા તે તમે જાણો છો. આ સાતની ટોળ-કીએ ભુતકાળમાં કાર્યો કર્યાં છે તેથી તમે વાકેફ છો.

આ ભેગી મળેલી સાતડેસાતની ટોળીએ દાઉદી વોહરા મોમી-નોને કેળવણી આપવાનું બીડું ઝડપ્યું છે. કેળવણી કોને કહેવી એ તેઓ પોતે જાણુતા નથી. કેમકે જે પ્રકારની કેળવણી તેઓ આ-પવા માગે છે તેવો કેળવાયલો વર્ગ આપણામાં ઘણો વધારે છે. એમનામાં જેટલા વકીલો, બેરીસ્ટરો, ઇજનેરો, ગ્રેજયુએટો હશે તેના કરતાં ઘણી મોટી સંખ્યામાં સૈયદના સાહેબની સાચી મહો-બત કરનારાઓમાં છે. તેઓએ એવી નેમથી કેળ-વણીનું બ્હાનું આગળ કર્યું છે કે, તેઓના જેવા મુનાફીક વકીલ બેરીસ્ટરો પેદા થવા પામે.

આ મુનાફીકો એક તરફ આપણા જાનથી પણ આલા "દાઇની" દુશ્મની કરી રહયા છે. આ લોકો જમાતખારીજ થયેલાઓને પોતાની ગોદમાં લઇ દોસ્ત બનાવે છે. આપણા દીલો દુખવનારી ઝબાનદરાજી કરી આપણા હડહડતા અપમાનો કરી રહયા છે, અને બીજી તરફ આપણું ભલું કરવા માગે છે. આપણને એમની ભલાઇની એકવાર નહીં પણ લાખ-વાર દરકાર નથી.

આકાએ નામદારે કોમના માટે જે જે ભોગો આપ્યા છે અને જે રાહબરી કરી છે, તેવી બીજો કોઇ કરવાની શકતી ધરાવતો નથીં. ખુદા એમની રાહબરા હંમેશ આપણી ઉપર કાયમ રાખે.

શેખ અબ્દુલતઇયબ દીવાને ટેકો આપતાં જણાવ્યું કે, દાવત સાથે તેઓએ અનેક ઝઘડાઓ કર્યા પણ તેમાં તેઓ નીષ્ફળ નીવડયાં છે.

શેઠ યુસુફઅલી બાકરભાઇએ બોલતાં જણાવ્યું કે સુધારક વોહરાઓ પોતાની કોન્ફરન્સના પ્રમુખની ગેરહાજરીમાં

**ખબરદાર ! ખબરદાર !**

એવા એક શખસને લઇ આવ્યા, જેણે પોતાના લખાણોથી ઇસ્લામનું ગંભીર અપમાન કર્યું હતું. એવા શખસને પ્રમુખની ખુરસીએ બેસાડી તેઓએ પોતાની કાર્યવાહી ઉપર પાણી ફેરવી નાખ્યું હતું. એ સંમેલનને હું "ભાંડ સંમેલન"ની ઉપમા આપીશ.

> દુર હટો, દુર હટો, એ દુધ દહીં વાળો,
> યે 'દાઇ' હમારે હંય !
> દુર હટો, દુર હટો, અય ભાંડ સંમેલનવાળો
> યે કોમ હમારા હય."

ભાઇ ફખરૂદીન તાહેરભાઇ ખોરાકીવાળા બી. એ., એલ. એલ. બી., એ ચોથો ઠરાવ રજુ કરતાં જણાવ્યું કે આ કોન્ફરન્સ ગુરૂદેવીઆ હતી. આ કોન્ફરન્સ પડદાબીબી હતી, અને તે જમાત-ખારીજવાળાઓની પરીષદ હતી. આ કોન્ફરન્સનો મુળ હેતુ દાવતે હાદીયાની ગાદી હાથ કરવાનો

છે. આમ હોવાથી આ લોકો આપણી પાસે સહકારની કેટલી આશા રાખે! કોન્ફરન્સવાળાઓની યોજના ક્યારે પાર પડે તે તો ખુદા જાણે, પરંતુ આપણે હીંદના ખુણે ખુણે એ કોન્ફરન્સનો વીરોધ કરવો જોઇએ. કોન્ફરન્સમાં કેવો બકવાસ થયો તેના નમુના જુઓ!

"સૈયદનાને ઝનાનખાનામાંથી બહાર નીકળવાનો વખત મળતો નથી." (શેમ, શેમના પોકારો).

આપણે એકસંપી, અને એકદીલી હંમેશાં કાયમ રાખવી જોઇએ. આપણે એકસંપી રાખી શકીશું તો દુનીયામાં એવું કોઇ કામ નથી જે પાર પડી ન શકે.

ભાઇ નુરૂદ્દીન ઇ. બંદુકવાલાએ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે, મારે તો ભાષણ સુંદરાબાઇ હોલમાં કરવાનું હતું. એ લોકો દાખલ થાય તે માટે મેં એમને દરવાજા ખોલી આપેલા. પણ એ લોકોએ નાગપાડા પર ભરાઇનેજ સભા ભારી, તેની સાથે આપણી દાઉદી વોહરા કોમને કશો સંબંધ નથી, એમ હું બાપોકાર જાહેર કરૂં છું. એ કોન્ફરન્સના પ્રમુખે કહયું કે, "હું ખાત્રી આપું છું કે સૈયદનાની વીરૂધ્ધ અંગત આક્ષેપો કરવામાં આવશે નહીં." પ્રેસીડેન્ટના એ શબ્દોની શું કીંમત કરવામાં આવી હતી?

એ લોકોએ વોહરા કોમને હરીજનો અને કોળીઓ કરતા હલકી ચીતરી. હું હાજર હતે તો એમ બોલનારને કહેતે કે, ખબરદાર! અને તેની જીભજ ખેંચી કાઢતે (હસાહસ) ટીનપતરાનું કામ કરનાર શું નીચ છે? હું શુજાઉદ્દીન કરવાને કહીશ કે તમે રૂ. ૫૦૦ ના પગારદાર

ગુલામ છો! હું લાહેરઅલી કાજીજીને કહીશ કે, એક દીવસની રજા મેળવવા માટે પણ તમો મોહતાજ છો. હું તો દરેક ધંધામાં માન સમજું છું.

## "હુકુમતે ઇલાહીયા."

"નુસીમે સહર" ના એડીટર મુલ્લા કલીમુદીન હુસેનીએ ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે દઅવતે હાદીયહની પાક ગાદી સામે દરેક ઝમાનમાં નીત નવી રીતે હુમલા થતા આવ્યાં છે. કદી તેના મહાન ઓધ્ધાઓના ખોટા દાવાદાર ઉભા થયા છે, તો કદી તેની સામે તલવારની જંગ ખેલવામાં આવી છે. કદી ઓધ્ધાનો ઇન્કાર કરવામાં આવ્યો છે તો કદી મુકદમાબાઝીથી તેને ઝેર કરવાની કોશીષ કરવામાં આવી છે. આ વખતે દાવતના વીરૂધ્ધીઓએ નવીજ રીતો અખત્યાર કરી સામાન્ય પ્રજાને બેહકાવવાની તક લીધી છે. સને ૧૯૧૭ માં વીરૂધીઓ દઅવતની પાક ગાદી અને તેના ધણીના મહાન ઓધ્ધાનો ઇન્કાર કરી ગયા. પોતાની એ ચળવળ માટે તેઓએ લાખો રૂપીઆ કોર્ટ દરબારમાં અને પ્રચારકાર્યમાં ખરચી નાખ્યાં. દરેક મુકદમામાં તેઓએ પોતાની નેમને નીષ્ફળ નીવડેલી જોઇ છેલ્લાં થોડાક દીવસથી તેઓના ભેજાંઓ આ વાતની શોધમાં હતાં કે કોઇ એવું નવું તુત ઉભું કરવું જોઇએ, કે જે સહેલાઇથી સામાન્ય માણસોના ગળે ઉતારી શકાય. સાથેજ દઅવતની ગાદીને મીટાવી દેવાનો મુળભુત હેતુ પણ સીધ્ધ થઇ જાય

આજ આખી દુન્યા ધર્મને રાજકારણથી, ધર્મને સામાજીક તંત્રથી અલગ પાડી ને જે મુસીબતમાં અટોવાઇ રહી

છે તેનો તાદ્રશય ચીતાર તેઓના નજરો સામે હોવા છતાં ઘણી અફસોસની વાત છે કે તેઓ ધર્મરહીત આધુનીક કેળવણી તરફ કોમને બોલાવી રહયા છે. આજ હીંદુસ્તાનમાં નહી બલકે તમામ દુન્યામાં એવો આવાઝ બુલંદ થઇ રહયો છે, કે ધાર્મીક અને નૈતીક કેળવણી વીનાની કેળવણીથી માણસજાત મુસીબતમાં પડી ગઇ છે. તેને ઉગારવા માટે બાળકોને પ્રથમથીજ દુન્યા સાથે દીની જ્ઞાન આપવું જરૂરનું છે. નામદાર હુઝુરે આલીએ આજ પચ્ચીસ વરસથી એજ ભુલાએલું સબક–હીંદના જુદા જુદા ધર્મ અને માન્યતાવાલા આગેવાનોને જ્યારે જ્યારે તેઓના સંપર્કમાં આવ્યા ત્યારે ત્યારે યાદ દેવડાવ્યું છે.

ઇતીહાસમાંથી હજારો દાખલા એવા કાઢીને બતાવી શકાશે કે પૈગંબરની ગાદી, પૈગંબરના ખલીફાઓની ગાદી એ કંઇ ફકત દીની ગાદીજ નથી, બલકે તે સાથે દુન્યવી કારોબાર શીખવતી ગાદી પણ છે. આ ગાદી દીન અને દુન્યા બંને પર કાબુ ધરાવે છે અને સમસ્ત મુસલમાનો આવી દીન–દુન્યાની સંયુકત હુકુમતને, "હુકુમતે ઇલાહીયહ–" ખુદાઇ રાજ બંધારણ નામ આપે છે. હજી થોડાક દીવસ પુર્વેની વાત છે કે આપણા ઇલાકાના એક વીખ્યાત મુસ્લીમ લીગ લીડર ડા. અબ્દુલહમીદ કાઝીએ એવી હીમાયત કીધી હતી કે પાકીસ્તાનના ભાવી બંધારણને "હુકુમતે ઇલાહીયહના" નીયમાનુસાર રચી દેવું. તેઓએ સુચવેલું બંધારણ ફકત મુસલમાનો માટેજ હતું નહીં પણ સમસ્ત પ્રજા માટે હતું. ઇસ્લામે કદી પણ દીનથી દુન્યાને અગલ પાડી નથી. ઇસ્લામ એક આલમગીર

મઝહબ છે. તે માનવજાતના બધા ક્ષેત્રોમાંજ નહીં બલકે સમસ્ત સૃષ્ટીમાં "હુકુમતે ઇલાહીયહનું" વર્ચસ્વ સ્થાપવા ચાહે છે. તેના એ રાજબંધારણમાં સર્વ પ્રજા પ્રત્યે સદ્‌ભાવ, સહીષ્ણુતા અને સન્માર્ગે દોરવવાની ઇચ્છા રહેલી છે. દઅવતે હાદીયહનું રાજ બંધારણ પણ એજ સીધ્ધાંત ઉપર રચાયેલું છે.

સને ૧૯૧૭ ની વીરોધીઓની ચળવળ ભુટલાવવાના સીધ્ધાંત પર ઉભેલી હતી. આજે, તેમાંના સાત વ્યવસ્થાપકોએ સંમેલન બોલાવીને–જુના અરબી રીવાજ પ્રમાણે કહીએ તો સકીફો કરીને–પશ્ચીમના દેશોમાં પ્રચલીત થયેલી નીતી અનુસાર દીનને અલગ ખુણામાં ધરી, મન ગમતી રીતે દુન્યા ઉપભોગવાનો ઠરાવ કર્યો છે. તેઓએ ખુદા અને તેના રસુલ (સ. અ.) ના ડર વગર કોમને અધઃપાતની ઉંડી ગારમાં હોમી દેવાનો પ્રસ્તાવ કર્યો છે. કોઇ પણ સાચા ઇસ્લામીની ગેરત કબુલ ન કરે એવી રીતે તેઓએ સંમેલનમાં પડદાની બીબીઓને લાવી, બોલાવી તેઓની હાજરીમાં ટોપીઓ ફેરવવાના કે વેચવાના તમાશા કરી ભાષણો અને કવીતાઓમાં દીનના હુરમતવંતા ઓધ્ધાની ઠેકડી કરી જે નમુનો પેશ કર્યો છે તેને તેઓની કેળવણી પ્રીયતા, માનવતા અને સહીષ્ણુતાના દાવાઓથી કોઇજ નીસ્બત નથી.

કોમને હરીજનોથી નીચી બતાવનારાઓએ શાયદ જાણ્યું નથી અને જાણ્યું હોય તો માન્યું નથી કે દેશની અનેક મ્યુનીસીપાલીટીઓમાં કોમના ભાઇઓ પ્રમુખ, ઉપ–પ્રમુખ બની ચુકયા છે. કોલંબો, જંગબાર, મોંમ્બાસા જેવા દુરનાં દેશોમાં કોમનું માન કોના લીધે સચવાઇ રહયુ છે તે વારં-

વાર કહેવાની જરૂર નજ હોઇ શકે. તમારી મજલીસો જુઓ અને અમારી મજલીસો જુવો. અને કોણ વધારે મોહઝઝબ અને સુશીક્ષીત છે તેની તમીઝ કરો. ઘરના અખબારોમાં ગંદુ પ્રચાર કાર્ય કરવાથી કે બહારના અખબારોને મીલાવી લેવાથી ઘણું તો કોમનો ન જાણતો વર્ગ વહેમાશે, પણ જે જાણે છે તેને કબુલ કરવું પડશે કે વીરોધીઓની પ્રમાણીક નીષ્ઠા એ કેવળ ઢોંગ છે.

અબ્બાસભાઇ વાંદરાવાળાએ બોલતાં જણાવ્યું કે હું કહેવાતી દાઉદી વોહરા કોન્ફરન્સમાં હાજર હતો અને એમનો હેતુ દાવતે હાદીયાની ગાદીને ઉથલાવવાનો હતો. એ સભામાં હાજર રહેલા છાપાના બાહોશ રીપોર્ટરોએ લખ્યું છે તે બરોબરજ લખ્યું છે.

## "સાંજ વર્તમાન" ઝીંદાબાદ.

મુલ્લાં અલીમહમદ મુસ્તફવીએ અખબારોનો આભાર માનતો ઠરાવ રજુ કર્યો હતો, જેને ભાઇ ઝકીયુદ્દીન ઝકી-બાર-એટ-લોએ ટેકો આપ્યો હતો. મી૦ ઝકીયુદ્દીને જણાવ્યુ કે, આ જમાનામાં છાપાં અગત્યનો ભાગ ભજવી રહયા છે. આપણી કોમ વીષેની માહીતીઓ બીજી કોમો માત્ર પેપરો મારફતેજ જાણી શકે છે. બીજી કોમોની સાથે રહેવામાં આપણી કોમની ઇઝઝત છે. હું હાઇ કોર્ટમાં જાઉં ત્યારે વકીલ બેરીસ્ટરો પણ વોહરા કોન્ફરન્સની ચર્ચા કરતા હોય છે. આનું કારણ પેપરોમાં આવતા લખાણો છે. આપણે "સાંજ વર્તમાન" પત્રનો ખાસ આભાર માનવો જોઇએ. આ પત્ર ખરી બીના હંમેશાં પ્રગટ કરી રહયું છે. (અલ્લાહો અકબર અને "સાંજ વર્તમાન' ઝીંદાબાદના જોશભેર પોકારો).

ખેડા ડીસ્ટ્રીકટ મુસ્લીમ લીગના પ્રમુખ ફઝલેઅબ્બાસ તૈયબઅલી ઝમીનદારે ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે, અખબારોના અભાવે મુસ્લીમ કોમ પોતાના વીચારો બરોબર અને અસરકારક રીતે રજુ કરી શકી નથી. પ્રચાર મારફતે જે લાભ લેવામાં આવે છે તેમાં "સાંજ વર્તમાને" આપણને સારો સાથ આપ્યો છે. આ પત્રે દાઉદી વોહરા કોમનું દ્રષ્ટીબીંદુ સુંદર રીતે રજુ કર્યું છે.

ઠરાવ પર ખાનબહાદુર મુલ્લા મહમદઅલી અલાબક્ષે મત લેતા ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

ભાઇ સાલેહભાઇ બામબોટે મી. અબ્બાસભાઇ વાંદરાવાલાને તેમની તેજસ્વી યાદશકતી અને કોન્ફરન્સની બાતમીઓ પુરી પાડવા માટે એક સુંદર ઘડીયાળ ભેટ આપ્યું હતું.

## વોલંટીઅરોની સેવા.

મુલ્લાં તૈયબભાઇ નોમાનભાઇ દીવાન, બી. એ; એલ એલ. બીએ., છેલ્લો ઠરાવ રજુ કરતાં જણાવ્યું કે, સુંદરાબાઇ હોલ આગળ એકત્ર થયેલા આપણા ભાઇઓની જાહેર છાપાઓએ પણ પ્રશંસા કરી હતી. આપણા ભાઇઓ દુનીયામાં કેવું સુંદર સ્થાન કાયમ કરી શકે, એ એમણે બતાવી આપ્યું છે. દાઉદી વોહરાઓએ બતાવી આપ્યું છે કે, તેઓ સાચા છે. દરેક રીતે તેઓએ સચ્ચાઇ અને મકકમતા બતાવી છે. આપણે બોહરા ઇમરજન્સી ગાર્ડઝ, જાપાનીસોના બોમ્બીંગ વખતે કામ લાગે તે માટે તૈયાર કર્યાં હતાં, પણ જ્યારે આપણાજ જાપાનીસ ઠીંગુજીઓએ

બોમ્બનો ધડાકો કર્યો, ત્યારે આપણુના કામમાં આવી બતાવી આપ્યું કે, તેઓ એ કાર્ય માટે બરોબર કેળવાયા છે.

ભાઇ તૈયબજી અબ્દુલકૈયુમે ઠરાવને અંગ્રેજીમાં ટેકો આપતાં જણાવ્યું હતું કે, આપણી ડીસીપ્લીન આપણુને ભવીષ્યમાં ઘણી ઉપયોગી થઇ પડશે.

મી૦ અસગરઅલી નઝરઅલી સીંગાપોરવાલા બેરીસ્ટરે ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું હતું કે, હાતીમ અલવી અને તેમની ટોળીએ જુમાતબારીજ થયેલાઓને બોલાવ્યા હતા. એ કોન્ફરન્સને આપણે "દાઉદી વોહરા વીરોધી કોન્ફરન્સ" કહી શકીએ. જસ્ટીસ માર્ટીનનો ચુકાદો કહે છે કે, દાઇ–ઉલ–મુતલક કદી ખોટું કામ કરી શકે નહીં. હું હાતીમ અલવીને ચેલેન્જ કરૂં છું કે, તેઓ બતાવી આપી કે, તેઓ દાઉદી વોહરા કોમની વીરૂધ્ધ જઇ રહયા નથી. હાતીમ અલવીને દાખલ કરવા આપણે આપણા મઝહબી સીધ્ધાંતો ફેરવી શકીએ નહીં. આપણે આપણી કોમને આખી દુનીયામાં બળવાન બનાવવી જોઇએ. શહેનશાહ અઉરંગઝેબ જેવા પણ દાવતને કચડવા નીષ્ફળ નીવડયા તો હાતીમ અલવી કોણ છે? (તાળીઓ)

ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

અબ્દુલ્લાભાઇ ફઝલઅલી હાજીએ પ્રમુખનો આભાર માનનારો ઠરાવ રજુ કર્યો હતો, જેને હબતભાઇ અબ્દેઅલી કાગળવાલાએ ટેકો આપ્યો હતો.

જનાબ તાહેરભાઇસાહેબ યાહયાભાઇસાહેબે પ્રમુખ શેઠ મુલ્લા મહમદઅલી અલ્લાબક્ષને ફુલહાર અર્પણ કર્યાં

હતાં અને પ્રમુખ સાહેબે પોતાને અપાયલા મેડલ માટે આભાર માન્યો હતો. એક નઝમ પઢાયા બાદ સભા રાતના ત્રણ વાગે બરખાસ્ત થઇ હતી.



(૭)

("મુંબઇ સમાચાર" તા. ૨૮-૧-૪૪)

## દાઉદી વોહરા કોન્ફરન્સ સામે સખ્ત વિરોધ.

---

### દાઉદી વોહરા કોમની પ્રચંડ સભામાં પસાર થયેલા ઠરાવો.

---

### કોમની કેળવણી સંબંધી આક્ષેપોનો અપાયેલો જવાબ.

---

### ના. વડા મુલ્લાંજી પ્રત્યે દર્શાવાએલી સંપૂર્ણ વફાદારી.

---

### પ્રમુખ સ્થાનેથી ખા. બા. મુલ્લાં મહમદઅલી અલાબક્ષે કરેલું સખ્ત અને ટીકાત્મક ભાષણ

---

"વહોરા કોન્ફરન્સ બોલાવનારાઓની દાનત ચોખ્ખી ન હતી, તે કોન્ફરન્સમાં થએલા કામકાજથી આજે કોમ સમક્ષ

સ્પષ્ટ થઇ ચુક્યું છે. કોમની ભલાઇ કરી નાખવાની બાંગો પોકારનારને તેઓએ ના. સઇયદના સાહેબ અને કોમ ઉપર ગાલીપ્રહારો અને અપમાનજનક આક્ષેપો કર્યા છે. જો તેઓ કોમના હીતનું કાર્ય કરવા માગતા હોય તો કોમને કેમ સાથે રાખતા નથી ? હું તેઓને આજે જણાવું છું કે કોમનુ હીત કોમની વચ્ચે રહીને થઇ શકે. કોમ ખારીજ થએલાઓ સાથે હાથ મીલાવી, દેખાવ એક અને વર્તન જુદું રાખીને કદાપી કોમનું હીત સાધી શકાશે નહી."

"ના. સઇયદના સાહેબની દોરવણી હેઠળ કોમે કેળવણી અને બીજા ક્ષેત્રોમાં પ્રગતી સાધી છે અને દાઉદી વોહરા કોમની આબાદી માટે કેવાં પગલાઓ ભરવાં તે ના, વડા મુલ્લાંજી સાહેબ જાણે છે. કોન્ફરન્સ બોલાવનારાઓએ અત્યાર સુધી કોમની ભલાઇ માટે શું કર્યું છે ? મસ્કતી, કરવા, કાજીજી અને અલવીએ પોતાના ખીસ્સામાંથી કોમની ઉન્નતી માટે કેટલી રકમ ખર્ચી છે ? તેઓએ તો ના. સઇયદના વીરૂધ્ધ કાર્યો કરવા માટે પોતાના હસ્તકના ટ્રસ્ટ ફંડોમાંથી તોફાનીઓને મદદ કરી છે."

"સમાધાન માટે દરવાજા ખુલ્લાં હતા અને તે માટેજ અમો તેઓને મળવા ગયા હતા, પરંતુ હાતીમ અલવી જેવાઓએ કોન્ફરન્સમાં કરેલા હુમલાખોર અને અપમાનજનક ભાષણોથી સમાધાનની અમારી નેમ બર આવી ન હતી."

મુંબઇ, તા૦ ૨૬ મી જાનેવારી, તાજેતરમાં મુંબઇમાં મળેલી દાઉદી વહોરા કોન્ફરન્સમાં પસાર થએલા ઠરાવો અને થયેલાં ભાષણો સામે વીરોધ દર્શાવવા માટે ના૦ વડા

મુલ્લાંજી સાહેબના પક્ષના સમસ્ત દાઉદી વહોરાઓની એક જંગી જાહેર સભા આજે રાત્રે ૯–૩૦ કલાકે પાકમોડીયા સ્ટ્રીટ અને ગુજર સ્ટ્રીટના સંગમ ઉપર વહોરા કોમના મશહુર આગેવાન અને જાણીતા શહેરી ખા. બા. મુલ્લા શેઠ મહમદઅલી અલાબક્ષના પ્રમુખસ્થાને મળી હતી, જે વખતે તેઓએ ઉપરના વાકયો ઉચ્ચાર્યાં હતા અને કોન્ફરન્સના પ્રમુખ શેઠ જંગબારવાલાને કોમ ખારીજ થએલા અને તોફાનીઓની જાળમાં વધુ ફસાયા વગર જલ્દી અલગ થઇ જવાની ચેતવણી આપી હતી.

આ સભામાં સંખ્યાબંધ વકતાઓએ સુધારકોની કોન્ફરન્સમાં પસાર થએલા ઠરાવો અને ભાષણોના જવાબો આપ્યા હતા અને સુધારકો સામે તેમની હકીકતોની સચ્ચાઇ માટે ચેલેંજો ફેંકી હતી.

સભામાં નામદાર વડા મુલ્લાંજી સાહેબ પ્રત્યે પુર્ણ વફાદારી જાહેર થઇ હતી અને ઉત્સાહનું વાતાવરણ નજરે પડતું હતું. આશરે પાંચ હજાર કરતાં વધુ માણસોએ હાજરી આપી હતી.

## સભામાં મોટી હાજરી

રાત્રીના સાડા આંઠ વાગ્યા પછી ભીંડી બજાર, અબ્દુલ રહેમાન સ્ટ્રીટ, નાગદેવી સ્ટ્રીટ અને વહોરા વસવાટના મહોલ્લામાંથી સેંકડો વહોરા બીરાદરોના ટોળેટોળાં સભાસ્થાને આવતા હતાં. વહોરા કોમનો કોઇ મહામેળો મળ્યો હોય, એવો શાનદાર દેખાવ નજરે પડતો હતો.

સંખ્યાબંધ કીટસન લાઇટો અને મરક્યુરી લાઇટોથી સભાસ્થાનને રાત્રીના અંધકારમાંથી દીવસના ભવ્ય અજ-

વાળામાં ફેરવી નાખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો.

ગુજર સ્ટ્રીટ અને પાકમોડીયા સ્ટ્રીટના સંગમના બન્ને મહોલ્લાઓ ચીકાર ભરાઇ ગયાં હતાં. કોમના જાણીતા અને આગળ પડતા ગ્રહસ્થો માટે બેસવા માટે સેંકડો ખુરશીઓ અને પાટલીઓની વ્યવસ્થા કરવામાં આવી હતી.

આ મહોલ્લામાં આવેલાં મકાનો બારીઓ અને ઝરૂખાઓ વહોરા બાનુઓથી ચીકાર ભરાઇ ગએલા જણાતા હતાં.

સભામાં આશરે પાંચ હજાર કરતાં વધુ વહોરા બીરાદરોએ હાજરી આપી હતી. સભામાં ભારે ઉત્સાહ અને ના. વડા મુલ્લાંજી સાહેબ તેમજ મુંબઇના વડા આમીલ સાહેબ જનાબ સાલેહભાઇસાહેબ પ્રત્યે પુર્ણ વફાદારીનું વાતવરણ ઠેર ઠેર નજરે પડતું હતું.

આ સભામાં દાઉદી વોહરા કોમના જાણીતા વેપારીઓ બેરીસ્ટરો, વકીલો, ડોકટરો અને ઘણા આગેવાનો હાજર હતા.

## શાંતીથી કામ ચલાવવાની અપીલ.

પ્રમુખ સાહેબે શરૂઆતમાં જણાવ્યું હતું કે આજની અગત્યની સભાના પ્રમુખપદ માટે મારી ઉપર પસંદગી ઉતરી તે માટે હું તમારો આભાર માનું છું. આજની સભા જે મહત્વના કામ માટે બોલાવવામાં આવી છે તે શાંતીથી અને દુશ્મનો સામે જરા પણ દુશ્મનાવટ બતાવ્યા વગર પુરી કરીશું તો આપણી પ્રતીષ્ઠામાં વધારો થશે.

પછી કુરાનમાંથી તીલાવતો પઢવામાં આવી હતી.

## પ્રમુખસાહેબને પહેરાવાયલો ચાંદ.

કેપ્ટન મી૦ નુરૂદ્દીન બંદુકવાલાએ જણાવ્યું હતું કે

ના૦ વડા મુલ્લાંજી સાહેબ તરફથી થોડા વખત પહેલાં આજના પ્રમુખ સાહેબને અપાયલો એન. ડી. એચ., ના ઇલ્કાબનો ચાંદ ના૦ વડાં મુલ્લાંજીના પ્રાઇવેટ સેક્રેટરી સાહેબ શેખ ઇબ્રાહીમ સાહેબ પહેરાવશે. તે પછી શેખ ઇબ્રાહીમ સાહેબે સભાના પ્રમુખ ખા૦ બ૦ મહમદઅલી અલાબક્ષને ચાંદ પહેરાવ્યો હતો.

મી૦ ગુલામઅબ્બાસ યાકુબઅલી અને બીજા નવ યુવાનોએ ના. વડા મુલ્લાંજી સાહેબ પ્રત્યે વફાદારી દર્શાવતું કાવ્ય જોરદાર વાણીમાં તાળીઓના વારંવાર થતા ગગનગામી આવાજો વચ્ચે ગાઇ સંભળાવ્યું હતું. કાવ્ય ગાનાર મી૦ ગુલામઅબ્બાસ યાકુબઅલીને મી૦ અબ્દુલ્લાભાઇએ એક ઘડીયાળ ભેટ આપ્યું હતું.

તે પછી શેખ ઇબ્રાહીમ અબ્દુલકાદર બી. એ., જે. પી., એ નીચેનો પહેલો ઠરાવ રજુ કર્યો હતો.

## કેળવણી વીષેનો ઠરાવ

દાઉદી વોહરાઓની આ સભા જાહેર કરે છે કે, નામદાર વડા મુલ્લાંજી સાહેબ જેઓ ઘણીજ ઉદરતાથી કેળવણીને ઉતેજન આપે છે, તેમની માયાળુ રાહબરી અને આશીષોથી ભુતકાળમાં ઘણી પ્રગતી થઇ છે અને વેપારી અને આધુનીક કેળવણી, જેવી કે વેપારી અને ટેકનીકલ, તેની કોમી ભાઇ બહેનોને વધુ સગવડો મળે તે માટેની કોશીષો થઇ રહી છે.

ઠરાવ પર બોલતા શેખ ઇબ્રાહીમે જણાવ્યું હતું કે છેલ્લાં કેટલાક વર્ષો થયાં કોમ કેળવણીમાં કેટલી આગળ વધી છે એ

જાણીતી વાત છે. સુરત ખાતે સૈફીદરેસમાં કોમના બાળ-કોને ધામીક, ધંધાદ્વારા અને અંગ્રેજી શીક્ષણ પણ આપવામાં આવે છે અને શાક્ષણનો ખર્ચ તેમજ રહેવા જમવાનો ખર્ચ પણ ના૦ વડા મુલ્લાંજી તરફથી અપાય છે. આ શીક્ષણક્રમમાં જમાના પ્રમાણે સુધારા વધારા થતાંજ રહે છે. મદરેસા તઇયબીમાં પણ છોકરા છોકરીઓને ધામીક તેમજ આધુનીક શીક્ષણ આપવામાં આવે છે. આ મદરેસામાં ભણનારાંઓને બીજી હાઇસ્કુલોમાં જવાની પણ સગવડ કરી આપવામાં આવે છે. આ સંસ્થાનું મકાન બે લાખ રૂપીયાને ખર્ચે બાંધવામાં આવેલું છે.

દીની કેળવણીના દુશ્મન તો કહેવાના સુધારકો છે. આપણે તો દીની કેળવણી છુટથી આપીએ છીએ. દીની કેળવણીના આપણે તો પ્રચારક છીએ. તે કેળવણી વીના આપણે દુનીયામાં શું કરી શકીએ? દીન અને દુનીયા જુદી થઇ શકે નહીં. કોમનું હીત જેમને હૈયે વસેલુ છે તેઓ કોમને કેળવ્યા વીના કેમ રહે? તમે દુનીયામાં ગમે તે ઠેકાણે જાઓ પણ તમે વોહરા છો તે જણાઈ આવવું જોઇએ. ઇસ્લામી સંસ્કૃતીને આપણે વળગી રહેવાનું છે. ગમે તેટલી ઉંચી કેળવણી લો પણ તમારે ઇસ્લામી સંસ્કૃતીને વળગી રહેવાનું છે. મુંબઇમાં ઘણા મદરેસાઓ હયાતી ધરાવે છે.

આ મદરેસાઓમાં ધામીક અને બીજા પ્રકારનું આધુનીક શીક્ષણ અપાય છે. જે લોકો કહે છે કે તમે ધામીક ધામીક શીક્ષણ શું કર્યા કરો છો? હું તેમને એટલુંજ કહું છું કે ધાર્મિક શીક્ષણ વીના તમો શું કરવાના છો? ઉંચી કેળ-વણીની અગત્ય ના૦ વડા મુલ્લાંજીને જણાઇ અને તેમણે

સૈફી હાઇસ્કુલ મુંબઇમાં સ્થાપી. મુંબઇમાં સ્થપાયલી આ સૈફી હાઇસ્કુલમાં ધાર્મિક શીક્ષણ અને આધુનીક શીક્ષણ અપાય છે. આમ છતાંય વીરોધીઓ કહે છે કે સ્કુલમાં ફકત ધાર્મીક શીક્ષણજ આપાય છે અને આગેવાનોની નજર ટુંકી છે. પણ હું કહું છું કે ના૦ વડા મુલ્લાજીની નજર હેઠળ ચાલતી આ સ્કુલ જોઇ જવાથી ટીકા કરનારાઓને ખબર પડશે કે તેમની તે બાબત ગલત છે. વીરોધીઓ વખાણે કે ના વખાણે પણ આપણે તો કામ કરવાનું છે. કોમના કહેવાતા આગેવાનોએ કોમખારીજ થયેલાઓ સાથે મળીને કોમમાં કેળવણી ફેલાવવાના બહાના હેઠળ ભરેલી કોનફરસ કદી ફતેહમંદ થશે ખરી? (ના, ના, ના, સભામાં પોકારો.)

## ઠરાવને ટેકો.

કાદરીયા હાઇસ્કુલના સેક્રેટરી મી૦ અબ્દુલકઇયુમ એડવોકેટે ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે તમને ઠરાવ વાંચી બતાવવાની જરૂર નથી. આ ઠરાવ રજુ કરવાની જરૂર કેમ ઉભી થઇ છે તે તમને હું સમજાવું છું. તમને ખબર છે કે ગયે અઠવાડીયે દાઉદી વોહરાઓ હોવાનો દાવો કરનારાઓ અને કોમખારીજ થયેલાઓ ના૦ વડા મુલ્લાંજીને ઘણા વખતથી સતાવી રહેલા છે. તેઓ દાઉદી વોહરા કોન્ફરન્સને નામે આ બધી વીરોધી હીલચાલ કરે છે પણ તે નામ તો તેમણે આપણું ચોરી લીધું છે. તેઓ ઘણા વરસોથી જમાતખારીજ થયેલા છે. તેમને ના. વડા મુલ્લાજીએ જમાતથી ખારીજ કરી નાખેલા છે. તેઓ આજે ના. વડા મુલ્લાજી સામે વીરોધી હીલચાલ ઉપાડી રહ્યા

છે. તે ભાઈઓને હું કહું છું કે તમને જે ચીજ દેખાય છે તે ખોટી છે, તમને ઉંધે રસ્તે દોરવનારી છે. તમારો માર્ગ ખોટો છે, તે તમે વહેલા સમજી લો એટલું તમારે માટે લાભદાયી છે. જમાતખાર્રાજ થયેલાઓ કહે છે કે દાઉદી વોહરા કોમ શીક્ષણમાં હરીજનોથી પણ પાછળ છે. પણ હું તેમને કહું છું કે આપણી કોમ પારસીઓને છોડી દઈએ તો હીંદમાં બીજી કોઈ પણ કોમ કરતાં શીક્ષણમાં આગળ છે. આપણી શીક્ષણ સંસ્થાઓમાં આધુનીક શીક્ષણ અને ઉદ્યોગીક શીક્ષણ આપાય છે.

## કોમમાં શીક્ષણનો ફેલાવો છે.

કોન્ફરન્સમાં હાજર રહેવાનું મને આમંત્રણ આપવામાં આવ્યું હોત તો હું કોન્ફરંસ ભરનારાઓને સાચી હકીકતો વીગતવાર સમજાવતે. દાઉદી વોહરા કોમમાં મુંબઈમાં અને બીજે, પ્રાથમીક શીક્ષણ તો સો એ સો ટકા છે પણ, મુંબઈ અને મધ્ય પ્રાંતોમાં ૯૦ ટકા ઉચ્ચ શીક્ષણનો પ્રચાર થયેલો છે. દાઉદી વોહરા કોમમાં ડૉકટરો, ધારાશાસ્ત્રીઓ, એન્જીનીયરો ઉદ્યોગપતીઓ, અને આઈ. સી. એસ., ની પરીક્ષાઓ પસાર કરનારાઓ પણ મોજુદ છે. કોમની શીક્ષણ ક્ષેત્રમાં પ્રગતી કેટલી બધી થયેલી છે તે આ ઉપરથી દેખાય છે. કોન્ફરન્સ ભરનારાઓનો દાવતે હાદીયાને વફાદાર હોવાનો દાવો છે તે તદન ખોટો છે, તે હું સાબીત કરવા તઈયાર છું. તે પછી તેમણે જણાવ્યું કે ના૦ વડા મુલ્લાંજી તરફથી ચલાવાતી શીક્ષણ સંસ્થાઓની પરીક્ષાઓનું પરીણામ ઉતરો-તર ઘણું સારૂં આવેલું છે. અને બુરહાનપુરમાં ચલાવાતી કહેવાતા

સુધારકોની સંસ્થાનું પરીણામ કોઇ રીતે સારૂં નથી તે આંકડાઓ પરથી દેખાય છે. તે પછી વકતાએ ના૦ વડા મુલ્લાંજી તરફથી ચલાવાતી સંસ્થાઓ પાછળ ખર્ચાતી જંગી રકમોના વીગતવાર આંકડા રજુ કર્યાં હતા.

સુરતવાળા ડૉ૦ નૈયબભાઇએ ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું હતું કે મને તબીબી શીક્ષણ વીષે બોલવાનું કહેવામાં આવ્યું હોત તો હું ઘણું સારૂં બોલી શકત. કોમની શીક્ષણની પ્રગતી વીષે મારી પહેલાના વકતાઓ ઘણું બોલી ગયા છે. તાજેતરમાં મળેલી દાઉદી વહોરા કોન્ફરન્સે, મળતાં પહેલા કોમમાં કેળવણી પ્રચારની ચર્ચા કરવામાં આવશે એવું જાહેર કર્યું હતું, પણ કોન્ફરન્સમાં થયેલા ભાષણો અને ચાલેલા કામકાજની મળેલી વીગતો પરથી જણાય છે કે કોન્ફરંસનું કામકાજ કોમને ઉંધે રસ્તે દોરવનારૂં હતું.

વીરોધીઓ કહે છે કે ના૦ વડા મુલ્લાંજી ઉંચું આધુનીક શીક્ષણ આપવાની ના ફરમાવે છે પણ તે ખોટું છે. ના૦ વડા મુલ્લાંજી સાહેબે તો દસ વર્ષ પહેલાં, કોમના કેટલાક આગેવાનો વીરૂધ્ધ હતા છતાંય, મારી છોકરીઓને તબીબી ઉચ્ચ શીક્ષણ આપવાનું ફરમાન કર્યું હતું.

તે પછી જાણીતા કોરપોરેટર મી. સાલેભાઇ અબ્દુલકાદરે ઠરાવને વધુ ટેકો આપતા જણાવ્યું હતું કે આ ઠરાવને ટેકો આપતાં મને આનંદ થાય છે. ઠરાવ રજુ કરનારા અને ટેકો આપનારા વકતાઓએ શીક્ષણનો ખ્યાલ આપ્યો છે તેથી સંતોષ પામવાથી જરૂર નથી. કોમમાં એક પણ વોહરા સજ્જન કે સન્નારી શીક્ષણ વીનાના ન હોવા જોઇએ. દાવતે હાદીયાની જીંદગીમાં એક પણ વોહરો કેળવણી

વીનાનો ન રહેવો જોઇએ. શીક્ષણનો પ્રચાર જેટલો થાય તેટલો ઓછો છે. દાવતે હાદીયા તરફથી કોમમાં શીક્ષણનો પ્રચાર થાય છે તે વખાણને પાત્ર છે. કોમના શીક્ષણની જવાબદારી દાવતે હાદીયા અને કોમની છે, તે આપણે સૌએ ઉઠાવવી રહી. દાવતે હાદીયાના ટેકાથી કોમમાં શીક્ષણનો વધુ ને વધુ પ્રચાર કરવો જોઇએ. શીક્ષણમાં દીનની તાલીમની ઘણી અગત્ય છે. દીનની તાલીમ વીના જીવન શુન્ય બની જાય છે. બીજા શીક્ષણ સાથે દીનની તાલીમ પણ અપાવી જોઇએ. હું કહું છું કે થોડા દીવસો પહેલાં મળેલી કોન્ફરન્સવાળાઓ અને આજે મળેલી કોન્ફરન્સમાં હાજર રહેનારાઓ શીક્ષણનું કામ સાથે મળીને કરે તો દાવતના દરવાજા તેમને માટે ખુલ્લાં છે અને ખુલ્લાં રહેશે, પણ શરત એ છે કે તેમણે સંપથી, શુભ હેતુથી, કામ કરવું જોઇએ. હેતુ જુદો અને કામ જુદું તેમ ન બની શકે. હું થોડા વખત પહેલાં જેલમાં હતો ત્યારે મેં છાપામાં વાંચ્યુ હતું કે દાવતે હાદીયા તરફથી મુંબઇમાં બાનુઓ માટેની એક શાળા સ્થપાનાર છે. આ વખતે મને અભીનંદનનો પત્ર લખવાનો ઉત્સાહ આવ્યો પણ જેલના સત્તાવાળાઓએ મને કહ્યુ કે મારા સગા શીવાય હું કોઇના પર પત્ર લખી શકતો નથી. આથી દાવતે હાદીયાને હું આજે મુબારકબાદી આપું છું.

મી૦ સાલેહભાઇ અબ્દુલકાદરે જણાવ્યું હતું કે, આજે સમયમાં પલટો થઇ રહયો છે અને વહોરા કોમને દેશની આઝાદીના કાર્યમાં પણ હીન્દીઓ તરીકે ફાળો આપવાનો છે તે ભુલવું જોઇએ નહી.

મત લેવાતા તાળીઓના ગગનભેદી અવાજો વચ્ચે ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

## ઠરાવ બીજો.

ખા૦ બા૦ ઇસ્માઇલજી દલાલે નીચેનો બીજો ઠરાવ રજુ કર્યો હતો.

દાઉદી વહોરાઓની આ જાહેર સભા, એ વાતની નોંધ લે છે કે, કોમના જવાબદાર શખ્સો તરફથી સમાધાન માટે થયેલા વારંવારના પ્રયાસોને કેન્ફરંસ તરફથી તીરસ્કારી અને હસી કાઢવામાં આવ્યા હતા. આ સભા, એ કોન્ફરંસમાં ભાગ લેનારા સઘળા જમાખારીજ થએલા શખ્સોને હાકલ કરે છે કે તેઓ નામદાર સરદાર સૈયદના તાહેર સૈફુદ્દીન સાહેબ સમક્ષ હાજર થઇ ખાનબહાદુર મુ. મોહમદઅલી અલાબક્ષ અને બીજાઓ તરફથી "સાંજ વર્તમાન" તા. ૨૨-૧-૪૪ ના અંકમાં છપાએલી શરતનું પાલન કરવાની ખાહેશ બતાવી પોતાની સચ્ચાઇનો સુબુત આપે.

ઠરાવના સમર્થનમાં ખા૦ બા૦ ઇસ્માઇલજી દલાલે બોલતાં જણાવ્યું હતું કે, ના૦ વડા મુલ્લાંજી સાહેબ તરફથી જુદા જુદા શહેરોમાં શરૂ કરવામાં આવેલા મદરેસાઓમાં દીની અને દુન્યવી તાલીમને મોટું મહત્વ અપાય છે તે ભુલવું જોઇએ નહી.

આપણા પક્ષ તરફથી સમજુતી માટે વડા આમીલ જનાબ સાલેહભાઇ-સાહેબ અને ખા૦ બા૦ તરફથી પ્રયત્નો કરવામાં આવ્યા હતા. અને શેઠ યુસુફઅલી જંગબારવાલા અને શેઠ તઇયબઅલી પાલીવાલાને

મળ્યા અને સુલેહ માટેની ઓફરો કરી હતી, પરંતુ તેઓને તો સમાધાન કરવુંજ નહતું. તેઓને તો ફક્ત એક શો જ કરવો હતો.

તેઓ કોમના ફાયદા માટેજ કામ કરતા હોય તો કોમનો સાથ લઇનેજ કામ કરે. કોમની આબાદીનું કામ, કોમને સાથે લીધા વગર થઇ શકે નહી. આ લોકો તો દેખાવ કરવાવાળા છે. જો તેઓને સમાધાન કરવુંજ હોય તો કોમના દરવાજા હજુ પણ ખુલ્લાં છે; આપણે જાણીએ છીએ કે, તેઓને સમાધાન કરવુંજ નથી. પરંતુ તેઓ તો હંમેશાં આવા દેખાવો કરે છે અને પછીથી વીખરાઇ જાય છે.

શેખ એહમદઅલી રસાનીએ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે, સલાહ કોની સાથે થાય? કયાં ગુલામ અને કયાં મીયાં? કયાં રાજા અને કયાં રઇયત? સઇયદનાને પુછ્યા વગર આ કોન્ફરન્સ બોલાવવામાં આવી હતી.

અમારી કોન્ફરન્સ દાવતે હાદીઆને માને છે એવું ભાષણ, કહેવાતી કોન્ફરન્સના પ્રમુખ તરફથી કરવામાં આવ્યું છે અને બીજી બાજુ કહે છે કે "બાતીલ સે દબને વાલે એ આસમાં નહીં હમ."

## સમાધાન કોની સાથે

તેઓ કહે છે કે, અમે ગાદીને માનીએ છીએ પરંતુ ફક્ટ તેઓ ગાદી ઉપર બેસનારને માનતા નથી. આ કેવી અજબ વાત છે. તેમની કોન્ફરન્સ નાગપાડામાં હતી એટલે કે નાપાક વાડામાં હતી પરંતુ આજે આપણે તો "પાક" મોડીયા સ્ટ્રીટમાં એકઠા થયા છીએ. આપણે આપણી કોમના "પાક" મહો-

લ્લામાં એકત્ર થયા છીએ. તેઓ સલાહ કરવા માગે છે પરંતુ સલાહ કોની સાથે હોય? સલાહ તો સરખા સાથે હોય. તેઓએ તો હાથ જોડીને માફી માગીને આવવું જોઇએ, સાલાહ ત્યારેજ થઇ શકે. આપણા સૈયદના સાહેબનું ફરમાન મુલ્લાં એન્ડ મુલ્લાં સોલીસીટર તરફથી પ્રગટ કરવામાં આવ્યું છે.

તેઓ આપણી સભામાં આવવા માગે છે. વર્તમાનપત્રમાં લખે છે કે અમે સભામાં આવવા માગીએ છીએ. પરંતુ તેનો કંઇ અર્થ નથી. સૈયદના સાહેબે તો કયારનુંય જાહેર કર્યું છે કે આ કોન્ફરંસ સાથે વહોરા કોમને કંઇ લાગતું વળગતું નથી. જેને સમાધાન કરવું હોય તે પોતાના ગુન્હા માટે ના. સઇયદનાની માફી માગે તો ચાર દીવસમાં નહી પરંતુ ચાર મીનીટમાં તેમના ગુન્હા માફ થઇ જશે, અને તેમના ગુન્હા માફ થયા પછી તેઓ પાક બનશે અને તેઓ પવીત્ર બને ત્યારેજ તેમની સાથે સમાધાન થાય. પરંતુ ખરી વાત તો એ છે કે તેઓ સાચું સમાધાન કરવા માગતાજ નથી પરંતુ સમાધાનની વાતો કરીને આ કહેવાતી કોનફરંસમાં ગટરનું પાણી પીવડાવવામાં આવ્યું હતું અને ના૦ સૈયદના સાહેબ પર હલકા હુમલા કરવામાં આવ્યાં હતા. જે માણસો પાસે ન્યાય અને વ્યાજબી દલીલો ખુટે છે તેઓ ભ.ળાગલોચનો આશ્રય લે છે. તેઓ માફી માગે તો ના૦ સઇયદના સાહેબ તેઓને માફી આપશે. તેઓ સઇયદનાને માનતા નથી. સૈયદનાને દાઇ સમજતા નથી, એટલેજ તેઓનો સલામબંધ કરવામાં આવ્યો. જ્યાં સુધી તેઓ ના૦ વડા મુલ્લાંજી સાહેબને દાઇ તરીકે સ્વીકારે નહીં ત્યાં

સુધી સમાધાન કેવી રીતે થઇ શકે? [જેમનો સલામબંધ થએલો છે, એવા શખ્સોએ ભેગા મળીને આ કોન્ફરન્સ ગોઠવી હતી, અને જેમાં કેટલાક ભોળવાઇ ગયેલા વોહરાઓએ ભાગ લીધો છે તેઓ, ઉંધે રસ્તે દોરવાઇ ગયા છે. ઘણાઓને પાછળથી આ ગેરદોરવણીની સમજણ પડી ગઇ.

## દુશ્મનો સાથે મળીને કામ ન થાય.

જે લોકો તાલીમ માટે કોમમાં પ્રયત્નો કરવા માગતા હોય તે લોકો નામદાર સઇયદનાની મંજુરીથી કોમમાં તાલીમનું કાર્ય કરી શકે, પરંતુ જેઓ કોમના દુશ્મનો છે તેમની સાથે મળી જઇને આવું કાર્ય ના. સૈયદનાની મંજુરી વગર ઉપાડી શકાય નહી. સૈયદનાની સાથે જે અદાવત રાખે તેની પાઘડી ફેંકાય તો આપણે ખુશ થઇએ. ના૦ સઇયદનાનો જે દુશ્મન તે આપણા સઉનો દુશ્મન. એ કોન્ફરન્સમાં હાજરી આપનારા સઉ સૈયદનાના દુશ્મન છે. કોન્ફરન્સમાં વધુમાં જણાવવામાં આવ્યું છે કે અમે ના૦ સઇયદનાના દુશ્મનો નથી પરંતુ જનાબ સાલેહભાઇ સાહેબના દુશ્મનો છીએ. આ લોકો કેવી તરકીબીથી દલીલી કરે છે કે જે ના૦ સઇયદનાના જમણા હાથ રૂપ છે તેને દુશ્મન ગણાવે છે. ના૦ સઇયદના તો ઘણા ઉદાર અને દયાળુ છે. સમાધાન કરવું હોય તો અમારી સાથે, કોમના સેવકો સાથે, પહેલી વાતચીત તો કરો. તમારી દલીલો અને ભાષણોનો અમે જડબાંતોડ જવાબ આપવા તૈયાર છીએ.

મુલ્લા નુરભાઇ હસનઅલી ડેડાણુવાલાએ ઠરાવને વધુ

ટેકો આપતાં જણાવ્યું હતું કે, મારા આગળના વકતાઓએ ઠરાવનું સમર્થન કર્યું છે. મારે એટલુંજ કહેવાનું છે કે, આ દુનીયામાં ઘણા સંગ્રામો થઇ ગયા છે અને આવા સંગ્રામો થશે. કોમના વડા ધર્મ ગુરૂની નેતાગીરીને આવા વાવાઝોડાથી બીલકુલ અસર થતી નથી. દરેક યુગમાં મહાપુરૂષો અને વડા ધર્મગુરૂઓ સાથે ખટપટીયાઓ તરફથી આવા વીરોધના વંટોળીયા જગાવામાં આવ્યા છે. મહાપુરૂષની આથીજ ખરી કીંમત થાય છે.

કેળવણીના બહાને આ કોન્ફરન્સમાં કેવી છેતરપીંડી કરવામાં આવી છે! જે શયતાનો દુનીયાને છેતરવા માગે છે તેઓ ફીરસ્તાનો પહેરવેશ પહેરે છે હાથમાં તસબીહ લે છે અને પછીથીજ સાકર ભેળવેલું ઝેર પીવડાવે છે, એવીજ રીતે આ કોન્ફરન્સમાં ઉદયોગીક શીક્ષણ અને કેળવણીનું નામ આગળ ધરાને કોમમાં ઝેર રેડવામાં આવ્યું છે. આપણા કપાળમાં હરીજન કરતાં પણ કેળવણીમાં વહોરા કોમ પછાત છે એવો ડામ ચોડયો છે. પરંતુ તેઓ ભુલી જાય છે કે, આપણી કોમ, પારસી કોમને બાકાત રાખીને હીંદમાં બીજી કોઇ પણ કોમ કરતાં ચઢીઆતી છે.

"મુંબઇ સમાચાર" પત્ર તેના એક અગ્રલેખમાં પણ લખે છે કે "વહોરાથી શાણો તે દીવાનો" વહોરો શાણો છે. એ વેપારી છે.

જે કેળવણી દીન અને મઝહબ ઉપર પ્રહાર કરતી હોય તે શું કેળવણી કહેવાય? હાતીમ અલવી કહે છે કે "હું સૈયદનાને માનનાર છું." એમ કહે છે પણ તેની પાછળ કેવો

હેતુ છુપાએલો છે? નમાઝ ન પઢવી, રોઝા ન કરવા, શું તેનું નામ કેળવણી છે? દાઢી મુછ સફા કરવી અને ઓરતના જેવો પહેરવેશ પહેરવો તેનું નામ કેળવણી કહેવાય?

હાતીમ અલવી કોન્ફરંસમાં બોલ્યા છે કે, ઇબ્રાહીમ આદમજી પીરભાઇએ કોમના ઉધ્ધાર માટે એક બીજ રોપ્યું હતું. હું પુછું છું કે ઇબ્રાહીમે કયું બીજ વાવ્યું છે? તેણે તો ધતુરાનું બીજ રોપ્યું હતું. અંધારી રાત્રે આવીને વાવ્યું છે. અજવાળામાં તેને તે ન સુઝયું. આ લોકોના દાંત ચાવવાના જુદા અને દેખાડવાના જુદા છે.

હાતીમ અલવી જેવા કોટ પાટલુન પહેરનારા અને નમાઝ વંચીત રહેનારા, કોમને શું કેળવણી આપશે?

તેઓએ આ જાળ બીછાવી છે, માંટે કોઇ જાળમાં ન આવે. આ જાળ ઘણી બુરી છે. સઇયદનાનો સાયો તમારા ઉપર કાયમ રહે.

ખા. બા. મહમદઅલી અલાબક્ષે ઉપરનો ઠરાવ પ્રમુખ-સ્થાનેથી ગુજરાતીમાં વાંચી સંભળાવ્યો હતો અને મત માટે રજુ કરતા તાળીઓના અવાજો વચ્ચે તે સર્વાનુમતે પસાર થયો હતો.

ભાઈ નઝરહુસેન લુણાવાડાવાળાએ તે પછી એક નઝમ ગાયું હતું, અને ના૦ વડા મુલ્લાંજી તરફ વફાદારી દર્શાવી હતી.

## ત્રીજો ઠરાવ.

શેઠ હુસેનીભાઇ હેબતુલ્લાભાઇ નુરૂદીન ઝુમખાવાળાએ નીચેનો ત્રીજો ઠરાવ રજુ કર્યો હતો.

"દાઉદી વોહરાઓની આ જંગી સભા, દાવતે હાદીયા

સામે વીરોધીઓ તરફથી થએલા જુદા જુદા હુમલાઓને પહોંચીવળવા માટે ના૦ હુઝુરે આલીએ કરેલા ભગીરથ પ્રયાસો માટે તેમનો હાર્દીક અહેસાન માને છે, અને દુઆ ગુઝારે છે કે હુઝુરે આલી, આ કહેવાતી દાઉદી વોહરા કોન્ફરંન્સથી ઉભા થએલા મામલાને દુર કરવા માટે જરૂરી પગલાં ભરવા પોતાની ખુશી બતાવશે.

ઠરાવ પર બોલતાં શેઠ ઝુમખાવાળાએ જણાવ્યું હતું કે વીરોધીઓ કેળવણી, હોસ્પીટલો અને એવાં બીજાં કામો પાર ઉતારીને કોમને લાભ આપવાનો દાવો કરે છે પણ, તેઓ આ બધું કયારે કરશે? આ વરસે કે આવતે વરસે? કે પછી ૧૯૧૭ થી ૧૯૪૩ નો સમય જેમ વીત્યો તેમ, ૧૯૪૪ થી ૧૯૭૦ ના સમય સુધી આપણે રાહ જોઇને થોભવું પડશે?

## કોમમાં સુખ—શાંતી અને આબાદી.

શેખ અબ્દુલતૈયબે ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે ના૦ વડા મુલ્લાંજી સાહેબ દાવતે હાદીયાની છેલ્લાં ૨૦ વરસોથી ખીજમત કરી રહયા છે. કોમ ઉપર તેમની રાહબરી ચાલુ રહેશે. તમણે તેમણો વહીવટ સુખશાંતીથી અને કુશળતાથી ચલાવ્યો છે. તેમણા તંત્રમાં કોમ આબાદ બનેલી છે. ના૦ વડા મુલ્લાંજી સાહેબ પર આવા ઘણીવાર હુમલા થયેલા છે પણ તે બધા પાછા હઠેલા છે.

ના૦ વડા મુલ્લાંજી સામે ઘણીવાર હુમલા થયેલા છે, કોર્ટમાં દાવાઓ મંડાયા અને બીજી રાતે પણ કનડગતો થઇ, પણ તે બધા નીરર્થક ગયા છે. આવા કોઇ માર્ગે તેઓ

ફાવ્યા નહી એથી કોન્ફરંસ ભરવાનું બહાનું શોધી કાઢયું છે. તેમણે એકવાર કહયું કે રૂહાની વીષય પર ચર્ચા કરીશું, પણ પાછળથી તેઓ ફરી ગયા અને જાહેર કર્યું કે કોન્ફરંસમાં રૂહાની વીષય પર ચર્ચા થશે નહી, પરંતુ હું તમને પુછું છું કે રૂહાની વીષય પર તેઓ શું સમજે છે! કોન્ફરંસ જેવા હજુ બીજા ઘણા હુમલાઓ આવશે પણ આપણે તે સામે ઉભા રહેવા તૈયાર છીએ. આ ઠરાવને વધુ ટેકો શેઠ યુસુફઅલી બાકરભાઇ કપડવંજવાલાએ આપતાં જણાવ્યું હતું કે તમારી સમક્ષ મુકાયલા ઠરાવ પર જુદા જુદા વકતાઓએ ભાષણો કરેલા છે. કેરા તો તેઓ બધા ખાઇ ગયા છે મારે માટે તો ગોટલાજ બાકી રહયા છે. કોન્ફરંસવાળાઓએ કેળવણી વગેરે પર જે ઠરાવો કર્યા છે અને વીચાર દર્શાવ્યા છે તે અયોગ્ય છે. પ્રમુખની ગેરહાજરીમાં કોન્ફરંસમાં જે ગાળાગાળી ચલાવી તે કોમને માટે બેઆબરૂ રૂપ છે. હું તો તે પરીષદને "ભાંડ સંમેલન" કહું છું. પરીષદમાં જે શબ્દો બોલાયા છે તે બીનજવાબદારીથી અને ભાન વગર બોલાયા છે. આપણી આખી કોમ ના૦ સૈયદનાને સંપુર્ણ વફાદાર છે અને રહેશે.

પ્રમુખે આ ઠરાવ સર્વેને ઉભા થઇને પસાર કરવાની વીનંતી કરી હતી જેથી સર્વ સભાજનોએ ઠરાવ ઉભા થઇને સર્વાનુમતે પસાર કર્યો હતો.

## કોન્ફરન્સનો સ્વીકાર કરવાની ચોખ્ખીના.

મી૦ ફખરૂદ્દીન તાહેરભાઈ ખોરાકીવાલાએ નીચેનો ઠરાવ રજુ કર્યો હતો.

"દાઉદી વહોરાઓની આ જાહેર સભા, શેઠ સાલેહભાઈ કરીમજી બરોડાવાલા અને બીજા આગેવાનોના નીવેદન, જે તા. ૧૭-૧-૪૪ ના પેપરોમાં છપાએલા છે તે નીવેદનોને ટેકો આપે છે અને દાઉદી વહોરાઓ વતી અને તેઓ માટે બોલવાના એ કોન્ફરન્સના દાવાને સખત રાતે વખોડી કાઢે છે. જે શખસોને જમાત ખારીજ કરવામાં આવ્યાં છે અને જેઓ તેવી સ્થીતીમાં જ્યાં સુધી રહે ત્યાં સુધી તેઓ કોમના મામલામાં કશો અવાજ ધરાવી શકે નહી, અને જેઓ તેમાં એકજ પ્લેટફોર્મ ઉપર શામેલ થાય અને ભાગ લે તેઓ કોમના અને પોતાના ઉત્તમ હીતોને નુકસાન પહોંચાડે છે. આ સભા, કોનફ્રન્સ કે તેની કાર્યવાહીનો સ્વીકાર કરવાની ના પાડે છે અને દુનીયાભરના કોમી ભાઈઓને અરજ કરે છે કે તેઓ કોન્ફરંસ સાથે પોતાનો કશો સંબંધ ધરાવે નહી. આ સભા, કોનફરંસના પ્રમુખ અને તેના કેટલાક બોલાવનારાઓએ આપેલી ખાત્રીઓથી વારૂધ્ધ જઈ કોનફરંસમાં કેટલાક વક્તાઓએ જે ગંદા હુમલાઓ કર્યા છે તે સામે, પોતાની અસરકારક અને સખત નફરત જાહેર કરે છે. આ સભા, એવો અભીપ્રાય ધરાવે છે કે કોનફરંસ ખરેખર કેટલાક જમાતખારીજ થએલા શખસોએ બોલાવી હતી કે જે હકીકત એ કોન્ફરંસના અહેવાલો પરથી દેખાઈ આવે છે. આથી આ સભા, કોનફરંસ બોલાવનારાઓમાં કશો પણ વીશ્વાસ ધરાવતી નથી"

## દાવતે હાદીયાની ગાદી કબજે કરવા માગે છે.

ઠરાવના સમર્થમાં બોલતાં વકતાએ જણાવ્યું હતું કે, આવી કોનફરન્સ સાથે આપણો કોઈ જાતનો સંબંધ હોઈ

શકે નહી. આ કોન્ફરંસ બંધબારણે ભરાયેલી હતી અને પડદા બીબી કોન્ફરંસ હતી, અને તે કોમખારીજ થયેલા અને થોડાક ખટપટીઆઓનું કામ હતું. આ કોન્ફરંસના કહેવાતા આગેવાનોમાં કોમના કોઇ સભ્યને જરા પણ વીશ્વાસ નથી. ના. હજુરેઆલીની સત્તા આપણા ઉપર કાયમ છે. આ જમાતખારીજ થએલાઓની આવી કહેવાતી યોજનાઓ ઉપર આપણે કોઇ લક્ષ્ય આપી શકીએ નહી.

આ લોકોનો મુળ હેતુ દાવતે હાદીયાની ગાદી કબ્જે કરવાનો છે અને આ માટે તેઓ અનેક યુકતી પ્રયુકતીઓ કરી રહયા છે. આ કોન્ફરન્સના કેટલાક કહેવાતા આગેવાનો દાવતમાં હોવા છતાં દાવતનો વીરોધ કરી રહયા છે અને છતાં તેઓ છડેચોક ફરી શકે છે, અને સલામત છે, તે તેઓની ખુશનસીબી છે. કારણ કે આપણી દાવત એ રહેમની દાવત છે, અને આવા કોમના દુશ્મનો પ્રત્યે આપણે હજુ રહેમ બતાવી રહયા છીએ.

"ના૦ સઇયદનાને ઝનાનખાનામાંથી બહાર આવવાની ફુરસદ નથી" એવું એક ભાઇએ એ પરાષદમા જણાવ્યું હતું. આ ના૦ સઇયદનાનું ઘોર અપમા ન કહેવાય તો શું કહેવાય ? આ કોનફરંસમાં એમ પણ કહેવાયું છે કે, "કુદરત પણ આ કોનફરસની સાથે છે" હીટલર પણ હંમેશા આવુંજ બોલે છે !

માત્ર પાંચ લાખના ફંડમાંથી તેઓ યતીમખાના, સુવાવડખાના વગેરે કાઢવા માગે છે. હું પુછું છું કે, તેઓએ આ પાંચ લાખના ફંડમાંથી એ કબ્રસ્તાનની પણ વ્યવસ્થા

કેમ ન કરી? શું તેઓ બધા પોતાની જાતને અમર ધારીને બેઠા છે?

## અમને સાત ધણી જોઇતા નથી-એકજ જોઇએ છે.

શેઠ નુરૂદીન બંદુકવાલાએ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે મારે તો ભાષણ સુંદરાબાઇ હોલમાં કરવાનું હતું, અને તેને માટે મેં ઘણી કોશીષ કરી અને દરવાજા ખુલ્લા કરી આપ્યાં પરંતુ તેઓ હોલમાં આવ્યાજ નહી.

જે માણસ નાગપાડામાં રહેલો છે તેની સાથે અમારે કંઇ લેવા દેવા નથી. કોન્ફરન્સના પ્રેસીડેન્ટ સાહેબે ખાત્રી આપી હતી કે કોન્ફરન્સમાં એક પણ શબ્દ અવીવેકી બોલાશે નહી, પરંતુ કોન્ફરન્સના પ્રેસીડેન્ટનું માન રખાયું નથી.

શું "હરીજન કોમ કરતાં પણ આપણે નીચ કોમ છીએ? હું તેઓને પુછું છું કે તમે શું વેશ્યા કોમના છો? હું ત્યાં હોત તો આ બોલનારની જબાન પકડીને ખેંચી કાઢત. વોહરા કોમને એકજ ધણીની જરૂર છે અને આપણે સાત ધણી કરવા નથી.

હું શુજાઉદ્દીન કરવાને કહીશ કે તે સરકારનો એક ગુલામ છે. એક વહોરો પતરાનું કામ કરે, પરંતુ તે સ્વતંત્ર છે અને પતરાનું કામ કરવામાં કે સોય દોરા વેચવામાં શું શરમ છે? અમારા વીરોધીઓએ શું શું કારસ્તાનો કર્યાં છે અને શું શું જાળો બીછાવી છે તે આપણે સઉ જાણીએ છીએ અને તેમના કારસ્તાનોમાંથી કોમને બચાવી લેવા માટે આપણે મજબુત પ્રયત્નો કરવાજ જોઇએ.

## નવું તુત

મુલ્લાં કલીમુદ્દીન હુસેનીએ ટેકો આપતાં જણાવ્યું હતું કે, દાવતે હાદીયહની પાક ગાદી સામે દરેક ઝમાનમાં નવી નવી રીતે હુમલા થતાં આવ્યાં છે. કદી તેના મહાન ઓહ્દાના ખોટા દાવાદાર ઉભા થયા છે તો કદી તેની સામે તલવારનો જંગ ખેલવામાં આવ્યો છે. કદી ઓહ્દાનો ઇન્કાર કરવામાં આવ્યો છે તો કદી મુકદમાબાઝીથી તેને ઝેર કરવાની કોશીશ કરવામાં આવી છે. આ વખતે દાવતના વીરોધીઓએ નવીજ રીત અખત્યાર કરી સામાન્ય પ્રજામાં ઉતસાહ રેડવાની તક લીધી છે. સને ૧૯૧૭ માં વીરોધીઓ દાવતની ગાદી અને તેના ધણીના મહાન ઓહ્દાનો ઇકાર કરી ગયા. પોતાની એ ચળવળ માટે તેઓએ લાખો રૂપીયા કોર્ટ દરબારમાં અને પ્રચાર કાર્યમાં ખરચી નાખ્યાં. દરેક મુકદમામાં તેઓએ પોતાની નેમને નીષ્ફળ નીવડેલી જોઇ. છેલ્લા થોડાક દીવસથી તેઓના ભેજાંઓ આ વાતની શોધમાં હતા કે કોઇ એવું નવું તુત ઉભુ કરવું જોઇએ કે જે સહેલાઇથી સામાન્ય માણસોના ગળે ઉતારી શકાય. સાથેજ દાવતની ગાદીને મીટાવી દેવાનો મુળભુત હેતુ પણ સીધ્ધ થઇ જાય. પશ્ચીમના દેશોમાં થયેલી ચળવળનો ઇતીહાસ તેઓના સામે હતો. ટર્કીમાંથી ખીલાફત કેવી રીતે હદપાર કરવામાં આવી તે તેઓ જાણતા હતા, અને આવા વીષયમાં આજની પ્રજાના મગજને કેવી દોરવણી લઇ શકે છે તે પણ તેઓ સમજતા હતાં, એટલે એવો પ્રોગ્રામ ઘડી કાઢયો કે જેથી આમજનતા એવી પોકાર-કરતી થઇ જાય કે "દીનને દુન્યા સાથે કોઇ નીસ્બત

નથી. ધર્મની ગાદીને સમાજના હલન–ચલન કે સંસાર વેહવારથી સંબંધ નથી." આ તુતની ભુમીકા પર તેઓએ પોતાના ઠરાવો રચી લીધા છે, અને આપણને એવું ઠસાવવા માગે છે કે, "દાઅવતની ગાદી ફટક,નમાઝ રોઝાના કામો સંભાળે. દુન્યાના વેપાર રોજગાર કે દુન્યવી રહેણીકરણીમાં દાઅવતની ગાદી કે તેના ધણી માથું ન મારે." આજ આખી દુન્યા ધર્મ ને રાજકારણથી, ધર્મને સામાજીક તંત્રથી અલગ પાડીને જે મુસીબતમાં અટોવાઇ રહી છે તેનો તાદ્રશ્ય ચીતાર તેઓની નજરો સામે હોવા છતાં, ઘણી અફસોસની વાત છે કે તેઓ ધર્મ રહીત આધુનીક કેળવણી તરફ કોમને ખેલાવી રહયા છે. આજ હીન્દુસ્તાનમાંજ નહી બલકે તમામ દુન્યામાં એવો આવાઝ બુલંદ થઇ રહયો છે કે ધાર્મીક અને નઇતીક કેળવણી વીનાની કેળવણીથી માણસ જાત મુસીબતમાં પડી ગઇ છે, તેને ઉગારવા માટે બાળકોને પ્રથમથીજ દુન્યા સાથે દીનનું જ્ઞાન આપવું જરૂરનું છે. નામદાર હુઝુરે આલીએ આજ પચીસ વરસથી એજ ભુલાએલું સબક–હીંદના જુદા જુદા ધર્મ અને માન્યતાવાળા આગેવાનોના જ્યારે જ્યારે સંપર્કમાં આવ્યા ત્યારે ત્યારે–યાદ દેવડાવ્યું છે. અલીગઢ મુસ્લીમ યુનીવરસીટીના વાઇસ ચાન્સેલર ડોકટ સર ઝીયાઉદ્દીન એહમદ જેવા કેળવણીકાર, નામદાર સૈયદનાને અનેકવાર મલ્યા છે અને મુસલમાનો માટે આજના યુગમા કેવી કેળવણીની જરૂર છે તે વીષે વીચારવીનીમય કર્યો છે. નામદાર સૈયદનાની મુલાકાતથી અને આપ નામદારની વીવીધ લોકોપયોગી પ્રવૃતીથી ડાકટર સર ઝીયાઉદ્દીન એહમદ ઉપર જે અસર થઇ છે તેનો પડછાયો તેવણના

એક તાજા પત્રમાં ઉપસી આવે છે. હુઝુરેઆલી પર તા૦ ૧-૧-૪૩ ના રોજે લખેલા પત્રમાં તેઓ ઉમેરે છે કે "તમો નામદાર ફકત દાઉદી વોહરા કોમ માટેજ આશીર્વાદ રૂપ નથી, બલકે સામન્ય રીતે સમસ્ત માનવજાત માટે આશીર્વાદ રૂપ છો. આથી હું નમ્રભાવે અરજ કરૂં છું કે તમો નામદાર જ્યારે પણ ઉત્તર હીંદની મુસાફરી કરો ત્યારે અલીગઢને આપની મુલાકાતનું શરફ જરૂર આપજો" આવી મહાન હસ્તી, જેને ઝીયાઉદ્દીન એહમદ જેવા ચુસ્ત મુસ્લીમ, આધુનીક કેળવણીથી પરીપુર્ણ મુત્સદી, આવી ભાવભીની ખરા અંતઃકરણની અંજલી આપે તેઓ ઉપર કેળવણીની બાબતમાં કોમને પછાત રાખે છે એવો આરોપ વીરોધીઓ યેનકેન પ્રકારેણ કોઇ પણ કારણો ઉભા કરીને સૈયદનાને સતાવવા ચાહે છે. આ બધા વઇતરાં કરવામાં તેઓની મુળ મકસદ કોમને એવા વીચારોની તરફ લઈ જવા માટે છે કે દઅવતની ગાદી ફકત દીનની બાબતો સંભાળે, જ્યારે વીરોધીઓના મંડળને કોમ, સામાજીક, રાજકીય, ઉદયોગીક અને સંસારીક બાબતોમાં અનુસરે.

## અમલ કરીને બતાવો.

આશ્ચર્યની વાત તો એ છે કે દઅવતના ફરમાનોના વીરૂધ્ધ તેઓ દર પળે પળે સંમેલનમાં તેમજ સંમેલન બહાર વર્તતા જાય છે અને તેઓનો શેખીબાજ આગેવાન બેધડક, બાપોકારે કહેતો જાય છે કે "અમે દાવતની ગાદીને વફાદાર છીએ." નબી સાહેબ (સ. અ.) ની હુઝુરમાં મુનાફેકો આવતાં અને કહેતાં કે "સરદાર! અમે સ્વીકારીએ છીએ

કે આપ અલ્લાહના રસુલ છો." ખુદાતઆલા સુરએ મુનાફીકમાં એ ચાલબાઝીની પોલ ખુલ્લી કરતાં ફરમાવે છે કે "અય મોહમ્મદ! ખુદા સાક્ષી આપે છે કે આપ ખુદાના રસુલ છો અને ખરી રીતે આ મુનાફીકો જુઠા છે." જો તેઓ સાચા હોય તો આ પુર્વે રજુ કરવામાં આવેલા ઠરાવમાં કહયા પ્રમાણે દાઇલ્લાહના દરબારમાં અવે અને સર નમાવી જાય. અમો ઇમાનદાર છીએ એટલુંજ મુંહથી કહી દેવામાં ઇમાન કામીલ થઇ જતું નથી. ઇમાનની સચ્ચાઇની શર્તો એ છે કે મુંહથી કહો છો તેમ દીલમાં યકીન લાવો અને અમલ કરીને પણ બતાવો.

## પ્રગતી ચાલુ છે.

સાત શાયાણાઓના સંમેલનના અનેક વકતાઓએ કોમ હરીજનો કરતાંયે ઓછી શીક્ષીત હોવાનો બેહુદો આરોપ કર્યો છે અને તેઓએ તે માટે નામદાર સઇયદના (ત. ઉ. શ.) ને જવાબદાર ગણાવ્યા છે. કોમને, ખાસ કરીને આમ-પ્રજાને, ઉંધે રસ્તે દોરવવાની આ બાજી છે. હકીકત તો એ છે કે નામદાર સઇયદના તાહેર સયફુદ્દીન સાહેબ (ત. ઉ. શ.) ગાદીએ આવ્યાં પછી આજ તક કોમમાં દીની અને દુન્યવી બંને કેળવણીનો પ્રવાહ પ્રગતી કરતો રહેલો છે. હુન્નર ઉદ્યોગની કેળવણી આપવાનો અને છોકરીઓને તેના બરની કેળવણી આપવાનો પણ આપ નામદારે પ્રબંધ કર્યો છે.

## કોન્ફરન્સની કાર્યવાહી કેવી હતી?

મી૦ અબ્બાસભાઇ વાંદરાવાળાએ જણાવ્યું હતું કે વીરોધીઓની કોન્ફરન્સમાં હું જાતે હાજર હતો. કોન્ફરન્સમાં

થયેલી કાર્યવાહી ગલીચ હતી. કોન્ફરન્સવાલાઓએ જાહેર કર્યું છે કે ગુજરાતી છાપાઓમાં આવેલા અહેવાલોથી દોરવાઇ જઇને કોન્ફરન્સનો વીરોધ થાય છે પણ, ગુજરાતીમાં શોર્ટહેન્ડ લીપી નથી એથી અહેવાલો બરાબર છપાયલા નથી. હું કહું છું કે પ્રગટ થયેલા ગુજરાતી અહેવાલો વધારે પડતા નથી. કોન્ફરન્સમાં બોલાયેલા શબ્દો હું ફરીવાર અત્રે કહી શકું એમ છું.

ઠરાવ પર મત લેવાતાં સર્વાનુમતે તે પસાર થયેલો પ્રમુખે જાહેર કર્યો હતો.

મી૦ અલીમહમદ પ્રેસવાલાએ વર્તમાન પત્રોનો આભાર માનતો નીચેનો ઠરાવ રજુ કર્યો હતો.

## વર્તમાન પત્રોનો આભાર.

"દાઉદી વોહરાઓની આ જંગી સભા, મુંબઈ ખાતે તાજેતરમાં ભરાયેલી કોન્ફરન્સ સંબંધમાં કોમનું દ્રષ્ટીબીંદુ જાહેર પ્રજા સમક્ષ રજુ કરવામાં વર્તમાન પત્રોએ આપેલ સહકારની કદર કરે છે, અને ખાસ કરીને "સાંજ વર્તમાન" ના તંત્રીનો ઉપકાર માને છે અને કોમની એકતા હંમેશાં માટે જાળવી રાખવામાં તેઓ પોતાનો ટેકો આપતા રહેશે એવી આશા રાખે છે."

આ ઠરાવને મી૦ ઝકીઉદ્દીન બેરાસ્ટરે ટેકો આપ્યો હતો અને વધુ ટેકો મી૦ ફઝલેઅબ્બાસ તઇયબઅલી ઝમીનદારે આપ્યો હતો.

મત લેવાતાં ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

મી૦ તઇયબઅલી જીવણજી એડવોકેટ નીચેનો ઠરાવ રજુ કર્યો હતો :

## સુંદરબાઇ હૉલ આગળ જમા થએલા ગ્રહસ્થોને અભીનંદન.

"દાઉદી વોહરાઓની આ જંગી સભા, તા૦ ૧૭ જાનેવારી ૧૯૪૪ અને સોમવારે, સુંદરબાઇ હૉલ આગળ હાજર રહેલા ગ્રહસ્થોને વખાણને પાત્ર શીષ્ટ દાખવવા માટે તેમજ શાંતી તથા વ્યવસ્થા જાળવવા માટે અને કોન્ફરન્સની મંત્રણા સરળ રીતે ચલાવવા દેવા સાટે અભીનંદન આપે છે. આ પ્રસંગે વોલન્ટીયરો તેમજ ગાર્ડોએ જે ઉત્તમ સેવા બજાવી હતી એની પણ આ સભા નોંધ લે છે."

વક્તાએ સમર્થનમાં જણાવ્યું હતું કે આ ઠરાવ અગત્યનો છે કારણ કે આ બનાવેજ વીરોધીઓને મોટી હાર આપી હતી. સુંદરબાઇ હૉલ આગળ આવેલા વહોરાભાઇઓએ શીસ્ત જાળવીને સમસ્ત કોમની સાચી લાગણી વ્યક્ત કરી હતી જેઓને ખરેખર અભીનંદન ઘટે છે.

મી૦ તૈયબજી અબ્દુલકૈયુમે આ ઠરાવને યોગ્ય શબ્દોમાં ટેકો આપ્યો હતો. આ ઠરાવને મી૦ એ. એમ. સીંગાપોરવાળા બેરીસ્ટરે વધુ ટેકો આપ્યો હતો, અને સુધારક પક્ષની વ્યક્તીઓની રીતભાતો ઉપર ટીકા કરી હતી.

આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

## પ્રમુખનું ભાષણ.

પ્રમુખસ્થાનેથી ખા. બા. મુલ્લાં શેઠ મહમદઅલી અલાબક્ષે બોલતાં જણાવ્યું હતું કે, આ કોન્ફરન્સ બોલાવનારાઓએ પહેલી તો કોમ સાથે એ ઠગાઇ કરી કે—તેમણે

કોન્ફરન્સનો એવો દેખાવ કર્યો કે, જાણે કેમ કોમનું તેઓ ભલું કરી નાખવા માગતા હોય!

આ લોકોએ જે ભાષણો કર્યાં છે તેમાં ઘણો અવીવેક બતાવ્યો છે અને ના૦ સૈયદના તથા કોમ ઉપર હલકા હુમલા ક્રર્યાં છે. આપણે ઇસ્લામી સંસ્કૃતી અને દાઉદી વહોરા ત્રેડીશન જાળવવાની છે, તે તેઓ ભુલી ગયા છે.

કોન્ફરન્સના પ્રમુખ શેઠ જંગબારવાળા આ દેશના વાતાવરણથી સાવ અજાણ છે. પાંચ સાત માણસો તેમના સગા છે તેઓએ તેમને ઠગ્યા છે અને તે ભાઇ ઠગાઇ ગયા છે, તેમાં બીલકુલ શક નથી. તેઓને અમે જ્યારે છેલ્લા મળ્યા હતા ત્યારે તેમણે ખાત્રી આપી હતી કે આ કોનફ્રરંસમાં સઇયદના વીરૂધ, દાવત વીરૂધ અને કોમના વીરૂધ એક પણ શબ્દ બોલાશે નહી. અમે તેઓને જણાવ્યું હતું કે "ખુદા તમને તમારા કામમાં મદદ કરે અને કોમની આબાદી સાધો, પરંતુ આ લોકો, જેઓને તમે ઓળખતા નથી તેઓ જરૂર તમને ઠગશે." અને બન્યું છે પણ એમજ.

તમે કોન્ફરન્સ કોમ માટે ભરો છો તો કોમને શા માટે બાકાત રાખો છો? કોમને સાથે લઇને કામ કરો એવી અમે માગણી કરી હતી પરંતુ એ ભાઇઓના દીલમાં જુદાજ વીચારો હતા. તેઓ આપણને જાળમાં નાખવા માગતા હતા, એટલેજ તેઓ આ નઇતીક હીમ્મત બતાવી શકયા નહી. તેઓ આ કોન્ફરન્સ ભરીને કોમનું અપમાન કરવા માગતા હતા. આથીજ આપણે વીરોધ દર્શાવ્યો. તેઓ ભાગી ગયા. તેમણે ખાનગી મકાનમાં સભા ભરી અને કોમ તેમજ

સઇયદના ઉપર હુમલા કર્યા. કોન્ફરસ બોલાવનારા મસ્કતી, કરવા, યુસુફઅલી, કાજીજી, શેખા, તઇબઅલી વગેરે ન્યાત બહાર નથી. તેઓ કોમનું ભલુ કરવાનું કહે છે પરંતુ અત્યાર સુધી કોમના ભલા માટે તેમણે કેટલા પગલાં ભર્યા છે ?

મસ્કતીએ કોમના ભલા માટે કંઇ કર્યું છે? (ના, ના, ના, પોકારો.)

મસ્કતીએ અત્યાર સુધી જો કંઇ કર્યું હોય તો તે, સૈયદના વીરૂધ્ધ કાર્યો કરવાનું કામ કર્યું છે.

મસ્કતીએ કંઇ આપ્યું હશે તો તે તેની પાસે જે ટ્રસ્ટ ફંડો છે તેમાંથી આપ્યું હશે. તેના ખીસ્સામાંથી એક પાઇ પણ તેણે આપી નથી. જો આ બાબતમાં હું ખોટો હોઉં તો તેઓ મને જવાબ આપે.

તાહેરઅલી કાજીજીએ ૨૫ વર્ષોમાં કંઇ કર્યું છે ? તેણે કંઇ પણ કર્યું હોય તો તે કોમને તકલીફ આપવાનું કામ કર્યું છે અને સૈયદના સામે ઉશ્કેરણી ફેલાવવાનું કામ કર્યું છે. કાજીજી બીજાના ટ્રસ્ટના ટ્રસ્ટી છે અને કોમની વીરૂધ્ધ જેઓ વાત કરે તેઓને પોતાના ગજવામાંથી નહી પરંતુ ધર્માદા ફંડમાંથી પૈસા આપીને મદદ કરે છે !

કરવા તો કડવાજ છે. તે મીઠા કયાંથી થવાના હતા? તેમણે મોટી મોટી વાતો કરી છે પરંતુ આ લોકોએ ફરીશતાનો જામો પહેર્યો છે અને કામ જુદા શરૂ કર્યાં છે.

ભાઇ ફીદાહુસેન શેખા ઘણા ખાનદાન માણસ છે પરંતુ તેમણે કોમના લાભ માટે કંઇ કર્યું નથી.

યુસુફઅલી અલવી તે હાતીમ અલવીના ભાઇ છે. આ, "દાઉદી વોહરા કોન્ફરન્સ" નથી પરંતુ "ગુરદેવીઆ કોન્ફરન્સ"

છે. ૧૯૧૭ માં "ગુરૂદેવીગા કોનફરન્સે" જેવી રીતે સર આદમજી પીરભાઇના કુટુંબને બરબાદ કરાવી નાખ્યું તેવી રીતે આ લોકો જંગબારવાળાને ભોળવીને કોમ સામે ઉશ્કેરવાની પેરવી કરી રહયા છે.

યુસુફઅલી જંગબારવાલાને ચેતવીએ છીએ કે તેઓ કોમના દુશ્મનોના હાથમાંથી જલ્દીથી બચી જાય.

શેઠ યુસુફઅલી આપણી કોમ વીષે કંઇ પણ માહીતી ધરાવતા નથી. તેઓ જંગબારમાં વસે છે અને પાંચ છ વર્ષે અહીં આવે છે ત્યારે ક્રીકેટ કલબ કે એવા સ્થળે ઉતરે છે. એમણે ભીંડી બજાર, અબ્દુલ રહેમાન સ્ટ્રીટ કે આપણી કોમના વસવાટના કોઇ મહોલ્લા જોયા નથી. કોમની સાચી પરીસ્થીતીથી તેઓ માહીતગાર નથી.

સઇયદનાએ મહોરમની વાયેઝ દરમીઆન લડાઇ પછી થનારા ફેરફારોનો ઉલ્લેખ કર્યો હતો અને કોમને તેમણે ઉદયોગ તરફ વળવાની સલાહ આપી હતી. વહોરા કોમને દોરવણી કેમ આપવી તે ના૦ સઇયદના સાહેબ બરાબર જાણે છે.

આવી પરીસ્થીતી હોવા છતાં, જનાબ સાલેહભાઇ સાહેબ આ સેવકને સાથે લઇને તેમને ત્યાં ગયા અને ખુલ્લા દીલથી સમજુતી માટે વાત કરી હતી. અને તેઓ કોઇ પણ બીજી ખટપટમાં ઉતરી ન પડે તે તરફ લક્ષ્ય દોરયું હતું. પરંતુ હાતીમ અલવી જેવાને આ સમાધાન જોઇતું ન હતું, જે સભામાં થએલા ભાષણો ઉપરથી જણાય છે.

કોન્ફરન્સમાં ગમે તેવા માણસોને ફાવે તેમ બોલવા દઇને કોમની નામોશી થવા દીધી છે. કોન્ફરન્સથી કાંઇ વળવાનું

નથી. આપણે આજે જે ઉત્સાહથી ભેગા થયા છીએ અને કોન્ફરન્સને ધીકકારી છે, તેવી રાતે કોન્ફરન્સ હવે પછી બીજું કાંઇ તેવું કરે તો તેને ધીકકારી કાઢજો.

કોન્ફરન્સમાં જનારાઓ, કોન્ફરન્સવાળાઓની જાળમાં ફસાઇને ત્યાં ગયા તેવાઓ, જો કોમમાં આવવા માગતા હોય તો ના૦ સૈયદના તેમની પાસે માફી મંગાવવા માગતા નથી. તેમને તો બારોબાર તે નામદારે માફી આપેલી છે. તેઓ આવે અને કોમના ત્રેડીશન મુજબ સુખેથી કોમમાં રહે.

તે પછી પ્રમુખને ફુલહાર તોરા અપાયા હતા અને પ્રમુખનો આભાર માની ઘણી મોડી રાતે સભા વીસર્જન થઇ હતી.



(૮)

("ઇન્સાફ" તા. ૨૮-૧-૪૪.)

## ના૦ વડા મુલ્લાંજી સાહેબના વીરોધીઓના હાથ હેઠા પડયા.

ઢબુ સ્ટ્રીટના નાકા ઉપર જામેલી હજારોની વોહરાઓની મેદની. સુધારકોને પણ ઉદારતાથી માફી આપવાની ના. વડા મુલ્લાંજીએ બતાવેલી ઉદારતા. કાયમની એકતા માટે દરવાજા ખુલ્લાં છે. જેઓ તેમાં ભળવા માગે તેઓ આવી શકે છે.

**આ. બા. મુલ્લાં મહમદઅલીનું વીદ્વતા ભર્યું એલાન**

તાજેતરમાં મુંબઇમાં મળેલી દાઉદી વહોરા કોન્ફરન્સમાં પસાર થયેલા ઠરાવો અને ભાષણો સામે વીરોધ દર્શાવવા માટે ના૦ વડા મુલ્લાજી સાહેબના અનુયાયી વહોરા બીરાદરોની એક જંગી સભા તા. બીએ રાતના ૯–૩૦ વાગે પાકમોડીઆ સ્ટ્રીટના નાકા ઉપર જાણીતા શહેરી આગેવાન ખા. બા. મહમદઅલી અલાબક્ષના પ્રમુખપણા નીચે મળી હતી, જે સમયે હજારોની મેદનીમાં વહોરા ગૃહસ્થોએ હાઝરી આપી હતી. સંખ્યાબંધ વકતાઓએ સુધારકોની કોન્ફરન્સને સખ્ત શબ્દોમાં વખોડી કાઢી હતી અને તેમાં થએલા ના૦ સઇયદનાનુ અપમાન કરનારા ભાષણો સામે ભારે અસંતોષ અને વીરોધની લાગણી વ્યકત કરવામાં આવી હતી.

કોમી તરાનો લલકારવામાં આવ્યો હતો જેને વોહરા બંધુઓમાં રૂહ ફુંકી દીધી હતી, જેની કડીઓ આ રહી.

દાઉદી કોમ હમ હએં, બાલા નીશાં હમારા  
લિખ્ખા હુવા હય હરસુ, નામો નીશાં હમારા  
સયફુલહુદાસા મુલતાં, હય રેહનુમા હમારા  
જીસપર ફીદા હંય હમ ઓર, હય માલોજાં હમારા  
મુશકીલકુશા કા નાયેબ, હય સયફુદ્દી યમાની  
મવલા યહાં યેહી હય, મવલા વહાં હમારા

દાઉદી વહોરા કોમની જાહેર સભાએ નીચે મુજબ ઠરાવો પસાર કર્યા હતા:—

## કેળવણી સંબંધી ઠરાવ.

(૧) દાઉદી વોહરાઓની આ જંગી સભા જાહેર કરે છે કે, ના૦ વડા મુલ્લાંજી સાહેબ, કે જેઓ હંમેશાં કેળવણીને ભારે ઉદારતાથી ઉત્તેજન આપી રહયા છે, તેમના

કૃપાવંત વડપણ અને આશીર્વાદો નીચે ભુતકાળમાં ભારે પ્રગતી કરવામાં આવી છે તેમજ વ્યાપારી, ટેકનીકલ અને સ્ત્રી કેળવણી માટે વધુ સગવડો આપવાના યત્નો કરવામાં આવ્યાં છે.

## જમાતખારીજ થયેલાઓને શરતો પાળવાની માગણી.

(૨) દાઉદી વોહરાઓની આ જંગી સભા, નોંધ લે છે કે, કોમના જવાબદાર માણસોએ સમાધાની માટે વારંવાર કરેલા પ્રયત્નોને તીરસ્કાર્યા તેમજ હસી કાઢવામાં આવ્યા હતાં. આમ છતાંય આ સભા નોંધ લે છે કે કોન્ફરન્સના કામચલાઉ પ્રમુખે તા૦ ૨૨-૧-૪૪ ની ત્રીજી બેઠકમાં જાહેર કર્યું હતુ કે "કોન્ફરન્સ દાવતે હાદીયાની ગાદીને પુરેપુરા વફાદાર છે," તો આ સભા કોન્ફરન્સમાં ભાગ લેનાર બધાય જમાતખારીજ માણસોને ગઇ તા૦ ૨૨ મીના "સાંજ વર્તમાન"માં ખાન બહાદુર મહમદઅલી અલાહબક્ષ અને બીજાઓએ પ્રગટ કરાવેલા નીવેદનમાં જણાવેલી બધી શરતો પાળવાની શુભનીષ્ટાનો પુરાવો આપવા માટે ના૦ વડા મુલ્લાંજી સાહેબ સરદાર સઇયદના તાહેર સઇફુદ્દીન સાહેબની હજુરમાં હાજર થવાની માગણી કરે છે.

## કોન્ફરન્સમાં ભાગ લેનારાઓએ દ્રોહ કર્યો છે.

(૩) દાઉદી વોહરાઓની આ જંગી સભા શેઠ સાલેહભાઇ કરીમજી બરોડાવાલા અને બીજા આગેવાનોએ બહાર પાડેલા અને તા૦ ૧૭ મી જાન્યુઆરી ૧૯૪૪ના રોજ વર્તમાન પત્રમાં પ્રગટ થયેલા નીવેદનોને સંમતી આપે છે અને દાઉદી વોહરાઓની વતી અને દાઉદી વોહરા કોમ માટે બોલ-

વાના કોન્ફરન્સના દાવાનો સખત વીરોધ કરે છે. જમાતખારીજ થયેલા માણસો જ્યાં સુધી જમાતખારીજ રહે ત્યાં સુધી, કોમના કામકાજમાં તેમનો અવાજ હોઇ શકે નહીં, અને જેઓ તેમની સાથે હળેમળે છે અને એકજ પ્લેટફોર્મ પર તેમની સાથે વીચરોની આપ લે કરે છે તેઓ કોમના તેમજ તેમના પોતાના ઉત્તમ હીતો અને લાભોનો દ્રોહ કરે છે. આ સભા કોન્ફરન્સને અગર તો એને કરેલા કામને સ્વીકારવાનો ઇન્કાર કરે છે અને જગતભરના કોમના સભ્યોને કોનફરન્સ સાથે સંબંધ નહી રાખવા વીનંતી કરે છે. પરીષદના પ્રમુખે તેમજ તે પરીષદ બોલાવનારાઓમાંના કેટલાકોએ ખાત્રી આપવા છતાં એ પરીષદમાં કેટલાક વકતાઓએ જે ગલીચ હુમલાઓ કર્યા છે તે સામે આ સભા મજબુત વીરોધ જાહેર કરે છે અને તેને વખોડી કાઢે છે. આ સભા એવા મતની છે કે આ આ પરીષદ જમાતખારીજો તરફથી ઉભી કરવામાં આવી છે જે બીના કોનફરન્સના કામકાજ પરથી જણાઇ આવે છે. આ સભાને એ કોનફરન્સ બોલાવનારાઓમાં જરાયે વીશ્વાસ નથી.

## વર્તમાનપત્રોનો આભાર.

(૪) દાઉદી વોહરાઓની આ જંગી સભા મુંબઇ ખાતે તાજેતરમાં ભરાયેલી કોન્ફરન્સ સંબંધમાં કોમનું દ્રષ્ટીબીંદુ જાહેર પ્રજા સમક્ષ રજુ કરવામાં, વર્તમાનપત્રોએ આપેલ સહકારની કદર કરે છે અને ખાસ કરીને "સાંજ વર્તમાન" ના તંત્રીનો ઉપકાર માને છે અને કોમની એકતા હંમેશ

માટે જાળવી રાખવામાં તેઓ પોતાનો ટેકો આપતા રહેશે એવી આશા રાખે છે.

## સુંદરાબાઇ હોલ આગળ જમા થયલા ગ્રહસ્થોને અભીનંદન.

(૫) દાઉદી વોહરાઓની આ જંગી સભા તા. ૧૭ મી જાનેવારી ૧૯૪૪ અને સોમવારે સુંદરાબાઇ હોલમાં હાજર રએલા ગ્રહસ્થોને વખાણને પાત્ર શીષ્ટ દાખવવા માટે તેમજ શાંતી તથા વ્યવસ્થા જાળવવા માટે અભીનંદન આપે છે અને કોન્ફરન્સની મંત્રણા સરળ રીતે ચલાવા દેવા માટે તેમજ સુંદરાબાઇ હોલમાં કોન્ફરન્સ ભરવાની દરેક સગવડ પુરા પાડવા માટે અભીનંદન આપે છે. આ પ્રસંગે વોલનટીયરો તેમજ ગાર્ડોએ જે ઉત્તમ સેવા બજાવી હતી એની પણ આ સભા નોંધ લે છે.

## આવશ્યક પગલાં લેવાને ના૦ વડા મુલ્લાજીને અરજ.

(૬) દાવતે હાદીયા સામે વીરોધીઓએ કરેલા જુદા જુદા હુમલાઓને પહોંચી વળવા માટે ના૦ વડા મુલ્લાંજી સાહેબે જે ભગીરથ પ્રયત્નો કર્યા છે તે માટે દાઉદી વોહરાઓની આ જંગી સભા અંતઃકરણપુર્વક તેઓ નામદારનો આભાર માને છે, અને પ્રાર્થના કરે છે કે, એ કહેવાતી દાઉદી વોહરા કોનફરન્સે ઉભી કરેલી સ્થીતી અટકાવવા ના૦ વડા મુલ્લાંજી સાહેબ ઘટતું કરે.

( ૯ )

( ટાઇમ્સ ઓ. ઇ. તા. ૨૯-૧-૪૪ )

# Mullaji Saheb's Work For Community

## Recent Conference Criticised.

Thousands of Dawoodi Bohras attended a meeting held at Pakmodia Street, Bombay, on Wednesday, at which an emphatic protest against the so-called "Dawoodi Bohra Conference" recently held at Nagpada, was entered. Khan Banadur Mahomedally Allabux, M. L. A. presided.

Addressing the meeting, Shaikh Ibrahim said that about 250 students were receiving education, both spiritual and temporal, in Saifi-daras at Surat, known as Jame-Safiyah, and all their expenses were met by the Mullaji Saheb. Since 1919, the Madressa Tyebia at Surat had been imparting primary and secondary education to both boys and girls of the community. His Holiness was trying his best

to devise ways and means for the community's progress.

Mr. Abdul Kaiyum, Honorary Secretary, Qadariah High School, Burhanpur, said that under the guidance of His Holiness 182 schools were conducted at the cost of Rs. 3,69,143 annually. Towards this a sum of about Rs. 50,000 was contributed by the Mullaji Saheb.

Mr. Fakhruddin Taherbhai advocate, moved the main resolution endorsing the statement issued to the press by Mr. Salehbhai K. Barodawala and other leaders on January 17, strongly repudiating the claim of the Conference to speak for and on behalf of the Dawoodi Bohras. The meeting refused to recognise the Conference or the work done by it.

Mr. Kalimuddin Husseini said that Dr. Sir Ziauddin Ahmed, Vice-Chancellor, Aligarh University, had met His Holiness several times and exchanged views on educational matters. That fact amply illustrated the high esteem in which the Mullaji Saheb was being held. In one of his letters to the Mullaji Saheb, Sir

Ziauddin had stated, "your Holiness is a blessing, not only to one community, not only to the Mussalmans, but to mankind in general."

The resolution was carried.

## CONVENERS CRITICISED

Winding up the proceedings, Khan Bahadur Mahomedally Allabux said that the "so-called reformists" had convened the Conference styling it the Dawoodi Bohara Conference and collected there "some of the excommunicated persons." They gave good-bye to both Islamic culture and Dawoodi Bohara traditions. He added that in spite of the assurances given by the President of the Conference Mr. Jungbarwala, the Conference indulged in abuse. The conveners of the Conference had done practically nothing for the last 25 years and had never contributed to any of the funds raised for the community.

The Chairman added that, the Dawoodi Bohra community was one of the foremost communities amongst the Muslims of the Province. The President of the Conference was, therefore, not at all justified in describing the

community as more backward than even the most backward communities in India.

Among other speakers were Mr. Salehbhai Abdul Kader, a member of the Municipal Corporation, Dr. Tyebhai Salebhai, Mr. Zaki Barrister, Singaporewala Barrister and Mr. T. Diwanji, Advocate.



(૧૦)

## લવાદી પર જવા સમાચારની વીનંતી

(મું. સ. તા૦ ૨૯–૧–૪૪ અગ્રલેખ)

દાઉદી વોહરા કોનફરન્સમાં પસાર કરવામાં આવેલા ઠરાવો અને થયલાં ભાષણો સામે વાંધો ઉઠાવવા માટે નામદાર વડા મુલ્લાંજી સાહેબના પક્ષના સમસ્ત દાઉદી વોહરા ભાઇઓની એક અસાધારણ મોટી સભાનો અહેવાલ વાંચ્યા પછી અમને ભારે ખેદ સાથ જણાવવું પડે છે કે કોમમાં કુસંપે જે ઘર ઘાલ્યું છે તે દુર કરવા માટે મળેલી સોનેરી તક એ સભા બોલાવનારા અગ્રેસરો અને વ્યાસપીઠ ઉપર બીરાજનાર અને વકતાંબાજીમાં ગોયા હરીફાઇ કરનાર

દાઉદી વોહરા ભાઇઓએ ગુમાવી છે. એક કુટુંબમાં કુસંપ હોય, એક કોમમાં કુસંપ હોય અને એક દેશમાં વસતી જુદી જુદી પ્રજાઓ વચ્ચે કુસંપ હોય, પણ તે સઘળાનો એક દિવસ અંત આવે છે. દાઉદી વહોરા કોમમાં જે કુસંપ છે તે એવો નથી કે જે દુર કરી શકાય નહીં. એ કુસંપ મતભેદને લીધે ઉત્પન્ન થયો છે, અને એ મતભેદ એવો નથી કે બંને પક્ષના સમજુ અને શાણા આસામીઓ એક સાથે મળી, એક મેજ ઉપર બેસી, તે ઉપર વિચાર કરી તેના સંબંધમાં સમાધાનનો માર્ગ અખત્યાર કરી ન શકે. અમારો પ્રમાણિક મત છે કે દાઉદી વોહરા કોન્ફરન્સે જે ઠરાવો કીધા છે તેમાં એક પણ ઠરાવ એવો નથી કે જે (૧) નામદાર વડા મુલ્લાંજી સાહેબની સત્તા સામે હોય. (૨) નામદાર વડા મુલ્લાંજી સાહેબના દાઇ–ઉલ–મુતલકના હકક સામે વાંધો ઉઠાવતો હોય અને (૩) દાઉદી વોહરા કોમના બંધારણમાં ઉથલપાથલ કરનારા ફેરફારો સુચવતો હોય. કોન્ફરંસ ભરવાનો હેતુ દાઉદી વોહરા કોમની ઇલ્મ, અને વ્યાપાર ઉદયોગ સંબંધી ઉન્નતિ કરવાનો હતો. આ હકકનો કોઇએ ઇજારો રાખ્યો નથી. દાઉદી વોહરા કોન્ફરન્સ એવો ઇજારો ધરાવવાનો દાવો કરતી નથી. અને તેટલા માટેજ તેણે કરેલા ઠરાવોમાં દાઉદી વોહરા કોમનો સહકાર, મદદ અને ટેકો માગ્યો છે. પરંતુ જે ગેરસમજુતીઓ કુદરતી રીતે ઉત્પન્ન થઇ છે અને જે ગેરસમજુતીઓ જાણીબુજીને ઇચ્છાપુર્વક ઉત્પન્ન કરવામાં આવી છે તેને લીધે કોમના મોટા ભાગ

તરફથી આ માંગણીનો ઇન્કાર કરવામાં આવ્યો છે એટલુંજ નહીં પણ કોનફરન્સની શુભ નિષ્ઠા, ભલી લાગણી અને કોમની સેવા બજાવવાની અભિલાષાઓનો સખ્તમાં સખ્ત રીતે વિરોધ કરવામાં આવ્યો છે, કોન્ફરન્સ સામે અવિશ્વાસનો ઠરાવ જાહેર કરવામાં આવ્યો છે અને તેની હસ્તી નાબુદ કરવાનો ઇરાદો જાહેર કરવામાં આવ્યો છે. તેનાં એવાં કારણો રજુ કરવામાં આવ્યાં છે કે, “(૧) આ કોન્ફરન્સને “દાઉદી વોહરા કોન્ફરન્સ” તરીકે નામ આપવાની અને “દાઉદી વોહરા કોન્ફરન્સ” તરીકે ગણાવવાની કોઇને સત્તા નથી, (૨) કોન્ફરન્સમાં જમાતખારીજ થયલા આસામીઓએ ભાગ લીધો છે, (૩) કોન્ફરન્સનું પ્રમુખપદ જમાતખારીજ થયલા એક આસામીએ લીધું છે, (૪) કોન્ફરન્સે દાઉદી વોહરા બંધારણ સામે પ્રહારો કર્યા છે, (૫) અને નામદાર વડા મુલ્લાંજી સાહેબ અને દાઉદી વોહરા કોમનું અપમાન કરવામાં આવ્યું છે.” અમે એમ માનીએ છીએ કે દાઉદી વોહરા કોમના કોઇ પણ માણસને, પછી સમાજમાં તેનો દરજ્જો ગમે તે હોય તેને, પોતાની કોમનું ભલું કરવા માટે દાઉદી વોહરા કોમના નામે સભા બોલાવવાનો હકક છે અને સામાન્ય કાયદો એવા હકકનો સ્વિકાર કરે છે. પાંચ દાઉદી વોહરા ભાઇઓ ભેગા મળી દાઉદી વોહરા કોમની સભા બોલાવવાનો જન્મસિધ્ધ હકક ધરાવે છે. જમાતખારીજ થયલા ગૃહસ્થો જમાતખારીજ થયા છે પરંતુ તેઓ દાઉદી વોહરા ધર્મમાંથી નાબુદ થયા નથી. જે દાઉદી વોહરા ગૃહસ્થોને અમુક મતભેદને લીધે નામદાર વડા મુલ્લાંજી સાહેબે પોતાની સત્તાથી જમાત

ખારીજ કર્યા છે, તેઓનો દાઉદી વોહરા સમાજ સાથેનો સંબંધ કાપી નાખવામાં આવ્યો છે. પરંતુ તેટલા ઉપરથી એમ નહીં કહી શકાય કે તેઓને ધર્મમાંથી બહાર કહાડવામાં આવ્યા છે. એક જમાતખારીજ વોહરો દાઉદી વોહરા જમાતમાંથી બહાર જાય છે, પરંતુ તેના અંતઃકરણમાં તેના ધાર્મિક અકીદા વિષે જે ખ્યાલો હોય તે ખ્યાલો કોઇ પણ સત્તા નાબુદ કરી શકતી નથી. જમાતખારીજ થવા છતાં જમાતખારીજ થયલી વ્યક્તિ દાઉદી વોહરા ધર્મની માન્યતા ચાલુ રાખે છે.

જો એમ કહેવામાં આવે કે કોન્ફરન્સ બોલાવનારાઓએ વિવેક જાળવ્યો નથી તો અમે કહીશું કે દાઉદી વોહરા કોમની સભામાં ભાગ લેનારા આગેવાનોમાંથી કેટલાકોએ અવિવેક દેખાડવામાં કાંઇ પણ ઓછાપણું દેખાડયું નથી. કોમમાંથી કુસંપ દુર થવો જોઇએ એમ બન્ને પક્ષો કહે છે, બન્ને સભાઓએ એ વીષે ઠરાવો કર્યા છે, પરંતુ સમાધાન થઇ શકયું નથી, અને જે રાજનીતિ સમસ્ત દાઉદી વોહરાઓની સભાએ જાહેર કરી છે તે ધ્યાનમાં લેતાં, સમાધાનના દ્વાર વહેવારૂ રીતે બંધ કરવામાં આવ્યાં છે. સમાધાન થશે એવો અમને આજ સુધી વિશ્વાસ હતો અને જયારે અમોએ જાણ્યું કે સભાનું પ્રમુખસ્થાન ખાનબહાદુર મહમદઅલી અલાબક્ષ જેવા કોમના ઠરેલ અને સમજુ અકાબરના હાથમાં છે, ત્યારે અમારો એ વિશ્વાસ દ્રઢ થયો હતો, પરંતુ અમને કહેવાને ખેદ ઉપજે છે કે, પ્રમુખ સાહેબે સમાધાનનો માર્ગ ખુલ્લો કરવા માટે કોમને જે દુરઅંદેશ દોરવણી આપવી જોઇએ તે તેઓ આપી શકયા નથી. કુસંપના બીજ રોપાયાં તે દિવસથી

આજ સુધીના સઘળા ઝઘડાઓથી તેઓ પુરેપુરા વાકેફગાર છે. એ ઝઘડાઓમાંથી ઉત્પન્ન થયલા કાયદાના કજીયાઓમાં નામદાર વડા મુલ્લાંજી સાહેબના સલાહકાર તરીકે તેઓએ કાર્ય કર્યું છે અને આજે પણ તેઓ નામદાર વડા મુલ્લાંજી સાહેબના જમણા હાથ મિસાલે છે. કુસંપના કેવા કડવા ફળ આવે છે તે તેઓએ જાતે અને નજરે જોયાં છે તે છતાં, સુલેહના પ્રશ્ન ઉપર પોતાનું સઘળું લક્ષ રોકવાને બદલે તેઓએ પોતાના પ્રમુખ તરીકેના ભાષણ દ્વારા કોન્ફરન્સ સામે "દગાઇ કરવાના" સુલેહના દુતોને "જાળમાં નાંખવાના", કોમનો વિરોધ જોઇ "ભાગી જવાના" "ફરીશતાનો જામો પહેરી કોમો જુદા કરવાના" આક્ષેપો કર્યા છે. અમે અમારા એ જુના, જાની અને વફાદાર મિત્રને બહુજ માનપુર્વક રીતે પુછવાની રજા ચાહીએ છીએ કે, સામા પક્ષ ઉપર આવા ગંભીર આક્ષેપો કરવાથી સમાધાનનું વાતાવરણ ઉત્પન્ન કરી શકાય છે? તિરસ્કાર અને ધિક્કારની લાગણી કોમમાં ઉત્પન્ન કરવી એ કોમને સમાધાનીના માર્ગે દોરવવાનો માર્ગ હોઇ શકે નહિં. કોમમાં શાંતિ અને સુલેહ જળવાઇ રહે એ જેટલું કોન્ફરન્સના યોજકો અને મળતા વિચારકો માટે જરૂરનું છે તેટલુંજ તે દાઉદી વોહરા કોમ માટે આવશ્યક છે. અમારી અંતઃકરણની ઇચ્છા હતી કે કોમમાં સમાધાન અને સુલેહ થાય, અને જો કે દાઉદી વોહરા કોમની સમસ્ત સભામાં થયલાં કામકાજથી અમારી આશાને ભારે આઘાત પહોંચ્યો છે છતાં, અમને હજી આશા છે કે, બન્ને પક્ષના આગેવાનો હજી પણ સમાધાન માટે વિચાર કરીને તેનો સુબુધ્ધિથી અમલ કરે. તુરતવેળા સમાધાન થઇ શક્યું નથી તેનું કારણ અમે એ સમજીએ

છીએ કે, બન્ને પક્ષ એક બીજાને શંકાથી જુએ છે, બન્ને પક્ષ એક બીજાના હેતુ સમજી શકયા નથી. કોન્ફ્રન્સની શરૂઆત મુંબઇમાં થયા પછી છેલ્લા દશ દિવસમાં બનેલા બનાવો, બંને પક્ષના આગેવાનો સાથે થયલી વિચારોની આપ-લે પછી, અમને આજે એવું યકીન થયું છે કે કુસંપ દુર કરવા અને કોમમાં એકદિલી કરવા માટે બંને પક્ષે એક નવોજ માર્ગ શોધવો જોઇએ, અને તેના સંબંધમાં અમારી નમ્ર સુચના એ છે કે જે કોમોને દાઉદી વોહરા કોમ સાથે સંબંધ નથી એવી કોમોના આગેવાનોની લવાદી ઉપર મતભેદના સઘળા પ્રશ્નો છોડવા જોઇએ. તેમ કરવાથીજ અવિશ્વાસનું વાતાવરણ વીખેરી નાંખી શકાશે. બીજી કોમોમાં એવા મહાન નરો છે કે જેઓને સુલેહ અને સમાધાનનું પવિત્ર કાર્ય શુભનિષ્ઠાથી સોંપવામાં આવે તો ફ્તેહ મળવાના સંભવો ઘણા મજબુત બનશે.

અમે એવી સુચના કરીએ છીએ કે, મુસલમાન કોમમાંથી કાઇદે આઝમ જનાબ મહમદઅલી જીના સાહેબ, પારસી કોમમાંથી હાઇકોર્ટના માજી જડજ મી૦ બમનજી વાડિયા અને હિંદુ કોમમાંથી રાઇટ ઓનરેબલ મી૦ એમ. આર. જયકર, આ ત્રણ માનવંતા આગેવાનોમાંથી એક, બે, યા ત્રણે સાહેબોને સમાધાન કરવાનું કાર્ય સોંપવું જોઇએ. કાઇદે આઝમે ના. વડા મુલ્લાંજી સાહેબના કાઉન્સેલ તરીકે અનેક મોટા મુકદમાઓમાં કામ કર્યું છે. તેઓએ નામદાર વડા મુલ્લાંજી સાહેબનો સંપુર્ણ વિશ્વાસ ચાંદાભાઇ ગલ્લા કેસ અને નારિયેલવાડી કબ્રસ્તાન કેસમાં મેળવ્યો હતો. મી. બમનજી જમશેદજી વાડિયા એક શુધ્ધ ન્યાયાધિશ

પુરવાર થયા છે. તેઓ સ્વભાવે શાંત અને ઉચ્ચ ચારિત્ર ધરાવે છે. ત્રીજા આગેવાન મી. જયકર એક ફતેહમંદ ધારાશાસ્ત્રી અને ધર્મનિષ્ઠ હિંદુ ગ્રહસ્થ છે. આ ત્રણે ગ્રહસ્થો ઉંચામાં ઉંચી કાબેલીયત ધરાવે છે. જો એવા નામાંકિત નરોના હાથમા સુલેહ અને સમાધાનનું સુકાન મુકવામાં આવે તો પાકપરવરદેગાર સુલેહની નૈયાં જરૂર પેલે પાર ઉતારશે. સુલેહ અને શાંતિમાંજ કોમનો ખરો ઉધ્ધાર છે.



(૧૧)

## મી. અલવી લવાદીની સુચનાને વધાવી લે છે.

( મું. સ. તા. ૧-૨-૪૪ )

### ના૦ વડા મુલ્લાંજી સાહેબને તેમની અપીલ.

"મુંબઇ સમાચાર"ના મહેરબાન અધીપતી.

સાહેબ, આજ સવારના "મુંબઇ સમાચાર" માં "દાઉદી વોહરા કોમમાં કુસંપ" એ શીર્ષક હેઠળ લખાએલ આપનો અગ્રલેખ મેં વાંચ્યો છે, અને વોહરા કોમના બંને પક્ષોને લવાદ ઉપર જવાની આપની સુચનાને ધ્યાનમાં લીધી છે.

૧૯૧૭ માં જ્યારે દાઉદી વોહરા કોમમાં કુસંપના બીજ રોપાયાં ત્યારથી લઇને આજ સુધીમાં અનેક વોહરા ભાઇ-

ઓએ કોમમાં સુલેહ સ્થાપવા પોતાથી બની શકતી દરેક કોશીષ કરી છે.

તે બધી કોશીષોના ફળશરૂપ છેલ્લો પ્રયત્ન અમારા સંમેલનના અતી માનવંત પ્રમુખ, મોહસીનુલકોમ, જનાબ શેઠ યુસુફઅલી જંગબારવાળાએ કર્યો છે. મારે ખેદ સાથે જણાવવુ પડે છે કે શુભનીષ્ટા અને કોમ-ભલાઇની લાગણીથી પ્રેરાઇ કરેલા અનેક પ્રયત્નોનુ અત્યાર સુધીમા કંઇ પણ સંતોષકારક છેવટ આવ્યું નથી.

આમ હોઇ, આપે કરેલી સુચના એટલી બધી તો સંગીન છે કે, સમસ્ત દાઉદી વોહરા કોમે આ સુચનાને વધાવી લેવી જોઇએ. સમાધાનના અત્યાર સુધીમાં જેટ જેટલા પ્રયત્નો થયા છે તે બધાના સુલેહના દુતો વોહરા ભાઇઓજ હતા. અમુક મુદ્દો ચર્ચાય કે અમુક વાતની ચોખવટ થઇ જાય તે પછી ચર્ચાયેલો મુદ્દો આખરી ફેંસલો છે એમ કહેવાની સત્તા કોઇ પણ સુલેહના દુતે હજુ સુધી ધરાવી નથી. આ વાત કેટલી હદ સુધી જઇ શકે છે તેનો અનુભવ તો મને હમણાંજ થયો. હઝુરેઆલી ના. સઇયદનાના ભાઇ અને સલાહકાર તેમજ તેમના જમણા હાથ સમા મુંબઇના આમીલ જનાબ સાલેહભાઇ સાહેબ સફીઉદ્દીન કરતાં વધારે જવાબદાર સુલેહના દુત કોણ થઇ શકે તેમ છે? છતાં પણ સુલેહ સાધવા એ સાહેબે જે કોશીષ કરી તેને વળતેજ દહાડે જાહેર છાપામાં અને પત્રીકાઓ દવારા કોમના અગ્રેસરોની સહી સાથેનું એક નીવેદન બહાર પડયું કે, "મુંબઇના આમીલે સુલેહની જે જે વાતો કરી છે તે તેમની અંગત જવાબદારી ઉપર છે, તેઓએ

આ કાર્ય માટે ન તો નામદાર સઇયદના સાહેબને અથવા જુમાતના બીજા આગેવાનોને પૂછયું હતું."

આવા જાહેર નીવેદન પછી સુલેહની વાતો કોની સાથે કરવી? ના૦ સૈયદના સાહેબ પોતે તો એ અંગેની વાતો કરતા નથી અને સુધારક પક્ષ તરફથી તેમના ભાઇ સાથે થએલી વાતને પણ બીનપાયેદાર ઠરાવવામાં આવે છે, તો કોમ સમક્ષ માત્ર એકજ સવાલ આવીને ઉભો રહેશે કે, જે કુસંપ અને બેદીલીએ વહોરા કોમમાં વર્ષોથી તરખાટ ઉત્પન્ન કરી કોમના જાહેર જીવનને ગુંગળાવી નાખ્યું છે, એ મતફેરી અને કુસંપને હંમેશ માટે દાટી દેવા હઝુરેઆલી અને વહોરા કોમ ઉત્સુક છે કે નહી.?

જ્યાં સુધી સુધારક પક્ષના મંતવ્ય થી હું વાકેફ છું ત્યાં સુધી, હું ભારપુર્વક એમ કહી શકું છું કે દરેકે દરેક સુધારક નેતાની નેમ એ છે કે, કોમમાં વ્યાપી રહેલા કુસંપનું કાળું મોં કરવું. સંમેલનનું પ્રમુખસ્થાન શેઠ જંગબારવાળાએ કબુલ કરી હુઝુરે આલીની ભારે ખીજમત કરવાનું ધાર્યું હતું એમ બધા સુધારકોનું અનુમાન હતું. સંમેલનના પ્રમુખસ્થાનેથી જે ટુંક અને મુદ્દાસરનું ભાષણ તેમણે કર્યું તેમાં તેમણે એકજ વાત સ્પષ્ટ કરી હતી અને તે એ કે ગમે તે ભોગે કોમમાં પ્રવરતી રહેલો કુસંપનો અંત લાવવોજ જોઇએ કે જેથી કોમ કેળવણી અને બીજી બધી દીશામાં પ્રગતી કરી શકે. સંમેલને તેમણી આ નેમને વધાવી લીધી હતી. ચાર દીવસની પોતાની કાર્યવાહી દરમીઆન સંમેલને જે જે કાર્ય કર્યું તે બધાની નેમ એકજ

હતી કે દાવતે હાદીયાની ગાદી અમર રહે અને એ ગાદીના ઝંડા હેઠળ કોમ વીવીધ દીશામાં પ્રગતી કરતી રહે.

આટલી સ્પષ્ટ નેમ, આટલા સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યા છતાં પણ ગયા બુધવારની સભામાં કોમને ઇરાદા પુર્વક ઉંધે રસ્તે દોરવી જવાની જે પેરવી કરવામાં આવી એથી કોમનું ભલું થવાનું નથી. એક વાત તો આલમઆશકારા છે અને તે એ કે અત્યાર સુધીમાં સુધારકોએ જે જે બલીદાનો આપ્યાં છે તે બધાંમાં એ લોકોનો અંગત સ્વાર્થ તો નથીજ એમ બધાઓ કબુલ કરશે. બુધવારની સભામાં આવેશમાં આવી જઇ એક ભાઇએ તો એટલી હદ સુધી કુદકો માર્યો કે સુધારકોની નેમ દાવતની ગાદી કબ્જે કરવાની છે. આનો ચોખ્ખો વીરોધ છેલ્લી પા સદીની સુધારક ચળવળ કરી રહી છે. શું અત્યાર સુધીમાં એકે સુધારક તરફથી સીધી કે આડકતરી રીતે જાહેરમાં કે ખાનગીમાં કદીએ એ વીચાર મુકવામાં આવ્યો છે કે દાવતે હાદીયાની ગાદી ઉપર ના૦ સઇયદનાના બદલે બીજા કોઇને બેસાડવામાં આવે?

દરેક કોમ અને દેશના જીવનમાં કેટલીક અમુલ્ય ઘડીઓ આવે છે. એ ઘડીઓનો સદઉપયોગ થાય તો, મઝકુર કોમ અને દેશ આબાદીના રસ્તે વળે છે. આવી કટોકટીની ઘડીઓ વખતે જો, જયાં વીશ્વાસ મુકવો જોઇએ ત્યાં સંદેહ પ્રગટી નીકળે, જયાં દીર્ઘ દ્રષ્ટીથી જોવું જોઇએ ત્યાં સંકુચીત મનોવૃત્તી દાખવવામાં આવે, જયાં મોટું દીલ બતાવવું જોઇએ ત્યાં મનમાં પુર્વાગ્રહ બાંધી દેવામાં આવે, તો મોટા સવાલોનો ફડચો કદીએ ન કરી શકાય.

વહોરા કોમ સમક્ષ જે વાતો અત્યારે ચર્ચાઇ રહેલી છે તે મુદ્દાની અને મોટી છે, યા તો નીમાર્લ્ય અને નકામી છે; જો બીજા કીસમની હોય તો આટલો બધો ઉહાપોહ અને "વાઘ આવ્યોરે વાઘ" કરવાની જરૂર નથી અને જો મુદ્દાની અને મોટી હોય તો મોટા મને ગઈ ગુજરી ભુલી જઇને આ સવાલ હાથ ધરવો ઘટે છે. છેલ્લા દશ વર્ષમાં વહોરા કોમમાં સમાધાન થાય અને ના૦ સઇયદનાની આગેવાની હેઠળ કોમ પ્રગતીને માર્ગે કામ કરતી રહે એવા અનેક પ્રયત્નો મેં કરી જોયાં છે. અત્યંત ખેદ સાથે આ વાતનો જાહેર એકરાર મારે આજે કરવો પડે છે કે લગભગ એ બધા પ્રયત્નો આજ સુધી નીષ્ફળ નીવડયાં છે.

તેમ હોઇ, લવાદની જે સુચના આપે કરી છે તેને હર્ષભેર હું વધાવી લઉં છું. સુધારક પક્ષમાં અનેક વીચારની વ્યકતીઓનો સમાવેશ થાય છે. અમારામાં ઉદ્દામવાદી, મધ્યમવાદી અને નમ્ર માર્ગી પણ છે, સામ્યવાદી છે, ઉગ્ર સ્વભાવના અને શાંત સ્વભાવના પણ છે. કોંગ્રેસના કાર્યકરો છે અને મુસ્લીમ લીગના મેમ્બરો પણ છે. આ બધાને આપે સુચવેલા નામોનું લવાદપણું કબુલ કરાવવું એ તદન સહેલી વાત તો નથીજ છતાં પણ, જો ના૦ મુલ્લાંજી સાહેબ કોમની બહેબુદી અને ભવીષ્ય ધ્યાનમાં રાખી આપે કરેલી સુચનાને કબુલ રાખે તો સમસ્ત હીંદુસ્તાનનો સુધારક પક્ષ આ લવાદને કબુલ રાખે એવો હું સફળ પ્રયત્ન અવશ્ય કરીશ.

મહાત્મા ગાંધીજીએ પારસીઓને "પારૂથી" તરીકે ઓળ-

ખાવ્યાં છે. મુંબઇના જે જે વર્તમાનપત્રોએ વહોરા કોમમાં બનતા રહેતા સવાલોની ચર્ચા કરી છે તે બધા પારસી માલેકીના છે. તુટતું સાંધવાને માટે, ભાઇઓ વચ્ચેના ઝગડાનો અંત લાવવાને માટે, અને જ્યાં જ્યાં પણ ભલું થઇ શકતું હોય ત્યાં ભલાઇ કરવાને માટે, પારસી કોમની હરોળમાં ઉભી શકે એવી એકે કોમ આજે હીન્દુસ્તાનભરમાં નથી. અમને તેથી ખાત્રી છે કે જે સુચના આપે કરી છે તે બધાની ભલાઇ માટે છે. અને દાઉદી વહોરા કોમની બહેતરી માટે સુધારક પક્ષની એકજ નેમ છે અને તે નેમ વહોરા કોમની સેવા કરવાની છે. કોમમાંથી કુસંપ કાઢવો એ સુધારક ચળ-વળની મુખ્ય નેમ છે. આ આદર્શ અને આ નેમ ધ્યાનમાં રાખી આપે સુચવેલા લવાદના નામો અમોને કબુલ છે, એવી જાહેરાત હું હર્ષ પુર્વક કરૂં છું. એ તો દેખાઇ આવે છે કે લવાદના નામો રજુ કરવા પહેલાં આપે એ બાબત ઉપર પુખ્ત વીચાર કર્યો છે. અને એ વીચારને પરીણામે કાયદે આઝમ ઝીણા સાહેબ, રાઇટ ઓનરેબલ જયકર સાહેબ, અને માજી જસ્ટીસ વાડીઆ સાહેબના નામો આપે સુચવ્યાં છે. હીંદુસ્તાનની ત્રણ અગ્રગણ્ય કોમ હીંદુ, મુસ્લીમ અને પારસીની આ ત્રણે સાહેબો માન્યવર અને પુર્ણ વીશ્વાસ ધરાવતી વ્યકતીઓ છે. વોહરા કોમના ઇતીહાસથી, ના૦ મુલ્લાંજી સાહેબના આદર્શોથી, અને સુધારકોની નેમથી આ ત્રણે સાહેબો વાકેફ છે. આવી વકફીયત, લાગવગ, અને લાયકાત ધરાવતા આથી ચઢીને બીજા ત્રણ નામો સુચવી શકાય તેમ નથી. આ ત્રણેમાં બધાનો વીશ્વાસ હોવો જોઇએ. હું આશા રાખું છું કે ના૦ વડા

મુલ્લાંજી સાહેબ આ ત્રણમાંથી એક યા વધુ નામને કબુલ રાખશે. અને જે શુભ નીષ્ટાથી આપે કોમની બહેતરીની આ દરખાસ્ત રજુ કરી છે તેને વધાવી લેશે.

લી૦ **હાતીમ અલવી.**

તા૦ ૨૯ મી જાનેવારી ૧૯૪૪.



(૧૨)

## લવાદી વિષે સાંજનો પ્રતિહાર

( સાં. વ. તા. ૩૧-૧-૪૪ અગ્રલેખ )

### પેલી દાઉદી વહોરા કોન્ફરંસ.

**નામદાર વડા મુલ્લાંજી સાહેબ અને સમસ્ત વોહરા કોમે તેનો જાહેર કરેલો ઇન્કાર.**

સમસ્ત દાઉદી વોહરા કોમની મળેલી જંગી સભાએ ખાનબહાદુર મહમદઅલી અલાબક્ષના પ્રમુખપણા હેઠળ પેલી કહેવાતી દાઉદી કોન્ફરન્સ સામે પોતાનો સખ્ત વીરોધ દર્શાવી એ કોન્ફરન્સની હસ્તીનો ઇન્કાર કરવાની અને જગતભરના દાઉદી વોહરાઓને તેની સાથે કશો સબંધ નહિં રાખવાની જાહેરાત કરી છે. એ જાહેરાતને નામદાર વડા મુલ્લાંજી સાહેબ સયયદના તાહેર સયફુદીન સાહેબે દાઉદી વોહરા કોમના દિની પેશ્વા તરીકે એક ફરમાન બહાર પાડી પોતાનો

ટેકો આપ્યો છે, એટલુંજ નહિ પણ કોમને ઉંધે રસ્તે દોરવવા માટે પશ્ચીમના જડવાદી રેલમાં તણાઇને થોડા જમાત-તખારીજ સુધારકો, જેઓ અંગત લાગણીથી દોરવાઇ ગયા છે તેઓ, તેમની નાદાન્યતથી કેવી ગંભીર પ્રકારની જોખમદારીઓ પોતાના શીર ઉપર ખેંચી લાવે છે, તેનાથી અજ્ઞાન રહેવાની જીદ કરે છે. તેઓએ પાથરેલી સોનેરી જાળ સામે, દાવતે હાદીયાની ગાદી પ્રત્યે સાચી વફાદારી, ફીદાગીરી અને જાનફેશાની ધરાવતા આવેલા પોતાના મુરીદોની આંખો વખતસર ઉઘાડી છે. છેલ્લા લગભગ ત્રણ દાયકાં થયાં પોતાના ધર્મની નાલેશી કરનારા, ધાર્મીક ફરમાનો તથા ક્રીયા કામોની ઠેકડી કરનારા અને દાવતે હાદીયાની ગાદી સામે ખુલ્લો બળવો પોકારનારા એજ મુઠ્ઠીભર શખ્સો છે કે જેઓએ મી૦ ઇસુફઅલી જંગબારવાળા તથા તેમના બીજા સાતસાથીઓ જેઓ દાઉદી વોહરા જમાતના સભ્યો છે, તેઓની આંખો ઉપર ફરી વળેલા અંધકારના પડદાનો લાભ લઇ તેમની સહીઓ સાથનાં આમંત્રણો બહાર પાડી "સમસ્ત દાઉદી વોહરા કોન્ફરંસ" ભરવાનો અને એ રીતે કોન્ફરંસને નામે કોમમાં ભંગાણ પાડી દાવતની પવીત્ર સંસ્થાને ઉથલાવી નાખવાનો નાટક ભજવવા જતાં પોતાનો, તેમજ પોતાની પડખે ઉભા રહેનારા ભોળા વોહરાઓનો હુરીયો કરાવ્યો છે. એ નાટક ઉપરનો આખો પડદો સમસ્ત દાઉદી વોહરા કોમની જંગી સભાના પ્રમુખ અને જાહેર પ્રજા વચ્ચે આજ વર્ષો થયાં વોહરાઓના પંકાયલા એક મહાન કોમ સેવક ખાનબહાદુર મુલ્લાં મહમદઅલી અલાબક્ષે તેમજ કોમના સાચા હિતાર્થીઓ તરીકે લોકપ્રિય નિવડેલા અગ્રેસરો તથા

વીદવાન વકતાઓએ દાખલા દલીલો સાથે વીવેચનો કરી અને સભાએ સર્વાનુમતે ઠરાવો પસાર કરી ચીરી નાંખ્યો છે. કોમમાંથી કુસંપ, મતભેદ તથા ગેરસમજુતી દુર કરી કેળવણીની અભીવૃધ્ધી કરવાની અને કોમના કલ્યાણનાં કાર્યો હળી મળીને કરી, દાઉદી વોહરાઓને વધુનેવધુ સુખી તથા આબાદ બનાવી આગળ વધારવાની જાળ પાથરવામાં આવી છે, એટલુંજ નહી, પણ દાવતે હાદીયા પ્રત્યે પોતાની સંપુર્ણ વફાદારી જાહેર કરી લોકોની આંખોમાં જાણી જોઇને ધુળ નાંખવામાં આવી છે, અને તેથી આવી જાતના સ્પષ્ટ અભીપ્રાય અને પાકા નિર્ણય ઉપર સમસ્ત દાઉદી વોહરા કોમ અને તેના વડા ધર્મગુરૂ નામદાર વડા મુલ્લાંજી સાહેબને આવવાના ધરખમ કારણો મળ્યાં છે. કોન્ફરન્સમાં થયેલાં ભાષણો તેનો એક દેખીતો, મુસ્તકીમ અને ધરખમ પુરાવો છે. એ ભાષણોએ સમસ્ત દાઉદી વોહરા કોમની કોમળ ધાર્મિક લાગણીઓને અસહ્ય આઘાત લગાડયો છે, અને કેમનાં દિલ અતિશય રંજીદા કર્યાં છે; એથીજ કોન્ફરન્સ સામે આગ જેવો સળગતો વીરોધ એકલા આપણા મુંબઈ શહેરમાંજ નહિ, પણ તેની બહાર દેશભરમાં જ્યાં જ્યાં દાઉદી વોહરા કોમ વસે છે, ત્યાં ત્યાં ફાટી નીકળ્યો છે, એમ દરરોજ મળતા સંદેશા સમાચાર ઉપરથી જણાય છે.

કોમનાં ભલાંના શુભ કાર્યો શુધ્ધ નિષ્ઠાથી કરવામાં આવે અને તેવી જાતની હિલચાલ કોન્ફરંસ ભરી ઉપાડી લેવામાં આવે, તે સામે કોઇને કશો વાંધો નજ હોય શકે. તેટલાજ માટે મી૦ યુસુફઅલી જંગબારવાળા અને તેમના સાથીઓ કોમની એક કોન્ફરંસ મુંબઇને આંગણે ભરે છે,

તેવી ખબર મળતાંનેવાર સમસ્ત દાઉદી વોહરા કોમની જંગી પ્રોટેસ્ટ સભાના ખુદ પ્રમુખ ખાનબહાદુર મહમદઅલી અલાબક્ષ, શેઠ યુસુફઅલી જંગબારવાળા પાસે દોડી જઇ મળ્યાં હતા. તેઓનીજ નહિં, પણ નામદાર વડા મુલ્લાંજી સાહેબની મુલાકાત લઈ યુસુફઅલી શેઠે તે નામદારને ખાત્રી આપી હતી કે આ કોન્ફરંસની અંદર દાવત વીરૂધ્ધ કે કોમ વીરૂધ્ધ એક શબ્દ પણ ઉચ્ચારવામાં નહિં આવે અને કોમની ઉન્નતિને લગતા સવાલોજ ચર્ચવામાં આવશે. પાકે પાયે અમારા સાંભળવામાં આવ્યું છે કે કોન્ફરંન્સના પ્રમુખ સાહેબ શેઠ જંગબારવાળાએ આગળ વધીને એટલે સુધી સંપુર્ણ સોએસો ટકા ખાત્રી આપવાની હિંમત દર્શાવી હતી કે જો આ કોન્ફરંસમાં કોઇ પણ ઇસમ નામદાર સઇદનાની વીરૂધ્ધ વાત કરશે તો, હું 'વોકઆઉટ' કરી કોન્ફરંસ છોડી જઇશ; પણ આ ભલા તથા ભોળા શેઠયા જમાત ખારીજ અંતિમવાદી સુધારકોના હાથમાં રમી ગયા. ખેર, પણ કોન્ફરંસને નામે બીછાવવામાં આવેલી જાળથી વોહરા કોમનો સમજુ તથા દુરઅંદેશ વર્ગ તો પ્રથમથીજ ચેતી ગયો હતો, કારણ કે 'સમસ્ત દાઉદી વોહરા કોન્ફરં'નું નામ રાખી તેના દરવાજા ફકત પોતાના જેવાજ ફાટેલ વીચારો ધરાવનારાઓ માટે સુધારકો તરફથી ખુલ્લાં રાખવામાં આવ્યાં હતા અને સમસ્ત કોમને આમંત્રણોમાંથી બાકાત રાખી તે સામે દરવાજા બંધ કરવામાં આવ્યા હતા. આવી જાતનો તમાશો જોઇ સુંદરબાઇ હોલ આગળ ખરા દાઉદી વોહરા ભાઇઓએ સેંકડો બલ્કે હજારોની સંખ્યામાં હાજર થઇને કોમની અખંડતાને ખોરવી નાંખવાના અને

ધાર્મિક બંધારણને તારાજ કરવાના પ્રયત્નો સામે અપુર્વ, શાંતિભર્યો, આફ્રીન લાયક, અસરકારક, વીરોધ કર્યો, કે જેથી બંધબારણે નાગપાડા ઉપરના એક ખાનગી મકાનમાં મુઠીભર માણસોએ ભેગા મળી કોન્ફરન્સ ભરી હતી; છતાં દાઉદી વોહરા જમાતનો તેમજ ના૦ વડા મુલ્લાંજી સાહેબનો વીશ્વાસ ભોગવતા અગ્રેસર ખાન-બહાદુર મહમદઅલી અલાબક્ષ તથા બીજા કોમ હિત-કારી શેઠયાઓએ જો કોમમાંથી કુસંપ તથા મતભેદ દુર થતો હોય, તો સમજુતી સમાધાનના સંદેશા કોન્ફરન્સ મળવા પહેલાં ચલાવ્યાં અને તે ઉપરથી શેઠ ઇસુફઅલી જંગબારવાળાએ બંને પક્ષોનો મંજુર કરેલો એક લેખીત સંદેશો તઇયાર કર્યો. તે ઉપર માત્ર પ્રમુખસાહેબ ઇસુફઅલી શેઠ લેખીત અભિપ્રાય આપી કોન્ફરન્સ ચાર દહાડા મુલતવી રાખવાની ભલામણ મોકલી આપે. અને જે લોકો ભેગા થયા હોય, તેઓએ તે કબુલ રાખી ચાર દહાડા કોન્ફરન્સ મોકુફ રાખવી. આ ગોઠવણની વિરૂધ્ધ જઇ વર્ષોથી નાત બહાર થયેલા સુધારક મી૦ હાતીમ અલવાને એકટીંગ પ્રમુખ નીમીને કોન્ફરન્સ મુલતવી રાખવાનો ઠરાવ પસાર કરતી વેળાએ મી૦ અલવી તથા અન્ય વકતાઓએ ઠરાવના ટેકામાં એવાં બેલગામ તથા ઉશ્કેરણીભર્યાં ભાષણો કર્યાં, એટલુંજ નહિ પણ દાવતે હાદીયાની ગાદી સામે એવા નિર્લજ પ્રહારો કર્યાં કે કોન્ફરંસના એ ઠરાવનો કશો અર્થ ન રહયો અને સમ-જુતી સમાધાનના સંદેશા તુટી પડયા. તે માટે દોષનો બધો ટોપલો પડદાબીબી કોન્ફરન્સના કાર્યકર્તાઓને માથેજ રહે છે. સુલેહ-સમજુતીનો જમાતના અગ્રેસરોએ લંબાવેલો હાથ

કહેવાતા સુધારકોએજ પોતે તરછોડી કહાડયો છે. સુધારકોએ જાહેર પ્રજામતને ભમાવવા માટે એવો બાહુ ઉભો કર્યો છે કે વોહરા કોમ બીજી પછાત કોમો કરતાં પણ કેળવણીમાં બહુજ પાછળ છે. પણ તેમની આ વાત તદન ગલત છે. ભરોસેદાર સાધનો ઉપરથી જણાય છે કે મુંબઇ ઇલાકા તથા મધ્ય પ્રાંતમાં દાઉદી વોહરા કોમમાં કેળવણીનું પ્રમાણ ૯૦ ટકા, કાઠીયાવાડમાં ૬૦ ટકા અને માળવા તથા બીજા ભાગોમાં ૫૦ ટકા જેટલું છે. પાંચ લાખ રૂપિયાનું કેળવણી ફંડ સુધારકો ઉભું કરવા માગે છે અને એ ફંડમાં હજુ એક લાખ નેવું હજાર કાગળ ઉપર ભરાયલા જાહેર થાય છે, પણ પાંચ લાખની રકમ શું પુરતી છે કે? અત્યારે કેળવણી પાછળ દાઉદી વોહરા કોમ અને નામદાર મુલ્લાંજી સાહેબ તરફથી દર વર્ષે ખર્ચવામાં આવતી રકમોનો સરવાળો પાંચ લાખ જેટલો થવા જાય છે. જેઓએ કોન્ફરંસ બોલાવવાની આમંત્રણપત્રીકા પર પોતાની સહીઓ કરી છે, તેઓમાંના કોઇએ અત્યાર પહેલાં સઇફી હાઇસ્કુલ કે કોમની કેળવણીને લગતાં બીજા ખાતાંઓમાં એક પણ પૈસો પોતાના ગજવામાંથી કહાડીને આપ્યો નથી અને હવે કોમના દાતારો તરીકે બહાર પડવાનો દેખાવ કરે છે કે જે માટે, અમે તો તેમને મુબારકબાદી આપીએ છીએ; પણ વોહરા કોમે કેળવણીની પ્રગતિ માટે આજ સુધી જેવી કોશીશો કરી છે, તેવી સંગીન કોશીશો બીજી પછાત કોમોમાંથી કોઇએ કરી નથી, તે જાણીને અમોને સંતોષ ઉપજે છે. અમારો અભિપ્રાય એવો છે કે કોમની

મોટી વગોવણી સુધારકોને મોઢે નજ થવી જોઇએ અને તેમ કરવાથી તો તેઓ જાહેરમાં વોહરા કોમની નહિ પણ પોતાની હાંસીજ કરાવે છે. આજે વહોરા કોમ વેપાર ઉદયોગમાં આટલી બધી આગળ વધેલી આબાદ અને સુખી કાં છે? એ તો કુળવણીનો પ્રતાપ હોવો જોઇએ. બાકી બી. એ., કે એમ. એ, થયા અને યુનીવરસીટીની મોટી મોટી ડીગ્રીઓ મેળવી, પણ આજે એ ડીગ્રીઓની કીંમત કેટલી અંકાય છે અને ઉંચી કેળવણી પામેલા ભણેલા બેકાર ભીક્ષુકોની સ્થિતી કેવી થઇ પડી છે, તે વીષે હજુ હમણાજ જનાબ મહમદઅલી ઝીણાએ અંજુમને ઇસ્લામના હોલમાં ગયા શુક્રેવારે આપેલું ભાષણ વાંચી મનન કરવનો અમે કહેવાતા વોહરા સુધારકોને આગ્રહ કરીએ છીએ.

ખરી રીતે સુધારકો અને દાઉદી વોહરા કોમ વચ્ચેનો બધો ઝઘડો ધર્મ ને લગતો છે. આ ઝઘડો પરકોમોના ગમે-તેવા વીદવાન, ફતેહમંદ ન્યાયધીશ કે ધારાશાસ્ત્રી, કાબેલ, હોશીલ કે ધર્મનિષ્ઠ અથવા તો ગમે તેવા નામાંકીત નરોના હાથમા લવાદ તરીકે મુકવાની કરવામાં આવતી સુચના બીલકુલ વહેવારૂ કે વાસ્તવીક નથી. સુલેહ અને સમાધાન-નું સુકાન પરકોમ તથ પરધર્મના ગૃહસ્થોના હાતમાં સોંપ-વાથી તેઓ બીચારા શું કરે? દાઉદી વોહરા કે તેમના ધર્મ વીષે તેઓ શું જાણે? ધર્મના વાંધા સંબંધમાં લવાદી-ની વાત કરવી જેટલી વીચિત્ર તથા વાહીયાત લગે છે, તે-ટલીજ મુર્ખાઇભરી જણાય છે. પોતાના ધર્મમાંથી વટલી ગયેલા હિંદુઓને પ્રાયશ્ચીત આપી હિંદુ કોમના ધર્મ-ગુરૂઓ કે શાસ્ત્રવેત્તા બ્રાહ્મણો પાવન કરે છે. મુસ્લીમ થયેલા

હિંદુ એજ રીતે શુધ્ધ થઇ શકે છે. હિંદુ કોમમાં શુધ્ધી અને મુસ્લીમ કોમમાં તબલીગની ક્રીયાઓ જાણીતી છે. ખ્રિસ્તી અને બીજા ધર્મોમાં પણ તેમજ ચાલે છે. જે દાઉદી વોહરાઓ જમાત ખારીજ યાને નાતબહાર થયેલા છે. તેઓને લગતો સવાલજ કોમના બધા ઝઘડા, કુસંપ અને મતભેદનું મુળ છે. પોતાની કોમ તથા ધર્મમાંથી નીકળી ગયેલો દાઉદી વોહરો, પોતાના વડા ધર્મગુરૂ નામદાર વડા મુલ્લાંજી સાહેબ પાસે પ્રાયશ્ચીત લઇ યાને માફી મેળવી શુધ્ધ થઇ શકે છે અને જમાતમાં પાછો દાખલ પણ થઇ શકે છે. ધર્મના ઝઘડાનું નિવારણ નામદાર વડા મુલ્લાંજી સાહેબજ કરી શકે અને તે માટે પરકોમના લવાદની કશી જરૂર છેજ નહિ. વડા મુલ્લાંજી સાહેબે જમાત ખારીજ થયેલાઓ માટે ધર્મ તથા કોમના દ્વાર સદા ખુલ્લાંજ રાખ્યાં છે; આમાં કાંઇ મિલ્કત કે બીજી ચિજનો ઝઘડો છેજ નહિ કે જેને લવાદી ઉપર લઇ જવાની સુફીયાણી સલાહ આપવામાં આવે છે!!

સમસ્ત દાઉદી વોહરા કોમની જંગી જાહેર સભાના પ્રમુખપદેથી ખાનબહાદુર મુલ્લાં મહમદઅલી અલ્લાબક્ષે બહુંજ વીવેકપુર્વક ભાષામાં કોમને ખરી દોરવણી આપી છે કે જે ખચ્ચીત વખાણને પાત્ર છે. જેઓ એમ માનતા હોય કે વીરોધી પક્ષના કાર્યોને વખોડવા માટે મળેલી સભામાં તેના પ્રમુખ એ પક્ષની પ્રશંસા કરે, અને પોતાના પક્ષને સામા પક્ષની વીરૂધ્ધતા કરવાને ના પાડે એવી આશા જેઓ રાખતા હોય તેઓ તો અમારા મત પ્રમાણે મુર્ખાઓની દુનિયામાં વસનારાઓજ હોવા જોઇએ. કોમ તથા પરકો-

મમાં પણ ખાનબહાદુર મહમદઅલી અલાબક્ષે આપેલી દોર-વણી માટે તારીફ થતી અમો સાંભળીએ છીએ.

છેવટે અમો એટલુંજ કહીશું અને દુવા પણ ગુજારીશું કે જેઓ પોતાની નાની, કીર્તિવંત તથા વેપારી કોમની અખંડતાનો અને પોતાના શ્રેષ્ઠ ધર્મનો પાયો ખોદવા જેવાં ધીંગાણા મચાવી રહ્યા છે, તેમને ખુદા ક્ષમા કરે અને નેક બુધ્ધી બક્ષે !



(૧૩)

## ના૦ મુલ્લાંજી સાહેબે ફરમાવેલી યાદગાર વાયેઝ.

('સાંજવર્તમાન'. તા. ૩૧-૧-૪૪.)

## દાઉદી વોહરા કોમના વીરોધીઓ પોતાની ચળવળથી દીનને નાબુદ કરવા માગે છે.

### ૧૯૧૭ નો ફીતનો ભડકી ઉઠે એવો ભાસ કરાવતી થેલી કહેવાતી સુધારક કોન્ફરંસ.

"કોમમાં દાખલ થવું હોય તો દરવાજાથી દાખલ થાઓ."-

"દાવતનું રાજ એકહથ્થુ સત્તાથી નહી પણ એકદીલીથીજ ચાલે છે."

**હોસ્પીટલ ફંડમાં તુર્તમાંજ ભરાયલી પાંચ લાખથી વધુ રૂપીઆની રકમ-છોકરીઓ માટેની સ્કુલ, સ્કોલરશીપો અને વેપાર ઉદ્યોગની ખીલવણી માટેનાં જુદાં જુદાં ફંડો તથા ધરખમ યોજનાઓ.**

---

મુંબઇ, તા. ૩૧ મી-"ઇલ્મની બાબતમાં અમોએ કદી કોઇને રોકયાં નથી. અમો એટલુંજ કહીએ છીએ કે, તમો દીનની સાથે દુનીયા પણ હાંસલ કરો, પણ તે હાંસલ કરીને દુનીયાના તાબેદાર બનશો નહી. કોમના વીરોધીઓ દુનીયાને આગળ કરી પોતાની ચળવળથી દીનને નાબુદ કરવા માગે છે. ઇસ્લામનું ધ્યેય દુન્યવી કેળવણી લઇ આખેરતને પણ આબાદ કરવાનું છે અને તે પ્રમાણે દઅવત અને દોઆત આજ સુધી વર્તતા રહેલા છે અને તા-કયામત વર્તતા રહેશે.

કોન્ફરન્સ બોલાવનારાઓમાંના એકને મેં કહયું કે, યાદ રાખજો હું એજ સૈયદના તાહેર સઇફુદ્દાન છું જે ૧૯૧૭ માં હતો, તે વખતે જેવી રીતે દઅવતની હીમાયતમાં જુવાન હતો, તેટલોજ આજે પણ છું.

હવે દુશ્મનોને દુશ્મની પર મુકી દો. મોહર્રમમાં જે હીદાયત મેં કરી તેને અનુસરીને જે યોજના કરવામાં આવી છે તે સાંભળો અને તેનો અમલ કરીને દીન સાથે દુનિ-યાને આબાદ બનાવો."

આ પ્રમાણે દાઉદી વોહરા કોમના આકા હુઝુરે આલી નામદાર સરદાર સઇયદના તાહેર સઇફુદીન સાહેબે અત્રેની

આલીશાન સયફી મસ્જીદમાં ગઇ કાલે સવારે પોતાના હઝારો મુરીદ વોહરા ભાઇઓ અને બહેનોની જંગી મજલીસમાં યાદગાર વાયઝ ફરમાવતાં જણાવ્યું હતું. એ પછી દાઉદી વોહરા કોમની બહેતરી માટેની પાંચ પ્રકારની યોજનાઓ રજુ કરવામાં આવી હતી, જેમાં વોહરા છોકરીઓ માટેની હાઇસ્કુલ, સ્કોલર શીપો, હુન્નર ઉદ્યોગ અને હોસ્પીટલનો સમાવેશ થાય છે. હોસ્પીટલની યોજના અંગે મજલીસમાંજ રૂા. ૫૦૪૧૦૭ ભરાઇ ગયા હતા અને બીજા ફંડોમાં પણ સારા જેવી રકમો ભરાવા પામી હતી.

નામદાર વડા મુલ્લાંજી સાહેબની શાનદાર વાયઝ અહીં પ્રગટ કરવામાં આવે છે.

રવીવાર તા૦ ૩૦ મી જાન્યુઆરી ૧૯૪૪ ના દીવસે સવારના સ્ટા. ટાઇમ ૧૦ વાગે મુંબઇમાં ભીંડીબજાર પરની ગુરરતુલ મસાજીદમાં દાઉદી વોહરા કોમના સરતાજ અને દાઇ–ઉલ–મુતલક સરદાર સય્યદના તાહેરસૈફુદ્દીન સાહેબ (ત–ઉ) એ પોતાના અનુયાયીઓની અરજ ઉપરથી એક શાનદાર વાએઝ બયાન ફરમાવી હતી, તેમાં અનેક જાતના કુરાને કરીમ તથા હદીસે નબવીના ઇલમો વર્ણવીને તેઓ નામદારે ખાસ કરીને કુરાને મજીદની આયત શરીફા "મીનલ મુમીનીના રીજાલુન, સદકુ મા યાહદુ." નો અર્થ સમજાવતાં ઉમેર્યું કે "સય્યદના અબ્દેઅલી સઇફુદ્દીન સાહેબે (ક. રૂ.) પોતાની એક રીસાલતમાં લખ્યું છે કે મજકુર આયતમાં અમારો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, એટલે કે દોઆતોએ ઇમામ (અ. સ.) ને જે વચન આપ્યું છે કે દાવત અને દીનને સંભાળીશું અને તેમ કરતાં જરૂર પડશે તો હમારા

જાન પણ કુરબાન કરી દઇશું.

આજે આઠસો વર્ષ થયા દાઆતોએ આપેલું વચન પુરેપુરૂં નીભાવ્યું છે દીન અને દાવતના બંધારણમાં કોઇ જાતનો ફેરફાર કર્યો નથી. આજે સર્વત્ર ઇસ્લામના દરેક ફીરકાના આગેવાનો કબુલ કરે છે કે દાઉદી વોહરા કોમમાં ઇસ્લામી કલ્ચર, દીન અને દાવતનું ટ્રેડીશન, મઝહબની તહઝીબ, ઉંચ શીક્ષણ વીગેરે મોજુદ છે. મજકુર તહઝીબ અને ઇસ્લામીક કલ્ચર તથા ઇસ્લામી શીક્ષણ, કોમના હાદીઓની અથાગ કોશીશનું પરીણામ છે. મજકુર ઇસ્લામી તહઝીબ, કલ્ચર, તથા શીક્ષણ બાકી રાખવા માટે મૌલાના કુતબુદ્દીન જેવા દાઇએ માથું કપાવ્યું છે.

કુતબુદ્દીન સાહેબની તવારીખ જોતાં જણાય છે કે પહેલા આપના મદારને તકલીફ પહોંચાડવામાં દાવતની અંદરના વીરોધીઓનોજ હાથ હતો. દરેક ઝમાનામાં એ વાતનું પુનરાવર્તન થયા કરે છે. દાવતની આબાદી જોઇને દાવતના વીરોધીઓ હસદની આગમાં બળી જાય છે. એ આગને ઠંડી કરવા તેઓ નીત્ય નવી ફીતનતો ઉભી કર્યા કરે છે. તેઓનો હેતુ દરેક વખતે એજ હોય છે કે મુમીનીનએ જે વચન આપ્યું છે તે તેઓ પુરૂં કરી શકે નહીં. પણ તેઓ ભુલી જાય છે કે હકના દાઇઓ અને તેના તાબેદારો ગમે તેવી મુસીબતમાં પણ પોતાના વચનને જાળવશે. આજકાલ કોમના કેટલાક વીરોધીઓ કહે છે કે વહોરા કોમને તાલીમ આપવામાં આવતી નથી. આ એક એવો આરોપ છે કે જેનો કયામતના દીવસે

તેઓને જવાબ દેવો પડશે. સાચી હકીકત તો એ છે કે પયગંબરો, ઇમામો અને દાઇઓને પાક પરવરદીગારે ઇલમ પઢાવવા માટેજ પૈદા કર્યા છે. તેઓનું કામ દુનીયામાં ફકત ઇલમનો પ્રચાર કરવાનો છે. કુરાને મજીદમાં કહયું છે કે કુરાનમાં દુનીયાના તમામ ઇલમોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

વીરોધીઓના સંમેલનમાં જે લોકોએ ભાગ લીધો હતો તેઓમાનાં ઘણાખરાને કુરાનની એક નાનકડી સુરત પણ આવડતી ન હતી. એવા માણસોથી ઇસ્લામના જરૂરી ફરમાનો જેવા કે નમાઝ રોઝાની પણ આશા રાખી ન શકાય છતાં, એવાલોકો દાવો કરે છે કે અમે વહોરા કોમને કેળવણી અને દોરવણી અપીશું.

તાલીમની બાબતમાં દાઇઓએ અથવા હમોએ કદી કોઇને રોકયા નથી. પણ એટલું તો જરૂર કહીએ છીએ કે દુનીયાની સાથે દીનનું ઇલમ જરૂર હાંસીલ કરો. ઇલમ હાંસીલ કરીને દુનીયા ને તાબેદાર થશો નહી, બલકે તમારા ઇલમથી તમે દુનીયાને તમારા તાબેદાર બનાવો. આજે પણ દાવતના ધણી એજ નીતી મુજબ કોમમાં ઇલમનો ફેલાવો કરે છે.

વહોરા કોમ એવા ઇલમના આધારેજ વેપાર રોજગારમાં આબરૂથી આગળ અને આગળ વધી રહી છે.

કેટલાકો કહે છે કે, દીન અને દુનીયા બે જુદી ચીજ છે. અમે તેઓને પછીશું કે જીસમમાંથી જાન જુદો કર્યા પછી એ જીસમથી કંઇ ફાયદો લઇ શકાય કે? કદીયે નહીં. તેવીજ રીતે દુનીયામાં દીન ન હોય તો તે દુનીયા,

ફાયદા વગરની બેકાર છે. આજે દુનીયાભરના તમામ પોલીટીકલ આન્દોલનો તપાસી જુઓ તો, તેમાં તમોને દીવા જેવું ખુલ્લું જણાઇ આવશે કે દરેકે દરેક રાજદવારી પક્ષ પોતાની ચળચળની આડમાં પોતાના મઝહબોનાજ સીધ્ધાંતો મજબુત કરવા મથે છે. જ્યારે દાવતના વીરોધીઓ દુનીયાને આગળ કરી પોતાની ચળવળથી દીનને નાબુદ કરવા માંગે છે.

અય બીરાદરો, ઇસ્લામ એક એવું બંધારણ છે કે જેને વળગી રહેવાથી દીન અને દુનીયાના તમામ ફાયદાઓ હાંસીલ થાય છે. ઇસ્લામીક બંધારણની ખુબીના વખાણ અમો તો શું પણ ગેર ઇસ્લામીઓ પણ કરે છે. પચ્ચીસ વરસ અગાઉ અમારૂં ભાવનગર જવું થયું હતું. ત્યાના દીવાન સર પ્રભાશંકર પટણી મળવા આવ્યા હતા. વાદ-વીવાદ દરમીયાન તેઓએ મને અરજ કરી કે આપની કોમમાં ચાલુ જમાનાને અનુસરીને કેળવણી આપવી જોઇએ. તેઓને જવાબમાં મેં કહ્યું કે તમારી વાત સાચી છે, પણ ઇસ્લામનો સીધ્ધાંત છે કે મઝહબને સમય સાથે ફેરવશો નહીં પણ સમયને મઝહબ સાથે ફેરવો. મુલાકાતના ઓરડામાંથી દીવાન સાહેબ બહાર ગયા ત્યારે કહેવા લાગ્યા કે, "હું અહીં બોધ દેવાના વીચારે આવ્યો હતો તેના બદલે બોધ લઇને જાઉં છું." ઇસ્લામનો હેતુ દુનીયાની કેળવણી લઇને આખેરતને પણ આબાદ કરવાનો છે અને તેજ પ્રમાણે દાવત અને તેના દાઆતો આજ સુધી વર્તતા રહેલા છે અને કયામતના દીવસ સુધી વર્તતા રહેશે.

થોડા વરસો અગાઉ એક મશહુર ઇસ્લામી આગેવાન

સાથે તાલીમનો વીષય ચર્ચવાનો મને મોકો સાંપડયો હતો, ત્યારે મેં તેઓનું ધ્યાન ખેંચ્યું હતું કે, ઇસ્લામના સીધ્ધાંત મુજબ જો આજની આધુનીક કેળવણીની સાથે સાથે મઝહબની કેળવણી પુરતી રીતે આપવામાં આવે તો ઇસ્લામનો ધર્મ દુનીયામાં અજોડ થઇને ઉભો રહે. તે ઉપરથી તેઓએ એવો મત જાહેર કર્યો કે 'ખરેખર આપ નામદારના વીચારો પ્રમાણે મુસલમાનો અમલ કરે તો ઇસ્લામનો ઝંડો આસમાનની ઉંચાઇએ રોપાઇ શકાય."

ત્યારે મેં કહ્યું કે તમારે તેવી કોશીષ કરવી જોઇએ. તેણે જવાબમાં કહ્યું કે "ઇસ્લામની હાલત સીપાહ સાલાર વગરના લશ્કર જેવી છે. જ્યારે આપ નામદારની કોમમાં જે બેહબુદગી, ઇસ્લામની ખુબીઓ નજરે આવે છે તે કેવળ આપ નામદારની રાહબરીના આધારે છે."

અય અઝીઝો, ગયા મહોરમના દસ દીવસની વાએઝો દરમીઆન અનેક પ્રકારના ઇલમથી તમોએ ફાયદાઓ હાંસીલ કીધા છે. દીનની બહેતરી જાળવવા સાથે દુનીયાને પણ આબાદ બનાવવાની કુનેહ અને કુશળતા તમોને અનેક રીતે દાખલા દલીલો સાથે સમજાવવામાં આવી છે. જે કાર્યો કોમના ભલા માટે કરવાના છે તે કરવા કાજે તમારામાં ઉત્સાહ પ્રેરવામાં આવ્યો છે. ખાસ કરીને આજના આલમગીર જંગના સંજોગો જોતાં જે વખત આવી રહયો છે તેમાં વેપાર કરતાં હુન્નર-ઉદયોગમાં વધુ સાહસીક થવાની અતીશય જરૂર જણાય છે. અમારો ઇરાદો એ હતો કે મજકુર યોજના પહેલી જોગવાઇએ જાહેર કરવી, પણ એકાએક કોમમાં દાવતના વીરોધીઓએ એક ન

ઇચ્છવાજોગ ફીતનત ઉભી કીધી. મહોરમની પંદરમી તારીખે મજકુર ફીતના વીશે મને ખબર પડી. મામલો શું છે તેની તપાસ દરમીયાન હલકા શબ્દોથી સંબોધે તો શું મોમીનીનના દીલ ન દુઃખે? તેઓને ટેંક ન આવી જાય? જુદી જુદી તરફીઓથી સુતેલી ફીટનટ ન જગાડવાનું તેઓને કહેવામાં આવ્યું તો તેઓમાંના એકે જવાબ દીધો કે અમો એકસો પાંચ ટકા ખાત્રી આપીએ છીએ કે અમારા સંમેલનમાં એવી કાંઇ વાંધાભરેલી બીના નથી. મેં કહ્યું કે જો તમારા આ વાત ખરી હોય તો તમે કોઇ નીવેદન કરીને અથવા કોઇ બીજી રીતે કોમને ખરી બીનાથી વાકેફ કરો. તેઓ તેમ કરી શકયા નહીં.

ખરૂં એ છે કે જેવો પાયો હોય તેવીજ ઇમારત બને. સાદી સમજનો આદમી પણ આ વાત સમજી શકે છે. તેઓની રચના એવી હતી કે કોમના દુશ્મનોને ઘરની ભીંત ઓળંગાવીને ઘરમાં દાખલ કરાવી દેવા. આ તરફીઓ કેવી કહેવાય ? ભીંત પરથી ભુસ્કો મારીને ઘરમાં દાખલ થનાર ગ્રહસ્થ કહેવાય કે ? કુરાન ફરમાવે છે કે, ઘરમાં દરવાજાથી દાખલ થાઓ. દાવતના દરવાજા આજે પણ તમારા માટે ખુલ્લા છે. તમે દરવાજામાંથી રીતસર આવો

સંમેલન કેવું થયું તે તમો જાણો. છો. ત્યાં ગાલગલોચ કરવામાં આવી. તે ઉપર અમોએ ધીરજ અને સબરથી કામ લીધું. ત્યાં બોલનાર બોલી ગયો કે આજ સુધી કોમમાં એક હથ્થુ કારભાર હતો. તે હવે બંધ થાય છે, અને આજથી નવું રાજ શરૂ થશે. બીરાદરો! આપણી કોમમાં એકહથ્થુ રાજ નથી પણ એક દીલીનું રાજ છે.

દાવત એક શરીરરૂપી બંધારણ છે, જેમાં સર્વે મોમીનીન જુદા જુદા અવયવો તરીકે કામ કરે છે. મારૂં કામ હૃદયની જગાએ છે. મારા શીયા મારાથી છે અને મારા જેવાજ છે. ખુદાતાલાએ શયતાનને જણાવ્યું છે કે મારા બંદાઓ ઉપર તારો દાવ ચાલી નહીં શકે.

અય અઝીઝો! તમારી જાંફેસાની અને કોશીશો વખાણને પાત્ર છે. હાલના મામલામાં તમોએ ખુબ ફીદાગીરી બતાવી દીધી. શરૂઆતથીજ તમો વીરોધીઓના દાવપેચથી જાણકાર થઇને ચોકી ગયાં. ઇમાનનો જોશ દેખાડીને તા. ૨૨ મીએ સુંદરાબાઇ હોલ આગળ દુશ્મનોના મુકાબલા માટે શાંતી સાથે જઇને ઉભા રહયા. તમારી સુલેહશાંતી, તમારી સહનશીલતા વીષે અખબારોએ તારીફ પોકારી, દુશ્મનોમાં નાશભાગ થઇ, બંધ બારણે કોન્ફરન્સ થઇ, દુશ્મનોના દરવાજા બંધ છે જયારે અમારા દરવાજા સદાને માટે ખુલ્લા છે. તમોએ ચાલુ મહીનાની તા. ૧ લીએ કોમી લાગણી, દીની જોશ અને દાવતની ફીદાગીરી તથા દુશ્મનોને વખોડવા કાજે આપણા મહોલ્લાઓમાં ગંજાવર સભા બોલાવી, દાવતના નીશાનને ઉંચો કરી બતાવ્યો એજ દરેક બનાવો આપણી કોમમાં હંમેશના માટે અમર રહેશે.

આપણાં દરેક કામો આપણે ઉઘાડે બારણે કરીએ છીએ. આપણે કોઇથી ડરતા નથી. દુશ્મનોને દુશ્મની પર છોડી દયો. આપણને જે કરવાનું છે તે કરો. મહોરમમાં જે હીદાયત તમોને દીધી છે તેને અનુસરીને જે યોજના કરવામાં આવી છે તે સાંભળો અને તેનો અમલ કરીને દીન સાથે દુનીઆને આબાદ કરો.

વાએઝના છેવટમાં નામદાર સઇયદનાએ કોમના હકમાં લાગણી ભરી દુઆ ગુજારી હતી. તે પછી નામદાર વડા મુલ્લાંજી સાહેબના પ્રાઇવેટ સેક્રેટરી શેખ ઇબ્રાહીમ યમાનીએ જાહેર કર્યું હતું કે, નામદાર હુઝુર આલીએ (ત. ઉ.) કોલમ્બોમાં તથા ગયા મહોરમમાં જે ખ્વાહીશો દેખાડી હતી તેને અમલમાં મુકવા માટે નીચે મુજબ પાંચ જાતની યોજના તઇયાર કરેલી છે તે તમો સમક્ષ રજુ કરવામાં આવે છે.

## છોકરીઓ માટે સ્કુલ.

(૧) ગર્લ્ઝ હાઇસ્કુલ માટે જે કમીટી નીમવામાં આવી છે તેઓને ચાલુ વરસના જુન માસ સુધીમાં મજકુર સ્કુલ ચાલુ કરવાનું ફરમાન કરવામાં આવે છે. અગાઉ મજકુર સ્કુલ માટે તેયબી મંઝીલનાં બે માળા ઉપયોગમાં લેવાનું જાહેર થયેલું છે પણ લડાઇના સંજોગોને લીધે મકાનોની હાડમારી હોવાથી એ માળાઓ ખાલી કરાવી શકાયા નથી, માટે હાલ તુરત ખોખા બઝાર મહંમદી બાગમાં એ સ્કુલ ચાલુ કરવાનું જાહેર કરવામાં આવે છે.

હાલની કમીટી એક વરસમાં ગર્લ્ઝ સ્કુલના કામને પુરૂં કરશે એવી આશા સાથે નામદાર સૈયદના મજકુર ફંડમાં દશ ટકાનો ઉમેરો પોતાના તરફથી કરી આપશે.

## હોસ્પીટલ વીષે.

૨. વોહરા કોમની ખાસ હોસ્પીટલ બનાવવા માટે લગભગ દશ લાખની જરૂરત છે. તેની સગવડ અને વ્યવસ્થા માટે નીચે પ્રમાણેના ખઇરખ્વાહોની કોમના લગભગ

ત્રાસ આસામીઓની કમીટી ઉભી કરવાની જોગવાઇ કરવામાં આવશે.

૧. ખા. બ. મુલ્લાં મોહમદઅલી અલાબક્ષ.

૨. મુલ્લા મહમદભાઇ મુ. અબ્દુલાભાઇ મુનીમ.

૩. અબ્દુલહુસેન મુ. ગુલામઅલી તાંબાવાલા જે. પી.

૪. મહમદભાઇ યુસુફઅલી ગોવાવાલા.

૫. મહમદભાઇ ઇબ્રાહીમજી આરસીવાલા.

વીગેરે બીજાઓના નામ હવે પછી જાહેર કરવામાં આવશે.

મજકુર હોસ્પીટલ ફંડમાં જેટલા નાણા ભરાશે તેના પાંચ ટકા જેટલા નામદાર સરકારે આલી તરફથી ભરવામાં આવશે. અને તે રકમ ઓપરેશન રૂમની સગવડ માટે ખર્ચવામાં આવશે.

## તાહેરી સ્કોલરશીપ ફંડ.

(૩) તાહેરી સ્કોલરશીપ ફંડમાં નામદાર હુઝુરેઆલી ચાલુ વરસ માટે રૂ. ૫૦૦૦ અને દર વરસ માટે રૂ. ૨૫૦૦ આપવાનો ઇરાદો જાહેર કરે છે.

(૪) "હોમ ઇન્ડસ્ટ્રીઝ"

(૫) વેપાર અને હુન્નર ઉદયોગ ડીપાર્ટમેંટ.

ઉપલી ઓફીસ બદરી મહાલમાં રાખવામાં આવશે અને તેને લગતી વીગતો હવે પછી જાહેર કરવામાં આવશે.

આ યોજનાઓ માટેના જુદા જુદા ફંડોની સ્થાપના આજ રોજ કરવામાં આવી હતી.

## હોસ્પીટલ માટે રૂ. ૫ લાખ.

હોસ્પીટલ માટેના ફંડમાં તુરતાતુરત રૂ. ૫૦૪૧૦૭

ભરાઇ ગયા છે. આ ફંડ બંધ છે.

## સ્કોલરશીપ ફંડ.

તાહેરી સ્કોલરશીપ ફંડમાં હમણાં સુધીમાં રૂ. ૪૧૧૨૭ ભરાયા છે. ફંડ ખુલ્લું છે.

આજ ફંડ માટે દર વર્ષે રૂ. ૧૬૩૮૦ આપવા કબુલાત આપવામાં આવી છે. ફંડ ચાલુ છે.

## હોસ્પીટલ ફંડ.

રૂ. ૧૦૫૧૦૦ સમસુદીન મેહમુદજીની ફેમીલી તરફથી.

રૂ. ૫૨૦૦૦. અબ્દુલકાદર હસનઅલી કાચવાલા N. K. D.

રૂ. ૫૨૦૦૦. સાલેહભાઇ સુલેમાનજી બાબ્બોટ (બંગાલી).

રૂ. ૨૫૦૦૦) ઇસુફઅલી મુ. નુરભાઇ ચીનીકામવાલા M. K. D.

રૂ. ૨૫૦૦૦ મુ. મુસાજી વલીભાઇ બાલદીવાલા N. K. D. હા. સાલેભાઈ મુસાજી.

રૂ. ૧૧૫૫૨ હુસેનીભાઇ ગુલામહુસેન.

રૂ. ૧૧૫૫૨ અલીહુસેન આદમજી નાતાલવાલા.

રૂ. ૧૧૧૧૧ દાઉદભાઇ ઇબ્રાહીમજી રૂપાવાલા.

રૂ. ૧૦૦૦૧ મુ. હુસેનીભાઇ હેબતુલ્લાભાઇ નુરૂદદીન ઝુમખાવાલા. N. K. D.

રૂ. ૧૦૦૦૧ મરહુમ શેખ સરફઅલી શેખ કરીમભાઇ ગોધરાવાલા હા. મુ. ઇસમાઇલજી એમ. સરફઅલી M. K. D.

રૂ. ૧૦૦૦૧ મુ. મોહમદભાઇ દસુફઅલી ગોવાવાલા M. K D. ની ફેમેલી તરફથી.

રૂ. ૧૦૦૦૧ નઝરઅલી આદમજી સીધપુરવાલા.

રૂ. ૧૦૦૦૧ અબ્દુલહુસેન રસુલજી કાગળવાલા.

રૂ. ૧૦૦૦૧ હસનઅલી ઇબ્રાહીમજી ઘડીયાલી.

રૂ. અબ્દુલ્લાભાઇ ફીદાઅલી કાગલવાલા N. D. I.

રૂ. ૧૦૦૦૧ અકબ્બરઅલી અબ્દુલ્લહુસેન ધાનેરાવાલા.

રૂ. ૧૦૦૦૦ અલીભાઇ અમરભાઇ નળવાલા (હા. ગુલામ અબ્બાસભાઇ.)

રૂ. ૧૦૦૦૦ શેખ ઇબ્રાહીમ અબ્દુલ કાદર N. D. H.

રૂ. ૫૫૫૨ મુ. કલીમુદ્દીન ઇસુફઅલી રંગવાલા.

રૂ. ૫૧૦૦. હસનઅલી રાજભાઇ રાજકોટવાલા.

રૂ. ૫૧૦૦. હસનઅલી ફતેહઅલી પેઢીવાલા.

રૂ. ૫૧૦૦. મોહમદઅલી ગુલામહુસેન ઇમાની.

રૂ. ૫૧૦૦ શમશેર પ્રીન્ટીંગ પ્રેસ.

રૂ. ૩૧૦૧. તઇયબજી નથુભાઇ ગોદીવાલા (હા. એમના દીકરા હસનઅલી.)

રૂ. ૨૭૦૦. જાફરભાઇ ગુલામહુસેન મદ્રાસવાલા N. K. D. પોતાના માતાજીના સવાબ માટે.

રૂ. ૨૭૦૦. મોહમદઅલી તઇયબઅલી રંગવાલા.

રૂ. ૨૫૧૧. ફીદવી પ્રીન્ટીગ પ્રેસ.

રૂ. ૨૫૦૧. મુ. ઇબરાહીમ રાજભાઇ માલા.

રૂ. ૨૧૦૦. ઇસુફઅલી મુ. અલીભાઇ દારૂખાનાવાલા.

રૂ. ૨૧૦૦. અબ્દુલકાદર અબ્દુલઅલી ઉનવાલા.

રૂ. ૨૧૦૦. ઇસુફઅલી હકીમજી જસદણવાલા.

રૂ. ૨૧૦૦. ગુલામહુસેન જીવાજી લોખંડવાળા અને તેમના મહોરદાર તરફથી.

રૂ. ૧૫૦૧. મુ. નઝરઅલી વલીભાઇ નેતરવાલા.
રૂ. ૧૫૦૦. કઇયુમઅલી ઈબ્રાહીમજી તીજોરીવાલા.
રૂ. ૧૦૦૧. અબ્દુલહુસેન મોહમદઅલી માસ્તર.
રૂ. ૧૦૦૧ એમ. ફઇઝુલ્લાભાઇ તાંબાવાલા.
રૂ. ૧૦૦૧ તૈયબજી અબ્દુલકઇયુમ N. D. I.
રૂ. ૧૦૦૧ સાદીકઅલી શમ્શુદદીન.
રૂ. ૧૦૦૧ મુ. ડોસાજી અબ્દુલહુસેન લાકડાવાલા.
રૂ. ૧૦૦૧ અબ્દુલહુસેન પીરભાઇ.
રૂ. ૧૦૦૧ અમતુલ્લાબુ હકીમજી હા. અબ્દુલકાદર કાચવાલા.
રૂ. ૧૦૦૧ હસનઅલી નજરઅલી ભાવનગરવાલા અને બીજી પરચુરણ રકમો મળી કુલ રૂ. ૫૦૪૧૦૭.



(૧૪)

("નસીમે–સહર"–રબીઉલ અવ્વલ હી. ૧૩૬૩.)

## વચનને વફાદાર રહો.

### હુઝુરેઆલી (ખ. સુ.) એ મુંબઇમાં તા. ૩૦–૧–૪૪ ના રોજે સયફી મસ્જિદમાં ફરમાવેલી વાઅઝ.

મુમીનીનની જમાઅત! અય અલ્લાહતઆલાના ઇબાદ!! અલ્લાહના રસુલ, સય્યેદુલ મુરસલીનની ઉમ્મત ખાસ્સાહ!

અય મોહંમદ અને અલીના શીઆ! હસન અને હુસૈનના ઇકરારના કરનારાઓ, શજરતુલ્લ કુદસથી વાબિસ્તા લોકો! હર ઝમાનમાં એક ઇમામ મોજુદ હોય છે. એક ઇમામના બાદ બીજા ઇમામ થતાંજ રહે છે. ૨૧ માં ઇમામની ગયબતના બાદ સતરમાં ઇમામો થતાં રહયાં. આજે ઝમીનની પીઠ પર ઇમામતની મોતીની માળાના વચલા મોતી મોજુદ છે. જે ખુદાના શેર છે. શેરે ખુદાના ફરઝંદ છે. તય્યેબુલ અસ્લ છે. એ તઇયબ ઇમામના દોઆત નજાતની સીડીઓ છે. આલે મોહંમદના અને ખલ્કના દરમિયાન વાસ્તા છે. એ સર્વ દોઆત, હુદાત, હિદાયતના આપનાર છે.

અય બિરાદરો! અય મારા દઅવતના ફરઝંદો! તમે સઘલા અમીરૂલ મુમીનીન અલી (અ. સ.) ના ગુલામો છો. અલીના શીઆ છો, "શીઅતોના મિન્ના" (અમારા શીઆ અમારા થકી છે.) નું ફરમાન તમારા વાસ્તે છે. તમને પોતાના ગણી લીધા છે. અજબ શાનના તમારા હુદાત છે. નબી સાહેબનું ફરમાન છે કે, હું ઝાડ છું, અલી તેના થડ છે, ફાતેમા તેના ડાળી છે, હસન હુસૈન તેના ફૂળ છે, મુમીનીન તેના પાતરાં છે. હજી આપ ફરમાવે છે કે, હસન હુસૈન જન્નતના જવાનોના સરદાર છે. જન્નતના જવાન કોણ કે દોઆત. તહકીક જન્નત તમારા વાસ્તે છે. દુન્યા અને આખેરતની હસનત તમારા વાસ્તે છે. અમારા અવલિયા, મોહંમદ અને તેની આલ છે. જે જેને મોહબ્બત કરે તેઓ તેના સાથેજ છે. તમો મોહંમદની આલને મોહબ્બતના કરનારા છો. મોહંમદનાજ સાથે છો. જેને એમ પસંદ હોય કે મોહંમદના સાથે

જન્નતમાં રહે તો અલીની વલાયત રાખે. અલીને અને અલીની આલના ઇમામોને બેઅત આપે. અમે વલાયતના કરનાર છે. હર ઝમાનામાં અલ્લાહના વલી મોજુદ છે. તેની પડદાની હાલતમાં દાઇ મોજુદ છે. ઇમામ અલીના ખલીફા છે તો દાઇ ઈમામના નાયબ મનાય છે.

ખુદાતઆલાનો અમે હમ્દ કરીએ છે, તેનો બારહા શુકર કરીએ છે કે તેણે કરમ કરીને ઇમાનની દોલત બક્ષી અને પોતાના વલીના તસલસુલને ઓળખનાર કીધા.

મોહંમદનો ઈકરાર કરીએ છે કે જે નબી છે. ખુદાના હબીબ છે. અલીએ આલા અને આપના ફરઝંદો તેના જાનશીન છે. ખુદાની દઅવતના હિમાયતના કરનાર છે. "ઉરવતુલ વુસ્કા" આલે મોહંમદના દોઆત છે. જેને કોઇ ભેદી શકનાર નથી. જે કોઇ એ દોઆતના સિલસિલાને તોડવા ચાહશે તો તેનીજ પીઠ તુટી જાશે. ખુદાતઆલા એ દોઆતના હામી છે. મોલાના અબ્દુલમુત્તલીએ એક કસીદામાં કહયું છે કે "અય પરવરદિગાર હું તારો દાઇ છું. તારા હકને જતાવનાર છું. જે કોઇ તારા બેઅતને તોડવાનો ઇરાદો કરે તેની જડને તું ઉખેડી નાંખજે. હકીકતમાં અમે રબ્બુલ બેતના હામી છે". મોહંમદના બાદ અલી, અલીના બાદ હસન હુસેન જે ફાતેમાના શાહજાદા છે. ૨૧ માં ઇમામ, તય્યેબ છે. આ ઝમીનની પીઠ પર એ ઇમામના ફરઝંદ ઇમામ હાઝિર છે. કિયામતના સાહેબ એની નસલમાંથી આવનાર છે. દોઆત એ સાહેબની રાહ જોઇ રહયા છે. ખુદાતઆલાની સલ્વાત મોહંમદ અને મોહંમદની આલ ઉપર અને એ સલવાતની બરકાત અમારી

તમારી તરફ ઉતરે. તમારા માલમાં આલમાં ખુદા બરકત બોલે. દીન અને દુન્યામાં તમને સઆદતમંદ કરે. એ સલવાતની બરકાત હંમેશા જારીયા સારીયા રહે. તમારા કદમોને સિરાતુલ મુસ્તકીમ પર સાબીત રાખે. ભલાઇ કરવા પર તમને યારી દે.

મુમીનીનની જમાઅત! તમે સઘળા વોહ મુમીનીન છો કે જેના વાસ્તે કુરઆને મજીદ ફુરકાને હમીદમાં ખુદાતઆલા ફરમાવે છે કે, "**મિનલ મુમીના રિજાલુન સદકુમા આહદુલ્લાહા અલયહે, ફ મિન્હુમ મન કઝા નહબહુ, વ મિન્હુમ મનયનતઝિર વમા બદ્દલુતબદીલા**" ("મુમીનીનમાંથી કેટલાક મર્દો છે કે, જે પોતાના આપેલા વચનને સાચુ કરે છે તેમ કરતાં કેટલાક વફાત થયા અને કેટલાક રાહ જોઇ રહયાં છે. કોઇપણ વખત તેઓ આપેલા વચનમાં હેર ફેર કરતાં નથી.") મુમીનીને ખુદાતઆલાને વચન આપ્યું છે તેમાં તે ફરક નહિ કરે. તે રાહ જોય છે બે હસનતમાંથી એકની, યાતો તેને ઝુહુરની સઆદત નસીબ થાય યા મોત. મોતના નઝદીક સઆદત અઝીમ છે. આવી રીતે એ આયતની માના યહાં જોડાઇ જાય છે.

અમીરૂલ મુમીનીન મુશ્કિલકુશા અલી (અ. સ.) નું ફરમાન છે કે, આ આયતમાં ચાર જણની મુરાદ છે. (૧) ખદીજા બિનતે હારિસ (૨) હમઝા બિન અબ્દુલમુત્તલીબ (૩) જઅફરૂત્તય્યાર (૪) અલી ઇબ્ને અબી તાલિબ. આ ચારે જણે નબી સાહેબને બેઅત આપી છે કે હમે એક બીજાની રાહ જોઇશું અને કદીપણ વચનમાં હેરફેર નહિ કરીએ. બદરની લડાઇમાં ખદીજા બિનતે હારિસના દુશમનોએ પગ કાપી

નાંખ્યા. આપ શહીદ થઇ ગયા. આપની કબ્ર મુબારક બદરના મેદાનના પાસેની ખીણમાં સય્યેદના મોહંમદ બુર્હાનુદ્દીન સાહેબના ઝમાન તક મોજુદ હતી. હમણાં નથી. હમઝા ખુદાના શેર હતા, બહાદુરોના બહાદુર હતા. કોઇની તાકાત નહીં કે, હમઝાનો મુકાબલો કરી શકે. ઓહદની લડાઇમાં હિંદા હાઝિર હતી, નાપાક ઝાનિયા હતી. પોતાના હબશી ગુલામને કહેવા લાગી કે જો તું હમઝાનું કામ તમામ કરે તો તને મારાથી ફાયદો લેવા દઉં. ગુલામ લલચાયો અને એક ખજુરીની આડમાં ઉભા રહીને હમઝા પર ભાલો મારો, દગાથી હમઝાને શહીદ કીધા. સામને આવતે તો હરગિઝ તેની હિમ્મત ન થતે. લઇના હિન્દાએ હમઝાનું પેટ ચીરીને કલેજું નીકાલું અને પોતાના દાંતમાં ચબાયું. હમઝાની શાન અજબ શાન છે. રસુલુલ્લાહએ આપના જનાંઝા પર સીત્તેર વખત નમાઝ પઢી છે. ઓહદમાં સીત્તેર જણા શહીદ થયા. એક એક શહીદના જનાઝા સાથે હમઝાનો જનાઝો આપ મુકાવતા જાય અને નમાઝ પઢતા જાય. ત્રીજા, જાઅફરૂત્તય્યારને મુતાની લડાઇમાં દુશમનોએ શહીદ કીધા કે જેવી રીતે કરબલામાં હુસેની લશકરના સકકા, અલમ-બરદાર, અબ્બાસના હાથને લઇનોએ કાપી નાંખ્યા. ઇમામ મોલાના જઅફરૂસ્સાદિક ફરમાવે છે કે જેવી રીતે ખુદાતઆલાએ અમારા કાકાજી સાહેબ જઅફરૂત્તય્યારને બે હાથના બદલ બે પાંખ આપી છે તેવીજ રાતે કાકાજી અબ્બાસને જન્નતમાં બે પાંખ આપશે. હવે ચોથા અલી બાકી રહયા. ઇબ્ને મુલ્જિમે આપના ઉપર કુફાની મસ્જિદમાં વાર કીધો. આપ ફરમાવે છે કે અમે કોઇ વખત પણ આપેલા વચનમાં હેરફેર નહિ

કરીએ. રસુલુલ્લાહની સુન્નત પર હું ચાલી રહયો છું અને ચાલતો રહીશ યહાં તક કે, ઇબ્ને મુલ્જિમ તલવારથી મને શહીદ કરશે.

કરબલામાં જે બનાવો બના તે મશહુર છે. હમણાંજ અશરા મુબારકા તમામ થયા છે. તમે સર્વે એ વાઅઝોમાં હાઝિર થઇને દુન્યા અને દીનની સઆદતથી બ્હેરેવર થઇ ચુકા છો. મોહર્રમની બીજી તારીખ હુસેન કરબલા પોંહચા. સાતમી તારીખ પાની બંધ થયું. ૧૦ મી રાતે આપે અને આપના અસ્હાબે ઇબાદત કીધી. ૧૦ મી તારીખ ફજરથી દુશ્મનોની ચઢાઇ શરૂ થઇ. એક બાદ એક હુસેની મુજાહિદ મેદાનમાં નીકળતા જાય અને આ આયત પઢતા જાય કે, "**મિનલ મુમેનીના રિજાલુન, સદકુ માઆહદુલ્લાહા અલયહે, ફમિન્હુમ મન કઝા નહબહુ, વ મિન્હુમ મન યનતઝિર, વમા બદ્દલુ તબ્દીલા.**" હુસેનએ કસ્તુરી ઘોલીને સઘલાના જીસમો ઉપર લગાવી દીધી હતી. આપ જાણુતા હતા કે કફન, દફન નહિ થાય. મુજાહેદો ખુશ થતા જાય કે, હમણાં આકા હુસેન પર કુરબાન થઇને જન્નતમાં જઇને હુરલઈનથી શાદી કરીશું. સઘલા હૌઝે કવસરના પાનીના પ્યાસા હતા. જાંનિસાર જવાનો હતા. દીનની માઅના હુસૈન છે. ઇસ્લામની ઝાત હુસેન છે. જન્નતના જવાનોના સરદાર હુસેન છે. મુત્તકીનના ઇમામ હુસેન છે. એક મશહુર લડાઇમાં ઝુહેર બિન કૈન અને સલ્માનુલ ફારસી બેવે સાથે હતા. લુંટનો માલ તે લડાઇમાં ઘણો આવેલો હતો. ઝુહેર ખુશ થવા લાગ્યા તો સલમાન કહે છે કે અય ઝુહેર આજ તમે ખુશ થાવ છો

તે કરતા વધારે કરબલાના મેદાનમાં હુસૈન પર માથુ કુરબાન કરતી વખતે થશો. હુરને કરબલામાં એ વાત યાદ આવી ગઇ તો ખુશીના મારે બેબસ થઇ ગયા.

હુસૈનની શહાદતના બાદ આપના માથા મુબારકને ભાલાની નોંક પર ઉંચા કીધા. હુસૈનના માથા મુબારક પાક હતા. કાફલાને દરબદર ફિરાવી દુશમનો શામ લઇ ગયા. હુસૈનના ફરઝંદ અલી ઝયનુલ આબેદીન ઇમામ થયા. મુમીનીન ખુદાની ફોજ કહેવાય. ફોજ હોય તો તેના વાસ્તે અમીર જોઇએ. ઇમામની ગયબતમાં દોઆત તમારા અમીર છે. મવલાના અબ્દેઅલી સયફુદ્દીન સાહેબ (આ. કુ.) ફરમાવે છે કે, 'મિલન મુમીનીના રિજાલુન'ની આયતમાં જે મર્દો છે તેનાથી અમારી ગરઝ છે. અમોએ અમારા ઇમામને બેઅત આપો છે તે નિભાવીશું. એ બેઅતના ખાતિર જાનમાલ ફિદા કરી દઇશું. હમે ઇમામુઝઝમાનની રાહ જોઇ રહયાં છે. શરીઅતમાં કોઇ હેરફેર નહિ કરીએ. ઇમામની ગયબતમાં આજ ૮૦૦ વરસથી અમે દાવત સંભાળી રહયાં છે. એજ સુન્નત પર અમે ચાલી રહયાં છે કે જે સુન્નત પર અગાઉના હુદાત હતા. તમામ દુન્યા બોલી રહી છે કે ઇસ્લામનો શેઆર આ દોઆતના સબબ છે. કેવા દોઆત છે કે આપેલા વચનને નિભાવવાના ખાતિર માથા કટાવી દીધા. મવલાના કુતુબુદ્દીન શહીદને કોએ કતલ કરાયા? દઅવતની અંદર રહેનારા મુખાલેફોએજ કતલની તદબીરમાં મદદ કીધી. હાકીમના નઝદીક ઉશ્કેરણી કોમના લોકોમાંથી જે મુનાફીકો હતા તેઓએ કીધી અને આપને પકડાવ્યા. શાહબેગ જ્યારે

આપને પકડી ચુકો તો પુછે છે કિતાબો કહાં છે? દઅ-વતના ભારી કિતાબો કંઇ બહાર ખુલ્લા ન્હોતા મુકેલા. તે તો ચોકકસ જગામાં મેહફુઝ હતા. ધરના મુખાલેફો એ જગાને જાણતા હતા. શાહબેગને આગળ થઇને એ લોકોએ કિતાબો બતાયા. આવી રીતે અસરારના કિતાબો દુશમનો લઇ ગયા. મવલાના કુત્બુદ્દીનના કતલમાં કોમના મુનાફેકોએ પુરી મદદ કીધી. કુત્બુદ્દીન કતલ થઇ ગયા પણ તમને બચાવી લીધા. સધળાને આપે ફરમાવ્યું કે ધરે જાવ, આરામ કરો, તમારી હિદાયતના ખાતિર હું માથાને નિછાવર કરી દઇશ.

મુમીનીનની જમાઅત! આવી રીતે દોઆત તમારા ખતિર જાંફેશાનીના કરનાર છે. દઅવતની ખેતીને હરીભરી દેખીને દુશમનોની આંખમાં રાઇ પીસાઇ જાય છે. તરેહ તરેહની વાતો ઉભી કરીને તે તમને બહેકાવે છે. ખુદાતઆલા તમને દુશમનોના પરોપેંચથી અલગ રાખજો. તમે સધન્નાએ જે અહેદ આપો છે તે ઇમાનનો બેઅત છે. મીસાકમાં તમે જે કસમ ખાવ છો તેના એવઝ કિસમ કિસમની નેઅમતો જન્નાતુન્નઇમમાં તમને મળી રહેશે. વચન આપનારાં મર્દો હંમેશા રસુલુલ્લાહની સુન્નત પર ચાલે છે. "સિરાતુલ મુસ્તકીમ" પર પોતાના કદમોને સાબિત રાખે છે. ઇમામ સાદિકનું ફરમાન છે કે, કદી કોઇ કારણથી મુમીનનો પગ લપસી પડશે તો એકજ પગ લપસશે કે તરતજ તે સંભળી જશે.

મૌલાના જઅફરુસ્સાદિક (સ. અ.) ના ખાસ શીઆ અબુ મોહંમદ–જેની આંખ જતી રહી હતી તેથી–અબુ

બસીરના નામથી મશહુર છે. એક રોઝ આપની હઝરતમાં આવ્યા. ઉમ્ર ઘણી મોટી હતી. આંખથી દેખાય નહિ, સાંસ સીનામાં સમાય નહિ, શરિર થરથર ધ્રુજતું હતું. ઇમામને કદમબોસ થયા. ઇમામ ફરમાવે છે કે, અય અબુ બસીર ! કેમ આવું થયું ? જવાબ દે છે કે મૌલાના ઉમર મોટી થઇ છે, મૌત નઝદીક છે, મૌતના બાદ મારા શા હાલ થશે એ ફિકરમાં ડુબી ગયો છું. ઇમામ ઇરશાદ ફરમાવે છે કે, તમે સા વાસ્તે ગભરાવ છો ? તમારી કદ્ર તમે જાણતા નથી. ખુદાતઆલા ઝઇફોને સઝા કરતા શરમાય છે. એને એમ વિચાર આવે છે કે, શું કરૂં, ઝઇફ છે. તમારામાં જે અધકચરા–નવજવાન, ન ઝઇફ નજવાન એવા- હોય તેને સઝા કરતા વિચાર કરે છે કે આ અધકચરા છે શું થાય. જે બચ્ચાઓ છે તેને સઝા કરતા ખુદાની રહેમત ગેરત ખાય છે. અમારા શીઆ વાસ્તે આ શાન છે. અબુ બસીર કહે કે, ખુદા આપ પર મને કુરબાન કરજો.–આપ હજી વધારે ફરમાવીએ. ઇમામ ફરમાવે છે કે, "મિનલ મુમીનીના રિજાલુન"ની આયતમાં જે મર્દોનો ઉલ્લેખ થયો છે તેનાથી તમારી ગરઝ છે. તમે અમને અહેદ આપીને તેને સચાવો છો. ખુદાના કાનુનને જાળવો છો તેમાં હેરફેર કરતા નથી. રાહ જોઇ રહયા છો કે, કયારે જન્નતમાં પહોંચી જઇએ! શું તમે આ જાણીને ખુશ થયા ? અબુ બસીર અરજ કરે છે કે, હાં મોલાના પણ હજી વધારે ફરમાવીએ. ઇમામ કહે છે કે, લોકોએ ખેરને નાંખી દીધી છે ને તમોએ બદીને નાખી દીધી છે. નબીના એહલેબેતના શીઆ સઘળા કરતાં બેહતર છે, તેઓના ગુનાહ

મઆફ છે, દીન અને દુન્યામાં તેઓના વાસ્તે હસનત છે. અબુ બસીર કહે છે કે હજી વધારે ફરમાવીએ. ઇમામ ઇરશાદ કરે છે કે, ખુદાતઆલાએ કેટલાક ફરિસ્તા મુકર્‌ર કીધા છે કે જે અમારા શીઆના ગુનાહ બખ્શાવા માટે દોઆ કરતા રહે છે. ઝાડ પરથી પાંતરા ઝડી પડે તેમ એ દોઆના સબબ અમારા શીઆના ગુનાહ ઝડી જાય છે. આ સાંભળીને તમે ખુશ થયા? અબુ બસીર કહે છે કે હું આપ પર કુરબાન થાઉં, હજી વધારે ફરમાવીએ. ઇમામ બયાન ફરમાવે છે કે, જે દિવસે મ્હેશરમાં કોઇ કોઇના મદદગાર નહિ હોય તે દિવસે અમારા શીઆના મદદગાર ખુદ ખુદા હશે. નબી અને નબીના એહલેબેત તમારા શફાઅત કરશે. તમે વોહ છો કે જેની તારીફમાં ખુદાતઆલાએ ફરમાવ્યું છે કે 'શું ઇલ્મનો જાણનાર અને નાહ જાણનાર બેવે બરાબર છે? નહિંજ, તમે ઇલ્મના જાણનાર છો, "ઉલુલ અલ્બાબથી" તમારી મુરાદ છે. તમે સમજદાર છો. શું આ વાતથી તમે ખુશ થયા? અબુ બસીર કહે છે હાં પણ હજી વધારે ફરમાવો. ઈમામ ઇરશાદ કરે છે કે, ખુદાતઆલાએ કુરઆને મજીદમાં શયતાનને કહ્યું છે કે મારા ઇબાદ ઉપર તારી શાહી નહીં રહે. એ આયતમાં ઇબાદથી ગરઝ તમારી છે. અય અબુ બસીર જન્નત તમારા વાસ્તે છે, તમે આમારા શીઆ છો, અમારામાંથીજ ગણાવ છો. આ હજની મોસમ છે હજ કરનાર તો ઘણા છે પણ જેની હજ કબુલ છે તે ઘણા ઓછા છે. એ નહાની સંખ્યા અમારા શીઆની છે.

મુમીનીનની જમાઅત! ઇમામ જઅફરસાદિક (સ.

અ.) નું ફરમાન છે કે, "અમારા શીઆ અમારામાંથી છે." તમે હકના દીનના પયરવો છો. દીનમાં દુશમનથી બરાઅત (અલગાપણું) પહેલે છે અને પછી વલાયત છે. પહેલે દુશમનથી છુટા પડો પછી વલાયત સહી થશે. એક સાથે બે તલવાર મ્યાનમાં નહીં રહી શકે. દુશમનથી મુલાકાત રાખો અને દીનદારીનો દાવો કરો એ બે એક સાથે કેવી રીતે થાય? જે શખ્સ ખુદાના વલીને મોહબ્બત કરતો હોય, તેના દિલમા દુશમને ખુદાની મોહબ્બત હોય શકેજ નહી. ચમકપાના અને લોહમાં જેવી મોહબ્બત છે તેવી મોહબ્બત રાખો. જો લોખંડમાં બીજી ચીઝો ભેળાઇ જાય તો ચમકપાનું તેને ખેંચી નહીં શકે. ખુદાના વલીના ઝિમનમા એજ શખ્સ આવશે કે જેના દિલમાં બીજાની મોહબ્બત નહીં હોય. કુરઆને મજીદમાં આ બાબતમાં ઘણીસી આયતો આવેલી છે તેમાથી થોડીકની યંહા ઝિકર કરીયે. સુરએ "નિસા"માં ખુદાતઆલા ફરમાવે છે કે, "**યા અય્યોહલ લઝીના આમનું લા તત-તખેઝુલ કાફેરીના અવલી-યાઆ મિન દુનીલ મુમીનીન**" (અય ઇમાનવાલાઓ! મુમીનીનને મુકીને કાફેરોને તમારા દોસ્ત બનાવો નહી.) મુમીનીનની દોસ્તી મુમીનીન પર વાજીબ છે. મુમીનને તો આવ્વા નદે અને મુમીનીનના દુશમનોને બુલાવી લાવે એ શું કહે-વાય? મુમીનીન તો અઝલથી એક છે તેમા ફાટફુટ કહાં થઇ શકે છે? "**શીઅતોના મીન્ના**" એના વસ્તે ફરમાવેલું છે. એને કોણ જુદા કરી શકે છે. મુમીનને મુકીને બારણા બંધ કરીને ભેગા થાવ અને મુખાલેફોથી દોસ્તી કરો એ કંઇ ઇમાનની નિશાની નથી. આ મતલબની બીજી ઘણી

આયાતો મોજુદ છે. સુરએ બકરમાં છે કે, "**લાઇકરાહ ફિદ્દીને કદ તબય્યનર રૂશ્દો મિનલ ગય્યે**" (દીનમાં ઝબર દસ્તી નથી. હિદાયત ગુમરાહીથી છુટી પડી ગઇ છે.) દીનમાં રહેવાની ચોકકસ શરતો છે. એ શરતો મંઝુર હોય તો દીનમાં રહો ના મંઝુર હોય તો કોઇ દબાણ નથી. તમે મુખ્તાર છો અલગ પડી જાવ. શરત પાળો નહીં અને દીનદારી જતાવો એ કેમ બને? "**ફમન યકફુર બિત્તાગુતે વયુમિન બિલ્લાહે, ફકદિસ તમસકા બિલ ઉરવતિલ વુસ્કા, લનફિસામા લહા, વલ્લાહો સમીઉન અલીમ** (પછી જે કોઇ બળવાખોરને ઝુટલાવી ખુદાનું ઇમાન લાવશે તો તે "ઉરવતિલ વુસ્કાને" વળગી ગયો. જેમાં કદીએ ભાંગતુટ થતી નથી અને ખરેજ અલ્લાહ સાંભળનાર અને જાણનાર છે.) આથી જાહેર થયું કે જેને ખુદાનુ ઇમાન લાવવું હોય તેણે પહેલા પહેલ તાગુત (બળવાખોર) થી અલગાપણું જાહેર કરી દેવું જોઇએ. દિલમાં તો તાગુતની મોહબ્બત હોય અને ઝબાનથી એમ કહે કે હું ઇમાન લાઉં છું તો તે ઇમાન સહી નથી. "ઉરવતિલ વુસ્કા" હિદાયતના આપનાર સાહેબ છે. તેનો સિલસિલો અખંડ છે. કદીએ તેમાં ફુટ નહિ પડે. જે કોઇ એ "ઉરવતિલ વુસ્કા"ને ભાંગવાને ઉભા થયા તેનીજ પીઠને ખુદાએ ભાંગી નાખી છે.

સુરએ "આલે ઇમરાન"માં ખુદાતઆલા ઇરશાદ ફરમાવે છે કે "**લા યત–તખેઝિલ મુમીનુનલ કાફેરીના અવલીયાઆ, મિનદુનિલ મુમીનીન**" આનો મતલબ છે કે મુમીનીનને મુકીને કાફેરોને દોસ્ત ન બનાવો તમારા ભાઇઓ મુમી-

નીનને છોડીને ગેર મુમીનીનના સાથ સંબંધ રાખવાને ખુદાએ તમને મના ફરમાવ્યું છે. આ લોકોને કહેવામાં આયું કે, અમારા મુમીનીનને સાથેલો, તો એ સઘલાને પસંદ ન આવ્યું. ઉલ્ટા મુમીનીનની મોહબ્બત તો એક તરફ તેમની મઝાક કરવા લાગી ગયા. "**વઇઝા રઆ-કલ્લઝીના કફરૂ ઇન યત-તખેઝુનકા ઇલ્લા હુઝોવા.**" (જ્યારે એ કુફર કરનારાં તમને દેખે છે તો એક મઝાક સમજીલે છે.) અમારા શીઆની તમે બાલદીવાલા અને પતરાવાલા કહીને મઝાક કરો છો, એમાં તમે તમારી ઇઝઝત સમજો છો. "**વત-તખેઝુમિન દુનિલ્લાહે આલેહુતન લેયકુ' લહુમ ઇઝઝા કલ્લા**" (એ સર્વેએ ખુદા ઉપરાંત બીજા મનઘડત ખુદાઓ બનાવી લીધા હેતુ એકે ઇઝઝત હાસિલ કરે. પણ હરગિજ તે હસિલ નહીં કરી શકે.) ઇમાન લાવનારાઓની મઝાક કરીને એ સઘલા ચાહે છે કે, ઇજ્જત હાસિલ કરે તો તે ગેર મુમકીન છે. ઇઝઝત તો ખુદાના વાસ્તે, ખુદાના રસુલ વાસ્તે અને કુલ્લે મુમીનીનના વાસ્તે છે.

અસાસુત્તાવીલ નામના કિતાબમાં સય્યેદના કાઝી નોમાન (આ. કુ.) એ ખુદાની જમાઅત અને શયતાનની જમાઅતને ઓળખાવી દીધી છે. શયતાનની જમાઅત એજ કે જેના ઉપર ખુદાનો ગુસ્સો છે. ઝાહેરમાં તમારા સાથે રહે અને બાતિનમાં તમારા ખિલાફના લોકોને મદદ કરે મુમીનીનને છેતરવાની કોશિશ કરે. "સુરએ મુજાદલત"માં ખુદાતઆલાનું ફરમાન છે. કે, "**લા તજેદુ કવમન યુમેનુના બિલ્લાહે વલ યવમિલ અખેરે, યુવાદદુના મન હાદ્દ-લ્લાહા વ રસુલહુ વલવ કાના આબાઅહુમ અવ**

**અબનાઅહુમ અવ ઇખ્વાનહુમ અવ અશીરતહુમ ઉલાએકા કતબા ફી-કુલુબેહીમુલ ઇમાના'વ અય્યદહુમ બે રૂહીન મિન્હો"** (તમે કોઇ દિવસ પણ એવું નહિ જુઓ કે જે કોમ ખુદાનુ અને રોઝે આખેરતનું ઇમાન લાવે છે તે વોહ કોમને મોહબ્બત કરે કે જે ખુદા અને તેના રસુલને અદાવત કરે છે, ભલે પછી તે અદાવત કરનારાઓમાં તે સવ-લાના બાવા હોય ફરઝંદ હોય, ભાઇ હોય, યા કુટુંબીઓ હોય. ખુદાતઆલાએ ઇમાનને તેઓના દિલો પર કોતરી દીધું છે અને પોતાના રૂહથી તેઓને તાઇદ બક્ષી છે.) ઇમાન લાવનારાઓની આ શાન છે. તેને કોણ ભમાવીને ભડકાવી શકે છે, ખુદાની જમાઅતને ફોઝે અઝીમ (મહાન જીત) મળવાનો ખુદાએ વાઅદો કરેલો છે. **"વયદખોલોહુમ જન્નાતિન તજરી મિન તહતેહલ અનહારે, ખાલેદીના ફીહા રદીયલ્લાહો અન્હુમ વરદુ અન્હો ઉલાએકા હિઝબુલ્લાહા, અલાઇન્ના હિઝબુલ્લાહે હુમુલ મુફલેહુન"** (અને તે સર્વે એવી જન્નતમા દાખલ થશે કે, જેના નીચે નહેરો વહી રહી છે. તેમાં હમેશા રહેશે. ખુદાતઆલા તેનાથી ખુશ અને તેઓ ખુદાથી ખુશ. એજ સર્વે ખુદાની ફોજ છે. હુસ્યાર ખરેજ ખુદાની ફોજ જીતનારી છે.)

હવે જે કોઇ મુમીનમાંથી અજાણતા ભોળવાઇને યા દોરવાઇને બીજાની સાથે થય જાય તો તેના ગુનાહ મઆફ થવાની પુરતી સગવડ છે. દાઇદ-દોઆત સય્યેદના કાઝીન નોમાન (આ. કુ.) ફરમાવે છે કે, જે શખ્સ પોતાના જાન પર ઝુલ્મ કરે, ગુનાહના કામ કરે અને પછી તેનો ખ્યાલ આવે તો તેને લાયક છે કે વલીયુઝઝમાન, ઇમામુઝઝમાન

(સ. અ.)ની હઝરતમાં હાઝર થઇ ને અરઝ કરે કે મારા આ ગુનાહ થયા છે તેને બક્ષાવી દો, તો ખુદાના વલી તેના હકમાં દોઆ ફરમાવશે તાકે તેના ગુનાહ મઆફ થઇ જશે. ખુદા હર હાલમાં ગફુરૂર–રહીમ છે. સાદિક ઇમામનું ફરમાન છે કે, "જેને ગુનાહ મઆફ કરાવવાં હોય તેના વાસ્તે રેહમતના દરવાઝ. ખુલ્લા છે." હરેક રાતમાં ફરિશ્તા તીન વખત નીદા કરે છે કે, કોઇ સવાલનો કરનાર છે કે તેના સવાલને અમે સાંભળીએ અને જવાબ દઇએ? કોઇ માંગણાર છે કે તેની માંગણીને અમે પુરી કરીએ? કોઇ બદીને મુકી ખયરને લેનાર છે કે અમે તેને ખયર આપીએ?" સઘળા દોઆત સતરની રાતમાં નીદા કરી રહયાં છે કે આવો, આવો, સવાલ કરો, માંગવું હોય તે માગી લો. શરની શરારતને મુકો, બદીને છોડો અને ભલાઇની તરફ આવો.

મુમીનીનની જમાઅત! "મિનલ મુમીનીના રિજાલુન" ની આયત શરીફાની બાબતમાં ઇમામ મોલાના જઅફરૂસ્સાદિક (સ. અ.) નું ફરમાનછે કે, તેમાં તમારા સઘળાની મુરાદ છે. તમે હકની વાત માનો, હકની વસીયતને સાંભળો, જેને વચન આપો તેને સાચું કરો, તમારી માલ મિલ્કતમાંથી બીજાની ખબરગીરી કરો, તમારા અવલિયાઓને દીલથી મોહબ્બત કરો, જે તંગદસ્ત હોય તેને સદકો આપો, જેને મદદની ઝરૂરત હોય તેની મદદ પર કમ્મરબસ્તા થાવ, એવી ચીઝ લો કે જે તમારા જથ્થાને જાળવી રાખે. જથ્થાથી છુટા ન પડી જાવ. દીનથી જુદા ન પડી જાવ. "વઅતસેમુ બેહબલિલ્લાહે જમીઆ, વલા તફર્રેકુ" (ખુદાઇ રસ્સીથી સઘળા વળગી રહો અને તેનાથી

અલગ ન પડો.) કોઇથી દગો ન કરો, ખિયાનત ન કરો, યકીનના બાદ શક ન લાવો, સિરાતુલ મુસ્તકીમ પર સાબિત કદમ રહો, દરેક કામમાં ખુદાની ગરઝ રાખો, ખુદાથી ડરો, તમારા ગેરની તાઅત ન કરો, તાઅત કરો તો ખુદાના મુકર્રર કરેલા હુદાતની તાઅત કરો તમારૂ અમલ મકબુલ થાય તેના માટે આટલી તકેદારી રાખો, ખુદાથી મદદ માંગો, ખુદા જેને મદદ કરે છે તેની ઉપર કોઇ ફાવી શકતું નથી.

અય અઝીઝો! હમણાની વાત પર ધ્યાન ધરો. અશરા મુબારકા તમારામાં આવેલા હતા. તમોએ વાઅઝોમાં તરેહ તરેહના નુક્તત ઇલ્મીયહને સાંભળી દીન અને દુન્યાની સઆદતને હાંસિલ કીધી. કઇંક ઊમુર એ વાયેઝોમાં બયાન થયા જે આજ તક તમારા દિલોમાં તાઝા છે. તમને કહેવામાં આવ્યું છે કે, દુન્યા અને આખેરત બેવેને આબાદ કરો. દીન તમને આખેરતમાં સુર્ખરૂઇ અપાવશે. દુન્યાને આબાદ કરો તો દીનના ખાતિર. તાલીમ, તિજારત વગેરે બાબતોમાં તમને હોશ અપાવી. તમે મારા ભાઇઓ છો. તમે અને હું અલગ નથી. તમારા કામમાં મારી મદદ શામિલ છે. જે જે એ વાઅઝોમાં કહયું તે પર અમલ કરવાની તક હાથ આવે તે પહેલા મોહરમની ૧૫ મી તારીખ આવી. ખબર કરનારે અરઝ કીધી કે, કોઇ નવી ફિતનત કાયમ થઇ રહી છે. ૧૬ મી તારીખ મારા વહાલા ભાઇ સફીયુદીન સાહેબને એ બાબતની તપાસ સોંપી. તેઓએ એ સવલામાંથી એકને પુછ્યું તો જવાબ દે છે કે, "કંઇ નથી. અમારી કોશિશ તો સવલાને

રાહપર લાવાની છે.” ૧૭ મી રાતે મને આ ખુલાસો મળ્યો. ૧૭ મીની સવાર ઉગમતાજ વગર રઝાએ આમંત્રણ કાર્ડ વ્હેંચવામાં આવ્યા. ભાઇને એ કાર્ડ મળ્યો. તેઓએ ઇબારત મને ટેલીફોનથી જણાવી, જે વખતે હું સબક આપવામાં મશ્ગુલ હતો. ઇબારત ટેલીફોનથી આવેલી લખી લેવાઇ, તે મેં વાંચી. આમંત્રણ કાર્ડની શુરૂની સતરો વાંચતાંજ માલુમ પડી ગયું કે આતો સરાસર ફિતનત છે. તે બાદ તેઓમાંથી એકને રૂબરૂ બુલાયા અને પુછું કે આ શું વાત છે? તો જવાબ દે છે કે “કંઇ નથી” એણે જતાવ્યું કે તમારા આમંત્રણ કાર્ડથી ૧૯૧૭ ની ફિતનત ફરી ભડકી ઉઠે એવો ભાસ થાય છે તો કહે છે કે, “મને કાર્ડની ખબર નથી.” તેને કહયું કે કાર્ડ પર તમારી સહી છે અને તમે તે બાબતથી અજાણ છો એ માનવા જેવું નથી. તોભી કહે છે કે, “હુ જાણતો નથી” મમલુકો આલે મોહંમદે તેને કહયું કે, “તમે યાદ રાખજો કે હું એજ શેરેખુદાનો શેર છું કે જે ૧૯૧૭માં હતો. તમે મને ઝઇફ ન સમજી લેજો. દાઅવની હિમાયતમાં ૧૯૧૭માં જેટલો હું જુવાન હતો તેટલોજ રૂહાની હયસિયતથી આજે ભી જુવાન છું.” તે બાદ એ સવળામાંથી કેટલાક સાથે કઇંક તકરીરો થઇ. આમંત્રણ કાર્ડમાં રૂહાની શબ્દ ઉમેરવામાં આવ્યો હતો તે પાછળથી તેઓએ ખેંચી લીધો. પણ તે ખેંચી લેવાથી દિલના ઇરાદા થોડાજ ખેંચાઇ જાય! એ સવળાનો ઇરાદો કોમમાં ફિતનત જમાડવાનો હતો.

મુમીનીનની જમાઅત! તે બાદ જે બનાવો બન્યા તે

તમારા સામને ઝાહેર છે. તમે જાણો છો કે એ સઘળાએ શું અમલ કીધું. એ સઘળાની વાત જુદી હતી, ઘાટ જુદો હતો અમલ જુદું હતું. મુમીનીન તેઓના કાવાદાવા થી આગાહ થઇ ગયા. જમાત ખારિજ કરેલા આસામીઓને તેઓ બોલાવનાર છે એ જાણીને મુમીનીનને હજી વધારે ગયરત આવી ગઇ. ચારે તરફ ખળભળ મચી ગઇ. સીધી અને આડકત્રી રીતે આમંત્રણ કરનારાઓને કહેવડાવવામાં આવ્યું કે કોમમાં તડ ન પાડો, ફસાદ ન કરો. જો તમારો ઇરાદો નેકજ છે તો કોમના લોકોને તેમાં શામિલ કરો. સંમેલન બુલાવો તે પહેલાં મારી દઅવતના પાંચ શખ્સને સમઝાવી દો કે તમારી યોજના શું છે. તમો સારી વાત કરવાને ભેગા મળો અને તેમાં મુમીનીનને શામિલ ન કરો એ તો ખરાબી કહેવાય. તમો મુમીનથી વાત કરવા તક રાઝી નહિ. એ સઘલાને તમે બાલદીવાલા, પતરાવાલા સમજી લો. આવી વાતોથી કોણે ટેક ન આવે? એક બાપને તેના રૂબરૂ તેના ફરઝંદો ખરાબ છે એમ કહેવામાં આવે તો તેના દિલની શું હાલત થાય? મુમીનીન તો મારા હકીકી ફરઝંદો છે, મારા ભાઇઓ છે, તેને ગમે તેમ કહો તો હું કેમ સાખી શકું! હકીકત એ છે કે ખયરખ્વાહી અને બદખ્વાહી કદી પણ છુપતી નથી. કોઇને કોઇ તરીકાથી જાહેર થઇ જાય છે

અય હકની દઅવતના ફરઝંદો! તે બાદ તેઓમાંના એક શખ્સે આવીને ૧૦૫ ટકા ખાત્રી આપી કે, "આમાં કંઇ નથી," પણ જુદી જુદી તરકીબોથી સુતેલી ફિતનતને જગાડવાનો તેઓનો ખુલ્લો ઇરાદો હતો. પાયો તેવી ઈમારત

બને એમાં કોઇ નવાઇ નથી. એ તદ્દન સાદી સમજમાં આવી શકે એવી વાત છે, તે કહેવાને કોઇ ઇજનેરની ઝરૂરત નથી. તેઓની રચના એવી હતી કે કોમમાંથી ખારિજ કરેલા શખ્સો ને ભીંત પરથી ભુસ્કા મારીને ઘરમાં દાખલ કરી દેવા. દરવાઝો ખુલ્લો હોવા છતાં જે કોઇ ભીંત પરથી ભુસ્કો મારીને ઘરમાં દાખલ થાય તેનું નામ શું પડે? કુરઆને મજીદમાં કહેવામાં આવેલું છે કે "વઅ્‌આતિલ બુયુતા મિન અબવાબેહા" (અને ઘરોમાં તેના દરવાઝામાંથી દાખલ થાવ.) ઘરના ધણી ઘરમાં બેઠેલા છે તેને પુછીને ઘરમાં દરવાઝાથી રીતસર આવો. દઅ્‌વતના દરવાઝા આજે પણ ખુલ્લાં છે, જયારે દઅ્‌વતના વીરોધીઓના દરવાઝા દઅ્‌વતના ફરઝંદો વાસ્તે બંધ છે. કોઇ શખ્સ ભીંત કુદીને આવા ચાહશે તેને અમે નહિ આવવા દઇએ. આ વહેવારી વાત છે. સંમેલનમા જે જે ઉમુર બના તે તમારા પર રોશન છે. ગાલ ગલોચ કરવા તક તેઓ જરી થયા. અમે ધીરજ અને સબરથી કામ લઇએ છે. અમીરૂલ મુમીનીન અલી (અ. સ.) નું ફરમાન યાદ રાખો. ઇરશાદ કરે છે કે તારા દોસ્ત ત્રણ છે (૧) તારો દોસ્ત, (૨) તારા દોસ્તનો દોસ્ત અને (૩) તારા દુશમનો દુશમન. આવીજ રીતે તારા દુશમન ત્રણ છે. (૧) તારો દુશમન, (૨) તારા દોસ્તનો દુશમન અને (૩) તારા દુશમનો દોસ્ત. આ તમારી દોસ્તીના દાવા કેવા કહેવાય કે તમે અમારાં દુશમનોથી દોસ્તી રાખો છો! સંમેલનમાં એક કહેનાર કહી ગયો કે, "કોમમાં આજ તક એક હથ્થુ કારભાર હતો તે આજથી બંધ થાય છે અને નવું રાજ કાયમ થાય છે." અય બિરાદરો! આ

એક હસ્થુ રાજ નથી પણ એક દિલીનું રાજ છે. એક જીસમના તમે સઘળા અવયવો છો. કોઇ હાથ જેવા છે, કોઇ પગ જેવા છે, કોઇ આંખ છે તો કોઇ ઝબાન છે. કોઇ અદના બાલ જેવા છે. મારો મકામ તમારા દરમીયાન હૃદયનો છે. હૃદય નહી હોય તો જીસમ મુડદા કહેવાશે. તમે અમે સઘળા તો એકજ માટીથી બનેલા છે ફકત દરજાતનો ફરક છે, મારા શીઆ મારા થકીજ છે. કોઇની તાકત નહિ કે એ શીઆ પર પોતાનો દાવ અજમાવી શકે. ખુદાતઆલાએ શયતાનને તાકીદથી કહેલું છેકે, મારા બંદાઓ ઉપર તારી શાહી હરગિઝ નહીં ચાલે.

મુમીનીનની જમાઅતા ખુદાતઆલાનો હઝારહા હમ્દ અને શુકર કરો કે તેણે તમારી કોશિશ મશકુર કીધી છે. દઅવત હાદિયહની હિમાયતમાં તમે સઘળાએ જે જોશ બતાવ્યો તેનું અજર ઘણું મોટું છે. મુખાલેફુનના ઇરાદાઓને જાણી લઇને તમે હુસ્યાર થઇ ગયા અને ૨૨મી તારીખ એ સર્વેના મુકાબલા પર જઇને ખડા થયા. તમારી ખાહિશ હતી કે સંમેલન કરવુંજ હોય તો અમારા સામને કરો. અમારી બહેબુદી, અમારી ભલાઇ અને અમારા ફાયદાની યોજનાઓ બંધ બારણે શું કામ થાય? અમારા સામને કેમ નહિ? તમારી યોજનાઓમાં એવું તે શું હતું કે જેની ચર્ચા અમારા સામને ન થઇ શકે? આ દલીલો સામે તેઓ થાકી ગયા અને ભાગી ગયા. દઅવતના ફરઝંદો હર હાલતમાં સુલેહના પાબંદ હોય છે. સબર અને શાંતીથી કામ લેવામાં નીપુણ હોય છે. અસલના વખતથી આપણો શેવા એજ હયો છે. જાહેર અખબારોએ આપણી સુલેહ, શાંતી, સબર અને હિમ્મતની ભારોભાર તારીફ કીધી. મુખાલેફુન સુંદરાબાઇ હોલ પાસેથી ભાગીને

બંધ બારણે ભેગા થયા. એ સઘલાના દરવાઝા બંધ છે અને અમારા દરવાઝા સદાના માટે ખુલ્લા છે. અમે હજીએ કહીએ છીએ કે, આવો, આવો, અને તમારી દુન્યવી અને ઉખરવી હયાતીને કારગર કરી લો. તમને આ વાત મંઝુર ન હોય, અમારી કોમ ખરાબ જ હોય તો પછી તમે તમારી જગ્યાએ રહો અને અમને અમારી જગ્યા પર રહેવાદો. મુમીનીનમાં ઉશ્કેરણી થાય એવા કામો ન કરો. તમારી વાતો ઉશ્કેરણી પેદા કરે છે છતાં સબરને અમે હાથથી જવા નથી દીધો.

મુમીનીનની જમાઅત! મોહંમદ અને મોહમ્મદની આલે પાક અને એહના દોઆત દુન્યામાં ઇલ્મનો ફેલાવો કરવા વાસ્તે અવતર્યા છે અને આ મુખાલેફુન એ સઘળી પાક ઝાતો પર એવું તોહમત મુકે છે કે "આ લોકો ઇલ્મ પઢવાથી રોકે છે" આ આરોપનો કિયામતના દિવસે ખુદા તઆલાના સામને તેઓને જવાબ દેવો પડશે. શરીઅતનો પાયો ઇલ્મ પર છે, ઇલ્મની તરફજ સઘલા અવલિયા દઅવત કરે છે. દરેક દાઇ ઇલ્મના હામી છે, ઇલ્મને નશર કરવું, દુન્યાને જહાલતના તુફાનમાંથી નિકાલી ઇલ્મના કનારા પર લાવવું એ દઅવતનું કામ છે, વીરોધીઓની ટીકા ગલત છે. દીન અને દુન્યા, જિસમ અને રૂહ બેવેની તાલીમો તરબીયતના અમે હામી છે. તેઓએ રૂહાની લફઝ આમંત્રણ કાર્ડમાંથી ખેંચી લીધો તેથી શું થઇ ગયું! તમારા ઇરાદાઓ તેનાથી ઝાહેર થઇ ગયા. અમારા ઈરાદાઓમાં કોઇ હેરફેર નથી. ઇમામ મોલાના એહમદિલ મસ્તુરનું ફરમાન છે કે, અમારા ઇલ્મમાં તમારા ઇલ્મો સમાઇ ગયા છે.

અમારા મઝહબમાં તમારા મઝહબો ગરક થઇ ગયા છે. અમીરૂલ મુમીનીન અલી (અ. સ.) નું ફરમાન છે કે, આદમ (અ. સ.) થી આજ તક જેટલા ઇલ્મ ઝાહેરમાં યા બાતિનમાં થયા તે અમારામાં જમા છે. રસુલુલ્લાહ (અ. સ.) નું ફરમાન છે કે, "હું ઇલ્મનો શહેર છુ અને અલી તેના દરવાઝા છે." કુરઆને મજીદ ફુરકાને હમીદમાં કહેવામાં આવ્યું છે કે, અમોએ ઇલ્મ અને હિકમત તમને બતાવ્યું છે. "વલા રતબિન વલા યાબેસિન ઇલ્લાફી કિતાબિન મુબીન" (કોઇ લીલી યા સુકી ચીઝ એવી નથી કે જે રોશન કિતાબમાં મોજુદ ન હોય.) કોન્ફરન્સમાં ભેગા થએલા ઘણાં એવાં હશે કે, જેને કુરઆને મજીદની એક નાનકડી સુરત પણ પઢતા આવડતી નહિ હોય તો પછી ઇસ્લામના દઆએમની ઝિકરજ શું! નમાઝ અને રોઝાની વાતજ શું! આવા લોકો કહેવા લાગી ગયા કે અમે એજ્યુકેશન આપીશું! કોમની અમે રેહબરી કરીશું!! દુશમનથી બગલગીર થવાનો આ બહાનો છે. વરના દરેક અકલમંદ માણસ સમજી શકે છે કે, દરેક કિસમના ઇલ્મ દઅવતમાં મોજુદ છે. દઅવત દીન અને દુન્યા બેવેની ભલાઇઓની તરફ તમને બુલાવે છે. ફકત દુન્યવી તાલીમ લઇને નુકસાન હાસિલ ન કરો. દુન્યાદાર ન બનો. દુન્યાની ખિદમત ન કરો બલ્કે દુન્યાને તમારી ખિદમતગુઝાર બનાવો. એજ સિધ્ધાંત ઉપર દોઆત મુમીનીનને દોરવી રહયાં છે. કેટલાકોનું કહેવું છે કે દીન અને દુન્યા બે જુદી ચીઝ છે એ માન્યતા બરાબર નથી. ઇમામ મૌલાના મોઇઝ (સ. અ.) નું ફરમાન છે કે

જિસ્મથી જાનને જુદો કરવાથી જિસ્મની કોઇ કીમત રહેતી હોય તો બતાવો ? દુન્યાના જિસ્મમાં દીન જાન જેવું છે. દીનથીજ દુન્યા છે. દીન વગરની દુન્યા બેકાર છે. આજકાલના દુન્યાના તમામ રાજદ્વારી આંદોલનોને તપાસો. તેઓ પોતાની ચળવળની આડમાં પોતાના મઝહબ અને સિધ્ધાંતનેજ મઝબુત કરવાની કોશિશ કરી રહયાં છે. જ્યારે દઅવતના વીરોધીઓ દુન્યાનું નામ આગળ કરીને દીનને નાબુદ કરવા માગે છે. અમે નવું કંઇ નથી કરતા. જે રસુલુલ્લાહ કરી ગયા તેનેજ જાળવી રહયા છીએ. અમોએ અમારા ઇમામને જે વચન આપ્યું છે તેને બરાબર અદા કરીશું અને તેમ કરતાં જરૂર પડશે તો જાનને નિછાવર કરી દઇશું. હકને કાયમ કરવામાં કદીએ પાછા નહીં પડીએ. અમે ઓર્થોડોકસ હશું પણ તેનો અર્થ એ નથી થતો કે, ઓર્થોડોકસ દુન્યાનો લ્હાવો ન લે. ઇલ્મ ન પડે. નમાઝ, રોઝા અને ઇસલામના દઆએમની પાબંદીના સાથે અમે જરૂર દુન્યાથી લાભ લઇશું. ઇસ્લામી કલ્ચર અને દઅવતના ટ્રેડીશનને બરાબર જાળવી શું. દુન્યવી તાલીમ લઇને તમે ઇસલામનું કલચર અને દાવતનું ટ્રેડીશન જાળવો. જ્યારે કે તમે તમે નથી તો પછી વોહરા તરીકે ઓળખાવાનો અર્થજ શું છે? અમે તો એમ ચાહીએ છે કે, તમે દીની દુન્યવી બેવે તાલીમ લઇને જ્યાં રહો, જ્યાં જાવ, જ્યાં દેખાવ ત્યાં વોહરા તરીકે ઓળખાવ. આ સિધ્ધાંત ઉપર ઇલ્મની રચના કરવામાં આવી છે. દઅવતનો નિઝામ એ રચના ઉપર અઝલથી ચાલી રહયો છે. ખુદાતઆલાની એ સુન્નત છે. વીરોધીઓનું કહેવું છે કે તમે નિઝામ બદલી નાખો. ખુદાની સુન્નતમાં કદીએ ફેરફાર થતો નથી એ વાત તેઓ ભુલી ગયા છે. ખુદાની

સુન્નતને જાળવીને તમે દુન્યાનો દરેક લાભ લો, દીનદાર રહીને દુન્યાને તમારી ખિજમત પર તઇયાર કરો, તાકે મલાએકતને તમારા ઉપર ઉમંગ રહે.

પચ્ચીસ વરસ પહેલાની વાત છે. ભાવનગર જાવું થયું તો ત્યાંની રિયાસતના વઝીર, લોહાણા કોમના અગ્રણી, સર પ્રભાશંકર પટ્ટણી મુલાકાત વાસ્તે આવેલા હતા. વાતચીતના દરમિયાન તેઓએ કહયું કે, આપની કોમમા બીજી કોમોમાં અપાય છે તેવી કેળવણી અપાવી જોઇએ. હું એ જવાબ દીધો કે, "ઝમાનના સાથે ફેરવાતો નહિ પણ ઝમાનને તારા સાથે ફેરવી લે. મઝહબના સાથે હું ઝમાનને તાબેદાર બનાવવાની કોશિશ કરૂં છું." મુલાકાતના ઓરડામાંથી તેઓ બહાર ગયા અને કહેવા લાગ્યા કે, "બોધ દેવાના વિચારથી હું અહીં આવ્યો હતો પણ બોધ લઇને જાઉં છું." ઝમાનમાં મઝહબ એક મરકઝ છે. મરકઝના આસપાસ ઝમાનને ફરવું જોઇએ. મરકઝ ફરી જાય તો પછી શું રહે? દુન્યામાં કંઇ હંમેશા રહેવાનું નથી. જ્યારે મઝહબી રૂહાની ઝિંદગી તો હમેંશાની છે. મઝહબને જાળવીને દુન્યાનો આરામ લેશો તો બાગે ઇરમમાં તરેહ તરેહની નેઅમતોના હકદાર થશો. એજ નહેજ ઉપર અમે ચાલી રહયા છે. તેમાં કોઇ હેરફેર નહીં થાય. કદમ કદમ આગે બઢીશું, દીનને આબાદ કરીશું તે સાથે દુન્યાને પણ આબાદ બનાવીશું.

મમલુકો આલે મોહંમદના પાસે ઘણી વખત ઇસ્લામના અકાબેરો આવતા રહે છે. એક વખત એક મશહુર મુસ્લિમ આગેવાન હાઝિર થયા અને કહેવા લાગ્યા કે, "આપ જે રાતે

ખિદમત કરી રહયા છો તે રાતે બધા આગેવાનો ખિદમત કરે, આપના આચાર વિચાર મુજબ ચાલે તો ઇસ્લામનો ઝંડો આસમાનની ઉંચાઇમાં રોપી શકાય." હું એ કહયું કે, તમે તેવો કોશિશ કરો તો કહે છે કે સિપેહસાલાર વિનાના સિપાઇઓ જેવી અમારી હાલત છે. મારી વાતને કોઇ માનશે નહીં. આપનોજ એ હક છે અને આપના સબબથી ઇસ્લામની ઇઝઝત છે.

આવી રીતે અનેકવાર અનેક શખ્સોએ આવીને ઇસ્લામની તાલીમ અને તરબીયતની બાબતમાં મારાથી ચર્ચાઓ કરેલી છે અને સર્વેએ કબુલ રાખ્યું જે કે, ઇસ્લામિક કલચરના સંભાળની બીજાઓ જે વાતો કરે છે તે કેવળ વાતોજ છે. જ્યારે આપ અને આપની કોમ તેનો પુરો નમુનો છે. લોકો ઇલ્મની બાબતમાં ૫૦ થી ૧૦૦ વરસ સુધી સ્કીમો તપાસતા રહે છે અને તેમાંજ વખત પુરો કરી નાંખે છે છતાં કોઇ નકકી વિચાર પર આવતા નથી. એક શખ્સ ઇલ્મની બાબતમાં વાતચીત કરવાને આવ્યા અને પુછવા લાગ્યા કે કેવી રીતે આગળ વધીએ ? બહેબુદી વાસ્તે શું નિઝામ કરીએ ? તેને સંતોષ થાય એવો જવાબ દીધો તો અરઝ કરે છે કે, "એક ચીઝ જેની ઉપર અમો વરસો તક તજરૂબાઓ કરીને ચોકકસ થઇએ છે તેજ ચીઝ ઉપર આપ ઇલ્હામથી જવાબ દઇ દો છો. અમારામાં અને આપમાં આ મોટો ફરક છે"

મુમીનીનની જમાઅત ! તમે સઘળા રેહબરના સાથે રહેનારી કોમ છો. મોહંમદ અને આલે મોહંમદના શીઆ છો. તેના દાઆત પર જાંનિસારી કરનારાં છો. તમારા

રેહબરો ખુદાના મોકલા હુવા છે. તમારા ગેરના આગેવાનો લોકોના બનાવેલા છે. સને ૧૯૧૭ થી દઅવતના દુશમનો કોશિશ કરી રહયાં છે કે, ખુદાના રેહબરથી તમને અલગ પાડીને, તમારા જથ્થાને છુટો કરીને પોતાનું મનફાવતું કરી લે. આ બાબતમાં તેઓ નીત નવી ફીતનતો બરપાં કરવાની તક લેતા રહયાં છે. તમારા સાચા રેહબરને વગોવવાની કોશિશ કરતાં રહયાં છે. એક દિનની વાત છે કે એક નસરાનિ આલિમના સાથે એક મુખાલેફ મુંબઇના એક બસ સ્ટેશન ઉપર ઉભેલો હતો. એટલામાં મમલુકે આલેમોહંમદની મોટર ત્યાંથી પસાર થઇ તો પેલો મુખાલિફ પાસે ઉભેલા નસરાનીને કહે છે કે, "જો આ એજ શખ્સ જાય છે કે જેએ દીનને પાયમાલ કરી દીધું." નસરાની આલિમ તેને જવાબ દે છે કે, "તારૂં કહેવું સરાસર ગલત છે. આ એજ શખ્સ છે કે, જેના સબબથી બતુ ફાતેમાનું નામ દુન્યામા બાકી છે અને ઇસ્લામના દીનની રોનક છે." આ ગેરનું કહેવું છે. જેવી આંખ હોય તેવું દેખાય એ કુદરતી છે. દુશમનો દુશમનીની આંખથી દરેક ચીઝને જોય છે તો તેઓને કઇંજ દેખાંતુ નથી. ખુદાતઆલાએ તેઓના માટે કહેલું છે કે, "ખતમલ્લાહો અલા કુલુબેહીમ વ **અલા સમએહીમ વ અલા અબસારેહીમ ગિશાવહ; વલહુમ અઝાબુન અઝીમ"** (ખુદાતઆલાએ તેઓના દિલો પર, તેઓના કાનો પર, તેઓની આંખો પર પાકી મોહર કરી દીધી છે અને તેઓના વાસ્તે મોટું અઝાબ છે.) આવા દુન્યા અને ઉકબાના આંધળા બહેરાઓને – જેઓ ખુદા સિવાય બીજાને પોતાના પાસે કરી રહયાં છે – તેઓને

દુશ્મનની ઉપર છોડી દો. એ લોકોને કહી દો કે તમે તમારૂ કરો અમે અમારૂ કરીશું.

મુમીનીનની જમાઅત ! ખુદાની મદદ અને તેના અવલિયાનો સહારો લઇને કોમની બહેબુદીના કામો કરવા પર કમરબસ્તા થઇ જાવ. ખુદાતઆલા તમને થોડામાં ઘણું કરી આપશે. ખુદા મુમીનીન વાસ્તે કિફાયતનો કરનાર છે. તમને એક દાખલો કહું. મુંબઇનું હમણાનું "સયફી મહેલ" અગાઉ જે રૂપમાં જે લોકોના હાથમાં હતું ત્યાં સઇયદના વમવલાના મોહંમદ બુરહાનુદીન સાહેબ (આ. કુ.) અકસર પધારતા હતા. એક સમયે આપ તે બંગાલમાં તશરીફ ફરમા હતા અને મમલુકો સઇયદના પણ આપના સાથે બચપણાની હાલતમાં મોજુદ હતો. હજી મીસાક ન્હોતો થયો. બે રૂમો હતા તેમાંથી એકમાં સય્યયેદના તશરીફ રાખતાં હતા અને બીજામાં આપના મહેલના લોકો રહેતાં હતા. અમે બહારની વરંડામાં રહેતાં હતા. અરબી લેખનકળાની કોપી બુક લઇને તેના ઉપર જુદી જુદી રીતે ખત લખવાની મશ્ક હું કરી રહયો હતો, એટલાંમાં અંદરથી સઇયદના (આ. કુ.) બહાર પધારા અને શફકતથી પુછવા લાગ્યા કે, "બેટા શું કરો છો ?" મેં જવાબ દીધો કે, 'સાહેબ આ કોપી બુક પર ખત શીખું છું.' સય્યેદના ફરમાવે છે કે 'લાવો હું તમને ખત લખી આપું.' આપે કોપી બુક હાથમાં લીધી અને તે પર આ આયત લખી આપી કે,

**"ફસયકફીક હુમુલ્લાહો વ હુવસ સમીઉન અલીમ"** (પછી ખુદાજ કિફાયત કરી આપનાર છે જે જાણકાર અને સાંભળનાર છે.) આપની પેશીનગોઇ, આપનું ફરમાન સાચું

હતું. એ બંગલો "સયફી મહેલ" બની ગયો. એવીજ રીતે દરેક કામમાં ખુદા અપની મદદ કરનાર છે. તમે સઘલા મારા આવાઝ છો, મારાથી જુદા છોજ નહીં. જે તમે કરશો તેમા હું તન, મન, ધનથી શામિલ છું. શર્ત એ છે કે, જે કરો તે એક દિલ થઇને કરો ખુદા વાસ્તે કરો, પાક ઇરાદાથી કરો. હાલના સંજોગોમાં આપણે શું શું કરાવાની ઝરૂરત છે તે તમને અગાઉ સમજાવી ગયા છે. ખાસ કરીને આ જંગે અઝીમના બાદ વેપર પર હુનર અને ઉદયોગ કેવી રીતે સરસાઈ લઇ જશે તે તમને સારા રીતે સમજાવેલું છે. દઅવતના લોકોને દુન્યાની જરૂરીઆત આસાનીથી હાસિલ થાય તે બાબે પણ ઘંણુ કરવાનું છે. એવું કામ કરવૂં જરૂરી છે કે જે દુન્યવી ઝિંદગીમાં આપણે આરામ અને તરક્કી આપે તેમ આખેરતમાં દરજાત અતા કરે. મોહર્રમની વાયઝોમાં કહયું તે મુજબ અમલ કરવાનો ઇરાદો હતો ત્યાં તો યકબયક આ ફિતનત ઉભી થઇ. તેની આંચમાંથા તમને બચાવવાની પહેલી જરૂર જોઇ. એક દિવસે સબકમાં સઘલાને સમજાવ્યું કે, વહાણ-ના કેપ્ટનને હંમેશા તુફાનની સામે સાવચેત રહેવું જોઇએ. અમુક મોસમમાંજ દરિયામાં તુફાન આવે છે તેથી તે વખતેજ તે બચાવની તઇયારી રાખે એ ગલત છે. તુફાન તો ગમે ત્યારે યકબયક ઉઠી શકે છે અને તેની સામે બચાવ કરવાની તેની ફરજ છે. મુશ્કિલ આવે તે પહેલાં અમે મુશ્કિલને હલ કરવા વાસ્તે તઇયાર હોઇએ છે. હમણાં પણ એજ બનું છે. આવી રીતની ફિતનત ઉભી કરવાનો હમણાં કોઇ સબબ નહોતો બનો. તે સાથ તેઓએ જો એમ

ધાર્યું હોય કે, આ ફુરસદની ઘડી છે, દાઇ હવે શેર જેવા રહયા નથી, બુઢાપો આવી ચુકયો છે તો તેઓએ એમ સમજવામાં ભુલ કીધી છે. ૧૯૧૭ માં હું જેવો હતો તેવોજ આજે પણ છું. ઝાહેરમાં ઉમ્ર મોટી થઇ હોય પણ દઅવતની હિમાયતમાં પહેલાથી વધારે જવાન છું. મારી દઅવતના ફરઝંદોને બચાવવામાં જરાએ પાછી પાની નહીં કરૂં. મુશ્કેલીઓનો મુકાબલો કરીશ તે સાથેજ દઅ-વતના ફરઝંદોની દીની અને દુન્યવી બ્હેબુદી વાસ્તે કોશિશ પણ કરતો રહીશ.

અય હકની દઅવતના ફરઝંદો ! આપણા સામે કામો ઘણા પડેલાં છે. ખુદા તમને અને અમને તે પુરા કરવા પર યારી દે. ખુદા તમને સઘલાને આબાદ રાખે. તમે દેખો તમારા દાઇની સના કોણ કોણ કરે છે. દુન્યાના ચારે ભાગમાં સિફ્તો સનાના અવાઝ બુલંદ થયા છે. એમાં સઘલાજ કંઇ શાએર કે પઇસા વાસ્તે બોલનારા નથી. બલકે હકીકત અને સદાકતને સમજનારાઓ પણ છે. તમારા લીબાસની, તમારી રહેણી-કરણી તમારી દીનદારીની તારીફ કરે છે. તમે સઘલા તમારા શેઆરને જાળવી રાખો. હવે તમારા સામને થોડીક તમારી તરક્કીની યોજના પેશ કરીએ છે તે સાંભળો અને અમલ કરો.

## યમાની સાહેબની વલવલા અંગેઝ તકરીર

હુઝુરેઆલીએ નવા સ્ટા. ટાઇમ ૧૦ થી ૧૨ા સુધી એક ધારૂં બયાન ફરમાવ્યાં પછી શેખુલ ફાઝિલ વ હદદુલ કામિલ નાસેરો દઅવતુલ ફાતેમિયહ મીંયાસાહેબ ઇબ્રાહીમજી યમાની સાહેબે તખ્તની ડાબી બાજુ ઉભા રહીને બિસ્મિ-

લ્લાહ પઢી હમ્દ અને સલવાતની ઇબારત તિલાવત કરી મજલિસની તરફ મુખાતિબ થઇને ફરમાવ્યું:—

અઝીઝો ! આજની મજલિસ અજબ શાનદાર મજલીસ છે કે જેમાં અપના મવલા, અપની જાનો કરતા અવલા, ઇમામુઝઝમાન (સ. અ.) ના નાયબ મનાબ તખ્ત પર જલ્વા અફરોઝ છે. ઇમામના ઝુહુરની શાનનો નકશો યહાં ખેંચાએલો છે. આપે જે બયાન હમણાં યહાં ફરમાયા તેના એક જુમ્લા બલ્કે એક એક હરફ પર અપની જાનો કુરબાન છે. ગયા અશરા મુબારકામાં પણ આપે એવાજ બયાનથી અપને સઘલાને નવાઝા હતા. ખુસુસન કોમમાં વેપારના સાથે હુન્નર ઉદયોગના સાધનો વધારવાની જરૂરત આપે ઘણી લંબાણથી સમજાવી હતી. આ કોઇ નવો વિચાર ન્હોતો બલ્કે કોલંબો ખાતે સરકારેઆલી તશરીફ ફરમા હતા અને ત્યાં મોહર્રમની વાઅઝો થઇ હતી ત્યારે આપે ત્યાં આ વિચારોને જાહેર કરી કોમના અકાબેરોને તેમાં ધ્યાન દેવાની હોંસ અપાવી હતી. હમણાં પુરા થએલા અશરાના બાદ આપનો ઇરાદો હતો કે પહેલી જોગવાઇએ કોમની બ્હેબુદીની થોડીક યોજનાઓ તમારા સામે રજુ કરે. એટલામાં યકાયક આ સંમેલનની ફિતનત જાહેર થઇ. તેઓએ ઇરાદો કીધો કે, પોતાના હુમલાથી દઅવતને તોડે. પણ યહાં તો શેરેખુદાના શેર તેની હિફાઝત વાસ્તે બેઠા છે એ વાત તેઓ ભુલી ગયા. કોની તાકત છે કે આ ખુદાઇ શેરના મુકાબલા પર આવે. આપે તો સઘલાને ઘણાં સમઝાયા પણ ન સમઝા. મુમીનીનએ પોતાનો ઇખ્લાસ અને જાંનિસારીનો હક આ હંગામમાં ઘણો ખુબીથી અદા કીધો.

ખુદાતઆલાના અમે હઝારહા હમ્દ કરીએ છે, તેનો શુકર કરીએ છે અને તેના વલી ઇમામુઝઝમાન (સ. અ.) અને એના નાયબ મનાબની ઇખ્લાસના સાથ વલાયત રાખીને તેમના દુશમનોથી બરાઅત જાહેર કરીએ છે. ખુદાના અવલિયા ચાહે છે કે અપને દીન અને દુન્યામાં ખેરતર કરી દે અને ખુદાના દુશમનો ચાહે છે કે, અપને મુસીબતમાં ગિરફતાર કરી દે. પણ એને ખબર નથી કે અમીરૂન્નહલની હાજરીમાં કોઇ મધના પુડામાં હાથ નાંખશે તો તેના શું હાલ થશે.

અપના મવલા અને આકા દઅવતના ફરઝંદોની બહેતરી ખાતિર દીન અને રાત કોશિશ કરી રહયાં છે. હરેક કામમાં પોતે શામિલ થઇને અને અપને સઘલાને શામિલ કરીને '**શીઅતોના મિન્ના**'નો કોલ સચાવી રહયા છે. આપે જે શાનથી દઅવતને સંવારી છે, ઇમામુઝઝમાનના બગીચાને જે ખુબીથી આરાસ્તા કીધો છે તે જાહેર છે. આપના સબબથી ઝુહુરના આસાર નુમાયા છે. આપ ખુદ રબ્બુઝઝમાન ( ઝમાનને દોરવણાર ) છે. ચાહે તે મિસલથી અમલ કરીને દઅવતના ફરઝંદોની બહેતરી કરી રહયાં છે. હમણા જે યોજના તમારા સામને પેશ કરવામાં આવે છે તેમાં પણ એક જીદ્દત છે અને તે એ કે તમને સઘલાને કારેખેરની તરફ ઝપલાવાના વાસ્તે આપે નક્કી કર્યું છે કે જુમ્લા કામોમાં મુમીનીન અગર હઝાર રૂપીઆ આપશે તો મવલાના તેમાં ૧૦૦ રૂા. આપશે. વાસ્તે આ સ્પર્ધામાં ઉલટભેર હિસ્સો લઇ લો. ખુદા અપના સાથે છે મુખાલેફુનનો કોલ અને અમલ જુદો જુદો છે. કાફેરાનનો કોઇ મવલા નથી.

છોકરીઓની સ્કુલ બાબત અગાઉ જે યોજના કરવામાં આવી છે તેની ઉપર મુકર્રર કરેલી કમેટીએ હજી સુધી ધ્યાન આપ્યું નથી એ જાણીને ખેદ થાય છે. હવે મવલાનાનું ફરમાન છે કે, જુનથી એ કામ જારી થઇ થવું જ જોઇએ. તય્યબી મંઝિલનો એક હિસ્સો એ કામ વાસ્તે આપવાનું અગાઉ કહેવામાં આવ્યું છે, પણ હાલના લડાઇના સંજોગોમાં ભાડુતો વાસ્તે જે સગવડો છે તેનો આધાર લઇને ભાડુતો મકાન ખાલી કરી આપવાને આનાકાની કરે છે. તેમજ મુંબઇમાં મકાનોની પણ તંગી છે. આથી કરીને એ સ્કુલ માટે ખોખાબજારમાં આવેલા મોહંમદી બાગનો એક ભાગ આપવાનું સરકારે ઠરાવ્યું છે. છોકરીઓ માટેની હાયસ્કુલ ફંડમાં જેટલી રકમ ભેગી થશે તેમાં મવલાના દસમો ભાગ ઉમેરી આપશે.

આપણી કોમના ભાય બ્હેનો વાસ્તે પુરતાં સુખસાધનોવાલી હોસ્પીટલ કાયમ કરવાનું ઠરાવવામાં આવ્યું છે. તેમાં દસ લાખ રૂપીઆના ખર્ચનો અંદાઝ કરેલો છે. તેની વ્યવસ્થા માટે એક વગવાલી કમેટી મુકર્રર કરવામાં આવશે. હોસ્પીટલ માટે જે રકમ ભેગી થશે તેમાં પાંચ ટકા જેટલી રકમ મવલાના ઉમેરશે અને એ ઉમેરેલી રકમમાંથી હોસ્પીટલનો ઓપરેશન રૂમ બનાવવામાં આવશે.

દુન્યવી તાલીમને ઉત્તેજન આપવા અર્થે તાહેરી સ્કોલરશીપ ફંડ કાયમ કરવામાં આવે છે. આ ફંડની વ્યવસ્થા સયફી હાયસ્કુલ કમેટીના હસ્તક રહેશે. આ ફંડમાં મવલાના ચાલુ વરસ માટે રૂા. ૫૦૦૦ અને હવે પછીના દર વરસે રૂા. ૨૫૦૦ નો અતીયો આપવાનું જાહેર કરે છે.

આપણી કોમમાં હોમ ઇન્ડસ્ટ્રી—જેને કોટેજ ઇન્ડસ્ટ્રી પણ કહે છે તે—ગૃહ ઉદયોગના—ઉત્તેજન અર્થે એક વગ-વાળી ઓફીસ ખોલવામાં આવે છે.

સાથેજ વેપાર અને સાહસીક ઉદયોગની દોરવણી અર્થે જરૂરી પગલાં ભરવા એક ઓફીસ ઉઘાડવામાં આવે છે. આ ઓફીસ હાલ તરત બદરી મહેલમાંજ રહેશે.

o o o

શેખુલ ફાઝિલ યમાની સાહેબે યોજનાઓ વાંચી બતાવ્યા પછી કોમના અદના અને આલા સપુતોએ એક બાદ એક તખ્ત પાસે હાજર થઇને રકમો લખાવાની શરૂઆત કીધી હતી. જોતજોતામાં હોસ્પીટલ ફંડમાં રૂા. પાંચ લાખ સુધીની રકમ ભરાઇ ગઇ હતી. સ્કોલરશીપ ફંડમાં ચાલુ વરસ માટે ચાલીસ હઝારથી વધુ ભરાઇ ગયા હતા. તથા કાયમના વરસો માટે રૂ. ૧૬,૦૦૦થી વધુ રકમ લખાવાઇ હતી. કોટેજ ઇન્ડસ્ટ્રી માટે પણ રકમો આવી હતી. એક તરફ રકમો લખાવાતી હતી તો બીજી તરફથી શેખ એહમદઅલી રસાની, મુ. નુરભાઇ ડેડાનવાલા શેઠ અબ્દુલકાદર કાંચવાલા પોતાની પુરઝોર તકરીરથી સખી વુજુદોના દિલો ગરમાવે જતા હતા. વચ્ચે વચ્ચે શાએરો પણ પોતાના કલામથી મજલિસને ધમધમાવતા હતા. એક કલાકથી વધુ વખત સુધી આ કાર્યક્રમ જારી રહયો હતો. તે બાદ મવલાનાએ દોઆના કલેમાત પર વાયઝ પુરી કરતા ફરમાવ્યું કે;—

મુમીનીનની જમાઅત ! ખુદાતઆલાનો હમ્દ અને શુકર કરીએ છે કે તેની તોફીકથી અમે જે કામ

કરવા ચાહીએ છે તે કામને ખુદા કામીયાબીના સાથે પાર ઉતારે છે. તમારી એક એક હસનતનું અજર ખુદા દસ નહીં સીત્તેર નહીં બલ્કે સીત્તેર હઝારથી વાળી આપે છે. ખુદાતઆલા તમને સઘળાને દીન અને દુન્યામાં સઆદતમંદ કરજો. તમારી કોશિશને હંમેશા મશકુર કરજો. તમોએ હમણાં જે કામોમાં ઉલટ લીધી તેવા તો હજી બીજા ઘણાં કામો આપણે કરવાના છે. **"તઆવેનુ અલલબીરેં વત્તકવા, વલા તઆવેનુ અલલ ઇસ્મે વલ ઉદવાન"** (ભલાઇના તેમજ ખુદા તરસીના કામોમાં મદદ કરો અને જે કામમાં ગુનાહ તથા પાપ હોય તેમાં મદદ ન કરો) આ આયતની તિલાવત કરીને ખુદાના હમ્દ સાથે મોહંમદુલ મુસ્તફા, અલીયુલ મુર્તઝા, ફાતેમતુઝઝહેરા, હસનિલ મુજતબા, હુસેન શહીદે કરબલા ઉપર સલવાત પઢીને, હુસેનની ઝુર્રીયતથી જે ઇમામો થયા અને કિયામતના દીન તક થાશે તે પર સલામ બોલીને, ઝમાનના સાહેબ ઇમામુઝઝમાન પર દરૂદ પઢીને અરજ કરીએ છે કે, ખુદાતઆલા એ સલવાતની બરકાતને મૌલાના ઝોએબથી મૌલાના બદરૂદ્દીન તક જે ઇત્લાકના તાજદારો થયા તે પર વરસાવે. અને હજી એ બરકાતને અમારી અને તમારી તરફ જારીયા કરે. વલીયુલ્લાહ ઈમામુઝઝમાન (સ. અ.) ની નઝરાત તમારા સઘલા પર છવાઇ રહે. આ દોઆ પર આજની મજલિસને ખતમ કરીએ છે. **"વલ હમ્દો લિલ્લાહે રબ્બીલ આલેમીન."**

---

## (૬૫)

# એક શુભ પરિણામ.

(મું. સ. તા. ૭-૨-૪૪ અગ્રલેખ.)

## દાઉદી વોહરાઓ વચ્ચે કોમકલ્યાણની સ્પર્ધા

મુંબઇમાં મળેલી દાઉદી વોહરા કોન્ફરન્સ વિષે તેના વિરોધીઓ અને નાફેરવાદીઓ ગમે તેવો અભિપ્રાય ઉચ્ચારે છતાં એ કોન્ફરન્સનું એક શુભ પરિણામ એ આવ્યું છે કે તેણે કેળવણી અને કોમકલ્યાણનાં બીજાં ક્ષેત્રમાં સ્પર્ધા જગાડી છે. કોન્ફરન્સના નેતાઓએ કેળવણી અને હુન્નરઉદ્યોગની યોજના ઉપાડી લીધી એટલે કોન્ફરન્સના વિરોધીઓને ઉંચી કન્યા કેળવણી હોસ્પિટલ અને સ્કોલર્શિપ માટે નાણાં ઉભાં કરવાની યોજના હાથ ધરવી પડી છે, અને તેઓ કદાચિત કહે કે અમારો એ વિચારજ હતો તો તેઓને પોતાનો એ વિચાર ઉતાવળે અમલમાં મુકવાની અગત્યતા સ્વીકારી તાત્કાલિક પગલા ભરવા પડયાં છે. કોન્ફરન્સ ન મળી હોત તો આવું શુભ પરિણામ આટલું ઝટ આવતે કે કેમ તે વિષે અનેક બીરાદરોને શંકા છે. છતાં આ બધી હજુ યોજનાઓજ છે. અને એમાંથી એક પણ પક્ષ પ્રમાદ કે આળસ સેવશે તો બીજાની પણ એજ દશા થશે. આથી એક પક્ષે બીજાને જાગૃત રાખવા માટે પોતે પણ જાગૃત રહી કોમકલ્યાણના કામ માટે કંઇ ને કંઇ કરતા રહેવાનું છે. કોન્ફરન્સના

વિરોધીઓએ કન્યાં હાઇસ્કુલ ઉતાવળે ઉઘાડવાના પગલા ભરવા માંડયા છે તે નવયુગનો જેવો તેવો વિજય નથી. જ્યાં કુમારોમાં પુરતી કેળવણી નથી ત્યાં કન્યાઓને ઉંચી કેળવણી આપવાનો વિચાર સ્તુતિપાત્ર અને કુમારોને પણ કેળવણીને માગે આગળ ધપવાની ફરજ પાડનારો છે. કાઠિયાવાડના એક રાજ્યમાં કન્યાઓ માટે ફરજંયાત કેળવણીનો કાયદો છે અને કુમારો માટે તેવો પ્રબંધ નથી તે વિચિત્ર જણાતા ત્યાંના મહારાજાને પુછતાં તેમણે જણાવ્યું કે કન્યા કેળવાયેલી હશે તો કુમારોએ તેમની સાથે પરણવા માટે શરમાશરમીમાં પણ કેળવણી લેવી પડશે. આથી વોહરા કન્યાઓ માટેની ઉંચી કેળવણી પાછળ આવો શુભ આશય હોય તો તેના પ્રવર્તકોને આપણાં અભિનંદન છે, પણ એક નહિ પણ અનેક વોહરા કન્યા હાઇસ્કુલની જરૂર છે, અને તે મુંબઇ ઉપરાંત દાઉદી વોહરા વસ્તીવાળાં અનેક શેહરો અને કસ્બાઓમાં સ્થપાવી જોઇયે. ચર્ચા ખાતરજ ચર્ચા કરતા હોય તેમ કેળવણીનું પ્રમાણ મોટું છે અને એ પ્રમાણનાં આંકડા ટાંકવામાં આવેછે તે જોઇને હાસ્યજ ઉપજે છે. બનવા જોગ છે કે બે ત્રણ ચોપડીના ભણતરનો સમાવેશ પણ કેળવણીમાં કરાયો હોય!

**કુદરતનો કાયદો.**

પળવાર માની લઇએ કે વોહરા કોમ કેળવણી સંપન્ન છે પણ પ્રગતિ એ કુદરતનો કાયદો છે તે પ્રમાણે જગતની માફક વોહરા બિરાદરોએ પણ આગળ વધવાનું છે. યુરોપ અને અમેરિકાની પ્રજા કેળવણીમાં મોખરે છે છતાં તેમણે કેળવણીના પ્રદેશમાં થોભી ન જતાં આગળ ને આગળ વધવું ચાલુ રાખ્યું છે તો તેઓ નવી નવી શોધખોળ કરી

જન કલ્યાણુ માટે કંઇ કરી શકે છે. આથી વોહરા કોમ કેળવણીમાં આગળ વધેલી છે એટલે તેણે કંઇ કરવાનુંજ નથી એમ માની બેસી જવાની સલાહ પ્રગતિને રૂંધનારી છે. વેહતુજ પાણી ચોકખું રહે છે તે બંધાઈ જતા ગંધાઇ ઉઠે છે. હોસ્પિટલ અને સ્કોલર્શિપોની આવશ્યકતા પણ ઓછી નથી, પણ 'ગજનુ ગજ ભર્યાં પછી સુત્ત પણ નહિ ફાડવા' ની બીજાઓને બનાવવાની વૃત્તિ હવે કોઇ સાંખી લે તેમ નથર. વાતો કરવાથી અને નાણાંની ટિપ પ્રગટ કરાવવાથી કામ પતી ગયું એમ મનાવવાના દિવસો વહી ગયા છે. વગર પેટ્રોલે મોટર ચાલતી નથી. પેણામાં તેલ ન હોય તો ભજિયાં થતાં નથી, આથી હવે કેન્ફરન્સના નેતાઓ તેમજ તેમના વિરોધી આગેવાનોએ પોતપોતાના પંથે કોમકલ્યાણનાં કામ આરંભી દઇ આગળ વધવાનું છે. જેઓ કોમનું વધુ હિત કરશે તેમના પક્ષમાં કોમ ભળશે અને તેમને કોમ સાચા ઉધ્ધારક માનશે. કોન્ફરન્સે આ રીતે કોમની સેવા કરવા માટેની સુખદાયી સ્પર્ધા જગાડી છે.

"હિંમતે મર્દાં—"

બંને પક્ષ જુદા જુદા પ્રયત્ન કરે તેને બદલે બંને સાથે મળી જાય તો ઘણું સુંદર કામ કરી શકે તે હેતુથી અમે બંને પક્ષ વચ્ચે સમજુતી કરાવવા માટે અમુક ગૃહસ્થોને લવાદ નેમવાની સુચના કરી હતી, પણ તેમાં પાછો વચ્ચે ધર્મનો સવાલ લાવવામાં આવ્યો છે, પણ ધર્મને તેના વિસ્તૃત અર્થમાં લેવાનો છે, અને ધર્મ અને રાહરસમ અને રીતરિવાજ વચ્ચેનું અંતર સમજી લેવાની જરૂર છે. ધર્મના સિધ્ધાંત અચળ છે, જ્યારે રાહરસમ અને રીતરિવાજ બદલાયાજ કરે છે એટલે રાહરસમ અને

રીતરિવાજ બદલનારે ધર્મ બદલ્યો કે તે ધર્મ ભ્રષ્ટ થયો એમ માની લેવું તે સંકુચિત દ્રષ્ટિનું પરિણામ છે. જો પરકોમના ન્યાયાધીશો ધર્મના અટપટા સવાલોનો નિકાલ કરી શકતાં હોય અને તેમની સમક્ષ ધર્મની કિતાબો અને પ્રમાણો રજુ થઇ શકતાં હોય તો પરકોમના લવાદો ધર્મની બાબતમાં નહિ સમજે એમ કહેવું વધારે પડતું ગણાશે. વળી કોન્ફરન્સે જે સવાલો ઉપાડયા છે તેને ધર્મ સાથે કંઇ સબંધજ નથી. કોન્ફર-સવાળાઓ કેળવણી દ્વારા કોમમાં ઝેર ફેલાવશે એવી ટિકા ઇંગ્રેજી રાજ્યના અમલના આરંભમાં સરકાર તરફથી ઉઘડેલી શાળાઓ સામે થઇ હતી તેનુ સ્મરણ કરાવે છે, પણ તેનું પરિણામ એ આવ્યું કે એ કેળવણીથી વંચીત રહેનારી કોમો પછાત પડી ગઇ હતી. સુધારકોની સંખ્યા હંમેશા નાની હોય છે. માર્ટિન લ્યુથર એક હતો પણ આજે તેમનું શિક્ષણ અપનાવી લેનારાઓની સંખ્યા લાખો નહિ પણ કરોડોની છે. વોહરા બિરાદરો અને ખાસ કરીને કોન્ફરન્સના આગેવાનો મકકમ રહેશે તો જરૂર ફાવશે. ઇંગ્લાંડ જેવા દેશમાં પણ એક સમય એવો હતો કે ધાર્મિક રાહરસમની વિરૂધ્ધ વર્તનાર અને નવા સિધ્ધાંતનો પ્રચાર કરનારને જીવતાં ને જીવતાં સળગાવી દેવામાં આવતા હતા. વોહરા સુધારકો માટે આ જમાનામાં જો કે એવો ભય નથી છતાં સેવા કરવાની ધગશવાળા મર્દ બનશે તો ખુદા મદદ કરશે; "હિમતે મર્દાં, તો મદદે ખુદા." નાફેરવાદી બિરાદરોએ તો સુધારકોનો સામનો કરવા માટે એવી જવાબદારી ઉપાડી છે કે તેમને આશાયસના બહાના નીચે પણ થોભી જવાનું પરવડી શકે તેમ નથી.

## પ્રકરણ ૮ મું

# વીરોધનો વંટોળ.

## નાગપાડા સંમેલન તરફ વિરોધ દર્શાવવા ઠેરઠેર મળેલી સભાઓ

(૧)

( હેન્ડબીલ )

### મુંબઇ બહાર વસતા દાઉદી ભાઇઓને આપીલ

અમો મુંબઇની દાઉદી જમાઅતના અદના સેવકો અપીલ કરીએ છીએ કે મુંબઇ ખાતે તાજેતરમાં જે સાત ઇસ્મોએ કહેવાતી કોનફરન્સ બોલાવી ના. સૈયદના સાહેબ

(ત. ઉ. શ.) તથા દાવતે હાદીયા વીરોધ જે કાર્યવાહી ચલાવી હતી તે માટે મુંબઇની જુમાતે શકય રીતે પોતાનો વીરોધ તથા તીરસ્કાર (Protest and condemnation) દર્શાવ્યો છે તેજ પ્રમાણે મુંબઇ બહાર વસ્તા કોમી બીરાદરો પણ આ બાબતમાં પોતાનો શકય વીરોધ દર્શાવે એવી આશા રાખીએ છીએ.

સરવે કોમી ભાઇઓ પોતાની ફરઝ બજાવી લાવશે અને પોતાના ગામની જમાઅત મારફત તે બાબતની ખબરો હઝરતઆલીયાહમાં જાહેર પત્રોમાં, ઉપરાંત અમોને તથા યોગ્ય સ્થળે વહેલી તકે પહોંચાડશે.

લી. અબ્દે સૈયદના (ત. ઉ. શ.)
ખાનબહાદુર મુ. મહમદઅલી અલાબક્ષ J.P., M.L.A., N.D.H.
શેખ ઇબ્રાહીમ અબ્દુલકાદર B.A., J.P., N.D.H.

શેખ ઇ. અબ્દુલકાદર
C/o E. A. Currim.
Appolo Street
Fort Bombay,

# (સુરત)

("ગુજરાત" તા. ૧-૨-૪૪)

## ના. વડા મુલ્લાંજીમાં સુરતના દાઉદી વહોરાઓનો સંપુર્ણ વિશ્વાસ.

### મુંબઇની પરીષદનો સખત વિરોધ: મી૦ મહમદભાઇ બદરી, મી. વાસી વગેરે વહોર અગ્રેસરોનાં ભાષણો.

## સમસ્ત દાઉદી વહોરાઓની સભાના ઠરાવો.

સુરતની સમસ્ત દાઉદી વહોરા જમાત તરફથી આજે બપોર પછી 'સયફીહરૈસ'માં યોજાએલી દાઉદી વહોરાઓની પ્રચંડ સભાએ મુંબઇમાં દાઉદી કોન્ફરન્સે કરેલા ઠરાવોનો સખ્ત વિરોધ કરતો અને ના. વડા મુલ્લાંજી સાહેબમાં સંપુર્ણ વિશ્વાસ જાહેર કરતો, એમ બે ઠરાવો સર્વાનુમતે પસાર કર્યા હતા.

દાઉદી વહોરાઓની હાજરીથી આખો ખંડ ચીકાર ભરાઇ ગયો હતો. ઉપરાંત હોલ ફરતેના ઝરૂખાઓમાં અનેક વ્હોરાં મહિલાઓ પણ હાજર રહી હતી. સભાનું પ્રમુખસ્થાન મીયાંસાહેબ ઇસાભાઇ શેખ અબ્દુલકાદર હઇદરમોટાવાળાને આપવામાં આવ્યું હતું,

### પરિષદ સામેના આક્ષેપો.

પ્રમુખના પ્રાસંગીક વીવેચન બાદ ઠરાવોના સમર્થનમાં અનેક વહોરા ગૃહસ્થોએ વીવેચનો કરીને મુંબઇની એ પરીષદની કાર્યવાહીને તેમજ તેના પ્રયોજકોને સખ્ત શબ્દોમાં વખોડી કાઢયા હતા અને એ પરીષદ તો જમાત-ખારીજ થયેલાઓનું એક તુત માત્ર હોઇ, જમાતના ભોળા સજ્જનોને તેઓએ આડે માર્ગે દોરવીને એ પરીશદ માટે સાથ મેળવવામાં આવ્યો હતો, એવા આક્ષેપો કર્યા હતા. એ પરીષદનો વીરોધ કરવા માટે મુંબઇમાં ખા. બ. મુલ્લાં મહમદઅલી અલ્લાબક્ષને પ્રમુખપદે મળેલી દાઉદી વહોરા-ઓની સભાની કાર્યવાહીને ટેકો આપવામાં આવ્યો હતો, અને તેમાં પસાર થયેલા ઠરાવોને અપનાવી લેવામાં આવ્યાં

હતા, તેમજ ના. વડા મુલ્લાજી સાહેબની રાહબરી હેઠળ દાઉદી વહોરા કોમે સાર્વત્રિક પ્રગતી કરી હોવાનો દાવો કરવામાં આવ્યો હતો અને તેના સમર્થનમાં મદરેસાઓની સ્થાપના વગેરે જેવી હકીકતો રજુ કરવામાં આવી હતી.

## પહેલો ઠરાવ

"સુરત સમસ્તના દાઉદી વહોરાઓની આ સભા મુંબઇ ખાતે દાઅવતના વીરોધીઓએ બોલાવેલી કહેવાતી દાઉદી વહોરા કોન્ફરન્સનો વીરોધ કરી તેને સખત શબ્દોમાં તિરસ્કારી કાઢે છે અને ના. સૈયદના સાહેબ (ત. ઉ. શ.) ઉપર જે નીચ અને બીનપાયાદાર હુમલાઓ કરવામાં આવ્યા છે તેને સખત શબ્દોમાં ધીકકારે છે, અને દાઉદી વહોરા કોમના નામે કહેવાતી કોન્ફરન્સના કાર્યકર્તાઓ ને બોલવા તથા કરવાનો કોઇ પણ હક હોવાનો સાફ ઇન્કાર કરે છે, અને મુંબઇના આપણા દાઉદી ભાઇઓએ જે વીરોધ કરી ઠરાવો પસાર કર્યા છે તેને પોતાનો સંપુર્ણ ટેકો આપી એકમતી દર્શાવે છે"

## ઠરાવ બીજો

"સુરત સમસ્તના દાઉદી વોહરા ભાઇઓની આ સભા ના. હુઝુરઆલી સૈયદના વ મૌલાના અબુમોહંમદ તાહેર સેફુદ્દીન સાહેબ (ત. ઉ. શ.) એ આજ સુધી કોમની દીની અને દુન્યવી તરક્કી માટે–જેમાં કોમની કેળવણીનો પણ સમાવેશ થાય છે–જે અથાગ અને અજોડ કોશીશ કરી છે તે માટે નમ્રતાપુર્વક તેઓ નામદારનો દીલથી શુક્રીયો ગુજારે છે અને આપણી કોમનો તેઓમાં સંપુર્ણ વીશ્વાસ અને વફાદારી હોવાનું જાહેર કરે છે અને દુઆ ગુજારે છે કે

પાક પરવરદીગાર આપને કોમ તરફથી જઝાએ ખેર અતા કરે અને આપની ઉમર શરીફને દરાઝ કરે."

## ઠરાવને ટેકો આપનારા

પહેલો ઠરાવ મી૦ મહમદભાઇ યુસુફઅલી બદરીએ રજુ કર્યો હતો અને તેને મી. હેપતુલ્લા મામા, મી. રહેમાનભાઇ મીઠાઇવાલા, મી. તઇયબભાઇ મહમદઅલી વાસી, મી. સાલેહભાઇ બદરી, મુલ્લાં એહમદઅલી અને એક વીદયાર્થીએ ટેકો આપ્યો હતો.

## એક યુવકે માફી માગી.

મુંબઇની પરીષદમાં કેટલીક ગઝલો વાંચનાર સુરતના એક યુવક મી. તાહેરભાઇ શેખ બદરૂદીને પોતાના એ કૃત્ય બદલ કોમની અને ના. વડા મુલ્લાંજી સાહેબની માફી માગી હતી, અને એવી ખાત્રી આપી હતી કે હવેથી પોતે કોમની કોઇ પણ વીરોધી ચળવળમાં ભાગ લેશે નહી. સભાએ સર્વાનુમતે આ યુવકને માફી આપી હતી.

(મજકુર યુવકે નીચે પ્રમાણે લેખીત માફી માગી હતી)

**મહેરબાન પ્રમુખ સાહેબ તથા હાઝરીન સાહેબો,**

"તાજેતરમાં કહેવાતું દાઉદી વ્હોરા સંમેલન મુંબઇમાં ભરાયું તેમાં મેં જે કેટલીક ગઝલો વાંચી સંભળાવી હતી તે માટે જે ગેરસમજુતી ફેલાવા પામી છે, તે વીષે મારે કેટલોક ખુલાસો કરવાની જરૂર છે.

મારા વીરૂધ્ધ પ્રોપેગેન્ડા કરવા માટે સદરહુ ગઝલના કેટલાક શેર રીપોર્ટરોએ પોતાના પેપરને વધુ આકર્ષક બનાવવાની દાનતે છાપી માર્યાં હતા, જે ગઝલ આખી

"અખબારેસોદાગર"માં પ્રગટ થઇ ચુકી છે.

પહેલાં તો મારે એ ચોખવટ કરવાની છે કે, મુંબઇમાં ભરાએલા સદરહુ કહેવાતા દાઉદી વ્હોરા સંમેલનમાં કેટલાકોના ભરમાવવાથી અને મને કંઈક નવું જાણવા મલશે એ આશાએ હું ત્યાં ગયો હતો. ત્યાં ગયા પછી મને ખરી પરિસ્થીતિનું ભાન થયું, અને મને જણાયું કે એ કહેવાતી દાઉદી વ્હોરા કોન્ફરન્સની, કોમની ખીદમત કરવા માટે નહી પરંતુ કેળવણીના બહાને ખોટો ફસાદ ઉત્પન્ન કરવાની દાનત હતી અને છે.

કહેવાતી કોન્ફરન્સ સાથે મને કોઇપણ જાતનો સંબંધ નથી. પરંતુ તે નાપાક મંડળીમાં હું ગયો તે માટે કોમ અને સૈયદના સાહેબનો ગુનોહ મેં કર્યો છે, તે બદલ હું આપ સઘળાં સાહેબો સમક્ષ માફી ચાહું છું, અને આશા રાખું છું કે, આપ સઘળાં સાહેબો ઉદાર દીલે મને માફ કરશો.

વળી હું નામદાર સૈયદના સાહેબની જનાબમાં અરજ કરૂં છું કે, તેઓ નામદાર પણ મને ક્ષમા બક્ષી દેશે.

વધુમાં હું એવી ખાત્રી આપું છું, કે આયંદા કોઇપણ વીરોધીઓની ચવળમાં હું ભાગ લઇશ નહી."

લી. સૈયદનાનો ગુલામ,

(S. D.) તાહેર શેખ બદરૂદ્દીન અમીન

બદરી રોડ, સુરત.

બીજો ઠરાવ મી. ઇસુફઅલી શેખ દાઉદભાઇ ઇ. એ. કરીમવાળાએ રજુ કર્યો હતો અને તેને મુલ્લાં તઇયબભાઇ સાલેહભાઇ બસરાઇ, મી. મોહસીનભાઇ અબ્દુલરહીમ

હઝુરી, મી. તઇયબભાઇ ગુલામહુશેન બાદશાહ વીગેરેએ ટેકો આપ્યો હતો.

## પરીષદને રદીઓ.

### મી૦ મહમદભાઇ બદરીનું ભાષણ.

મી૦ મહમદભાઇ બદરીએ આજની સભાનું પ્રયોજન સમજાવી જણાવ્યું હતું કે ગયા અઠવાડીયામાં મુંબઇમાં કેટલાએ વરસોથી જમાતખારીજ થયેલાઓએ આપણામાંના કેટલાક ભોળા અને ભલા માણસોને કોમની કેળવણીને નામે ભરમાવ્યાં અને કોમની તરકકીનો સ્વાંગ સજી નામદાર સરકાર આલીની પરવાનગી સીવાય દાઉદી વહોરા કોમને નામે કોનફરંસનું ફારસ ભજવ્યું. કોમના રેહબરોને એ વાતની ખબર પડતાંજ તેમણે તેમને રોકવાના પ્રયત્ન કર્યાં, પણ જેમના દીલમાં દાવતે હાદીયાહની ગાદી તરફ નાફરમાની હોય તેમને નેક સમજ કયાંથી આવે? તેમણે કોમની બહેતરી અને કોમની કેળવણીને નામે ભોળા માણસોનો સાથ સાધી કોનફરન્સનું નાપાક નાટક ભજવ્યું, અને તેમાં કોમ ઉપર, નામદાર સઇયદના ઉપર, અને કોમના રેહબરો ઉપર અણછાજતા અને હલકટ હુમલાઓ કર્યાં. તે તરફ આખી કોમ તીરસ્કારની નજરથી જુએ છે. વળી આપણી કોમની કેળવણીને અત્યંજ અને ભીલ કોમની કેળવણી સાથે સરખાવી એ ભોળા ભાઇઓએ પોતાની અજ્ઞાનતાનું આબેહુબ પ્રદર્શન કરાવ્યું છે.

### અનેક પ્રકારની સેવા

નામદાર સૈયદના તાહેર સૈફુદીન સાહેબ ગાદી ઉપર આવ્યા

પછીથી તેમને દાઉદી વહોરા કોમની દરેક પ્રકારની તરક્કી માટે અથાગ પ્રયત્નો કર્યાં છે અને હજી પણ કર્યાંજ કરે છે. કોમમાં દીની સાથે દુન્યવી કેળવણી માટે મોટા મોટા મદરેસાઓ ચાલે છે અને તેની પાછળ બાદશાહી ખર્ચ કરવામાં આવે છે. હુન્નર ઉદ્યોગની બાબતમાં પણ તેઓ નામદારે હમણાં થોડા વખત ઉપર મહોરમની વાએઝમાં આગેવાનોનું ધ્યાન ખેંચ્યું હતું. કોઇપણ કોમની કેળવણી કરતાં વહોરા કોમ કેળવણીમાં પછાત છે એમ કહેવું એ છતી આંખે આંધળાં થવા જેવું છે.

## એથી અળગા રહેજો

દાઉદી વહોરા કોમ દુનીયામાં સંપીલી સુખી અને હકના દાઇ તરફ પુર્ણ વફાદારી અને જાંનેશાની કરનારા છે. થોડાક વરસો ઉપર કેટલાક સ્વાર્થીઓએ કોમમાં ઝેરી બી વાવ્યાં. તેમાંથી કડવા ફળ ઉત્પન્ન થયાં. અને તેનો નતીજો બી વાવનારનેજ ભોગવવો પડયો એ આપ સર્વે સારી રીતે જાણો છો. હજુ પણ તે ઝેરી બીનો નાશ થયો નથી. થોડા થોડા વખતે તેમાંથી જુદી જુદી રીતના ફણગા ફુટી નીકળે છે અને નામદાર સૈયદ-નાનું તથા કોમનું દીલ દુભાવે છે. આપણે સર્વે આજે તેવા બીનવફાદાર અને હકના દાઇ તરફ દુશ્મનાવટ રાખ-નારાઓ પ્રત્યે સખત તીરસ્કાર અને નાપસંદગી જાહેર કરીએ છીએ. તેમજ દુનીયાભરમાં વસતી દાઉદી વહોરા કોમને ભલામણ કરીએ છીએ કે સુધારાનો સ્વાંગ સજી કોમમાં વેર, ઝેર અને બેદીલી ફેલાવનારા અને દાઅવતે હાદીઆની ગાદી પ્રત્યે બીન વફાદારી બતાવનારા ઇસમોથી

અળગા રહેવું અને તેમની ઝેરી જાળમાં ફસાવું નહીં.

મુંબઇની કોન્ફરન્સ એ, આજે કેટલાય વરસોથી જુમાત ખારીજ થએલા કેટલાક ઇસમોની ઝેરી પ્રપંચ જાળ હતી. કોમની તરક્કીને નામે વેર, ઝેર અને બેદીલી ફેલાવવાની અને નામદાર સૈયદના તાહેર સૈફુદીન સાહેબને ખોટી રીતે વગોવવાનો તાગડો હતો. ખુદાની મહેરબાનીથી તેમનું પોકળ ફુટી ગયું છે અને તેઓ તેમની નેમમાં નીષ્ફળ નીવડયા છે તે ખુશી થવા જેવું છે.

આજે આપણે આ જગ્યાએથી બાપોકાર જાહેર કરવા ભેગા થયા છીએ કે સુરતના દાઉદી વહોરાઓ નામદાર સઇયદના તાહેર સઇફુદીન સાહેબ પ્રત્યે પુર્ણ વફાદારી અને જાંફેશાની જાહેર કરે છે. તેમની રેહબરી અને દુઆમાંજ કોમની તરકકી છે અને કોમમાં સુધારકનો સ્વાંગ સજી ઝેરવેર, બેદીલી અને નાફરમાની ફેલાવનારાઓ સાથે સુરતના દાઉદી વહેરાઓને કંઇ સંબંધ નથી એટલુંજ નહીં પણ તેઓ પ્રત્યે સખત તીરસ્કારની લાગણી જાહેર કરે છે. તે કહેવાતી કોન્ફરન્સનો વીરોધ કરવા મુંબઇમાં કોમની મોટી જાહેર સભા મળી અને તેમણે સર્વાનુમતે કોનફરંસનો સખત શબ્દોમાં તીરસ્કાર કર્યો અને કોમનો અવાજ રજુ કર્યો હતો.

તે સભામાં થયલા ઠરાવો મી૦ મહમદભાઇએ વાંચી બતાવ્યાં હતા અને તેને ટેકો આપવાની સભાને હાકલ કરીને પોતાનું ભાષણ પુરૂં કર્યું હતું.

## સાચી કેળવણી કઇ?

મી. મહમદભાઇના ઠરાવને ટેકો આપવામાં મી. તૈયબભાઇ વાસીએ દાઉદી વહોરાઓએ કેળવણીના ક્ષેત્રમાં

કરેલી પ્રગતીનો ખ્યાલ આપ્યો હતો. તેમણે પુસ્તકીયા અને વ્યવહારૂ કેળવણી વચ્ચેની ભીન્નતા દર્શાવી જણાવ્યું હતું કે વગર ભણેલા બસરાઇ, મસ્કતી અને મોગલ કુટુંબો દેશ દેશાવર ફર્યાં હતા અને અઢળક ધન મેળવી લાવ્યાં હતા. જ્યારે અમારા જેવા યુની૦ ના ડીગ્રીધારીઓ નોકરી કરીને માંડમાંડ પુરૂં કરીએ છીએ. આથી પુસ્તકીયા કેળવણી કરતાં વ્યવહારૂ કેળવણીનું મહત્વ કોઇ રીતે ઓછું યા ઉતરતું નથી અને તે દ્રષ્ટિએ જોતાં દાઉદી વહોરા કોમ કોઇ રીતે પાછળ પડી ગઇ નથી. વળી કેળવણીની વાત કરતી વખતે એ વાત પણ ખ્યાલમાં રાખવાની છે કે હિંદ તો ગામડાંઓનો બનેલો દેશ છે. કેળવણી ફકત શહેરોમાંજ શકય બને છે; ગામડાંઓમાં એ હજુ શકય બની નથી. આમ છતાં મુસ્લીમો કરતાં આપણી કોમ કેળવણીમાં ઘણી આગળ વધી ગઇ છે અને વધતી જાય છે, એના સમર્થનમાં તેમણે કેટલાક આંકડા આપી ઉમેર્યું હતું કે આપણો કોમી મદરેસા સુરતની તમામ મ્યુ૦ નીશાળો કરતાં દશગણો સારો છે, એમ ખુદ સત્તાધીશોએ જણાવ્યું છે. વળી ધાર્મીક કેળવણી પણ અનીવાર્ય છે. ધાર્મીક જ્ઞાન વીનાની કેળવણી નકામી છે. ખરા ખોટાંની પરખની દ્રષ્ટીએ પણ ધાર્મીક કેળવણીની ખાસ જરૂર છે. અને તે દ્રષ્ટિએ પણ આપણી કોમે પ્રગતીજ કરેલી જણાઇ આવે છે.

આભાર દર્શન વીધી બાદ લગભગ અઢી કલાકની કાર્યવાહી બાદ સભા વીસર્જન થઇ હતી.

( ૩ )

# (અમદાવાદ.)

("પ્રભાત" તા. ૬-૨-૪૪)

## નાગપાડા સંમેલન સામે ગુજરાત કાઠિયાવાડની સમસ્ત દાઉદી વોહરા કોમનો સખ્ત વિરોધ.

## ડીસ્ટ્રીકટ જજ શ્રી. નોમાનભાઇના પ્રમુખપદે મળેલી જાહેર સભા.

**વોહરા બીરાદરોથી ઉભરાઇ ગયેલો પ્રેમાભાઇહોલ. રાતના બે વાગતા સુધી ચાલેલી સભાની કાર્યવાહી. પચ્ચીસ ઉપરાંત વકતાઓએ ચલાવેલો ભાષણનો મારો. સર્વાનુમતે પસાર કરવામાં આવેલા ઠરાવો.**

અમદાવાદ, શનિવાર

મુંબઇમાં નાગપાડામાં દાઉદી વહોરા કોમના કહેવાતા કેટલાક સુધારકોએ બંધ બારણે કેટલાક ઠરાવ પાસ કર્યા હતા અને જણાવ્યું હતું કે આપણી કોમ કેળવણી, વ્યાપાર ઉદ્યોગ બાબતમાં ઘણીજ પછાત છે.

આના વિરોધમાં અત્રેના દાઉદી વહોરા આગેવાનોની સભા શ્રી નોમાનભાઇ એમ. મીંયાભાઇ (રત્નાગીરી ડીસ્ટ્રીકટ જજ સાહેબ) ના પ્રમુખપદે પ્રેમાભાઇ હોલમાં ગઇ કાલે રાતના

દસ વાગે ભરાઇ હતી. આ સભામાં વિરમગામ, નડિયાદ-ધોળકા, અલીગઢ, વિગેરે સ્થળોના કોમના પ્રતિનિધીઓ હાજર રહ્યા હતા. પ્રેમાભાઇ હોલ કોમના બીરાદરોથી ચિકાર ભરાઈ ગયો હતો.

## પ્રમુખશ્રીનું ભાષણ

કુરાને શરીફની તીલાવત બાદ પ્રસિધ્ધ રેડીયો સ્ટાર કુમારી ફાતેમા લાયનમુનવાલા તથા મોઇઝભાઇ (ઉ. વ. ૧૧)એ નઝમ સંભળાવી હતી. ત્યારબાદ કુમારી રૂબી જમીનદારે ઇંગ્લીશમાં એક નઝમ પઢી હતી. મુલ્લાં ગુલામહુસેન શેખ હેપતુલ્લાજીએ સભાનો ઉદ્દેશ સમજાવ્યો હતો અને પ્રમુખ માટેની દરખાસ્ત મુકી હતી.

પ્રમુખ શ્રી. નોમાનભાઇએ પ્રમુખપદ સ્વીકારતાં જણાવ્યું હતું કે થોડા વખત અગાઉ હું અમદાવાદ આવેલો ત્યારે મને ખબર ન હતી કે એક એવી હીલચાલ શરૂ થશે કે જેનાથી કોમના ઘણાના દીલ બેચેન થશે. ગયા શુક્રવારે મને એ પણ ખબર ન હતી કે આને માટે અમદાવાદમાં એક સભા ભરાશે તેનું પ્રમુખપદ મારે સ્વીકારવું પડશે.

હું વતનથી ઘણોજ દુર રહું છું પણ જ્યારે મુંબઇ આવ્યો ત્યારે ખબર મળી કે જે ઝગડો આપણી કોમમાં ૨૫ વરસ ઉપર ઉપસ્થીત થયો હતો તે નવા રૂપમાં ફરી પાછો પેદા થયો છે. જ્યારે જ્યારે આવી આફતો જન્મ પામે ત્યારે તેને મીટાવવાનો પ્રયત્ન કરવો જોઇએ એમ તેઓએ જણાવ્યું હતું અને પોતાને પ્રમુખપદ આપવા બદલ આભાર માન્યો હતો.

## રમત કહેવાશે

શ્રી ગુલામહુસેન હેપતુલ્લા સાહેબે મુંબઇમાં દાઉદી

વોહરા કોમની વીરૂધ્ધમાં કેટલાક દાઉદી નામધારી-ઓએ બંધબારણે સંમેલન ભરીને જે ઠરાવો કર્યાં હતા, તેનો વીરોધ કર્યો હતો અને આ અંગે કુરાને શરીફમાંથી જુદા જુદા દાખલાઓ ટાંકી બતાવ્યા હતા. આમાં મધમાખીનો દાખલો ઘણોજ રસપ્રદ હતો. જેવી રીતે એક સ્થાઇયક પોતાના ઇંડા મુકી તેના પર રેશમનો પડદો ચઢાવે છે તેવી રીતે આ સંમેલનને કોમની હમદર્દીનો પડદો ચઢાવવામાં આવ્યો હતો પણ જયારે આ ઇંડામાંથી માખ ઉત્પન્ન થઇને ડંખ મારે છે તેવી જ રીતે, આ કહેવાતા સુધારકો સંમેલનના નામે ઠરાવ કર્યા, અમે કોમની બહેતરી કરીએ છીએ એમ જણાવે છે. શું આ કોમ તમારી નથી? દાઉદી નામ ધારણ કરનાર સઇયદનાના ફરમાનોનો અમલ કરે છે, ફરમાનોને માથે ચડાવે છે, જયારે આ લોકો તેમ કરતા નથી. તેઓને આપણે પુછવું જોઇએ કે જેને તમે કેળવણી કહો છો તે નહિ બની શકે. અને જો તેમ કરવામાં આવશે તો તમામ દુન્યાની સામે ઉપર કહેલ માળા જેવી રમત કરી કહેવાશે.

બનાવટી છે

ઇસ્લામના કાયદા અનુસાર જે લોકો નમાઝી હોય તેને જ આ કરવાનો અધિકાર છે અને મુસલમાન મોમીન હોય તેજ કરી શકે છે, તેઓ સઇયદનાના કાનુનની મંજુરી મેળવ્યાં સીવાય કાંઇ પણ કરે તો તે નકામું છે. તેઓની દલીલો ખોટી છે, અને તેઓ બનાવટી દાઉદી છે. અમો ઇમામના જામીન છીએ. નમાજ પઢાવનારની પરવા કર્યા વગર અમે તેમ વર્તન કરનાર નમાઝી નથી અને તેવા માણસો દાઉદી નથી.

મૌલાનાના કાનુનો તેઓ માનતા નથી. તેઓ કાનુનો

માને તો કોમ તેમને માને. તેઓ કાનુન ખીલાફ રહીને દાઉદી હોવાનો દાવો કરે છે અને તેઓ ઇસ્લામની વીરૂધ્ધ જાય છે. તેઓને પુછો કે તમારા વડવાવો ઇમામહુસેનના અનુયાયીઓ છે કે નહી? જો હોય તો મૌલાના મહંમદ બુરહાનુદ્દીન સાહેબ, સઇયદના નજમુદ્દીન, સઇયદના તાહેર સઇફુદ્દીન જેઓ ગાદીના વંશપરંપરાના સઇયદના છે તેમને કબુલ રાખો, તેમને નમન કરો અને તેમની માફી માગો અને તેમનું વડપણ સ્વીકારો તો તમને બધાને તે કબુલ રાખશે.

### શેઠ તઇયબઅલી

શેઠ તઇયબઅલી કીકાભાઇએ બાદમાં એક ઠરાવ મુકયો હતો કે "અમદાવાદ જીલ્લાની દાઉદી વહોરા કોમની આ સભા એ હકીકતની નોંધ લે છે કે (કહેવાતી) કોન્ફરન્સની તા. ૨૨-૧-૪૪ ની બેઠકમાં એવો ઉલ્લેખ થયો હતો કે, "કોન્ફરન્સ દાવતે હાદીયાની ગાદીને પુરેપુરી વફાદાર છે" જો ખરેજ આ ઉલ્લેખ સાચો હોય તો તે કોન્ફરન્સના સુકાનીઓને અમો ઇશારો કરીએ છીએ કે તમો નામદાર તાહેર સઇફુદ્દીન સાહેબ સમક્ષ હાજર થઇ તે નામદાર ની રાહબરી સ્વીકારી અમારો સાથ લઇને એક સંપીથી કોમને આગળ વધારવાનો ઇરાદો જાહેર કરો"

### મી. ફઝલેઅબ્બાસ

બાદમાં શ્રી. ફઝલેઅબ્બાસ જમીનદારે ઠરાવ પર બોલતાં જણાવ્યું હતું કે આ ઠરાવને મારો સંપુર્ણ ટેકો છે, અને ઠરાવની ભાષા પરથી સમજી શકાશે કે, આજની સભામાં સ્થાનીક જમાતના ભાઇઓ મળ્યા છે, તે તેમનો હેતુ સલાહ સાથે કોમી તરક્કી કરવાનો છે, તે આપ સમજયા હશો.

કોમની ખાતર મુંબઇમાં જે લોકોએ સંમેલન બોલાવી કેળવણીના બહાના નીચે કોમમાં ફીસાદ જગાવવા કોશીશો કરી તેને રાહ પર લાવવા માટે આ ઠરાવ છે.

## દાનત સાફ નથી

મારે કહેવું જોઇએ કે, સંમેલન બોલાવનારાઓ એવો દાવો કરે છે કે અમો સઇયદના તાહેર સઇફુદ્દીન સાહેબની નીંદા કરતા નથી, અમો તેમને વફાદાર છીએ, અમો દાવતે હાદીયાને માનીએ છીએ અને વફાદાર છીએ અને વફાદાર રહેવા ઇચ્છીએ છીએ. જો આ સાચું હોય તો અમદાવાદની જમાત તેને હાકલ કરે છે કે આગળ આવો, ગામે ગામ વાતો ન કરો પણ તે અમલમાં લાવો અને સઇયદના તાહેર સઇફુદ્દીન સાહેબ પાસે આવી તેનું વડપણ સ્વીકારો, અમો તમને સહકાર આપવા તઇયાર છીએ. મારે કહેવું જોઇએ કે તેઓની સંમેલન બોલાવવામાં નિયત સાફ નથી, તેમજ તેઓએ કોઇ ખુલાસો કર્યો નથી, તેઓએ કેળવણીના બહાને મોટો ડોળ કર્યો છે અને તે નવો વાડો ઉપજાવવાની તરકીબ છે. આમાં જે ભાઇઓ ફસાયા છે તેઓ કોમની સાથે આવે અને શોભા સ્થાપવા પ્રયત્ન કરે. તમને દાવતે હાદીયા અને સઇયદના સાથે મોહબ્બત છે તો તમારી ફરીયાદ સઇયદના સમક્ષ કબુ કરો તેઓ જરૂર તમને સહાયતા કરશે. તેઓ કરાંચીમાં કોમની ઉન્નતી કરવાના બહાના નીચે મળ્યા હતા અને તેનો ભેદ હાતીમ અલવીની સરદારી નીચે ભરાયેલ સંમેલનથી ફુટી ગયો છે.

અત્રે ઠરાવ નં. ૧, સર્વાનુમતે પસાર થયો હતો.

## ઠરાવ બીજો

શેઠ ફઝલેહુસેન કારખાનાવાળાએ રજો ઠરાવ નીચે

મુજબ રજુ કર્યો હતો, "અમદાવાદ જીલ્લાની વોહરા કોમની આ જાહેર સભા એમ ઠરાવે છે કે નામદાર સઇયદના તાહેર સઇફુદ્દીન સાહેબની રાહબરી નીચે આપણી કોમે હુન્નર ઉધ્યોગ તથા કેળવણીનાં ક્ષેત્રમાં ઘણી પ્રગતી કરી છે અને તેઓ નામદાર કોમની બેહતરી માટે વહેપાર ઉધ્યોગ તથા સ્ત્રી કેળવણીની બાબતમાં દરેક પ્રયાસો કરી રહયા છે.

મુંબઇમાં ભરાયેલા સંમેલનનો એવો દાવો છે કે તેઓ કોમની ઉન્નતી માટે પ્રયાસો કરી રહયાં છે પણ તેનો અર્થ નથી. કોમ તેમની સાથે નથી. તેઓનો દાવો સાચો હોય તો હજુય સઇયદના અને કોમનો વિશ્વાસ મેળવે તો, આપણે હાથો હાથ મેળવવા તઇયાર છીએ."

## આગળ પડતી કોમ છે

મુલ્લાં યાહયાભાઇ એસ. એ. દીવાને આને ટેકો આપતાં જણાવ્યું હતું કે ગયા શુક્રવારે મુંબઇમાં મળેલા સંમેલનને ટેકો આપવા અને કોમને બદનામ કરવા અહીંઆં એક મીટીંગ મળેલી અને કોમને બદનામ કરતાં ભાષણો થયેલાં અને તેમાં જણાવેલું કે આપણી કોમ કેળવણીમાં હરીજનો કરતાં પણ પછાત છે. આ કહેનારને કોમની કેળવણીનો બીલકુલ ખ્યાલજ નથી. આ સભાને અહીંઆં ટેકોજ મળ્યો ન હતો અને મીટીંગમાં બહારથી આવવાવાળા આવ્યાંજ ન હતા. સઇયદના તાહેર સઇફુદ્દીન સાહેબ સુધારક અને આપણી કોમના રાહબર છે અને ફાઇનલ ઓથોરીટી છે. આ સંમેલનવાળા કોમનું ભલું કરવાના ઓઠા નીચે દાવતના

બંધારણને ઉથલાવી પાડવાના પ્રયત્નો કરે છે. ૧૯૧૭ પછી તેઓએ ઘણા પ્રયત્નો કર્યા પણ તેમાં તેઓ ફાવ્યા નહીં અને છેવટે કેળવણીના તુતને નામે સંમેલન ભરી કોમના લોકોને છેતરવા તેઓ બહાર પડયા છે પણ તેમાં તેઓ નીષ્ફળ નીવડયા છે. બાદમાં અબ્બાસભાઇ એમ. ઇસાભાઇએ પણ કોમના બંધારણને ઉથલાવી પાડવાના આ લોકોના પ્રયત્નોને ખુલ્લાં પાડીને ઠરાવને ટેકો આપ્યો હતો અને જણાવ્યું હતું કે આ કહેવાતા સુધારકો કેળવણીને નામે દીનને ઉથલાવી પાડવાના પ્રયત્નો કરીને પશ્ચિમી પવન ફેલાવવા માગે છે. આપણે તેમને જણાવીએ છીએ કે મૌલાનાની રાહબરી નીચે દાઉદી કોમ એક આગળ પડતી કોમ છે, વોહરા કોમ કોઇ રીતે પાછળ નથી. અમારામાં પણ ભણેલાઓ, જજો, ડોકટરો, બેરીસ્ટરો છે. કેળવણીની વાતો કરનારાઓને જણાવું છું કે તમોએ કેળવણી માટે શું કર્યું ? કેટલી સંસ્થાઓ ઉભી કરી ?"

દાવતે હાદીયાને ઉથલાવવાનું તેમનું કાવત્રું નીષ્ફળ ગયું છે. દાવત રહી છે અને રહેશે. ખુદા તેનો નીગેહબાન છે. અમદાવાદમાં અનેક તુફાનો આવ્યાં અને ગયાં. કેટલાંય શહીદ થયાં પણ કોઇનું ચાલ્યું નહીં. અમારામાં જીવ છે ત્યાં સુધી અમો દાવતને ઉથલાવવા આવનારને જવાબ આપશું, દાવત ઉપર અમારૂં લોહી રેડીશું, દાવત પર કુરબાન થશું અને તાહેર સઇફુદ્દીન સાહેબ પર કુરબાન જઇશું.

ઠરાવ નં. ૨—વિના વીરોધે મંજુર થયો હતો.

ઠરાવ નં. ૩

બાદમાં અકબરભાઇ એમ. એ. રસુલે એક ઠરાવ રજુ કર્યો હતો. "અમદાવાદ જીલ્લાની દાઉદી વહોરા કોમની આ જાહેર સભા એમ ઠરાવે છે કે દાવતે હાદીયા સામે વિરોધ પક્ષ તરફથી જે હીલચાલ ચાલી રહી છે તેથી કોમમાં કુસંપ ન થાય તે ખાતર નામદાર સરદાર સઇયદના તાહેર સયફુદ્દીન સાહેબે તેઓની સાથે જે સુલેહના પ્રયાસો કર્યા છે તેની હર્ષભેર પ્રસંશા કરે છે અને હજુ પણ કેવળ સંપને ખાતર (કહેવાતા) સંમેલનના સુકાનીઓને સમજાવવાના પ્રયાસો જારી રાખશે એવો વિશ્વાસ ધરાવે છે." વધુમાં તેઓએ જણાવ્યું હતું કે તેઓની મકસદ કોમી બંધારણ તોડી નાખવાની હતી. જો કેળવણીનું ક્ષેત્ર વીકસાવવું હતું તો તેઓ આપણો સહકાર મેળવી કેળવણીમાં સુધારો વધારો કરી શકતાં હતા. પણ તેઓએ તો આપણા બંધારણ પર ગંદા આક્ષેપો કર્યા છે. આપણું કોમી બંધારણ સારામાં સારૂં છે."

પીશાવાડાના નાથાભાઇ મહમદભાઇએ પોતાની ચટકેદાર ભાષામાં જણાવ્યું હતું કે અમે તો ગામડાવાળા, શહેરવાળાના વચનો પર વીશ્વાસ રાખીએ, પણ રસ્તામાં કાંટાનું ઝાડ ઉપસ્થીત થાય તો કાંટાના ઝાડને નીમુંળ કરીએ તો રસ્તો સાફ થાય, માટે આપણે ઉભા થયેલા ઝાડને કાઢી નાખવા માટે પ્રયત્ન કરવો જોઇએ. શહેરીઓ વચન આપે છે અને તોડે છે તે તેમની ભુલ છે. સઇયદનાને વચન આપવું અને પછી ફરી જવું તે તો બઇરાના ખેલ જેવું છે. આંખો દુખતી હોય અને ઢીંચણે પાટા બાંધવામાં આવે

તે શું કામના ? અમો તો સઇયદના માટે મરવા તૈયાર છીએ અને જાન કુરબાન કરવા તઇયાર છીએ.

ઠરાવ નં. ૩. સર્વાનુમતે પસાર થયો હતો.

**ઠરાવ ૪થો**

બાદમાં શેઠ હાશમભાઇએ ઠરાવ નં. ૪ રજુ કર્યો હતો, કે, "અમદાવાદ જીલ્લાની વોહરા કોમની આ જાહેર સભા એમ માને છે કે (કહેવાતી) કોન્ફરન્સને દાઉદી વહોરા કોમ વતી બોલવાનો કોઇ હક નથી. અને જયાં સુધી જમાત ખારાજ શખ્શો તેની તેજ હાલતમાં રહે ત્યાં સુધી તેઓ કોમમાં કાંઇ હીત ધરાવી શકે નહી અને જે ભાઇઓ આવા જમાત ખારીજ થયેલા શખ્શોની કોન્ફરન્સમાં જોડાઇ ભાગ લે છે તેઓ કોમના અને પોતાના હીતને નુકશાન કરી રહયાં છે. આ સભા કોન્ફરન્સની કાર્યવાહી તથા તેના સુકાનીઓમાં અવીશ્વાસ જાહેર કરે છે અને કોઇએ તેમાં ભાગ ન લેવો, તેવી વીનંતી કરે છે."

સીકંદર વકીલે તેને ટેકો આપતા જણાવ્યું હતું કે આવવું હોય તો દરવાજામાંથી આવો. પણ તેમણે નવો રસ્તો શોધી કાઢયો છે. જમાત ખારીજ થયેલાને કોમ તરફથી બોલવાનો અધીકાર નથી. અહીંઆં વકતાએ કેટલાક છાપાઓ પર પણ ટીકાઓ કરી હતી.

**ફાટફુટ ન જોઇએ**

દરવાજામાંથી અંદર આવવાને બદલે તેઓ તો દિવાલ કુદીને અંદર આવવા પ્રયત્ન કરવા લાગ્યા. વોહરા કોમમાં આંદોલનો જગાવી બીજું કોઇ મંડળ ઉભું ન થવું જોઇએ. અમો કોમની યુનીટીમાં માનીએ છીએ. દાવતે હાદીયામાં

કોઇ જાતની ફાટફુટ થઇ શકશે નહિ.

દાવતને ખલાસ કરવાની તેઓ વાત કરે છે તો પછી તમારી કોમ કયાં રહી? કોમનો ઇતિહાસ કયાં રહયો? આપણી પ્રગતિ ધીમી હોય તો તેનો અર્થ એવો નથી થતો કે દાવતે હાદીયાને ઉખેડવાના પ્રયત્નો થાય. બાદમાં હીપ્તુલ્લાભાઇએ ઠરાવને ટેકો આપ્યો હતો અને ફીદાહુસેનભાઇએ મુંબઇની સભાએ કરેલા ઠરાવને વખોડી કાઢયા હતા.

## પરવા નથી

તાહેરભાઇ ધોળકાવાળાએ જણાવ્યું કે મુંબઇમાં સુધારકોની નીયત બગડી અને રજા વગર જે કામ કરે તેને શું સજા નથી? તેઓ પોતે સમજયા નથી અને આપણને સમજાવવા આવ્યાં હતા. થોડી સંખ્યા મોટી સંખ્યા ઉપર કઇ રીતે અસર કરવાની હતી? ધોળકાની જમાત તરફથી સઇયદના તાહેર સઇફુદ્દીન સાહેબમાં વિશ્વાસ વ્યકત કરતું ભાષણ તેઓએ કર્યું હતું, અને જણાવ્યું હતું કે કોમનું બંધારણ આદર્શ છે. દાવતે હાદીયાની ગાદીના માલીક તાહેર સઉફુદ્દીન સાહેબ છે. આ ગાદી ઇમામની છે અને તેની સામે બંડ જગાવનાર ઘોર અપરાધ કરે છે. ગામ હોય ત્યાં ઢેઢવાડો હોય, તેની અમને બીલકુલ પરવા નથી. સુધારા વધારા માટે કોમ તઇયાર છે.

બાદમાં પ્રમુખે જણાવ્યું હતું કે સઇયદના સઇફુદ્દીન સાહેબ કેળવણીમાં દરેક રીતે સહકાર આપવાને તઇયાર છે અને ટકાવારીને હિસાબે જોઇએ તો બીજી કોમો કરતાં

આપણી કોમમાં ઘણીજ વધારે કેળવણી છે. અને ૯૫ ટકા માણસો લખી વાંચી શકે છે.

( "પ્રભાત" તા૦ ૮-૨-૪૪ )

## દાઉદી વોહરા કોમની સભામાં પ્રમુખ શ્રી. નોમાનભાઇએ આપેલી નેક સલાહ.

અમદાવાદ,

અત્રે પ્રેમાભાઇ હોલમાં તા. ૮-૨-૪૪ ના રોજ અમદાવાદ, ગોધરા, અલીગઢ, વીરમગામ, કોકાપીશાવાડા અને વીરડીની દાઉદી વહોરા કોમના બીરાદરોની એક જાહેર સભા ભરાઇ હતી. આ સભાનું પ્રમુખસ્થાન રત્નાગીરીના ડીસ્ટ્રીકટ જજ શ્રી. નોમાનભાઇ મીંયાભાઇએ લીધું હતું. કોમના આગેવાનોએ જોષભરી ભાષામાં મુંબઇમાં નાગપાડામાં કોમના કહેવાતા સુધારકોએ બંધબારણે મીટીંગ ભરીને સૈયદનાની રજા વગર કેટલાક ઠરાવ પાસ કરીને જણાવ્યું હતું કે "આપણી કોમ કેળવણી વ્યાપાર વિગેરેમાં ઘણીજ પછાત છે" તેનો સખ્ત વિરોધ કર્યો હતો.

### સઇયદનામાં વિશ્વાસ

શેખ એહમદઅલી રસાનીએ પોતાની જોશીલી ભાષામાં જણાવ્યું હતું કે હું તો સૈયદનાનો ગુલામ છું. અત્રે તેઓએ આ અંગેના કુરાને શરીફના કેટલાક પ્રમાણો પણ આપ્યાં હતાં અને કહ્યું હતું કે "વફાદાર તમે છો

તેઓ બેવફા છે" તેઓ કહે છે કે "અમો ગાદીને માનીએ છીએ પણ તેમાં બેસનારને માનતા નથી." સઇયદનાએ તેઓને ઘણાજ સમજાવ્યા પણ તેઓ માન્યા નહિ. કુરાને શરીફ ફરમાવે છે કે, "જો તેઓ તમારી પાસે આવે અને તોબાહ ગુજારે તો તેઓને માફ કરો."

## અમે માનતા નથી.

કયા ઇમામને તમો માનો છો? તમે કોની રજાથી આ બધી વસ્તુઓ કરી રહયા છો? અમો દાઉદ બીન કુતુબશાહને માનનારા તમારા આવા ધાંધલને બીલકુલ માનતા નથી. અમદાવાદના દાઉદીઓને કોઇ છેતરી શકે તેમ નથી. તેઓ તો સૈયદનાને વફાદાર છે અને વફાદાર રહેશે. જામનગરમાં તમારી શી દશા થઇ હતી?

અમારા અમદાવાદી યુનીઅને તો ડંકો વગાડયો છે. (અત્રે જણાવવાની ફરજ પડે છે કે મૌલાના કુતુબુદ્દીનની કબર અમદાવાદમાં છે)

## મેલી રમતનો ઉદ્દેશ.

યાહ્યાભાઇ એ. હકીમજીએ જણાવ્યું હતું કે સુધારકો કેળવણી અને સામાજીક ઉન્નતીને બહાને મેલી રમત રમવા ભેગા થયા હતા. સમસ્ત કોમ તે કોન્ફરન્સમાં હાજર રહેવા માટે વિરોધ કરશે કારણ કે તેમાં એવા વિષયો ચર્ચવાના હતા કે જેમાં કેળવાયલાં માણસોની જરૂર હતી, પણ આપણી કોમમાં એવા ઘણા માણસો છે તેમને કેમ તેઓએ બોલાવ્યા નહિં? કોન્ફરન્સના દરવાજા બંધ કેમ કર્યા?

તેઓએ ગાદીનો આસરો લીધો છે અને કહે છે કે

અમો ગાદીને વફાદાર છીએ અને કહે છે કે ઇબ્રાહીમના ચારિત્ર્ય માટે અમોને માન છે. તેઓનો આ ફેજ ગેરમોમીનોને પણ સતાવી રહયો છે. ઇબ્રાહીમ એક ઝેરી બીજ છે: હાતીમ અલવી જે યુરોપીયન કેળવણીની વાત કરી રહયા છે તે યુરોપની કેળવણી જુઓ અને વીચાર કરો! દાવતવાળા ઉપર તમારો કઇ જાતનો વિશ્વાસ છે? દાવતે હાદીયાની ગાદીથીજ અમારી દોરવણી થવી જોઇએ.

## સુધારકોના મિથ્યા પ્રયત્નો

મી૦ મહમદભાઇ હવેલીવાલાએ જણાવ્યું હતું કે આ લોકોનો પત્રિકાઓ બહાર પાડીને વિરોધ કરવામાં આવ્યો છે. તેઓના કાર્યો પર પાણી ફેરવવા માટે અને સઇયદના તાહેર સઇફુદ્દીન સાહેબને પ્રમાણીક રહેવા આપણે અહીંયા ભેગા મળ્યા છીએ. શયતાન માણસને છેતરવા પ્રયત્ન કરે ત્યારે અસલ સ્વરૂપમાં આવતો નથી. કેળવણી માટે તેઓએ શું કર્યું? કેટલીક સ્કોલરશીપો આપી? કેટલીક હોસ્પીટલો કાઢી?

## મીટીંગનો હેતુ.

બાદમાં પ્રમુખ શ્રી. નોમાનભાઇએ (જેઓ અમદાવાદના જાણીતા વકીલ અને મ્યુની૦ કાઉન્સીલર હતા અને હાલમાં રત્નાગીરીના ડીસ્ટ્રીકટ જડજ છે) મુંબઇની બંધ બારણાની મીટીંગનો વીરોધ કરતાં જણાવ્યું હતુ કે આપણે અહીંઆ મુંબઇમાં નાગપાડામાં ભરાયેલ મીટીંગ માટે મળ્યા છીએ. તેઓ કહે છે કે કેળવણી, વેપાર ઉધ્યોગ અને સામાજીક ઉન્નતી માટે આ મીટીંગ હતી. હું તો એમ કહું છું કે દાવત વીધ્યામાં માને છે અને

માનશે, ઇલ્મ આવવા માટે આપણી કોમમા પશ્ચીમનું શીક્ષણ જોઇતા પ્રમાણમાં નથી એ વાત ખોટી છે.

ઇસ્લામમાં એવા ઘણા માણસો છે કે, ઇસ્લામને આગળ લાવવાની અને કોમને દરેક ક્ષેત્રમાં આગળ ધપાવ-વાનીજ જેઓના જીવનની નેમ છે. તેઓને નીષ્ફળ કરવા સુધારકો પ્રયત્ન કરી રહયાં છે.

સુધારકોએ ૧૯૧૭ માં દાવત પર ગંદો હુમલો કર્યો પણ તેનો બચાવ કરવામાં આવ્યો હતો.

**કેળવણી માટે ગૌરવ**

તેઓ જે ઉન્નતીની વાતો કરે છે તે તો આપણે આજે વર્ષોથી જાણીએ છીએ. તેનાં સાધનો ઉભાં કર્યા છે અને તે કેળવણી આપણે ઘુંટીને પી ગયા છીએ અને તેના ફાયદા ઉઠાવીએ છીએ. ઇલ્મ એક જાતનો નથી. આપણી કોમમાં બીજી કોમની સરખામણીએ ૯૫ ટકા માણસો લખી વાંચી જાણે છે. એ હીસાબે આપણે છાતી ઠોકીને કહી શકીએ છીએ કે આપણી કોમ કેળવણીની બાબતમાં બેશક આગળ જ છે. અંગ્રેજી કેળવણીમાં પણ આપણી કોમ બીલકુલ પછાત નથી. તેઓની લડત યુનીવર્સીટીની કેળવણી માટે છે. દાવતે હાદીયાનું ઇલ્મ મેળવવું હોય તો ચીન સુધી જવું પડે તો ત્યાં સુધી જવું એમ કુરાને શરીફ કહે છે. કોઇ એમ કહેતું હોય કે દાવતની ગાદી વિધ્યાનો વિરોધ કરે છે તો તે બીકુલ જુઠાણું છે.

**અંધારણને વળગી રહો**

હું સુધારકોને અપીલ કરૂં છુ કે તમારો અને અમારો

મતભેદ ઓછો થાય તે ઇચ્છનીય છે. દાવતને મીટાવી દેવાની તમારી કોઇ પણ જાતની કોશિષને અમે કબુલ નહિ જ કરીએ પણ તેનો સામનો કરીશું. બ્રીટીશ સલ્તનત બંધારણને વળગી રહી છે, તેમ આપણી કોમ પણ બંધારણને વળગી રહેવાથીજ ટકી રહેલી છે, કાયદા પાલનની જરૂર રહેજ છે. કાયદાને મીટાવવાના પ્રયત્ન કરનાર સામે આપણે રક્ષણ કરવું જ જોઇએ અને તે માટે પ્રવૃત્તિ કરવી જોઇએ.

હું અમદાવાદનો રહીશ છું અને દરેકને અપીલ કરૂં છું કે દાવતે હાદીયાની અંદર રહીને કોમની દરેક જાતની બહેતરી માટે પ્રયાસ કરે.

## નાણાંનો સંકોચ નથી

દાવતે હાદીયા, કોમ માટે ૫૦ કરોડ તો પુરા કરી શકે તેમ છે. ૨૫ વરસ બાદ કોન્ફરન્સ ૨૫ લાખનું પ્રોમીસ ભલે આપે પણ દાવતે હાદીયાએ તો એક ઇશારામાં કોમના બંધારણ માટેની જરૂરીયાતો પુરી પાડી છે. કોન્ફરન્સે ઘણા પ્રયત્નો કર્યા અને મેં પાંચ હજારની રકમ માટે ખુબ મહેનત કરી પણ પાંચ રૂપીયા થવા મુશ્કેલ થયા. જયારે હોસ્પીટલ માટે હજુરે આલીના એક ઇશારે એક લાખ ઓગણીશ હજાર રૂપીયા અમદાવાદ જમાતે પુરા પાડયા.

## કેવળ ફંડોથી ચાલશે નહિ.

હું સુધારકોને કહું છું કે હજુરના દરબારમાં હાજર થાવ આપણી પાસે સાધનો છે. માત્ર ફંડોથી કામ ચાલતું નથી. એવા તો કેટલાય ફંડો થયા પણ તેનું નામોનીશાન નથી. કોઇ માણસ દાવતને નુકશાન કરવાવાળો ન રહેવો જોઇએ.

દાવતે હાદીયાને વફાદાર રહો.

આપણે કોમની બહેતરી કરવી જોઇએ. અને તે હજુરના એકજ ઇશારાથી થઇ શકે તેમ છે. ગાદીનશીનને વફાદાર રહી કામ કરવામાં આવે તો હજુર એકજ ઇશારાથી કામ કરી આપે તેમ છે અને આ પ્રમાણે વફાદારીથી કામ કર્યાથી કોમની મોટી સેવા કરી ગણાશે. દાવતે હાદીયાને જ્યારે જ્યારે મારી સેવાની જરૂર પડે ત્યારે ત્યારે કોઇ પણ ભોગે હું તેની સેવા માટે તઇયાર છું.

મુલ્લાં શેઠ નઝરભાઇ શેખ અકબરઅલીએ આભાર માનતાં મુંબઇથી આ પ્રસંગે પધારેલા શેખ એહમદઅલી રસાની અને કાર્યકર્તાઓનો અને ફેલો બ્રધર્સવાળાઓનો આભાર માન્યો હતો અને હકીમુદ્દીને તેને ટેકો આપ્યો હતો.



(૪)

# [કરાંચી.]

## તા. ૧૩-૨-૪૪ની દાઉદી વહોરા કોમની ગંજાવર સભાનો અહેવાલ.

રવીવાર તા. ૧૩મી ફેબ્રુઆરી ૧૯૪૪ના સવારના ૧૧ વાગે "જમાતખાના – એ – તૈયબીયાહ" માં કરાંચીના વોહરા ભાઇઓની જંગી સભા મુંબઈ ખાતે મળેલી વિરોધીઓની કોન્ફરન્સ પ્રત્યે વિરોધ જાહેર કરવા મળી

હતી. જુમાતે ખાનું ૧૫૦૦ થી વધુ જાણીતા આગેવાન વેપારીઓ તેમજ સદગ્રહસ્થોથી ઉભરાઇ ગયું હતું.

શેઠ અબ્દુલહુસેન નુરભાઇ લોટીઆ J. P., N. K. D., (ઓ. સેક્રેટરી ફખઇઝેહુસેની)ની દરખાસ્ત, અને શેઠ મોહમદઅલી શેખ ઇસ્માઇલજી N. K. D., રાવલપિંડીવાલાના ટેકાથી, માજી ડે. મેયર ખાનસાહેબ શેઠ હુસેનભાઈ ઇસ્માઇલજી ભારમલ J. P., N. K. D., એ પ્રમુખસ્થાન લેતાં જણાવ્યું કઃ-

ગૃહસ્થો, આજની સભામાં મારા કરતાં ઉમર રસીદા તથા અનુભવી સાહેબો હાજર છે છતાં, સભાનું પ્રમુસ્થાન લેવા માટે મને આગ્રહ થાય છે, તે આભાર સાથે સ્વીકારી, સભાનું કામ ખુદાના નામથી શરૂ કરીશું. તમો શાંતીથી સાંભળશો.

શરૂઆતમાં મુલ્લાં આદમઅલી શેખ હેબતુલ્લાભાઇ એ કુરાને મજીદની તીલાવત કરી હતી ને તે પછી મુલ્લાં અબ્દુલહુસેન રશીકે રચેલ "કોમી તરાના" ઘણાજ સુંદર સરોદે ઉદેપુરવાલા ભાઇ મુલ્લાં ગુલામઅબ્બાસ મુલ્લાં કરીમજી તથા ભાઇ મુલ્લાં ગુલામઅલી એ ગાયું હતું જે "લબ્બેક લબ્બેક"ના ને "ખુબ ખુબ"ના અવાજો ને તાલીઓ વચ્ચે પુરૂં થયું હતું. તે પછી સભા સમક્ષ ભાઇ મુલ્લાં ઇસાજી ઇસમાઇલજી ફીરોઝપુરવાલા J. P., N. K. D., એ ૧ લો ઠરાવ નીચે મુજબ રજુ કર્યો હતો:-

**ઠરાવ: ૧ લો.**

"કરાંચીમાં વસતા સમસ્ત દાઉદી વોહરાઓની આ જાહેર સભા દાવત અને કોમના કેટલાક વિરોધીઓએ

મુંબઈ ખાતે બોલાવેલી કહેવાતી દાઉદી વોહરા કોન્ફરન્સ નો વીરોધ કરી તેને સખત શબ્દોમાં તીરસ્કારી કાઢે છે, અને અમારા પેશવાએ આઝમ નામદાર સૈયદના (ત. ઉ. શ.) સાહેબ પ્રત્યે જે નીચ અને બીન પાયેદાર હુમલાઓ કરવામાં આવ્યાં છે, તેને સખત શબ્દોમાં ધીકકારી કાઢે છે, અને દાઉદી વોહરા કોમને નામે એ કહેવાતી કોન્ફરન્સના કાર્યકર્તાઓને બોલવાનો કે કાર્યકરવાનો કંઇ પણ હક હોવાનો ચોકખા શબ્દોમાં ઈનકાર કરે છે, અને તા. ૨૭ મી જાન્યુઆરી ૧૯૪૪ ની રાત્રે મુંબઇમાં આપણા ભાઇઓએ પ્રચંડ સભામાં કોમ તરફથી વિરોધ જાહેર કરી જે ઠરાવો પસાર કર્યાં છે તેને સંપુર્ણ ટેકો આપી એકમતી દર્શાવે છે."

ઉપલા ઠરાવ ૧ ને ટેકો આપતાં શેઠ અબ્દુલ હુસેન નુરભાઇ લોટીઆ J. P., N. K. D., (સેક્રેટરી, ફઝે-હુસેની) એ જણાવ્યું કે, મહેરબાન પ્રેસિડેન્ટ સાહેબ અને હાઝરીન દાઉદી ભાઇઓ, મુલ્લાં ઇસાજી ઇસમાઇલજી ફિરોઝપુરવાલા J. P., N. K. D., એ જે રેઝોલ્યુશન મુકયો છે તેને હું ટેકો આપુ છું. અને ઉમેદ છે કે તમો પણ સાથ આપશો.

મુંબઇમાં કોન્ફરન્સ બોલાવી તેના કાર્યકર્તાઓએ કોમના નામે જે એક નવી બેદીલી ફેલાવી તે ઘણુંજ વખોડવા લાયક છે. (તાલીઓ) આવા નવા નવા ફસાદ કરનારાઓને હવે કોમમાં નાઇત્તેફાક કરવાનો દાવો પડતો મુકવો જોઇએ, એજ તેઓના માટે ડહાપણ ભરેલું છે.

મુંબઇમાં આપણા ભાઇઓએ જાહેર મીટીંગ ભરી જે વિરોધ કર્યો તેથી આપણી સમસ્ત કોમને ભારે સંતોષ

થયો છે. ખાસ કરી આપણી કરાંચી દાઉદી જમાતને વધુ સંતુષ્ટ થવા જેવું છે. (તાલીઓ)

ત્યાર બાદ પહેલા ઠરાવને અંગે શેઠ ગુલામહુસેન ઈબ્રાહીમજી હકીમજી લેણુવાલા J. P., તથા શેઠ તૈયબઅલી કાદરભાઈ લોટીયાએ વિવેચનો કર્યા હતાં ને વધારામાં શેઠ ગુલામહુસેન આદમજી બુઢાભાઈ J. P., એ વધુ ટેકો આપતાં જણાવ્યું હતું કે,

અહેરબાન માનવંતા પ્રમુખ સાહેબ,

મુરબ્બી સાહેબો અને ભાઇઓ

આપ સાહેબો પાસે ભાઇ મુલ્લાં ધસાજી ફીરોઝપુરવાલા J. P., એ જે ઠરાવ મુકયો છે તેને હું સંપુર્ણ ટેકો આપું છું અને ઉમ્મીદ રાખું છુ કે આપ સઉ સાહેબો પણ સાથે થશો. આપ સાહેબો જાણો છો કે મુંબઈમાં તાજેતરમાં ધિકકારવા લાયક ઢોંગી કોન્ફરન્સ ભરવામાં આવી હતી, જેને વીરોધીઓએ દાઉદી કોન્ફરન્સ નામે જાહેર કરી છે અને જેને કોમના નામે તેવી હીલચાલ કરવાનો કે કોન્ફરન્સ ભરવાનો કશો હકક ન હતો.

ભાઇઓ, કહેવાતી વોહરા કોન્ફરન્સના નામે કોન્ફરન્સ બોલાવી તેમાં દાઉદી કોમનાં પેશ્વાએ આઝમ દાઇઝ ઝમાન (ત. ઉ. શ.)ની શાનમાં જે ગલીચ અને ગંદા હુમલાઓ (શરમ શરમ) કર્યા છે તેથી વોહરા કોમતો શું પણ સમસ્ત દુનીયાભરની બીજી કોમો પણ સમજી ગઇ કે આવી કહેવાતી કોન્ફરન્સ સાચા દાઉદી વોહરાભાઇના નામે હોયજ નહીં, આવી કોન્ફરન્સ ખરેખર ધીકકારનેજ લાયક છે.

ભાઇઓ, પરવરદીગારે જે લોકોને ફસાદ કરવાને ઢીલા

મુકયા છે તે લોકો એકને એક પ્રકારે પોતાનો ખેલ ખેલે છે પણ તેઓને સમજી લેવું જોઇએ કે જેના હાફીઝ ખુદા, રસુલ, ઇમામ, અને તેના નાયેબ છે તો તેના જેવી હજારો ચળવળ કંઇ પણ કામે લાગનાર નથી.

ભાઇઓ, એ કહેવાતી કોન્ફરન્સના બીનપાયેદાર ખલાસીઓને કોમના નામે કંઇ પણ કરવાનો હકક કયાંથી આવ્યો?

ભાઇઓ, સદીઓથી ચાલતું આવ્યું છે કે કોમમાં ફીતનત કરનારાઓ પેદા થતા આવ્યાં છે અને મટી ગયા છે તેમ બધા, ઇનશા અલ્લાહ વખત આવે મીટી જવાના અને આ હકની ગાદી અમર છે અને તાકયામત અમર રહેશેજ. (તાલીઓ)

ભાઇઓ, તારીખ ૧ લી સફર હીજરી ૧૩૬૩ ના રોજ મુંબઇ મધ્યે ખા. બા. ભાઇ મુલ્લા મહમદઅલી અલ્લાબક્ષ J. P., M. L. A., N. D. H., ના પ્રમુખપણા હેઠળ મળેલી જંગી સભાના ઠરાવો અને તેને લગતો અહેવાલ તમોએ વર્તમાન પત્રોમાં વાંચ્યો હશે અને તેમાંથી તમો સહુને ઘણું જાણવાનું મળ્યું હશે આટલું કહી હું રજુ થએલા ઠરાવને એકીમતે પસાર કરવા આપ સાહેબોને ફરીથી વીનંતી કરતો રજા લઇશ. (તાલીઓ)

ઉપલો ઠરાવ નાં. ૧ શેઠ ગુલામહુસેન ઇ. હકીમજી લેનવાલા J. P., તથા શેઠ તૈયબઅલી કાદીભાઈ લોટીઆના વધુ ટેકા સાથે વિવેચનો થયા બાદ વોટ લેતાં એકીમતે પસાર થયો હતો. તે પછી શેઠ યુસુફઅલી આદમજી લાકડાવાલા J. P., N. K. D., (પ્રેસીડન્ટ, ફેઇઝેહુસેની) એ નીચે મુજબનો બીજો ઠરાવ રજુ કર્યો હતો.

ઠરાવ ૨ જો

"દાઉદી વોહરા જમાતની આ સભા નામદાર હુઝુરેઆલી સૈયદના વ મૌવલાના અબુ મોહમદ તાહેર સૈફુદ્દીન (ત. ઉ. શ.) સાહેબે આજ સુધી દાઉદી વોહરા કોમની દીની અને દુનયવી તરક્કી માટે, જેમાં કોમની દીની અને દુનયવી કેળવ-ણીનો પણ સમાવેશ થાય છે તે માટે જે અથાગ કોશીશો ફર-માવી છે તે માટે ઘણીજ માન ભરી રીતે નમનતાઇ પુર્વક તેઓ નામદારનો દીલી શુકરયો ગુઝારે છે અને આપ નામ-દારનીજ રેહબરી હેઠલ કોમ દીની અને દુન્યવી તાલીમની તરક્કી કરવાનો પુરો વિશ્વાસ રાખે છે, અને દોઆ ગુઝારે છે કે પાકપરવર દિગાર આપ નામદારને જઝાએ ખેર અતા ફરમાવે અને આપની ઉમરે શરીફને દરાઝ કરે"

ઉપલા ઠરાવ નં. ૨ ને શેઠ મુલ્લાં હસનઅલી અલી-ભાઇ લાકડાવાલા N. K. D., એ ટેકો આપ્યો હતો. વળી શેઠ તાહેરઅલી મ. લોટીઆ (પ્રેસીડન્ટ, મ. તે.) યે વધુ ટેકો આપતા તાલીઓના ગડગડાટ વચ્ચે જણાવ્યું કેઃ—

મેહેરબાન માનવંતા પ્રમુખ સાહેબ,

માજી ડેપ્યુટી મેયર ખાન સાહેબ ભાઇ હુસૈનભાઇ ઇસમાઇલજી ભારમલ J. P., N. K. D., તથા મોઅઝ-ઝીઝ બીરાદરો, ભાઇ યુસુફઅલી આદમજી લાકડાવાલાએ જે ઠરાવ મુકયો છે તેને અનુમોદન આપતાં મારે કહેવાનું જે મુંબઇ મધે, જાન્યુઆરી ૧૯૪૪ માં આપણી પવિત્ર શરીઅત, આપણા સિધ્ધાંતો, અને માનવંતા રેહબરનાં ફર-માનોને ઠોકરે મારી મતભેદ, ગેર સમજુતી દુર કરવાનો ઢોંગ કરી, કેળવણી આપવાની જાળ પાથરી, બુરા ઇરાદાથી

દાઉદી વોહરા કોમના નામે કહેવાતી કોન્ફરન્સમાં કહેવાતા હીમાયતીઓએ પોતાની બુરી નેમ પાર પાડવા નવા બેબાસમાં, નવું કાવતરૂ, કેળવણી અને ઉદ્યોગનાં બહાને રચ્યું, પણ સમસ્ત દાઉદી ભાઇઓને જનાબ શેખ સાદિક-અલી સાહેબનાં નેક કલામોએ ચેતવ્યા કેઃ-

"મુનાફિક ચાલથી યારો યે જાનો"
"ફરેબી જાલ દુશમનની પીછાનો"
"નિફાકીના વચન હરગિઝ નમાનો"
"નરક ઉપર મુનાફિક જઇ લુભાણો"
"સિખામણ માન એ દીલદાર દાના"
"ખુલે તારી સઆદતનાં ખઝાના"

(તાલીઓ)

ભાઇઓ, જુમાત ખારીજોએ આવી કેળવણી કોન્ફરન્સો અગાઉ ૧૯૨૧થી૨૩ સુધીમાં બુરહાન પુર ખાતે પણ બોલાવેલી હતી તે બોલાવનારા કેવા હતા ? તેઓની વલણ કેવી હતી ? તે કોન્ફરન્સ દાઉદી વોહરા કોમની નહિ હોવા વિશેની વખતસરની ચેતવણી સૈયદના (ત. ઉ. શ.) સાહેબના ધારા શાસ્ત્રીઓ મારફત વર્તમાન પત્રો દ્વારા દાઉદી વોહરા કોમને આપવામાં આવેલ. કહેવત છે કે, "હાર્યો જુગારી બમણું રમે" એ પ્રમાણે જમાત ખારીજોએ પડદા પછવાડે રહી મુંબઇ ખાતે આ નવી ફીતનત ભરેલી કહેવાતી કોન્ફરન્સ ઉભી કીધી, અને કહેવાતા હમદર્દોને આમંત્રણો આપી એ કોન્ફરન્સમાં ભીલ અને અછુત કોમો કરતાં પણ હલકી ભાષામાં એ કહેવાતા ઉંચી સમજ રાખનારાઓએ જે ગલીચ હુમલાઓ આપણા રેહબર અને કોમ પ્રત્યે કર્યાં છે તે આપ સહુને રોશન છે. (શેમ શેમ)

ભાઇઓ, કહેવાતા સુધારકો માટે ભાઇ ઇસુફઅલી ઝંઝીબા-રવાળાની નેક નિષ્ઠા હશે ને એવણના વચ્ચે પડવાથી આ ઝગડો નાબુદ થાઇ એ ઇચ્છવા જોગ હતું, પણ તે લોકોએ તેવણને પણ નાસીપાસ કર્યા ને ભાઇ ઇસુફઅલી સીધો માર્ગ શોધવા જતાં કેવી કોન્ફરન્સમાં ફસાઇ પડયાં? કહેવત છે કેઃ—

"કાગળ તણી હોડી કરી
દરયો ના તરાયે કદી"
"ફતેહની આશા ન હોય
જયાં હોય ફિતુરોને બદી."

ભાઇઓ, એ કહેવાતી કોન્ફરન્સમાં નીશ્કીનાં વચન બોલનારાઓએ બકવાસ કર્યા કે દાઉદી કોમ કેળવણીમાં ભીલ અછુત કરતાં પણ નીચે છે. (શેમ, શેમના આવાઝો) ખરેખર એવું બોલનારાઓને કોમ પ્રત્યે કેવા વિવેકથી બોલવું તેનું પણ ભાન રહયું નથી. ભાઇઓ કેળવણી એટલે શું? બી. એ., એમ. એ., કે એવા એ થી ઝેડ ની તાલીમ એજ, કેળવણી છે? ઝમાનને અનુસરતી તાલીમની ઝરૂરત છે એ ખોટું નથી, પણ તે પહેલાં ઇસલામના સીધ્ધાંત અને મઝહબી તાલીમની ખાસ ઝરૂરત છે કે જે તાલીમ આપણને સારા રીતે આપવામાં આવે છે. આવી દરેક તાલીમ આપવાનો હક અલ્લાહ તઆલાયે જેને મુકરર કરી મોકલ્યાં હોય, તેમણેજ હોય શકે. આવી વિવેક ભરી તાલીમની દોલતને લઇ આપણી કોમ વેપાર ઉદ્યોગ ઇત્યાદી કેળવણીમાં પણ કેટલી કુશળ છે, અને તે કુશળતાના પરીણામે આજે કોમ જગ જાહેર છે.

કેળવણીનો ઉકેલ કરતાં મુસલીમ લીગનાં કાયદે આઝમ

બી. ઝીના પણ આજે કહે છે કે એમ. એ., કે બી. એ., ભણેલાઓએ પોતાની કેળવણી લેવામાં જે ખરચ કર્યું છે તેને ઇનટ્રેસ્ટ જેટલું પણ મલતું નથી. જેથી હવે હુન્નર, ઉધ્યોગની કેળવણીની ઝરૂરત છે કે જે કેળવણી આપણને આપણા વડીલોથી આપણા રેહબરનાં તુફેલમાં ઝમાનાઓથી મલતી આવી છે, એટલુંજ નહિ પણ સંજોગો અનુસાર કોમમાં માલીકની રઝા અને દોઆની બરકતની બદોલત ૩૦૦ થી વધુ મદરેસાઓ દીની, ગુજરાતી, ઉર્દુ અને અંગ્રેજી ઉપરાંત અરેબીક કેળવણી આપી રહયા છે. જેમાંના કેટલાંક રેકેગનાઇઝ પણ છે અને પરીણામો પણ કેવા સુંદર છે તે વિરોધીઓ પણ સારી રીતે જાણે છે.

કેળવણીના ઢોંગી સંચાલકોમાંના કેટલાક કરાંચીના છે જે સંચાલકોથી કોમ અંજાણ નથી. કેળવણી કેળવણી કરનારાઓએ, કરાંચીનાં કદીમી "મદરેસા-હસનીને" છીન્ન ભીન્ન કરી, દાઉદી કોમના બાળકોના લાભો ને ઠોકરે મારી, તે મદરેસામાં પોતાની ન છાજતી દખલગીરી કીધી તેથી કરાંચી વાસીઓ તો શું પણ સમસ્ત દાઉદી ભાઇઓ પણ બરાબર વાકેફ છે.

બુરહાનપુરમાં મદ્રેસા "હકીમીઆ હાઇસ્કુલ"ના અદાવતી સંચાલકોની બુરી નેમનાં પરિણામે તે હા. સ્કુલની શી દશા છે તે મદે નઝર કરો અને તેના મુકાબલામાં માલીકની નઝરે ઇનાયતથી ચાલતા મદરેસા "કાદરીઆ હાઇ સ્કુલ"ની તરક્કી તરફ નઝર દોરવો કે ખરી કેળવણી કયા માર્ગે કોમને સારી રીતે મળી રહી છે (હીયર, હીયર)

ભાઇઓ, આપ સહુ જાણો છો કે કરાંચીમાં દીની અને

દુન્યવી કેળવણી આપતા સૈયદના (ત. ઉ. શ.) સાહેબની મંજુરીથી કમીટીનાં મેનેજમેન્ટ હેઠલ રેકેગનાઇઝ થયેલા ત્રણ મદરેસાઓ હસ્તીમાં છે, અને તેના પરીણામો બાણુ ટકાના છે. કોઇપણ વખતે કેળવણી લેવામાં કે આપવામાં કોમના રેહબરે કદી અટકાવ્યાંજ નથી. બલકે મદરેસાની કમીટીઓને તાકીદ થાઇ છે કે તાલીમની પુરતી દેખરેખ સાથે આગળ પડતી કલાસો વધારતા રહો. આ અમરની બરકતની બદોલત ગયા રમઝાન માસમાં કરાંચી જમાતે ઉંચી કેળવણી આપવાં માટે સવાલાખ રૂપીઆનું ડોનેશન કર્યું છે. (તાલીઓ) જ્યારે હસદ અને તકબ્બુરનાં ભોગ બનેલા શ્રીમંતોની દોલત ગીબત માટે ખરચવા, એ કહેવાતા કોનફરન્સીઆઓ એ દુન્યાભરમાં તબલાંઓ વગાડી સમસ્ત કોમને તાલીમ આપવાના બહાના હેઠળ શું ડોનેશન કર્યું છે તે તમો સારી રીતે જાણો છો. ભાઇઓ એ કહેવાતી કેળવણીના બનાવટી હિમાયતીઓને યાદ રાખવું જોઇએ કેઃ—

"બુરા ફેલોમાં છે એક ફેલ અકબર"
"સુખન ગિબતના કહેવામાં એ દીલબર"
"ઝબાં પર કુફ્લ દઇને તું મુકર્રર"
"હવે મોકુફ કર યે ફેલ અકબર"
"તું સમજી કેમ પડે છે ખાડ અંદર"

બીરાદરો, મુંબઇમાં મોવલાનલ મન્નાન યે મોહર્રમીલ હરામની વાએઝોમાં ઇલમી બયાનો ફરમાવા ઉપરાંત હુન્નર ઉદયોગ ઇત્યાદીમાં વધુ સાહસીક યોજના ફરમાવી હતી. તેનાં મુકાબલામાં તકબ્બુરી અને મોટાઇમાં કોમને વગોવવાના હેતુથી કોમમાં નાઇત્તેફાકી પેદા કરતી કહેવાતી કોન્ફરન્સે

જે ચાલબાજી ચલાવી તેના જવાબમાં અસલથી સુલેહ પસંદ દાઉદી વ્હોરા કોમનાં મુંબઇનાં આગેવાનોએ હઝરતે આલીયાહ માં એક વધુ વાએઝ ફરમાવવા અરઝ કીધી. કરમની દરબારે કરમ ફરમાવી અરઝદારોની અરઝના જવાબમાં તા. ૩૦ જાન્યુઆરી ૧૯૪૪ ના ગુરરતુલ-મસાજીદમાં વાએઝ ફરમાવી. મોહરમની વાએઝોની અસરથી આ વાએઝમાં મોવલાનાની કોમ પ્રત્યે કરમ ભરેલી ખ્વાહેશોને વધાવી લેવા હોસ્પીટલ ફંડ, કન્યાશાળા ફંડ, સ્કોલરશીપો અને વેપાર ઉધ્યોગની ખીલવણી એવા મુબારક ફંડો લાખો રૂપીઆથી મૌલાનલ મન્નાની મદદ સાથે છલકવા લાગ્યાં છે. (તાલીઓ) છેલ્લી વાએઝનો કેટલોક એહવાલ વર્તમાન પત્રો દ્વારા આપણને જાણવા નસીબ થયો તે બદલ, કોમની ખરી હકીકતો પ્રગટ કરવા પોતાનો સાથ આપતા વર્તમાન પત્રોનો આભાર માનીશું.

બીરાદરો કહેવામાં આવે છે કે સૈયદના મ્હોટું દીલ બતાવે, પણ તે લોકો ભુલી જાય છે કે નઝદીકમાં કરાંચી ખાતે તમારા ઉપર કરમ ફરમાવી સૈયદના (ત. ઉ. શ.) સાહેબે કેટલું મ્હોટું દીલ બતાવી તમારી માંગણી કબુલ રાખી તમોને ખુશ કર્યા? પણ તમોને એ બધું નઝર આવતુંજ નથી એ આશ્ચર્ય! ભાઇઓ બંધ બારણે મળેલી કોન્ફરન્સમાં કહેવામાં આવ્યું કે તમામ દાઉદી વોહરા કોમ વતી એક સીલેકટ કમીટી નીમી તેને રજીસ્ટર કરવામાં આવશે, તો તે કમીટી કોણ નીમી શકે? કોની બહાલી થી કોની સત્તાથી તે કામ કરી શકે? તેવી કમીટી મંજુર કરવા સર્વોપરી સત્તા સૈયદના સાહેબનેજ છે, ને તે

પછીજ કોમની બહાલી મેળવી રજીસ્ટર થયેલી કમીટી રીત-સરની કહેવામાં આવે. બાકી કોઈપણ તેવી કહેવાતી કમીટી નીમવામાં આવે તો તે દાઉદી વ્હોરા કોમ તરફથી બીલકુલ હોઇ શકેજ નહિ.

ભાઇઓ મુંબઈ સમાચાર તા. ૨ જી ફેબ્રુઆરી ૧૯૪૪ માં મી. હાતીમ ગુરૂજીએ લવાદની જે બેહુદી બીન પાયેદાર સુચનાને વધાવી લેતાં નામદાર સૈયદના (ત. ઉ. શ.) સાહેબને જે અપિલ કરી છે તે કેવી બેહુદી અને વખો-ડવા લાયક છે? લવાદ કોને માટે હોય? તે પણ તેમાં સમજવાની શકતી નથી, પણ દાવતની અદાવત અને કેળ-વણીનાં ઢોંગમાં મી. હાતીમ એ કયાંથી સમજી શકે? એણે તો દુનીયામાં પોતાના બહુરૂપી રંગમાં રંગાતા આગે કદમમાં "રેહમતુલ લીલ આલમિન" નાં મથાળા હેઠળ રસુલુલ્લાહ (સ. અ.) ની શાનમાં જે બેહુદા બોહતાનો લગાવ્યાં છે તેથી આપની કોમની તો શું પણ સમસ્ત ઇસ્લામની સખત લાગણી દુખાવેલી છે. ભાઇઓ કરાચીનાં ચીફ જજે "ક્રિમનલ કેસ તા. ૧૩ મી સપટેમ્બર ૧૯૩૭ માં મી. હાતીમનાં સાથીઓને નામોશી ભર્યા ડંડની સજા કર્યા પછી ક્રિમનલ અપિલ ના. ૧૧૮ સન ૧૯૩૭ ના ચુકાદામાં તા. ૧૪ મી જાન્યુઆરી ૧૯૩૮ ના રોજ ૭ મી મે ૧૯૩૩ ની ગેરવર્તનુંકનું ભાન આપવા જે રીમાર્ક કર્યા છે તે તમારા ધ્યાન બાહેર નહિ જ હોય આટલું કહી મી. હાતીમ તેમજ કહેવાતી કોન્ફરન્સના સાથીઓને યાદ આપી શું કેઃ—

"અકલની રોશનાઇથી જરા દેખો અકલમંદો"
"ફખરની છાકમાં કંઇ મસ્ત થા એહલે દવલ લોગો"
"કદી ગીનતા નથા કોઇ મુરબ્બીને બી વો લોગો"
"ઇઝા મોમીનને દેવામાં કમી કરતા નથા બદખો"
"ન તેની ગોર પર ગુજરાતમાં કોઇ ફુલ મુકે છે"
"આ ઇબરત છે કફા, એ દીલ તું કેમ ઇબરતને મુકે છે"
(તાલીઓ)

તે પછી આ ઠરાવને શેઠ એહમદઅલી ઇસુફઅલી રાવલપીંડીવાળાએ અને તે પછી શેઠ ફીદાહુસેન તૈયબઅલી કવેટાવાલા J. P., એ વધુ ટેકો આપતાં વિવેચન કર્યું કેઃ—

પ્રમુખ સાહેબ અને ભાઇઓ,

ભાઇ યુસુફઅલી આદમજી લાકડાવાલાએ જે ઠરાવ રજુ કર્યો છે તેને હું વધુ ટેકો આપતાં કહીશ કે આ ઠરાવ પણ ઘણો અગત્યનો છે. તાલીમના નામે કોમમાં ફસાદ કરી જે કહેવાતી કોન્ફરન્સ ભરી તેમાં શું બન્યું તે આપણે સારી રીતે જાણીએ છીયે.

બિરાદરો, કેળવણી એવી હોવી જોઇએ કે જેનું બંધારણ, તેના મેનેજમેન્ટની સર્વોપરી સત્તા ઇત્યાદીનો જેને હક હોય તેવા સાહેબની સલાહ અને રઝા બાદ આપવામાં કે લેવામાં આવે, તે સમજવું જોઇએ, અને આવી ખરી કેળવણીની સર્વ સત્તા સઇયદના (ત. ઉ. શ.) શીવાય બીજાને હોવાનું કોઇ કાળે દાઉદી વોહરા કબુલ કરી શકેજ નહિ.

ભાઇઓ, તમો જાણો છો કે હું લાંબો વખત થયા કરાંચીના મદરેસા તૈયબિયાહ નો સેક્રેટરી છું ને મને ખબર છે કે

આપણા માલીકની ઉંચી કેળવણી આપવા માટે કમીટીને કેટલી તાકીદ થાય છે. (તાલીઓ)

ભાઇ તાહેરઅલી લોટીઆએ, કેળવણી, મદરેસાઓના પરીણામો, મેનેજમેન્ટ, ઇત્યાદી બાબતપર સારી રીતે રોશની નાખી છે તે તમો સાંભળી ચુકયા છો એટલે મ્હારે વધુ પડતું કહેવા જેવું નથી. આટલું બોલી રજા લઇશ. (તાલીઓ)

તે પછી ત્રીજો ઠરાવ શેઠ તાહેરઅલી મ. નુરભાઇ લોટીઆ (પ્રેસીડન્ટ, મદરેસાએ તેયબીયાહ)એ નીચે મુજબ રજુ કર્યો.

"દાઉદી વોહરા કોમની આ જાહેર સભા કોન્ફરન્સના બહાને કોમમાં ફસાદ કરનારાઓને વખોડી કાઢે છે અને કોમના જવાબદાર આગેવાનોની ઉદારતા ભરી સુલેહની ગોઠવણ ને એકટીંગ પ્રમુખ મી. હાતીમ ગુરજી અને બીજા કેટલાકોએ ઉછાછલી વલણ લઇ ગલીચ હુમલાઓથી તોડીપાડી તે પ્રત્યે ધીકકાર જાહેર કરે છે અને કોમમાંથી કુસંપ નાબુદ કરવાના ભલા ઇરાદાથી મુંબઇના આમીલ સાહેબ જનાબ સાલેહભાઇ સાહેબ સેફુદીન J. P., S. D. T., તથા ખાન બહાદુર મુલ્લાં મોહમદઅલી અલાબક્ષ J. P., N. D. H., એ ઉદારતા ભરી ધીરજ સાથે જે જે કોશિશો કીધી તે પ્રત્યે આ સભા ઘણાજ વિવેક ભર્યા ટેકા સાથે સંપુર્ણ વિશ્વાસ જાહેર કરે છે."

ઉપલા ઠરાવને શેઠ હસનઅલી અમીજી હૈદ્રાબાદવાલાએ ટેકો આપ્યો હતો, વળી મજકુર ઠરાવને વધુ ટેકો આપતાં શેખ યાહયાભાઇ શેખ હસનભાઇ ખુમુસી સાહેબ M. D. H., એ

પોતાની જોરદાર શૈલીમાં જણાવ્યું કે,

માનવંતા પ્રમુખ સાહેબ, કોમી બુઝુર્ગો, બીરાદરો, અને અઝીઝ નવજવાન ભાઇઓ:—

આપની સામે હમણા ભાઇ તાહેરઅલી ધોટીયાએ જે ઠરાવ મુકયો છે, તેને હું સંપુર્ણ ટેકો આપું છું. આપ સાહેબો તે ઠરાવને બરાબર સમજી લાગણી સાથે આ સભામાં પાસ કરશો.

અઝીઝો, મુંબઇમાં જે સંમેલન ભરાણી અને તેનો શું નતીજો આવ્યો તેનાથી આપ સાહેબો અખબારથી પુરેપુરા વાકેફ થઈ ચુકયા છો. પરંતુ મને પણ અત્રે થોડું બોલવાની જરૂરત છે. સંમેલનના પ્રમુખ સાહેબ ભાઇ યુસુફઅલી જંગબારવાલાએ પોતાના પ્રમુખપદના ભાષણમાં એમ કહેલું છે કે "પાર્લામેન્ટમાં ત્રણ પાર્ટીઓ "કન્ઝરવેટીઉ-લીબરલ-લેબર" પાર્ટીઓ છે, તેમ આપણી નાની કોમમાં તેવી સ્થિતિ તો નભે નહિ" હું પ્રમુખ સાહેબને માન સહિત પુછીશ કે તમે કંઇ પાર્ટીના છો? કદાચ તમો પોતાને લીબરલ પાર્ટીના ખ્યાલ કરતા હશો, પરંતુ હું તમોને જવાબ આપીશ કે દાઅવતે હાદીયામાં તેવા વિભાગ રહી શકે નહિ. દાઅવતના સિધ્ધાંતો એકજ છે ને એકજ રહેશે. દાઅવતની છાયાછત્ર નીચે એકજ પાર્ટી રહેતી આવેલી છે અને તેમજ સદા રહેશે.

અઝીઝો, પ્રમુખ સાહેબના ભાષણમાં જે નેકનીયત અને ખુલુસની લાગણી માલુમ પડી, અને મી. તૈયબઅલી પાલીવાલા તરફથી આ મામલાને કોઇ પણ રીતે પતાવવાની માગણી થઇ તે ખાતર, જનાબ સફીયુદ્દીન સાહેબ

ફકત સલાહના ખાતર પ્રમુખ સાહેબના બંગલે પધાર્યા અને વાટાઘાટ થઇ. સંમેલન બોલાવનાર ૭ જણ અને સાતમા પ્રમુખ પોતે સાથે લંબાણ વાતચીત થઇ અને સંમેલનને સંદેશો મોકલી આપવાનું ઠર્યું તે પછી સફીયુદ્દીન સાહેબ પધારી ગયા. આ બનાવ પછી છાપડા ઉપરથી બે જણ ઉતર્યા આવ્યા અને મામલો જોઇ વિચારમાં પડી ગયા, કે આપની બાજી તો ઉલટી ગઇ, પરંતુ પ્રમુખના માન અને મોભા ખાતર ચુપ રહયા, અને પોતાની બાજી ગોઠવવાની ફીકરમાં પડી ગયા. અઢારમીનાં સંમેલન મળ્યું. મીટીંગની શરૂઆત થઇ. પ્રમુખ ભાઇ યુસુફઅલી જંગબારવાલાની ગેરહાજરીના લીધે સંમેલનમાં કોઇ પ્રમુખ તો હોવોજ જોઇએના ? મી. ઇમરાનઅલીએ મી. હાતિમનું નામ રજુ કીધું. એના ઠરાવથી મી. હાતીમ સંમેલનના તખ્તે ખીલાફત પર બીરાજયાં. મી. ઇમરાનઅલીની નામમાંજ ખુબી !! હવે સંમેલનના પેશ ઇમામ તો મુકરરર થયા, નમાઝ શરૂ થઇ;

નમાઝે ઇશ્ક પઢેંગે શરાબ ખાનેમેં
વહાંકે પીરે મુગાં કો ઇમામ કરલેંગે

સંમેલનમાં દરેકે પોતાનો બકવાસ કીધો. તે વાતો તેઓની ઝબાનનેજ છાજે અને તેઓની ઝબાનનેજ મુબારક. એનો જવાબ ફકત હું ટુંકમાંજ આપું છું. વકતના ખલીફા મઆવીયાહના ઝમાનમાં અમરબીન–આસ અને બીજા કેટલાક કટ્ટર મુનાફીકોએ મૌલાના ઇમામ હસનને પોતાની મજલીસમાં બોલાવી અણછાજતા કલામો કહયા. આપ ખામોશ રહયા. એટલુંજ જવાબમાં કહ્યું કે તમારી ઝબાનને છાજે તે કહો. હું ફાતેમાનો લાલ છું અને તમને પણ

જગ જાણે છે. તેજ મીસલ મુનાફીકો હુઝુરેવાલાની શાનમાં નાશાઇસ્તા કલામો કહેવાં હોય તે કહે, તે તેમની ઝબાનને મુબારક. નામદાર હુઝુરઆલી તો દોઆત કીરામના ખુલાસા છે, આપણી કોમના પેશ્વાએ આઝમ છે. (તાલીઓ)

અઢારમીનાં સંમેલનમાં મી. હાતિમ અલવીએ (કહેવાતા સુધારકોના ગુરૂજી જેઓ તો શરૂઆતથી ગુરૂજીજ છે.) જે બકવાસ કીધો અને સંમેલનમાં બીજાઓએ પણ નામદાર હુઝુર આલી પર, દાઅવત અને દાઅવતમાં વસ્તા લોકો પર, જે ગલીચ હુમલાઓ કીધા તે કારણે સલાહના સંદેશા ભાંગી પડયા. બિચારા કેટલાક ભોળા શખ્સો કે જેઓ તેના સાથ છે, તેઓ કરાંચીથી જતી વખતે જનાબ ભાઇ સાહેબને એમ કહી ગયા હતા કે અમે સમાધાન માટે જઇએ છીએ, તે વાત તેઓએ હૈદ્રાબાદ સિંધમાં પણ કીધી હતી, પણ આ તમાશો જોઇ બિચારા બધા નિરાશ થયા. મુંબઇ જઇ ખબર પડી કે કોથળામાંથી તો બિલાડી નીકળી! (તાલીઓ) મુનાફીકો અને દાઅવતના વિરૂધ્ધીઓએ સને ૧૯૧૭ માં જે ફીતનત જગાવી હતી તેને સને ૧૯૪૪ માં ગુરૂજી કોઇચા એન્ડ કું. લીમીટેડના નામથી મશહુર કીધી. (તાલીઓ) આપણુને પણ પુરેપુરૂં માલમ પડયું કે મુનાફેકુન અને વિરૂધીઓની ગણતરી કેટલી!

અઝીઝો, જમાતખારીજ થએલાઓ એમ કહે છે કે નામદાર સૈયદનાએ જે અમારા સલામ બંધ કીધા છે તે કરાંચીના રહીશોના કહેવાથી. હું મી. હાતિમ અને તેના સાથીઓને પુછીશ કે શું આ તમારી માન્યતા છે કે બાવા સાહેબ કોઇની સલાહથી કામ કરે છે? ના, ના, ના, હરગીઝ નહી.

નામદાર સૈયદનાએ પોતે તેમને દાઅવતથી ખારીજ કીધા છે. પ્રીવીલ કાઉન્સીલના ફેંસલા પર કોઇને ઇશદ કરવાનો હક નથી. હાં, એકજ દરવાજો ખુલ્લો છે કે રહેમની દરખ્વાસ્ત કરો, આસ્તાને દાઅવત પર આવી માથુ ઝુકાવો, માફીચાહો. આસ્તોને દાઅવત વો છે, કે જ્યાં તમે તો શું, તમારા આબાઓ અજદાદ માથું ઝુકાવી ગયા છે. (તાલીઓ)

અઝીઝો, અત્રે એક ખુલાસાની વાત કહું કે મી. હાતીમ અલવી જે વખતે, લગભગ સને ૧૯૧૬–૧૭ માં સિંધ મદરેસતુલ-ઇસ્લામમાં મેટ્રીકની કલાસમાં ભણતા હતા તે વખતે એક દીવસ પોતાના કલાસવાળા સાથે મોડા આવ્યા. મી. વાઇન્સ (સિંધ મદરેસતુલ-ઇસ્લામના પ્રીન્સીપાલ) એ એકને સજા કરી. હાતિમને હાથ લંબાવવા કહયું, પરંતુ પોતાના ઉસ્તાદ સામે ગુરૂજી પડી ગયો, લંબાણુ વાત થઇ. પ્રીન્સીપાલે સિંધ મદરેસામાંથી તેણે ડીસમીસ કીધો. હવે આપણી બોલીમાં કહીએ તો એનો સિંધ મદરેસામાંથી સલામ બંધ થયો. હવે આ કાઇદાની વાત છે કે એક સ્કુલમાંથી ડીસમીસ કરી કાઢી મુકે તો બીજી સ્કુલો તેનું નામ પોતાની સ્કુલમાં દાખલ કરી શકે નહિ. એના વડીલોએ પતાવટની કોશીષ કરી. મી. માર્ગીન (જીમખાનાના સેક્રેટરી) વચમા પડયા. તેની સીફાર-શથી મી. વાઇન્સ પ્રીન્સીપાલે આ રીતે કબુલ કર્યું કે, હાતીમ મારી સામે આવી "આઇ-એમ સોરી" (I am sorry) કહે તો હું માફ કરીશ. પણ મી. હાતિમ અકકડ લકકડે એટલું કહેવું પણ ગવારા ન કીધું. જેની નસેનસમાં

હમીયત ભરેલી હોય તે આ કેવી રીતે કબુલ કરે? જે માણસ પોતાની જાતનું ભલું કરવા પોતાના તાલીમ આપનાર ગુરૂને નમે નહિ તે દાઅવતના માલીકને નમવામાં બે ફરમાની કરે તે સમજાય તેવી બીના છે. (તાલીઓ) પણ અફસોસ તો એજ છે કે કેટલાક ભોળા ભાઇઓ દુનિયાના સંબંધના લીધે અથવા કેટલાક કારણોના લીધે ન છુટકે તેના સાથે છે. તેઓને આપણે કહીએ કે આવો ભાઇ આવો !! દાઅવતમાં શરીક થાઓ "સુબહકા ભુલા શામકો ઘર આ જાયે તો વોહ ભુલા નહિ."

અઝીઝો, તમો જોણોજ છો કે સને ૧૯૩૨ માં એકેડેમીની સમાધાની વખતે નામદાર સૈયદનાએ કેટલી શાહી ઉદારતા દેખાડી, પરંતુ વિરૂધીઓએ તેનો દુરઉપયોગ કીધો, ભલાઇનો જવાબ બુરાઇથીજ આપ્યો. પણ તેનો બદલો તેની બદનીય્યત પ્રમાણે આપવોજ પડયો અને દાઅવતની છાયામાંથી તેને દુર કરવામાં આવ્યાં. તમારો અદના ભાઇ કરાચીમાં આજ લગભગ સાડાચાર વરસથી દીની ખીઝમત કરી રહયો છું. સમાધાન માટે વીરૂધીઓને કાંઇક મોકા આપવામાં આવ્યાં, ખાસ કરી નોમાન ઇબ્ને કરીમભાઇ ખાંડવાલાના નિકાહ વખતે અલીભાઇ કલકત્તાવાલા જનાબ ભાઇસાહેબ પાસે આવ્યાં. તેમની સાથે જુમાતના એક આગેવાન રહીશ પણ હતા, જેઓ અત્રે બેઠેલા છે. સમાધાનીની વાટાઘાટ થઇ. જનાબ ભાઇસાહેબે લગભગ ત્રણ દીવસ સુધી લાગલગાટ મહેનત કરી જે ટર્મ્સ નકકી થઇ તે ગુજરાતી ભાષામાં, અને ઇંગ્લીશ લીપીમાં તાર મારફતે હુઝુરેઆલીને મોકલવામાં આવી, તેમજ ટેલીફોનથી વાતચીત

થઇ. હુઝુરઆલીની કરમની નજર તરફ જુઓ, કે આપનાં પેટનું ઓપરેશન થયેલું હતું, આપ બીસ્તર પર આરામ ફરમાવી રહયા હતા, તે સાથે ટેલીફોનથી ખુલાસો કર્યો. આ સમાધાનમાં વિરૂધીઓના વકીલો આગેવાન હતા. સાંજના ૭ વાગ્યા સુધી જુવાબ આપવાનો હતો, પરંતુ મુંબઇથી ટેલેગ્રામ સવારે મળ્યો. ટેલેગ્રામ ઓફીસ કાંઇ આપની મીલકીયત નથી. તેઓએ એમ કહીને સમાધાન ભાંગી પાડયું કે, અમે તો સાંજના ૭ વાગ્યા સુધીજ બંધાએલા હતા. સમાધાન કરનાર માણસ આવીજ વાત કરી શકે ! ! ! નહિ ?

અઝીઝો, તમને ખબર છે કે મી. ફઝલુલહક, લીગના પ્રેસીડન્ટ કાએદે આઝમ મી. ઝીણાના રાઇટહેન્ડ હતા. લીગ માટે અંતઃકરણથી સેવાઓ કીધી હતી. શેરે બંગાળના નામથી મશહુર હતા. શેરે બંગાળ અને સર સિકંદર હયાતખાનના આવવાથી લીગની બેઠક દીપી નીકળતી. તેઓએ પણ લીગના ઉસુલના બરખીલાફ જઇ બગાવત કીધી, તો મી. ઝીણાએ તેઓની આગલી સેવાઓની કાંઇ પરવા ન કરતાં મી. હકને લીગમાંથી ડીસમીસ કીધા. હવે મી. ફઝુલહક માટે એકજ રસ્તો છે કે પોતાની ભુલનો ઇકરાર કરે, માફી માગે અને લીગમાં દાખલ થાય. તો ભલા આ ગુરૂજી ફેમેલીએ દાઅવતની શું ખીઝમત કીધી છે ? બલકે હંમેશા દાઅવતના મુકાબલામાંજ રહયા છે. કોમની ઉન્નતિ અને તરક્કીને રોકવા માટે તેઓજ જવાબદાર છે. જેમ ગવર્નમેન્ટ લડાઇના વખત અંદર પોતાનો બધો ખ્યાલ અને શકિત લડાઇના મોરચાની તરફ રાખે છે, અને પ્રજાના કામો તે વખત રોકાઇ જાય

છે, તેમજ અમારી સરકાર અને દાઅવતના મુખાલેફીનનો હાલ છે. દાઅવતના ધણી અને દાઅવતના ખીઝમત ગુઝારોએ કોઇ પણ વખતે કેસની શરૂઆત કીધી નથી. તેઓ કોર્ટે ગયા, અને તે પછી દાઅવતને ઘસડાવું પડયું. તો ખરેખર કોમને ઉન્નતિ અને તરક્કીથી રોકનાર તેઓજ છે. (તાળીઓ)

અઝીઝો, તે સાથ તમે જુઓ છો કે કોમ તરક્કી કર્યાજ રહી છે. આજે મુંબઇમાં ૩૦૦ સોલીસીટરમાં આપણા ૬ સોલીસીટર છે. એક નહિ પણ ડઝનો ડાકટરો છે. વકીલો છે, બેરીસ્ટરો છે. આ દલીલ આપી હું તમને એમ નથી કહેવા માગતો કે કોમને હવે તરક્કીની જરૂરત નથી, બલકે હું ભોળા ભાઇઓને, કે જેઓ તેઓની ફરેબી જાળમાં ફસાએલા છે, તેઓને કહું છું કે, આવો ભાઇઓ, આવો, સલાહનો હાથ મીલાવો, આપણે મળી કોમની તરક્કી કરીએ. જેમ જર્મની અને ઇંગ્લાંડમાં ૮૦ અને ૯૦ ટકા કેળવણી છે, તેવીજ આપણી કોમને તરક્કી આપીએ.

અઝીઝો, કરાંચીથી કેટલાક સમાધાન ચાહનારાઓ ગયેલા, તેઓની હાલત એવી થઇ છે કે, પાણીની એક રેળમાં એક રીંછ તણાઇને જઇ રહયો હતો. કિનારા પર કેટલાક માણસો ઉભેલા હતા, એમને વિચાર કર્યો કે આ પાણીના પુરમાં કંમલ તણાઇને જઇ રહી છે. લાવ કુદીએ અને કંમલને લઇ આવીએ. બિચારા ભોળાઓ કુદયા. પાસે ગયા, હાથ લંબાવ્યો તો રીંછ ડોકુ બહાર કાઢી તેઓને વળગી પડયો. આ છે કરાંચીના કેટલાક ભોળાઓની હાલત. તે ભોળા ભાઇઓને એમ કહીએ છીએ કે શા માટે તમે હાતિમના સાથે ખરાબ થાઓ છો. ચેતો અને તેને તજી દો. તેમાં તમારી

ભલાઇ છે. મી. હાતિમને તો એકજ ખ્યાલ છે કે આ સમાધાનનું ટોપલું મારા માથા પરજ રહે. હું કહું તેમજ થાય. ૨૨ મી જાન્યુઆરીએ સિધ્ધાંત ફેરવનારયે સંમેલનમાં કહેવાતી વફાદારી જાહેર કીધી, અને તેજ સાંજે પોતાના હેતુ સાથે જનાબ સફીયુદ્દીન સાહેબ પાસે અરજ કહેવડાવી કે હાતિમ આપને સમાધાન માટે મળવા ચાહે છે. આપે ફરમાવ્યું કે બદરી મહેલના દરવાજા ખુલ્લા છે આવે, એને જે અનુકુળ વખત જોતો હોય તે આપું, ખાનગી મુલાકાત કરાશ. વચમાં વાત લાવનારે એમ કહયું કે બદરી મહેલતો નહિ પણ બીજી પબલીક જગાની ગોઠવણ મુકરર કરીએ. જવાબમાં ફરમાવ્યું કે આ સફીયુદ્દીને કોમમાંથી કુસંપ દુર કરવા ખાતર કોમમાં સલાહ લાવવા માટે નેક નીય્યતથી એકજ વખત બદરી મહેલથી પગ બહાર મુકયો હતો, હવે જેને વાટાઘાટ કરવી હોય તે અહીંયા આવે, બદરી મહેલના દરવાજા ખુલ્લા છે. (તાલીઓ) આ બીનાથી મી. હાતિમના શુ આચાર વિચાર છે, તે તમો સમજી શકો છો.

અઝીઝો, આ લોકોએ કેળવણી અને તરક્કીના નામે સંમેલન બોલાવ્યું હતું, તે એક ફરેબી ચાલ હતી. એવી ચાલબાજી મુનાફીકો હંમેશાં રમતા આવેલ છે. ઇતિહાસના પાનાઓ આવા બનાવોથી ભરેલાં છે. પણ હું તમને અત્રે કુરાન મજીદમાંથી એક દલીલ પેશ કરૂં છું. સરવરે કાએનાતના ઝમાનામાં મુનાફીકીનયે ખોટા ઇરાદાથી અને મોમીનીનની વચ્ચે ફાટફુટ નાખવના બુરા ઇરાદાથી એક મસજીદની બીના નાંખી હતી. [illegible]

ખબર પડી ગઇ અને આપે તે મસજીદને ભંગાવી બાળી મુકી. આ માટે કુરઆનની તફસીર મોજુદ છે, તેમ દાઅવતના કીતાબો શાહીદ છે. તે આયત આ મુજબ છે; (કુરઆન શરીફ, સુરતુત તૌબા, આયત ૧૦૮—૧૦૯)

"વલ લઝીનત-તખઝુ મસજેદન ઝીરારન કુફ્‌રન વ તફ્રીકન બઇનલ મુઅમેનીના વ ઇરસાદન લેમન હારબલ-લાહા વ રસુલહુ મીન કબલો, વલયહુલેફુન્ના ઇન અરદના ઇલ્લલ હુસના, વલ્લાહો યશહદો ઇન્નહુમ લકાઝેબુન. લા તકુમ ફીહે અબદન."

(તરજુમો—"અને જે લોકોએ નુકસાન પોંહચાડવાને અને કુફ્ર કરવાને અને મુઅમેનીનના દરમ્યાન જુદાઇ નાખવાને, અને જે શખ્સ ખુદા અને ખુદાના રસુલના સાથે પહેલાથી લડાઇ કર્યા રહયો છે તેને સહાય કરવાને, મસજીદની બીના નાખી છે, અને જોકે તે લોકો એમ પણ કસમો ખાશે કે અમારો ઇરાદો તો ભલાઇજ કરવાનો હતો પણ ખુદા તઆલા શાક્ષી આપે છે કે તેઓ ખરેખર જુઠાઓ છે, તું તેઓની વચ્ચે કદી ઉભો ન રહે જે."

એજ મીસલ દાઅવતના વિરૂધીઓનો હાલ છે. જાહેરમાં ભલાઇ અને કેળવણી માટે વાત કરે છે, પરંતુ બાતીનમાં દાઅવતનો મુકાબલો કરવો છે. (આ વિષય પર લંબાણથી વિવેચન કર્યું હતું) આખીરમાં એટલું કહી બેસવાની રજા લઇશ કે "જે કુવો ખોદે તેજ કુવામાં પડે."

(કુરઆન શરીફ, સુરતુલ-ફાતીર, આયાત ૪૩)

"વલા યહીકુલ મકરૂસ સય્યેઓ ઇલ્લા બે અહલેહી"

(તરજુમો—"અને નથી ઘેરતા બુરાઇના દાવપેચ પણ તેના કરવાવાળા નેજ")

તે બાદ શેઠ મુ. અબ્દુલકાદર મુ. નુરભાઇ કોઇટાવાળાએ ઠરાવને વધુ ટેકો આપતાં કહયું કે આ સંમેલન, અમુક ભોળા માણસોને સંપ સલાહના હથીયારો બનાવી કોમ સામે અથડામણ કરાવાની બાજી શીવાય બીજુ કશું ન હતું.

તે બાદ શેઠ અબ્બાસભાઇ આદમજી લાકડાવાળાએ ટેકો આપતાં કહયું કે:-

ભાઇ તાહેરઅલી મ. લોટીઆએ જે ઠરાવ મુકયો છે તેને હું વધાવી લેતાં કહીશ કે જે ઠરાવ અંગે જે કહેવામાં આવ્યું છે તે કેટલું સચોટ છે. (તાલીઓ)

બીરાદરો, આ ઠરાવના બીજા ટેકામાં જનાબ શેખ યાહયાહભાઇ સાહેબે ઘણી ચોખવટથી આપણને સમજાવ્યું છે, તો હવે મારે માટે વધુ બોલવા જેવું નથી.

બીરાદરો, ફસાદના ઇરાદાથી જે કંઇ કરવામાં આવે તો, તેવા ફસાદના કરનારા કોઇ પણ વખતે કામયાબ થઇ શકેજ નહી. (નહી નહી)

મુંબઇ ખાતે કહેવામાં આવતું સંમેલન કેટલી બુરા નેમથી બોલાવામાં આવેલ તેના પુરાવામાં, હંમેશાથી ભલાઇના ચાહનાર, કે જેમાં કોમનો તેમજ સઇયદના (ત. ઉ. શ.) નો પુરેપુરો વીશ્વાસ છે, તેવા સાચા સલાહકાર, કે જેને બ્રીટીશ ગવર્નમેન્ટે પણ જસટીસ–ઓફ–ધી–પીસના ખીતાબથી નવાજી "સલાહના હામી" તરીકે જગતને ઓળખવ્યા હોય તેવા સાહેબ, કે જેવણને સઇયદના સાહેબ

હજની સફર દરમ્યાન હીંદના વાલી બનાવી મુકી ગયા હોય તેવી નેક હસતી, જનાબ સાલેહભાઇ સાહેબ J. P., S. D. T., પોતાની પોઝીશનનો ખ્યાલ પડતો મુકી, કોમની બહેતરી માટે, ખાન બહાદુર ભાઇ મુલ્લા મોહંમદઅલી અલ્લાબક્ષ J. P., ને સાથે લઇ, મી૦ પાલીવાલાની અરજથી મી૦ યુસુફઅલી જંગબારવાલાને ત્યાં ગયા, તેજ બતાવી આપે છે કે એવણુની ઉદારતા ભરી સુલેહની નેમ કેટલી વખાણુને પાત્ર છે. (તાલીઓ)

અફસોસ છે કે, કહેવાતા સુધારકોએ પોતાની આદત મુજબ ન છાજતી વલણ લઇ, સુલેહની ઉદાર શરતોને તરછોડી, પોતાનું અદાવત ભર્યું પગલું લીધું. એકટીંગ પ્રમુખ મી૦ હાતીમથી કરાંચીવાસી વોહરા તો શું પણ સમસ્ત વોહરા ભાઇઓ ઉપરાંત બીજી કોમો પણ વાકીફ છે કે તે કયા પ્રકારની તબીયત ધરાવે છે. આટલું કહી હું બેસી જવાની રજા લઇશ. (તાલીઓ)

ત્યાર બાદ શેઠ મુલ્લાં મોહંમદઅલી શેખ ઇસમાઇલજી રાવલપીંડીવાળા N. K. D., એ ઠરાવ ૪ થો નીચે મુજબ રજુ કર્યો હતો:—

"દાઉદી વહોરા જુમાતની આ જાહેર સભા, મુંબઇ મધે કેટલાક વિરોધી ઇસમોએ કોમની ઉન્નતી, તાલીમ અને નવા બંધારણુના ઓઠા તળે દાઉદી વોહરા સંમેલન નામ ધારણુ કરી નવો ફિતનો જગાડયો છે તેને વખોડી કાઢે છે, અને મજકુર સંમેલનના દરવાજા દાઉદી વહોરા કોમ માટે બંધ કરી, કોમનાં પેશવાએ આઝમ, અકાબરો. અને આમ વર્ગના ભાઇઓના ધંધા વિરૂધ્ધ જે હલકી ભાષામાં

બેહુદા બકવાસો કરવામાં આવ્યા તે પ્રત્યે આ સભા ઘણાજ ગુસ્સાની લાગણી સાથે તિરસ્કાર જાહેર કરી વખોડી કાઢે છે."

ઠરાવ ૪ થાને શેઠ અબ્દુલહુસેન મુસાજી લુકમાનજી કાપડવાલા N. K. D., તથા શેઠ સાલેહભાઇ આ. કાંચવાલાનાં ટેકા બાદ મી. સાદીકઅલી B. A., ઉદેપુરવાલાએ વધુ ટેકો આપતાં ઉર્દુમાં જણાવ્યું કે આપ પાસે માફી માંગું છું કે હું ઉર્દુમાં બોલું છું. કોમમાં કે મઝહબમાં એવી કોઇ સુધારાની ગુંજાઇશ નથી કે જે સુધારકો કરવા ચાહે છે. તે પહેલાં તેમણા રીતરીવાજો, તેમણી ચાલ ચલણ, તેમણા કુટુંબીઓની હાલત, તેમણા ઘરની ખરાબીઓ તપાસી ત્યાં સુધારો કરે. (તાલીઓ) કોમને નકલી સુધારાની કંઇ જરૂર નથી. તમારી ફેમીલીને કેળવણી આપો એટલુંજ બસ છે. (તાલીઓ) સુધારકો પોતાના કુટુંબીઓને કેળવણી આપવાની કે તેઓના માટે રહેવાના સારા ઘરો આપવાની ફીકર રાખે તો પણ સમજી શકીએ કે તેઓ કંઇ કરે છે. ગીબત કુસંપ અને કોમને હલકી પાડવાના પગલાં તેઓ લઇ રહયા છે ને તેવા રસતે તેઓ પૈસા બરબાદ કરવા સાથે પોતે પણ બરબાદ થઇ રહયા છે. (તાલીઓ)

તે પછી શેઠ અકબરઅલી હસનઅલી ઢાલગરા (સેક્રેટરી, જુમાત કમિટી સદર) એ ૫ મો અને છેલ્લો ઠરાવ નીચે મુજબ સભા સમક્ષ રજુ કર્યો:-

"દાઉદી વોહરા જમાતની આ સભા ઠરાવ કરે છે કે મુંબઇ ખાતે વિરોધીઓએ બોલાવેલ વોહરા સંમેલનમાં, કરાંચીથી જે ઇસમો ગયા તેને, કરાંચી દાઉદી વોહરા જુમાત સાથે કંઇ સંબંધ નથી, ને તેવા જનારા પ્રત્યે સખત

અણુગમો જાહેર કરે છે."

ઠરાવ નાં. ૫ ને શેઠ મોહમદઅલી ઇસાજી અંતરયાએ ટેકો આપ્યા પછી મી. ફીદાહુસેન મુ. વલીજી મારવીએ વધુ ટેકો આપતાં જણાવ્યું કે:-

"મહેરબાન પ્રમુખ સાહેબ, અને હાઝરીન ભાઇઓ, પાંચમાં ઠરાવને વધુ ટેકો આપતાં મારે કહેવાનું જે, થોડા દિવસ ઉપર મુંબઇમાં પર્દા બીબી કોન્ફરન્સ, જે કોમી ભાઇઓને ઉંધે રસ્તે દોરવવા માટે કોમના વિરોધીઓ તરફથી બોલાવવામાં આવેલ, તે કેવી હતી તે આપ સાહેબો સામે રજુ થયેલા ઠરાવો અને વિવેચનો ઉપરથી સ્પષ્ટ સમજી શકયા છો, એટલે મારે વધુ કહેવાનું કંઇ હોયજ નહિ. બંધ બારણે ભરાયેલી કોન્ફરંસમાં કરાંચીથી જનારા પણ તેવાજ પાછળના દરવાજેથી જનારાઓ જેવા હતા. દાવતની આબાદી જોઇ તેમજ સૈયદના (ત. ઉ. શ.) સાહેબનો દિવસે દિવસે ઇકબાલ બુલંદ જોઇ, હસદની આગમાં બળી જતા કેટલાક કરાંચીથી ગયેલાઓએ પણ પોતાની હસદની આગ એ કહેવાતી કોન્ફરન્સમાં કેવી રીતે વરાળ રૂપે બાહેર કાઢી તે તમો સૌની જાણમાં છે.

ભાઇઓ, કરાંચીમાં જે લોકોએ કહેવાતી કોન્ફરન્સના આમંત્રણ કાર્ડો જોયાં તેમાં સમજદાર ભાઇઓ, એ બોલાવનાર ઇસમોના નામથીજ એ ચાલબાજીને સમજી ગયા કે ૧૯૧૭ ની ફીતનત ફરી ભડકાવા કોશીશ થઇ રહી છે.

ભાઇઓ, કરાંચીના એક નાતબારી ચાલબાજ મી. હાતીમ ગુર્જી, જે કહેવાતી કોન્ફરન્સના એકટીંગ પ્રમુખ

હતા, તે એક વખતે એમ કહે કે "અગર જો આજે આર્ય-ધર્મનો સ્થાપક દયાનંદ હાજર હોત તો હું તેનો ચેલો બનતે, અને તેના ચર્ણોની ખાક મારાં માથે ચઢાવતે" તો આવા ચેલાઓ જે કંઇ વધુ પડતો બકવાસ કરે એમાં નવાઇ શી? ભાઇ અકબરઅલી ઢાલગરા એ ઠરાવ મુકયો છે તે ખાસ કર્રા કરાંચી જુમાત માટે અગત્યનો હોઇ આપ સઉ સંમત થઇ પસાર કરશો.

ઠરાવ ના. ૫ સર્વાનુમતે પસાર થયો હતો.

તે પછી મે. પ્રમુખ સાહેબે મીટીંગનું કામકાજ ખતમ કરતાં નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:-

આજની સભાનો મુખ્ય હેતું શું છે, તે તમો સાહેબો આ અગાઉ જાણી ચુકયા છો માટે મારે તમને સમજાવવાની ઝરૂરત નથી.

અહસ્થો, આપ સાહેબોએ આજની સભામાં પાંચ ઠરાવો બહુંજ ધીરજ અને શાંતી થી પાસ કીધા, ઠરાવો અને વિવેચનનું કામ પણ ઘણીજ ધીરજ અને ફતેહમંદીથી થયું છે.

વીરૂધીઓની મુંબઇમાં તા. ૨૩-૧-૪૪ ના રોજે ભરાએલી કોન્ફરન્સના બાબદમાં જે જે જરૂરી આજે બોલવાનું હતું તે વકતાઓએ બોલી આખા વોહરા આલમને જગતમાં માહેતગાર કીધી કે સાચું-ખોટું કયાં છે. હું હવે પ્રમુખ પદેથી બોલીશ.

મારા પીયારા મોમીન ભાઇઓ, દાવતના વફાદારો- તમને કેટલીએક નવી બીનાથી વાકેફ કરવા ચાહું છું, અને તેમ કરવુ મારી ફર્ઝ સમજું છું. ઘણીજ શાંતીથી સાંભળો અને વિચારો કે હક અને બાતીલ કયાં છે.

અહસ્થો, મુંબઇની કોન્ફરન્સમાં મી. હાતીમ પ્રમુખસ્થાનેથી એની ટોળીના લોકો તરફ ઇશારો કરી બોલેલ છે કે, "આપણે દાઅવતની પવીત્ર ગાદીને ઉઠલાવવા માંગતા નથી."

હું આજે અત્રે પ્રમુખસ્થાનેથી પેહલો સવાલ પુછું છું કે, શું દાવતના દુશમનોના માથા ઉપર સીંગડાં હોય છે, કે આપણે તેઓને ઓળખી શકીએ? યા તેઓના કપાળ ઉપર કોઇ તરહનું કાળું ટીલું હોય છે કે જેથી જાણી શકાય કે આ આવનાર શખ્સ દાઅવતનો દુશમન છે? અહસ્થો, તેવી નીશાની નાંજ હોય. દોસ્ત અને દુશમનની પીછાણ તો ફકત આચાર વીચાર ઉપરથી જાણી શકાય છે.

હું બીજો સવાલ મી. હાતીમને પુછીશ કે જ્યારે એ કહે છે કે દાવતની પવીત્ર ગાદીને, એ અને એની ટોળીના માણસો ઉથલાવવા માંગતા નથી તો કરાંચીમાં ૧૩-૭-૩૪ ના દીવસે આ પવીત્ર ગાદીના માલીક ઇમામીઝ ઝમાનની સાલેગ્રહના દીવસે અઇન વખત ઉપર જ્યારે ઇમામીઝ ઝમાનની મદેહ પડાતી હતી ત્યારે મી૦ હાતીમે એની ટોળીના ૧૧ જણાને સાથે લઇ આદમ મસજીદમાં ધસારો કરી, મજલીસને વાખેરી નાખી, એ કામ શું દાઅવતની પવીત્ર આદીના માનનારને છાજે ખરૂં? શું એવા પગલાં દાઅવતનો દોસ્ત ભરે ખરો? શું ઇમામીઝ ઝમાનને તેઓએ ખુશી કીધા? નહી કદી પણ નહી. યાદ રાખો આ કામ વાસ્તે તેઓ કીયામતના દીવસે પકડાયા જાશે. તેઓ શુકર કરે કે તે દીવસે કોમના બહાદુરો હૈદ્રાબાદમાં રોકાઇ ગયા

હતા નહીતો તેઓને છઠ્ઠીનું દુધ યાદ આવતે.

૧૯૩૫ નો કબ્રસ્તાનનો ચીતાર તમારા નજર સામે મુકુંછું, અને થોડા શબ્દોમા સમજાવું કે મી. હાતીમના માના જનાઝાની નમાઝ વલીઉલ અમરના હુકમથી બંગલે પઢાઇ. બાદ મૈયત કબ્રસ્તાન આગળ આવ્યું ત્યારે, તેઓની લેખીત શરત મુજબ, હાતીમ તેમજ હાતીમની ટોળીના જુમાત ખારીજ સીવાય બધા લોગોને કબ્રસ્તાન અંદર જવા સુચવ્યું, પણ તે સુચવણીને ઠોકરે મારી હાતીમે ઝીદ કીધી કે બધા નાતબહારયા પણ અંદર જશે. સાથના મકરાણીઓએ દંડા લઇ દીવાલ ઓળંગી જવાની કોશીશ કીધી પણ તે કયાંથી બને? દરવાજેથી, પરકોમનો એ લોકોનો સાથી લેફ્ટનન્ટ કરનલ મી. ઝીઆઉદ્દદિન અંદર જઇ આવ્યો. જોયું કે કબર ખોદાએલી તૈયાર છે. બાદ પાછો વળ્યો. શું વાતચીત એ લોગોના આપસમાં થઇ તે ખુદા જાણે. બાદ મૈયતને બીજા પરકોમના કબ્રસ્તાનમાં દફ્ન કીધું.

સન ૧૯૩૬ માં એ લોકોના આગે કદમ ચોપાનીયામાં મોમીનોના દીલ દુખાવનારા કારટુન કબ્રસ્તાનને લગતાં છપાયા. કેસ કોરટે ગયો અને વિરૂધીયો દંડાયા.

અહસ્થો, વીરૂધીઓની વીરૂધતા તરફ જુઓ અને કરમના બાદશાહની કરમબખશી તરફ જુઓ!! વીરૂધીઓએ ૧૯૩૪ માં મસ્જીદ ઉપર ચડાઇ કીધી, ૧૯૩૫ માં કબ્રસ્તાન ઉપર ચડાઇ કીધી, ૧૯૩૬ ના મે જુનના આગેકદમના અંકમાં મોમીનોને ગુંડા અને શૈતાનો બનાવ્યા. અને વીરૂધીઓ તરફ સને ૧૯૩૬ ના માર્ચની શુરૂમાં આપણા

જાન માલના માલીક સરદાર સય્યદના તાહેર સય્ફુદ્દીન સાહેબની ઉદારતા અને રેહમદીલીનો આબેહુબ બનેલો એક એહવાલ તમો સનમુખ પેશ કરૂં છુ.

અહસ્થો, સને ૧૯૩૬ માં માઅઝુન સાહેબની શાદી ઉપર મારો સુરત જવાનો સબબ બન્યો હતો. જવા અગાઉ કરાંચીમાં મી૦ ફીદાહુસેન શેખા સાથે મારી કેટલીક વાત-ચીત થઇ હતી. તેઓએ મને ખાત્રી આપી હતી કે તેઓની તરફના માણસોને તેઓ વખત આવતાં સમજાવી નમાવશે. ફીદાહુસેન અને મારી વાત ચીત મુજબ, સુરતમાં જનાબ સય્યદી ભાઇસાહેબ સાલેહભાઇ સાહેબનો મેં અસરો લીધો અને અરજ કીધી કે બરાએ કરમ કરાંચીના જુમાત ખારીજ લોકોને ફરીથી દાઅવતમાં લેવા નામદાર સય્યદનાને અરજ થાય.

જનાબ ભાઇસાહેબની હીમ્મત અને મદદથી હુઝુરે-આલીની પરવાનગી લીધા બાદ, મેં કરાંચીમાં મી. ફીદા હુસેનને તારો કીધા અને જવાબો આવ્યાં તે બધા મોજુદ છે, જે નીચે મુજબ છે:-

સુરતથી પેહલો તાર, મોકલનાર હુસેનભાઇ જમાદાર, લેનાર ફીદાહુસેન મહંમદઅલી શેખા તથા બાકરઅલી હેલમવાલા જોગ, કરાંચી:-

"અગર તમો અગાઉની શરતો કબુલ કરતા હોય તો કોશેશ કરૂં, તારમાં જવાબ આપો, મોકો ન ગુમાવતા."

કરાંચીથી ફીદાહુસેન તથા બાકરઅલીનો જવાબ-"તાર મલ્યો. કોઇપણ જાતના મારી પત્રમાં પાછળથી કડવાસ રહેશે. માટે નમનતાઇ સાથે સૈયદનાને અરઝ કરો કે-

આપની કૃપાને લંબાવી, આ મોટા ખુશીના અવસરની યાદગીરીમાં આપ બધાઓને ફરીથી દાઅવતમા લઇ લો. તમારા સાથે સદંતર મળતા છીએ. આ કલ્યાણકારી મોકા પર સંપ થવાનો તક જવો ના જોઇએ."

લી : બાકરઅલી અને ફીદાહુસેન,

(સુરતથી તાર કરનાર: હસનઅલી અમીજી, લેનાર ફીદાહુસેન શેખા કરાંચી:–)

"તમારા તાર તથા ટેલીફોનની બાબત હું ખાત્રી આપું છું કે દાઅવતમાં ઇઝત સાથે ફરીથી લેવાની ઉમ્મેદ છે. અમને ભરૂચ સ્ટેશન પર મળો. એકલા યા હાતીમ સાથે. તારમાં જવાબ આપો." લી. હસનઅલી અમીજી હૈદરાબાદવાલા.

(કરાંચીથી ફીદાહુસેનનો હસનઅલી અમીજી ઉપર જવાબ)
"તાર મલ્યો. હુસેનભાઇને અમો તાર કરી ચુકયા છીએ કે અમને કુલ હકીકત સેટલમેન્ટની જણાવો, એના જવાબની રાહ જોઇએ છીએ. યા કરાંચીમાં હુસેનભાઇને રૂબરૂ મલશું."

લી. બાકરઅલી અને ફીદાહુસેન

(સુરતથી હુસેનભાઇનો તાર ફીદાહુસેન જોગ કરાંચી.)

"તાર મલ્યો. જોકે તમારા લોકોની હીલચાલ અને વર્તણુંક તરફ નાપસંદગી બતાવવામાં આવી છે છતાં, મેં તમારી વીનંતીનો તાર પેશ કીધો, બાદ ખાત્રી આપી કે તમો ખરાદીલથી ફરીને દાવતમાં આવવા આતુર છો. બાદ ફરમાન થયું કે બેઉને સુરત બોલાવો. હું ખરા દીલથી ચાહું છું કે તમો બધા ભેગા આવો. સૈયદનાને રૂબરૂ આવી

જુકી જાવ, અચકાવો નહી. રવાના થવાનો તાર કરજો. તમારા રહેવા કરવાનો બંદોબસ્ત કરીશ. મગર વફાદારીના સોગંદ ખાવા પડશે અને મીસાક દેવો પડશે."

(કરાંચીથી ફીદાહુસેનનો છેલ્લો તાર હુસેનભાઇ ઉપર.)

"તાર મલ્યો, દોસ્તો કહે છે કે જેમ અગાઉ અરજ કીધી છે તેમ વગર શરતે સલામ બોલવામાં આવે, પછી સુરતમાં કદમબોસી વાસ્તે આવ્યે."

ગ્રહસ્થો, તમો ભાઇઓ આ ગુલાંટી બાઝોની–ગુલાંટી તરફ નઝર કરો. બોલે છે એક અને કરે છે બીજું. સૈયદના એ મને હુકમ ફરમાવ્યો કે તેઓનો કરાંચીથી રવાના થવાનો તાર આવેથી ભરૂચ તક લેવા જજો–રહેવા કરવાનો બંદોબસ્ત થશે. આવી રહેમદીલી તરફ જોતાં કરબલાનો નકશો યાદ આવે છે કે ઇમામ હુસેન અલેહીસ–સલામે, હુરે મુકાબલો કરવા છતાં હુરના લસ્કરને પાણી પીલાવ્યું. કરાંચીના ઝીદદી લોકોએ માગણી કીધી કે પહેલા કોઇ પણ તરેહની શરતો વગર સલામ બોલો, બાદ નમવા સુરત આવીએ.

ગ્રહસ્થો, જે લોકો મોઢેથી બોલે છે મગર પાળતા નથી તેની આદતની દવા નથી. મર્યા તક આમજ ગુલાંટી માર્યા કરશે.

ગ્રહસ્થો, ધીરજ પકડો હું તમારા સનમુખ એક બીજો દાખલો તાકી બતાવું કે જે જાણી કરાંચીના મોમીનો તો શું પણ દુનીઆભરના મોમીનો સૈયદનાની અને સૈયદનાના ભાઇ જનાબ ભાઇસાહેબ સાલેહભાઇ સાહેબ સફીયુદદીન સાહેબની ઉદારતા અને કરમબખ્શીની તારીફ કરશે. હાતીમનો બકવાસ જનાબ સાલેભાઇ સાહેબ તરફ જુઓ અને જનાબ

ભાઇસાહેબના ફઝલ અને કરમ તરફ જુઓ. ગયા વરસની શરૂમાં અત્રેની હાઇ કોર્ટના જાણીતા જસ્ટીસ હાતીમ તૈયબજીએ મને એક દીવસે બોલાવી પુછયું કે, એવણની મરજી છે કે અત્રેની વોહરા કોમમાં જે ગેરસમજુતી છે તે દુર કરવાની એવણ કોશેપ કરે, અને તેમ કરવા અગાઉ અત્રેના આમીલ સાહેબથી વાકેફ થવા માંગે છે, કે જો સમાધાની થાય તો શું શરતો ઉપર થશે, માટે આ કામમાં મદદ કરવી. ગૃહસ્થો, મેં જસ્ટીસ તૈયબજીને તરતજ કહયું કે ઘણી ખુશીની વાત છે, પણ જયાં સુધી હું જાણું છું ત્યાં સુધી આ મુલાકાત વાસ્તે અત્રેના ભાઇસાહેબ હસનભાઇસાહેબ નુરૂદદીન સાહેબને મુલ્લાંજી સાહેબની પરવાનગી લેવી પડશે અને તેમ થયું. મુંબઇમાં જનાબ સાલેહભાઇ સાહેબની મદદથી હુઝુરે આલીની બહાલી તરતજ આવી. અમો ત્રણ જણા, (૧) ભાઇસાહેબ હસનભાઇસાહેબ નુરૂદદીન સાહેબ (૨) મીયાં સાહેબ યાહયાભાઇ ખુમુસીયા અને (૩) તમારો ભાઇ "ખાદીમે કોમ" સાથે ગયા.

ગ્રહસ્થો, સલાહ કેમ થાય અને શરાયતની અડચણોને કેમ દુર કરવી તે બાબત ઉપર લગભગ બે કલાક જસ્ટીસ તઇયબજીના બંગલે વાતચીત થઇ. પોતે વીદવાન અને સમજુ હોવાના સબબ તરતજ સમજી ગયા, અને અમો રવાના થયા ત્યારે જસ્ટીસ તઇયબજીએ ભાઇસાહેબ પાસે આ બોલો ઉચ્ચાર્યા કે "મુલ્લાં સાહેબ, ઇસ સારી હકીકતસેમેં વાકેફ હો ગયા હું, ઔર જબતક ઇસ કામમેં ફતેહમંદ ન હોઉ તબતક ચેનસે નહી બેઠુંગા."

ગ્રહસ્થો, શાબાશ છે આવા વીદવાન જસ્ટીસને. જસ્ટીસ

બદરૂદ્દીન તય્યબજીનું કુટુંબ હંમેશા હાઅવતનું ખઇરખ્વાહ રહ્યું છે. મગર આ મુલાકાતનું રીઝલ્ટ (નતીજો) શું આવ્યું તે તમો કદાચ જાણુવા આતુર હશો. ભાઇઓ રીઝલ્ટ જો કે જસ્ટીસ તરફથી નથી સાંભળ્યું, મગર એમ લાગે છે કે વીરૂધીઓએ ફરીને ગુલાંટી મારી હશે.

ગ્રહસ્થો, તમારા ને મારા મઉલાનાના માફીના દરવાજા દુશ્મનો માટે હંમેશા ખુલ્લા રહેશે. વીરૂધિઓ ચાહે તે અમલ કરે પણ બદી વાસ્તે એક દીવસ પકડાયા જાસે.

અંગ્રેજીમાં કહેવત છે કે:—

Thongh the mills of God grind slowly,
Yet they grind exceedingly small;
Though with patience long he waiteth.
Yet he exactly grindeth them all.

ગ્રહસ્થો, જે લોકો કેળવણીનો ઝંડો માથે લઇ કહેતા ફરે છે કે કોમમાં કેળવણી નથી અપાતી ઇત્યાદી–ઇત્યાદી, એ લોકો જુઠું બોલે છે, હડહડતું જુઠ:– આપણે પહેલાં કરાંચી તરફ નજર કરીએ. આપણે છેટા કયાં જઇએ, જુઓ અમારૂ ભારમલનું કુટુંબ અને મી. હાતીમનું કુટુંબ. ૭૦ વરસ થયા અમારા કુટુંબમાં બધા ભાઇઓ અને તેના છોકરાંનાં છોકરાંઓએ ઇલ્મ હાંસીલ કીધું તે એટલે તક કે ઓફીસમાં મેનેજરો તરીકે રહયા, ઇનજીન્યરો બન્યા વગેરે વગેરે. તમે હાતીમના કુટુંબ તરફ જુઓ એના અને અમારા વડીલોએ સઇયદના નજમુદ્દીન સાહેબના ઝમાનથી યાને ૭૦ વરસ થયા કેળવણી લીધી.

આપણે પણ દરેક ઝમાનના દાઇના વખતમાં કેળવણી હાંસીલ કરતા રહયા છીએ. આપણા જેમ બીજા સેંકડો શું પણ હજારો મોમીન ભાઇઓના કુટુંબો દેશ પરદેશમાં કેળવણી મેળવી પોતાના બાપદાદાના ધંધાને ઇલમના બળથી વધારી રહયા છે. કોઇ વીરૂધીની તાકાત છે કે બાહાર આવીને કહે કે ફલાણા સઇયદનાએ અમને કેળવણી લેતા રોકયાં છે. આજ લગભગ ૩૦૦ મદરેસા તથા સ્કુલો સઇ-યદનાના ફરમાન હેઠળ દેશ પરદેશમાં દીની અને દુન્યવી તાલીમ આપી રહયા છે. હા, તમારા અને અમારા વચ્ચમાં એટલોજ ફરક છે કે તમોએ તમારી રૂઢીની કેળવણી હાંસીલ કીધી અને અમો દાવતના ગુલામોએ દાવતની રૂઢી મુજબ તાલીમ હાંસીલ કીધી.

ગૃહસ્થો, હું ફરી મી. હાતીમને પુછીશ કે તમોએ જે સ્ટેટમેન્ટ તમારા કોન્ફરન્સમાં કર્યું કે "આપણે નામદાર વડા મુલ્લાંજી સાહેબની ગાદીને ઉથલાવી પાડવા માંગતા નથી, તેમજ એવું કાવતરૂં ગોઠવવા ભેગા થયા નથી," તો શા માટે એવા સ્ટેટમેન્ટની જરૂરત હોય? એક માણસ દાઅવતની ગાદીને વફાદાર હોય તો તે સ્ટેટમેન્ટમાં સીધોજ વફાદારીનો બોલ વાપડશે, અને કહેશે કે અમો ગાદીના વફાદાર છીએ. સામા ધણીને ખાત્રી આપવા દુન્યામાં રીત અને રિવાજ આ છે કે સાહેબ, હું સારા કુટુંબનો માણસ છું, તેમજ ઇમાનદાર છું વીગેરે. શા વાસ્તે એમ કહેવું કે અમે ગાદીના દુશ્મન નથી! તેમજ કાવત્રાબાઝ નથી; સાફ સાફ અને ટુંકા બોલોમાં ખાત્રી આપવાનો રસ્તો આજ છે કે અમો દાવતની ગાદીને વફાદાર છીએ.

મી. હાતીમ કહે છે કે "અમે તો આ પવીત્ર ગાદી ઉપરથી વહીવટ ચાલી રહયો છે તેનો પ્રમાણીક વીરોધ કરી રહયાં છીયે" આ વળી કેવી માન્યતા? ગ્રહસ્થો આ નવી ચાલબાજી નહી તો શું? ગ્રહસ્થો વીરૂધીઓ તાજને માને છે, યાને પવીત્ર ગાદીને માને છે, મગર તાજના ધણીને (ગાદીના) માલીકને નથી માનતા. શું આમ કહી તેઓ પોતાની ઉંચી કેળવણીની પીછાન કરાવે છે? અમે તો આવી ચાલબાજી સન ૧૯૧૦ માં જ્યારે કરાંચીમાં પેલી સોસાયટી પેદા થઇ ત્યારના જોઇ ચુકયાં છીએ. સીંધીમાં કહેવત છે કે:—

"પુતર પીંગેમેં પધરો"

ગ્રહસ્થો, હુશીયાર, હુશીયાર, "મુંબઇ સમાચાર"ના તા. ૨૪ મી જાનેવારી ૧૯૪૪ ના અંકની એડીટોરીયલ કોલમના લખાણપરથી એ પત્ર ભોળવાય ગયું હોય એમ લાગે છે, તેમ તમો પણ ભોળવાઇ જશો નહીં. એ અંકની ત્રીજી કોલમની ચોથી લાઇનથી તે પંદરમી લાઇન સુધી વાંચશો તો માલુમ પડશે કે ચાલાકી ભરા રાતે એમ લખાયેલ છે કે, "શેઠ હતીમ અલવી અને કોન્ફરન્સના બીજા આગેવાનોએ દાવત હાદીયાનો જાહેરમાં સ્વીકાર કર્યો છે. નામદાર મુલ્લાંજી સાહેબ ગાદીના હકદાર છે. આ ગાદી તરફની વફાદારી તેઓએ બાપોકાર જાહેર કરી છે. ગાદી તરફ વફાદારી જાહેર કરી તેઓએ નામદાર વડા મુલ્લાંજીને મીસાક આપી દીધે છે. જ્યારે એમજ છે ત્યારે સમાધાન શા માટે કરવામાં આવતું નથી તે અમારી અકકલમાં ઉતરતું નથી."

તા. ૨૪ મી જાનેવારી ૧૯૪૪ ના "મુંબઇ સમાચાર"માં જેમ લખાયું છે, તેમ મી. હાતીમ અને કોન્ફરન્સના બીજા આગેવાનો મીસાકની શરતોને કબુલ કરતા હોય તો પછી ઢીલ નાંજ હોય. હાથીનાં દાંત ચાવ્વાના જુદા અને દેખાડવાના જુદા રહે છે. ગમે તેમ હોય, આપણે "મુંબઈ સમાચારના" અધીપતીનાં મોમાં સાકર મુકીને જાહેર કરશું કે સઇયદ-નાના માફીના દરવાજા ચોવીસે કલાક ખુલ્લાં છે.

ગ્રહસ્થો, જ્યારે વીરોધીઓ દેવડી ઉપર વફાદારીના સોગન ખાવા મીત્રો થઇને જાય ત્યારે અધીપતી સાહેબ પણ જરૂર પધારે. ગ્રહસ્થો, જો દુશ્મનો મીત્રો બની વફા-દારીનાં સોગન ખાવા દેવઠી ઉપર જાવા તૈયાર હોય તો પછી ખાન બહાદુર અલાબક્ષની તથા ખાન સાહેબ હુસેન ભાઇની જરૂરત નાજ હોય. આપ્રણે અંતઃકરણથી ચાહીશું કે વીરોધીઓને પાક પરવરદીગાર નેક બુધ્ધી આપે અને માની જાય.

ગ્રહસ્થો, આપ સાહેબોએ પોતાના કીમતી વખતનો ભોગ આપી આજની સભામાં પધારવાની તકલીફ લીધી અને કરાંચીની જુમાંતની (Straight forwardness) સચ્ચાઇને જગતના મુમીન ભાઇઓને જણાવવાની જરૂરત હતી તેમ આપણે આજે કીધું, બાદ ખુદા હાફીઝ, આટલુ કહી બેસ-વાની આપ સાહેબોની રજા લઇશ.

ઉપર પ્રમાણે બધું થઇ ગયાં પછી આજની સભાનું કામ ઘણી સુંદર રીતે, શાંતીપુર્વક તેમજ ફતેહમંદીથી ચલાવવા માટે શેઠ યુસુફ અલી આદમજી લાકડાવાળા J. P., એ પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત કરી હતી,

તેને શેખ વાહીયાભાઇ M. D. H., એ ટેકો આપવા સાથે એક ચુનંદા ટુંકે ભાષણમાં ખાન સાહેબ હુસેનભાઇની લાયકાત અને કાબેલીયતની તારીફ કરી, અને તેમને ફુલહારો પહેરાવી તેમનું સન્માન કર્યું. તે પછી ત્રણ કલાકની સફળ કાર્યવાહીને પુરી કરતાં મીટીંગને વિસર્જન કરવામાં આવી હતી.



(૫)

# (બુરહાનપુર)

## સુલેમાની ભાઇઓની જંગી વીરોધ સભા.

### વકતાઓનો વાણીવીહાર. પસાર કરવામાં આવેલા ઠરાવો.

તા. ૬ ફેબરૂઆરી, ૧૯૪૪ ને દીવસ બુરહાનપુરમાં “કાદરીયા હાઇસ્કુલ”ના હોલમાં દાઉદી વોહરા કોમની એક જંગી સભા જનાબ શેખ અબ્દુલકૈયુમ સાહેબ ના પ્રમુખસ્થાને ભરવામાં આવી હતી, જેમાં ત્યાંના આમીલ સાહેબ જનાબ એહમદભાઇ સાહેબ પણ હાજર હતા. આખો હોલ વોહરા બીરાદરોથી ખીચો ખીચ ભરાઇ ગયો હતો, જેમાં કોમના આગેવાન શેઠીઓ—વકીલો તથા મેજીસ્ટ્રેટ વકતાઓએ ઘણીજ અસરકારક ભાષામાં તકરીરો કીધી હતી અને કહેવાતી વોહરા કોન્ફરન્સ જે ગયા માસમાં મુંબઇમાં ભરવામાં આવી હતી તેના

કાર્યકરોની મુળ નેમો ને ઉઘાડી પાડી હતી જે ફકત કોમને ધોકો દેવાનીજ હતી. વળી તા. ૨૬ જાનેવારીયે જે વીરોધ દર્શક જંગી સભા મુંબઇમાં ખા. બા. મોહમદઅલી અલ્લાબક્ષના પ્રમુખ પદે ભરવામાં આવી હતી તેમાં પસાર થયેલા ઠરાઓને અંતઃકરણથી ટેકો આપવામાં આવ્યો હતો.

આ મીટીંગની કુરાન શરીફની તીલાવતથી શરૂઆત કરવામાં આવી હતી અને તે પછી કોમી તરાના લલકાર-વામાં આવ્યા હતા. શરૂઆતમાં જનાબ મુલ્લાં અબ્દુલ કય્યુમ વકીલ સાહેબે આ મીટીંગ બોલાવાનો આશય સમજાવ્યો હતો અને મુંબઇની મીટીંગમાં પસાર થયેલા ઠરાવો વાંચી સંભળાવ્યા હતા. પોતાના વીવેચનમાં વકીલ સાહેબે જણાવ્યુ કે ભાઇઓ, જે માણસો આજ ૨૫ વરસ થયા આપણી કોમથી અલગ થઇ ગયા છે તેઓએ આ વરસ એક નવો તુકકો ઉભો કરી કોમને છેતરવા ચાહી. તેઓએ ૭ માણસોના નામથી પત્રીકા કાઢી કહેવાતી દાઉદી વોહરા કોન્ફરન્સનો ફારસ ભજવયો. આમંત્રણ પત્રીકામાં તેઓએ એમ પણ જણાવ્યું હતું કે અમો રૂહાની બંધારણ પણ ઘડીશું. આ આમંત્રણ પત્રી-કાની નકલ જયારે જનાબ સાલેહભાઇ સાહેબ સફીયુદ્દીન સાહેબના જોવામાં આવી ત્યારે તેઓએ સંમેલનના કાર્ય-કર્તાઓમાંથી એક ને તેની મતલબ પુછી તો તેનો એમ જવાબ મળ્યો કે "રૂહાની શબ્દ ભુલથી આમંત્રણ પત્રીકામાં છપાઇ ગયો હતો, અમારી નેમ તો ફકત કોમની બેહત-રીનીજ અને લડાઇ પછી આવનારી બેકારી ને દુર કરવાના પગલા લેવાની અને કોમમાં સુવાવડખાનાઓ ઉઘાડવા,

તાલીમી ખાતાઓ ચાલુ કરવા વીગેરેનીજ છે." શેઠ ઇસુફઅલી જંગબારવાલા જેઓ કહેવાતી દાઉદી વોહરા કોન્ફરન્સના વરાયેલા પ્રમુખ હતા તેઓ જ્યારે મુંબઇ આવ્યા ત્યારે હુઝુરેઆલી (ત. ઉ. શ.) એ તેઓને પણ કોન્ફરન્સનો મકસદ પુછતા તેઓએ જણાવ્યુ કે "અમો દાવતે હાદીયાના વીરોધીઓ નથી અને અમો એવું કાંઇપણ કરવા માંગતા નથી કે જેથી દાઉદી વોહરા કોમના હીતને નુકસાન થાય" હુઝુરે આલીએ તેઓને સવાલ કીધો કે જ્યારે એમજ છે તો પછી થોડા ગણ્યા ગાંઠયા માણસો સીવાય સમસ્ત વોહરા ભાઇઓને કોન્ફરન્સમાં કેમ દાખલ કરવામાં આવતા નથી ?

શરૂઆતમાં આ કોન્ફરન્સ સુંદરાબાઇ હોલમાં તા. ૧૭-૧-૪૪ ને રોજ ભરાવાની હતી અને તે દિવસ મિટિંગ ભરવાના સમયે ચારથી પાંચ હજાર મુમેનીન ભાઇઓ ત્યાં ભેગા થઈ ગયા તેથી કોન્ફરન્સના કાર્યકર્તાઓએ સુંદરાબાઇ હોલમાં કોન્ફરન્સ ભરવાને બદલે નાગપાડામાં "અસમા મંઝીલ"માં બંધ દરવાજે કોન્ફરન્સ ભર્યું, અને ત્યાં પોતાના જેવા જ વિચારવાળા સીવાઇ કોઇને અંદર દાખલ થવા દીધા નહિ, આ ચાલ તેઓની ખરી નિષ્ઠાને ઉઘાડી પાડે છે. પોતાના ભાષણોમાં તેઓ જુઠ્ઠી અને બનાવટી વાતો સીવાય કાંઇ બોલ્યા નથી. આ પછી વકીલ સાહેબે તા. ૨૬, મી જાનેવારી ૧૯૪૪ ના રોજ ખા. બા. મુ. મોહમ્મદઅલી અલાબક્ષના પ્રમુખસ્થાને મુંબઇમાં ભરાએલી વીરોધ દર્શક જંગી સભામાં પસાર થયેલા પાંચ ઠરાઓનો તરજુમો કરી સંભળાવ્યો હતો, આ ઠરાવોમાંનો ૨ જો ઠરાવ અગત્યનો છે, જેની મતલબ

નીચે મુજબ છે:—

"આ મિટિંગ નામદાર હુઝુરેઆલી (ત. ઉ. શ.) નો એહસાન માન છે કે તે નામદારે કોન્ફરન્સના કાર્યકર્તાઓની ઉમ્મેદો અને ધાર્ણાઓને ધુળમાં મેળવી દીધા છે, અને તેઓની તરફથી આપવામાં આવતી જાત જાતની તકલીફો અને કરવામાં આવતો વિરોધ સહન કરીને પણ તેઓને રદ કરી દીધા છે. એ લોકોને વોહરા નામ રાખવાનો પણ કોઇ હક નથી કારણ કે નામદાર હુઝુરઆલી (ત. ઉ. શ.) એ આ હક ને પણ રદ કરી દીધો છે.

ઉપર જણાવેલા ઠરાવના ટેકામાં વકીલ સાહેબે જોરદાર અને દલીલપુર્વક ભાષામાં મુંબઇની વિરોધ સભાનો એહવાલ રજુ કર્યો હતો, કારણ તેઓ પોતે તે સભામાં હાજર હતા. વળી કોન્ફરન્સના કાર્યકર્તાઓ સાથે જનાબ સાલેહભાઇ સાહેબ સફીયુદ્દીન સાહેબને થએલી વાતચીત તરફ ઇશારો કરી કહયું કે "જો તમો લોકો કોમમાં ખરેખર શાંતી સ્થાપવા માગતા હોય તો, અમારી પાસે આવો અમો તમારો સાથ આપવાને તૈયાર છે." વકીલ સાહેબે કહેવાતી દાઉદી વોહરા કોન્ફરન્સ બોલાવનારાઓને સંબોધીને કહયું કે જો તમો સાચા હો તો હુઝુરઆલી (ત. ઉ. શ.) પાસે ઇકરાર કરી તેઓ નામદારની દોરવણી મુજબ કામ કરો, અને દાવતમાં દાખલ થઇ જાવ. તે પછી તેઓએ નામદાર હુઝુરેઆલી (ત. ઉ. શ.) એ મુંબઇમાં ફરમાવેલી યાદગાર વાએઝનો હવાલો આપતાં કહયું કે "કોમના સર્વે ભાઇઓ માટે દરવાજા ઉઘાડા છે. જો તમોને પણ દાવતમાં આવવું હોય તો રીતસર દરવા-

જેથી આવો દીવાલ કુદાવી આવવાની કોશીશ ના કરો કેમ કે અલ્લાહ તઆલા પણ કુરાન શરીફમાં ફરમાવે છે કેઃ-

"ફઆતુલ બુયુતા મીન અબવાબેહા"

આગળ ચાલતા વકીલ સાહેબે કહયું કે, આ લોકો એમ કહે છે કે આપણી કોમમાં ભીલો તથા અછુતો કરતાં પણ કેળવણીનું પ્રમાણ ઓછું છે તે કેવું સફેદ જુઠ છે !

નામદાર હુઝુરઆલી (ત. ઉ. શ.) ની નીગરાની હેઠળ સુરતમાં સેફી દરસ ચાલી રહયો છે જેમાં લગભગ ૪૦૦ બોર્ડરો ધાર્મીક અને આધુનીક તાલીમ લઇ રહયાં છે જેનો બધો ખર્ચ તેઓ નામદાર ઉપાડે છે. આ ઉપરાંત બીજી ૧૮૯ સ્કુલો તેઓ નામદાર તરફથી ચલાવવામાં આવે છે જેમાં પ્રાથમિક, માધ્યમિક અને હાઇસ્કુલ સુધીનાં અભ્યાસનો સમાવેશ થાઇ છે. અને જેનો કુલ્લે ખર્ચો રૂા. ૩,૫૯૦૦૦ થાય છે જે પેટે રૂા. ૫૦,૦૦૦ નામદાર હુઝુરઆલી તરફથી ઇનાયત કરવામાં આવે છે. વળી મુંબઇમાં છોકરાઓની ફ્રી કેળવણી માટે એક હાઇસ્કુલ પણ ઉઘાડવામાં આવી છે.

નામદાર હુઝુરેઆલી (ત. ઉ. શ.) એ જ્યારે ઇસ્પીટાલ ખોલવા માટે જાહેર કર્યું ત્યારે તેજ વખતે એકી અવાજે રૂા. સાડા પાંચ લાખ ભેગા થઇ ગયા. નામદાર હુઝુરેઆલી ને કોમની તાલીમનો કેટલો બધો ખ્યાલ છે તે આ વાત પરથી સાબીત થાય છે. પછી વકીલ સાહેબે "હકીમીયા હાઇસ્કુલ"ની સ્થાપના સંબંધી જણાવ્યું હતું કે સન ૧૯૦૨ માં આ સ્કુલ એક મકતબ જેવી હતી, ૧૯૦૬ માં તે એક પ્રાથમીક સ્કુલ બની, અને ૧૯૦૮ માં સઇયદી એહમદઅલી

હમીદુદ્દીન સાહેબ બુરહાનપુર દાવત માટે પધાર્યા તે વખતે તેઓ સાહેબની કોશીશથી મુછાલા ટ્રસ્તમાંથી રૂા. ૫૧,૦૦૦ સ્કુલને આપવામાં આવ્યા તે આ શર્તે કે આ રકમનો પોણો ભાગ દીની અને અરબી તાલીમ માટે ખર્ચવો, પણ આજે તેઓના હાથમાં આવતાં, "હકીમીયા હાઇ સ્કુલ" કેવી હાલહવાલીમાં છે તે જુવો.

"કાદરયા હાઇ સ્કુલ"માં અમો વર્ષે રૂા. ૧૨,૦૦૦ ખર્ચીને ૧૦૦ ટકા પરિણામ લાવીએ છીએ જયારે હકીમીયાવાળા વર્ષે રૂા. ૧૮,૦૦૦, ખર્ચી સેંકડે ૨૦ ટકા પરિણામ દેખાડે છે અને તેમાં પણ પાસ થનારાઓમાં વહોરો વિદ્યાર્થિ તો એકજ હોય છે.

તમો સાહેબોને અરજ કરૂં છું કે કોન્ફરન્સની કાર્યકર્તાઓની આ સોનેરી જાળમાં ફસાશો નહિ અને તેઓને કોમના સુધારકો સમજશો નહિ. પછી તેમણે અનીસની આ શેર પઢી સંભળાવી હતીઃ—

કુછ ખારે મુગીલાં, ગુલેતર હો નહિ જાતા,
હર કતરએ નાચીઝ, ગોહર હો નહિ જાતા,
કલઇસે કુછ આઇના કમર હો નહિ જાતા
મીસ પર જો મુલમ્માઅ હોતો ઝરહો નહિ જાતા
જીસ પાસ અસાહો ઉસે મુસા નહિ કેહતે
હર હાથ કો આકીલ યદે બઇઝા નહિ કેહતે

તે પછી વકીલ સાહેબે કહયું કે, થોડાક લોકો, જેઓ ખરી બીના સમજતા નથી તેઓ, આવા લોકોના હથીયાર રૂપ બની રહે છે. એવા લોકોને માટેજ અમારી ફરિયાદ છે. તે પછી તેઓએ અલ્લામા ઇકબાલનો નીચલો શેઅર:

પછી પોતાનું ભાષણ પુરૂં કર્યું હતું:—

ગીલએ, જફાએ વફાનુમા કે હરમકો,
એહલે હરમસે હય,
કીસી બુત કદમેં બયાં કરૂં તો કહે
સનમ ભી, હરી, હરી.

તે પછી મી. હસનઅલી વકીલ સાહેબે ભાષણ કરતાં મુંબઇની મિટિંગમાં પસાર થએલાં ઠરાવોને ટેકો આપ્યો હતો.

તે પછી મી. એહસાનહુસેન વકીલ સાહેબે મુંબઇમાં પસાર થએલાં ઠરાવોને વધુ ટેકો આપતાં કહયું કે અત્રે હાઝેરીનમાંથી ઘણાં સાહેબોએ બંધ બારણે મળેલી કોન્ફરન્સના સુકાનીઓએ મજકુર કોન્ફરન્સમાં કીધેલાં ભાષણો છાપાઓમાં વાંચ્યાંજ હશે. પોતાને ઇન્સપેકટર ઓફ સ્કુલ્સ તરીકે ઓળખાવનાર એક વકતાએ કહયું હતું કે આપણી કોમમાં બીજો કરતાં પણ શિક્ષણ ઓછું છે, આ ઘણો સખત હુમલો કહેવાય. તેઓ જો બુરહાનપુર આવે અને વોહરા કોમની તાલીમી હાલત જુએ તો તેઓની આંખ ખુલી જાય. આ કોન્ફરન્સમાં એવા લોકો ભેગા મળ્યાં હતાં કે જેઓને છેલ્લા પચ્ચીસ વર્ષ થયા કોમથી અલગ કરી નાખવામાં આવ્યાં છે. હું અલાહાબાદમાં રહયો છું, અને યુ. પી. માં રહી તાલીમ લીધી છે. મારા અનુભવ મુજબ વહોરા છોકરાઓ, બીજી કોમના છોકરાઓ કરતાં વધારે હોશિયાર હોય છે. અમારી કોમમાં મેટ્રીક, બી. એ., અને એમ. એ., પાસ થયેલાં ઘણાં છે, પણ આજ કાલ પુસ્તકીયા જ્ઞાન કરતાં હાથકારીગીરી અને હુન્નર ઉદ્યોગના શિક્ષણની વધારે જરૂર છે. તેથી ઇન્ડસ્ટ્રીઅલ અને આર્ટ

સ્કુલો ખોલવાની વધારે અગત્યતા છે. આપણે જોઇ રહયા છીએ કે "કાદરિયા હાઇસ્કુલ"ના મુકાબલામાં આપણા વિરોધીઓ તરફથી ચાલતી "હકીમીયા હાઇસ્કુલ" ઘણાજ લો સ્ટાંન્ડર્ડ પર ચાલી રહી છે. આ લોકો ૨૫ વરસથી આપણાથી જુદા થઇ ગયાં છે, અને હવે તેઓનું આવી બન્યું છે. હમણા તેઓએ કોન્ફરન્સનું જે ધતીંગ ઉભું કર્યું તે ફકત ખોટે રસ્તે દોરવનારૂં છે. આવા લોકોથી કદી કોમની ઉન્નતી થઇ શકે તેમ નથી. મુંબઇની મિટિંગમાં પસાર થએલાં ઠરાવો જેને મી. અબ્દુલકૈયુમ વકીલ સાહેબે આપની સમક્ષ રજુ કર્યાં છે, તેને હું જોરદાર ટેકો આપું છું.

તે પછી ખંડવાવાળા મી. અબ્દુલહુસેન વકીલ સાહેબે ભાષણ કરતાં કહયું કે મુંબઇમાં ખા. બા. મોહમ્મદઅલી અલાબક્ષના પ્રમુખપદે જે મિટિંગ બોલાવ્વામાં આવી હતી તેમાં પસાર થએલાં ઠરાવોનો તરજુમો મી. અબ્દુલકૈયુમ વકીલ સાહેબે મિટિંગ સમક્ષ વાંચી સંભળાવ્યો છે. તેને હું વધુ ટેકો આપું છું. છેલ્લાં ૨૫ વર્ષથી દાઅવતનો વિરોધ કરનાર લોકોના હાથમાં બીજું કાંઈ ન આવતાં નાસીપાસ થઇ લોકોને બેવકુફ બનાવ્વાના વિચારથી કોન્ફરન્સનો ફાર્સ ભજવ્યો, જો તેઓ ખરેખર કાંઇ સંગીન કાર્ય કરવાના હોતે તો આમ બંધ બાર્ણે સંમેલન ન ભરતે. હું ઠરાવને ટેકો આપું છુ.

તે પછી મુલ્લાં હસનઅલી શરફઅલી એ ભાષણ કરતાં જણાવ્યું કે સર્વ ઠરાવોને વકીલ સાહેબો ટેકો આપી ચુકયાં છે અને હવે મારો વારો આવ્યો છે. જોકે હું મેટ્રીક સુધી ભણેલો છું પણ કદી સ્ટેઇજ પર ઉભા રહી બોલવાનો મોકો મળ્યો નથી. હું હકિમીયા હાઇ સ્કુલમાં ભણ્યો છું.

તે વખત મજકુર સ્કુલની હાલત ઘણી સારી હતી. તે એક બગીચા સમાન હતો પણ થોડો વખત પછી તેને રોગ લાગુ પડયો જે ધીમે ધીમે વધવા માંડયો. લોહી ઓછું થવા માંડયું. તેઓએ વિચાર્યું કે કોઇ ડોકટરને બોલાવી ઇન્જેક્શન આપવું. શરૂઆતમાં વિરોધીઓએ બુરહાનપુરમાં કોન્ફરન્સ ભરી અને તેનું શું પરિણામ આવ્યું તે આપ સર્વ જાણોજ છો. વળી તેઓએ મુંબઇમાં કોન્ફરન્સ ભરી લોકોને થાપ આપવા ચાહ્યું. પણ "હકીમીયા હાઇસ્કુલને" લાગુ પડેલો રોગ પ્રાણઘાટક થઇ ગયો છે જે કોઇ પણ દવાથી સારો થાઇ તેમ નથી. અને હવે તેનું આવી બન્યું છે. હું વિરોધીઓને ચેતવું છું કે જો તમો બીજાઓને માટે ખાડો ખોદશો તો તમો પોતેજ તેમાં પડશો. હું પણ ઠરાવને ટેકો આપું છું. તે પછી મી૦ અસગરઅલી વકીલ સાહેબે ૨ જો ઠરાવ રજુ કર્યો હતો જે પહેલાં અંગ્રેજીમાં વાંચી સંભળાવવામાં આવ્યો હતો અને પછી તેનો ઉર્દુમાં તરજુમો કરવામાં આવ્યો હતો, જેનો મતલબ નીચે મુજબ છે:—

"નામદાર સૈયદના (તા. ઉ. શ.) એ "કાદરીયા હાઈ સ્કુલને" જે તાલીમી મદદ કીધી છે અને તે સ્કુલ તરફ જે લાગણી બતાવી છે તે માટે આજની સભા તેઓ નામદારનો ખરા દીલથી આભાર માને છે." વકતાએ પોતાના ભાષણ દરમ્યાન જણાવ્યું કે નામદાર હુઝુરે આલી અને તે નામદારના કાર્યકર્તાઓ તાલીમી બાબતોમાં હંમેશા દીલચસ્પી બતાવતાં રહે છે. વકતાએ પોતાનો અંગત દાખલો રજુ કરી કહ્યું કે જે વખત હું ઉર્દુ ત્રીજા ધોરણમાં અભ્યાસ કરતો હતો તે વખત ૧૯૦૮ માં જનાબ સૈયદી હમીદુદ્દીન સાહેબ મારી

કલાસમાં પધાર્યાં હતા અને અમારી નમાઝ, વઝુની પરિક્ષા લીધી હતી. વળી હમણા થોડા વખત પહેલાં સૈયદી તાહયાભાઇ સાહેબ અને તેઓ સાહેબના પહેલાં જનાબ સૈયદી મુકાસીર સાહેબ પણ સ્કુલમાં તશરીફ લાવ્યાં હતાં. આ બધી બાબતો ઉપરથી તેઓ સાહેબોની તાલીમ પ્રત્યેની લાગણી જણાઇ આવે છે. નાગપુરમાં રૂા. ૫૦,૦૦૦)નું ઉઘરાણું સ્કુલની સ્થાપના માટે થયું તે પણ બતાવી આપે છે કે નામદાર હુઝુરે આલીને દુન્યવી તાલીમ પ્રત્યે પણ ઉંડી લાગણી છે. કોન્ફરન્સના કાયકર્તાઓને હું યાચના કરૂં છું કે તેઓ, કોમને ઉંધે રસ્તે દોરવાનું કાર્ય છોડી દે. વકતાએ ધામણગામવાલા મરહુમ ફીકાભાઇનો દાખલો આપતાં જણાવ્યું કે હુઝુર પુરનુરે તેઓને માટે નામદાર વાઇસરોય તથા ગવર્નર સુધ્ધા તારો કર્યાં હતા, જે પરથી સાફ જણાઈ આવેછે કે નામદાર હુઝુરઆલીને પોતાની કોમના એક નાનામાં નાના માણસ માટે પણ કેવી લાગણી હોય છે. હકીમીયાવાળાઓને ટ્રસ્ટની જે રકમ સુપરત કરવામાં આવી હતી તેમાં પણ તેઓએ ખીયાનત કીધી છે. મુંબઇમાં વિરોધીઓનું કોઇ ટ્રસ્ટ નથી. જો તેઓની ઉપર જરાપણ ભરોસો હોત તો એક લાખ રૂપીયાનો ચેક તે વખતેજ આપવામાં આવતે. બુરહાનપુરમાં "હકીમીયા સ્કુલ"માં કોમના રૂપીયા કોમને માટે ખર્ચવામાં આવતા નથી. હવે આ લોકો મુંબઇમાં પાંચ લાખ રૂપીયા ભેગા કરી બુરહાનપુરનું સ્વપ્નું જોઇ રહયાં છે, પણ તેઓની મુરાદ કદીએ પુરી થવાની નથી. નામદાર હુઝુરેઆલીએ શેખ અબ્દુલકઇયુમ સાહેબ મારફતે અલીગઢ

મુસ્લીમ યુનીવર્સિટીના વાઇસ. ચાન્સેલર ડૉ. ઝીયાઉદ્દીન સાહેબને લખાવ્યું છે કે અલીગઢમાં અમારી કોમના વિધ્યાર્થીઓ માટે નમાઝ પડવાની કોઇ સગવડ નથી માટે ૨૫ હઝારના ખર્ચે એક બ્લોક બનાવવામાં આવે કે જેથી મઝહબની પાબંદી સાથે ત્યાં નમાઝ પઢી શકે. આ દાખલો બતાવી આપે છે કે નામદાર હુઝુરે આલીને પોતાની કોમનો કેટલો બધો ખ્યાલ છે. બુરહાનપુરની "કાદરીયા" સ્કુલના કારણે બુરહાનપુરના મુમેનીનની તાલીમ અને વાતચીત ઘણીજ સંસ્કારી છે. વળી સય્યદી હકીમુદ્દીન સાહેબ (અ. કુ.) ના રોઝા મુબારકની પણ બરકત છે જે છુપી રીતે મળી રહી છે.

તે પછી શેખ નોમાનભઈ હકીમ સાહેબે આ ઠરાવને ટેકો આપવા ઉભાં થતાં ખુદા તઆલાનું હમ્દ અને નબી સાહેબ (સ. અ.) પર સલવાત પઢયા પછી ભાષણ શરૂ કરતાં સૈયદી હકીમુદ્દીન સાહેબ (અ. કુ.)ની ખુબીઓ અને સીફતો બયાન કીધી. આપે કુરાન શરીફની આયાતો અને અરબી અશઆર પઢી ઇસલામની તાલીમને રજુ કીધી. હકીમ સાહેબે કહ્યું કે યુનાનના ફીલોસોફરોએ ઇસલામપર પોતાનો ખોટો પ્રભાવ નાખી દીધો હતો અને લોકોની મઝહબી માન્યતાઓ ઢચુંપચું થઇ રહી હતી ત્યારે ખુદા તઆલાની ગૈરત જોશમાં આવી અને પોતાના મઝહબને બચાવી લીધો. રસુલુલ્લાહ (સ. અ.)ની શરીઅતના રખવાળ પરદામાં છે, પણ તેના ફેઝનો પ્રવાહ બરાબર વહી રહયો છે.

રસુલુલ્લાહ (સ. અ. વ. આ.)ની આ હદીસ "**અના મદીનતુલ ઇલ્મે વ અલીયુન બાબોહા**" (એટલે-હું ઇલ્મનું શહેર છું, અને અલી (સ. અ.) તેના દરવાજા છે),

નો મતલબ આપણી નઝરની સામે રહેવો જોઇએ. અને ઇલ્મ પઢાવવાવાળાએ આનો મતલબ પુરી રાતે સમજી લેવો જોઇએ. હકીમ સાહેબે દીલ્હીના એક જલસા વિષે બોલતાં કહ્યું કે તે જલસાના પ્રમુખે આ શેઅર પડયો હતો;

**"અભી દીલરૂબાઇ કે અંદાઝ સીખો,**
**કે આસાં નહિ દીલ લુભાના કીસીકા"**

તેથી હું વિરોધીઓને કહું છું કે પહેલાં તમારી ચાલ-ચલણ એવી બનાવો કે જેમાં દીલ આકર્શવાની શકિત હોય. પછી વકતાએ, ડો. ઇકબાલના શેઅરો લલકાર્યાં અને પોતાનું વિવેચન સમાપ્ત કરતાં કહ્યું કે અમારા આકા, અમારા માલીક, કેટલી મહાન શકિત ધરાવે છે જે કાંઇ એક માણસની શકિત નથી બલ્કે એક જગતની શકિત છે. અને છેલ્લાં ડો. ઇકબાલનો આ શેઅર પઢી પોતાની તકરીર ખતમ કીધી:—

**"કયદે મોસીમસે તબીયત રહી આઝાદ ઉસકી**
**કાશ ગુલશન મેં સમજતા કોઇ ફરયાદ ઉસકી"**

મી. કમરઅલી સ્કુલ માસ્તરે ઠરાવને વધુ ટેકો આપતાં આ શેઅર પઢયો:—

**"સઇફુલ હુદા હેં મકકી હરકત પે ખંદાઝન,**
**ફુંકોસે યેહ ચીરાગ બુઝાયા ન જાએગા"**

અને કહયું કે કોન્ફરન્સના કાર્યકર્તાઓએ ૨૫ વરસ સુધી દાવતે હાદીયાને ધકકો પોંહચાડવાની કોશીશ કીધી પણ તેઓ પોતે બરબાદ થઇ ગયા **"જાઅલ હકકો વ ઝહકલ બાતીલ"**

"બાતીલસે દબનેવાલે એ આસમાં નહિ હુમ,
સો બાર કર ચુકા હય તુ ઇમ્તેહાં હમારા"

હવે આ વિરોધીઓ, વળી પાછી ડુગડુગી લઇને આગળ આવ્યા છે, પણ તેઓ પોતાની ધારણાને કદી પાર ઉતારી શકશે નહિ. અમારામાં કોણ એવો છે જે શિક્ષણનો પ્રચાર કરવો નથી જાણતો ? આ વિરોધીઓને લાયક છે કે તેઓ હુઝુર પુરનુર (ત. ઉ. શ.) ની રઝા મેળવે પણ તેઓ તેમ નથી કરતા. તેઓની "હકીમીયા" નામની એક હાઇસ્કુલ બુરહાનપુરમાં છે તે પણ ડગુમગુ થઇ રહી છે. આપ સાહેબો જાણો છો કે મુંબઇ, સુરત, પુના, સિધ્ધપુર વિગેરે શહેરોમાં આપણી કોમની હાઇસ્કુલો ચાલી રહી છે. રીઝલ્ટના આધારે આ સ્કુલ (એટલે બુરહાનપુરનો "કાદરયા મદ્રેસા") અચંબો પમાડે એવો પ્રોગ્રેસ કરી રહયો છે. વકતાએ કહયું કે હું કોન્ફરન્સના કાર્યકર્તાઓથી છુટો પડી, મી. અબ્દુલકૈયુમ સાહેબે રજુ કરેલા ઠરાવોને અંતઃકરણથી ટેકો આપું છું.

તે પછી મુલ્લાં હારૂનભાઇ એ ઠરાવને વધુ ટેકો આપતાં આ શેઅર પડયો:—

યે કાને કુરસ નહિ, કાને ખર બઝઅમે ખુદ
વો કાને જુદો સખા, માઅદીને અતાઓ કરમ

અને કહયું કે આ કોન્ફરન્સના કાર્યકર્તાઓની ટોળી પોતાના ખરા માલીક દારૂસ્સલામથી વિરૂધ પડી કેવી રીતે સલામતીના ઝામીન થઇ શકે છે ! શું જે કામ ઇમામુઝ ઝમાનનાં નાએબની ખુશી વગર કરવામાં આવે તે કામ સારૂં થઇ શકે છે ? કદી નહિ.

**યે બાનીયાને શરકી બીના કીસ ગરઝ સે હય**
**વલ્લાહ યેહ ઇલાજ તો બદતર મરઝ સે હય**

તે બાદ એહમદઅલી હૈદરભાઇ બાદશાહએ ભાષણ કરતાં કહયું કે હું કોઇ ચીઝ જોઇને આવ્યો નથી, હું તો સૈયદી હકીમુદ્દીન સાહેબનો વસીલો લઇને આવ્યો છું જે સાહેબ મને બોલવાની શકિત આપશે. દાઅવતનો વિરોધ કરવામાં આજ દિવસ સુધી જેટલા લોકો ભેગા મળ્યાં તે સર્વે બરબાદ થઇ ગયા. ખુદાના નુરને કોઇ બુઝાવી શકતું નથી, જેણે તેમ કરવાની કોશીશ કીધી તેની નસલ કપાઇ ગઇ, જેઓ એવું કરશે તેઓ બરબાદ થઇ જશે. તે પછી વકતાએ કહયું કે "અલ ઇલ્મો ફ્રીઝતુન અલા કુલ્લે મુસલેમીન વ મુસલેમતીન." ઇલ્મ સંપાદન કરવાની પુરી કોશીશ કરવી જોઇએ. પોતનું ઈમાન સાચવો, ઝકાત આપો, હજ કરો અને કોઇ શૈતાન ભમાવે તો તેના દાવમાં ન આવો.

તે પછી એક મહેમાને એક ઘણીજ સુંદર નઝમ ગુજરાતીમાં પઢી સંભળાવી હતી.

તે પછી મી. અમાનતઅલી બકેર ભાષણ કરતાં કહ્યું કે, પ્રમુખ શ્રી., કોમના અકાબરો અને હાઝેરીન અઝીઝો,

**"બેહરે આલમમેં હો ગીરદાબ કે તુફાને અઝીમ,**
**દાઅવતે હકકા સફીના હય રવાં મીસ્લે નસીમ"**

દાવતની કીશતીના કેપ્ટન, ઝમાનાની કઠણ ઘટણાઓના પુરની ઘણીજ જવાં મરદીથી ઢાલ બનીને મુકાબલો કરતાં આવ્યાં છે, કરી રહયા છે અને કરતા રહેશે.

કુંદ કરદી જીસને તેગે હાસેદાને દહર કી,
રોકતા હુવ વાર જો બાતીલ કા હકકી ધારપર,
જો દીખાને સત્રકી તારીક શબમેં રાસ્તા,
શમએ ઇમાની લીએ ચલતા હુવ હકકા રાહબર.
"બકુ"

ઇમામ (અ. સ.) ના પરદે જાવા પછી એમણા પ્રતિનિધિનું ઝમીનની પીઠ પર હોવું ઝરૂરી છે. ખુદાની હસ્તી ખુદા તઆલાના પેગામબર સાહેબની હસ્તીથી સાબીત થાઇ છે, તેવીજ રીતે દાઇનું હોવું ઇમામ (અ. સ.) ની હસ્તીને સાબીત કરે છે. જે માણસ દાઇ અને તેઓના સાચા હોવાનો ઇનકાર કરે છે તે ખરે ખર ઇમામ અને ઇમામતને માનનારો નથી થઇ શકતો, અને ઇમામના વિરોધીઓથી પેગામબર સાહેબ નાખુશ, અને તેની વાચા અને કર્તવ્ય કદી પ્રસંશાપાત્ર થઇ શકતાં નથી. આ વાકયો આ વખતે એટલા માટે ઉચ્ચારવામાં આવે છે કે આજથી થોડાજ દિવસ પહેલાં ફીરકાઓની તાકતો પોતાની શૈતાની ટોળી સાથે ઝાહેર થઇ, જેનો હેતુ આ શિવાએ બીજો કંઇજ ન હતો કે સુલેહ પસંદ કોમમાં પરદુઃખભંજનના નામથી ફીતનત અને ફસાદ બરપા કરવામાં આવે, અને રૂહાની બંધારણને તોડી પાડવામાં આવે. આ હેતુમાં તેઓ ખરેખર નિષ્ફળ ગયા છે, અને જશે. આ કોન્ફરન્સના કાર્યકર્તાઓ છેતરપિંડી અને ધોકા બાઝીનું જાદુ ચલાવવા બહાર પડયાં હતા, પણ તે જાદુ સચોટ પુરવાર થયું નહિ.

મદારી એકજ જાદુનો પ્રયોગ વારંવાર દેખાડતાં કંટાળી જાય છે અને તેની આજુબાજુ ખેલ જોનારાઓનું ટોળું

વધુ વખત રહેતું નથી, તેથી તે મદારી હંમેશા નવા નવા સોંગ રચવાના પેતરાં કરતો રહે છે. ઇબ્લીસ પણ હંમેશાં નવા નવા વેશ બદલતો ફરે છે જેથી કરી ચેલાઓનું ટોળું વળગી રહે. આથી આ વખત ઇબ્લીસના પેટમાં કોમનું દર્દ ઉઠયું છે, અને તે કોમની સામાજીક, રાજકીય અને ટુંકમાં દરેક ચીઝની ઉન્નતિનો ઉત્કંથી દેખાઇ રહયો છે.

આજે આ મુઠ્ઠીભર લોકો વિરોધ કરવા તૈયાર થયા છે, પણ આ "ઘઉં બતાવી બાજરો વેચનારા" વાવાઝોડાની કાની આવ્યાં અને વંટોળીયાની કાની પાછા ચાલ્યાં ગયાં, કોઇ થોભી ન શકયું. શૈતાનીયત આ વાતને સાંખી નથી શકતી કે એકયતા (વેહદાનીયત) નો ડંકો વાગતો રહે, જેથી કરી આ વીરોધીઓ જેઓ પોતાને સંસ્કારનો ઝંડો ફરકાવનારા અને કોમનો ઉધ્ધાર કરનારા સમજે છે તેઓ પોતે રૂહાનીયત (આત્મજ્ઞાન) થી કોસો દુર છે અને કુમાર્ગની ઉંડી ખાડમાં આસરો મેળવવાની શોધમાં ફર્યા કરે છે.

ખુદ નથે જો રાહ પર, ઔરોં કે હાદી બન ગએ,
ક્યા કરમ હય જીસને મુરદોં કો મસીહા કર દીયા,

એવા લોકો હિદાયતનો દીવો બતલાવવા મેદાને પડયા છે, જેઓ પોતેજ રસ્તો ભુલી ગયા છે, તેઓનો કોઇ હાદી છે ન રેહબર. તેઓ વગર લગામના ઉંટ જેવાં છે. આવા લોકો માટે અલ્લામા ઇકબાલના આ અશઆર બીલકુલ બંધ બેસતા આવે છેઃ—

હરાં બીલ્કત કે મહરૂમે ઇમામ અસ્ત,
ચું, અમબુહે બહાએમ બેનીઝામ અસ્ત,
બમસજીદ બીં નમાઝે બે ઇમામાં,

યકી દર સજદા, દીગર દર કીયામ અસ્ત,
ઇમામ ગીર નહુર હીફ્ઝે આઇન,
કે મીલ્લત, રાઝે આઇને નીઝામ અસ્ત.

કમળાવાળાને સફેદ ચીજ દેખાતીજ નથી. કોન્ફરન્સના સુકાનીઓ વિરૂધતાઇના જોશમાં એવાં આંધળા બની ગયા છે કે સુર્યથી વધારે સ્પષ્ટ હકીકતોને પણ ભુલી ગયાં જેથી તેઓએ પોતાના ભાષણોમાં વહોરાઓને ભીલોથી પણ ઉતરતી પંકતિના ગણ્યા અને તેઓને દુન્યાની સર્વથી વધારે અસંસકારી કોમ ગણાવી. આ તેઓની કમઅકલીની ખુલ્લી દલીલ છે. આપણી કોમ આપણા વડીલોની જુની રૂઢીઓને ચીવટાઇથી વળગી રહેવા સાથ પણ "નવી તેહઝીબ"માં બીજી કોમ સાથે ખભાથી ખભો મેળવી ઉભી રહી છે. શું અમારી કોમમાં ઉચ્ચ શિક્ષણ નથી? શું અમારી કોમના ભાઇઓ ઉંચા ઓધ્ધાઓ પર નિમાએલા નથી? શું અમારી કોમમાં હાઈ સ્કુલો, દવાખાનાઓ અને સુવાવડખાનાઓ નથી? રૂહાની તાલીમ માટે "સૈફી દરસ" છે, અને દુન્યવી તાલીમને માટે હાઇસ્કુલો છે જેમાં "કાદરીયા હાઇ સ્કુલનો" પણ સમાવેશ થાઇ છે જેના પરીણામો ઝળકતાં છે. હુઝુર આલીની સરપરસ્તી અને આપ લોકોની મદદથી પુરી ઉમ્મેદ છે કે, આથી પણ વધુ ઝળકતી ફતેહ, આપણા પગો ચુમશે. આ દોઆ પર મારૂં ભાષણ પુરૂં કરૂં છું કે "ખુદા તઆલા, કાફલા–સાલારને પોતાના કાફલા સાથે, લુંટારાઓના ડરથી કીયામત સુધી અમનો અમાનમાં રાખે." આમીન સદ આમીન.

મી. ફઝ્લેહુસૈન સ્કુલ માસ્તર સાહેબે ભાષણ કર્તાં

જણાવ્યું કે મુંબઇમાં એક કોન્ફરન્સ દાઉદી વહોરા કોમના નામથી ભરવામાં આવી. આ કોન્ફરન્સમાં એવા લોકોએ ભાગ લીધો, જેઓ પોતાને કોમના પરદુઃખભંજન કહેવડાવે છે. આ કોન્ફરન્સ કોમમાં સુધારાવધારા કરનારાના ઠરાવોને અમલમાં મુકવા માટે ભરવામાં આવી. આ હમદર્દ અને સુધારા પસંદ એવા લોકો છે કે જેઓએ વરસો સુધી કોમમાં ફસાદ અને ઝગડા ઉભા કરી કોમની સદ કમાઇને કેસો લઢવામાં બરબાદ કરી નાખી. તેઓ આજ કોમની સામે લીડર બનીને આવ્યાં છે. લીડરમાં કયા ગુણ હોવા જોઇએ? તેઓએ કોમને માટે કયા ભોગો આપ્યા છે, કોમના ફાયદા માટે કયા કામો કીધા છે? જો ખરેખર તેઓના દીલમાં કોમની લાગણી ઉછળતી હોય તો કોમના પેશવાની સામે માથું નમાવી કોમની ખીદમત કેમ નથી કરતાં? કોમને આવા હમદર્દોની હમદર્દીની જરૂરત નથી, તમારી હમદર્દી તમનેજ મુબારક. તે કોમ, કે જેના હમદર્દ ઇમામુઝ ઝમાન (અ. સ.) ના નાએબ હોય તેને આવા હમદર્દોની જરૂર નથી. દુન્યાની મીસાલ શરિરની છે અને દીનની મીસાલ જીવની છે. જેવી રીતે જીવ વગરનું શરિર નકામું અને દાટી દેવા લાયક છે, તેવીજ રીતે આ દુન્યાદાર હમદર્દોની દોરવણી, દીનની હીદાયત અને દોરવણી વગર નકામી છે. અમે આ દોરવણી અને હમદર્દીને જીવ વગરના શરિરની માફક માટીમાં દાટી દઇએ છીએ અને મુંબઇના જલસાના પાંચે ઠરાવો સાથે સંમત થઇએ છીએ.

આ કોમના આઠસો વર્ષના ઇતિહાસનો અભ્યાસ કરવામાં આવે તો, આ વાત સુર્યના પ્રકાશથી પણ વધારે

સ્પષ્ટ થઇ જશે કે તૈયબી અને દાઉદી બગીચા પર હંમેશા આવી જાતની ગરમ હવા ચાલતી આવી છે. પણ જગતના બગીચાના રખેવાળે આ બગીચાની રખવાળી માટે એવી એક મુબારક હસ્તીની ચુંટણી કીધી છે, જે હંમેશાં બાગના છોડવાઓને ઝેહરી હવાથી બચાવતો રહે છે.

આ કોન્ફરન્સ બોલાવ્વામાં વિરોધીઓનો હેતુ કાંઇ જુદોજ હતો. એ લોકો આ વખતે નવુ રૂપ ધારણ કરી કોમની સામે આવી ઉભા રહયા. તેઓ હમણા સુધી જાતજાતના દાવપેંચ અજમાવતા રહયાં પણ તેઓનું જાદુ ફાવ્યું નહિ. આ વખત તેઓએ જુવાન્યાઓને ઉશકેરવાની કોશિશ કીધી, કેમ કે જુવાન્યાઓમાં ચેતનનો જોશ ભરેલો હોય છે અને તેઓ બિન અનુભવપણાને લીધે છેતરપિંડીની જાળમાં સહેલાઇથી ફસાઇ જઇ શકે છે, પણ કુદરતનો નિર્ણય ફેરવાઇ શકતો નથી. ખરૂં, ખરૂં થઇને રહેશે અને ખોટું, ખોટું થઇને રહેશે. હવાનો ઝપાટો એ નથી જોતો કે કોણે કોણે પોતાના દીવાઓ ખીનસંભાળે મુકી રાખ્યાં છે. આવ્વાવાળો વંટાળીયો એ નથી જોતો કે કોણો દીવો ઓળાવઇ જાય છે અને કોના છાપરામાં આગ લાગે છે.

તોફાન કરવાવાળા પોતે તોફાનની ઝાપટમાં આવી નીસ્તો નાબુદ થઇ ગયા, જેવી રીતે કરબલાના મેદાનમાં યઝીદ (લઅનતુલ્લાહ અલેહે)નો ઇરાદો હતો કે ખુદાના નુરને બુઝાવી નાખે પણ આ નુર એવું પ્રકાશ્યું કે આજ દિવસ સુધી આ નુરથી જગત પ્રકાશિત છે, તેવીજ રીતે આ પશ્ચીમી સંસ્કૃતિના દીલદાદહ સુધારકો દાઅવત હાદીયાના આ નુરને ઝાંખું પાડવાની ફોકટની કોશિશ કરી રહયા છે, કારણ આ

હીદાયતનો દીવો તો વધારે પ્રકાશિત થઇ રહયો છે, અને તેઓના મોં ફીકા પડી ગયા છે.

"મરગે હુસેન અસલમેં મરગે યઝીદ હય,
ઇસ્લામ ઝીન્દા હોતા હય હર કરબલા કે બાદ."

આ પાશ્ચિમાત્ય સંસ્કૃતિના દીલદાદહ અને કહેવાતા હમદર્દોએ વિરોધનો પોકાર બુલંદ કરી કહયું કે કોમ તાલીમ બાબતમાં ઉંડા ખાડામાં પડેલી છે, કોમમાં કોઇ કલચર નથી. કલચરથી શું મતલબ છે? શું પાશ્ચિમાત્ય કોમોના પગલે ચાલવું એનું નામ સંસ્કૃતિ છે?

આ કોમ, નબીઓના સરતાજ રસુલે ખુદાના તૈયાર કીધેલા પ્રોગ્રામ પર અમલ કરી રહી છે. શું ખુદાઇ હુકમ પ્રમાણે વર્તનારા સંસ્કાર હિણ છે? શું આ ઇનસાફની વાત છે કે આ કોમને અસંસ્કારિ અને શિક્ષણમાં પછાત રહી ગએલી કહેવી, કે જે કોમ ઇસ્લામ અને ઇમાનના ફખર સમાન હોય, જે કોમ ઇસ્લામના બધા ફાટાંઓમાં કહેવત સમાન હોય, જેમાં ઇસ્લામ અને ઇમાનની પુરી ઝળક હોય? ઇસ્લામના બધા ફીરકાઓને એક ઠેકાણે ભેગા કરવામાં આવે અને તેમાંથી એકની ચુંટણી કરવામાં આવે તો પસંદગી કયા ફીરકાપર ઉતરશે? તાલીમી બાબતમાં જો જોઇએ તો દિવસના જેમ ચોખ્ખું માલમ પડી આવશે કે કોમના જવાનોને માટે જુદાં જુદાં શહેરોમાં ૧૮૨, મદરેસાઓ મોજુદ છે, જેમાંથી ૪ હાઇ સ્કુલ્સ છે અને આ ચાર હાઇ સ્કુલમાં આ આપણી "કાદરીયા હાઇસ્કુલ" પણ છે જે કોમની આજ ૨૫ વરસથી ખીદમત કરી રહી છે, જેના પરિણામ ઘણાજ સારા આવી રહયાં છે અને જેમાં કોમના નવજવાન બચ્ચાઓ

તાલીમ હાંસીલ કરી અમલી મેદાનમાં મોખરે આવે છે. આ મદરેસા હુઝુર પુરનુરની શિતળ છાયામાં ફાલીફુલી રહયો છે, અને આ મદરેસા આજ ઉન્નતીની ઉંચી સીડી પર છે, એ ફકત હુઝુરઆલીની દોઆની બરકતનો અને કોમના બુઝુર્ગો અને સખી દીલ સાહેબોની મદદનો નતીજો છે. જો ઉન્નતીની ઝડપ આજ પ્રમાણે રહેશે તો મજબુત આશા છે કે આ મદરેસો "મુસ્લીમ યુનિવર્સિટી"ના જેમ એક દિવસ યુનિવર્સિટિ બની જશે. જેવી રીતે અમારા આકા મુશકિલકુશા અલી (અ. સ.)ની સામે દુનિયા જાતજાતના વેશ અને રૂપ બદલી આવી પણ આપે દરેક વખતે તેને તલાક દીધી તેવીજ રીતે આ વિરોધીઓ આ વખતે નવો સોંગ રચી આપણી સામે આવ્યાં છે તેઓને અમો પણ લાનત મલામત કરી તેઓથી અલગપણું જાહેર કરીએ છીએ. અમે આ કોન્ફરન્સ રૂપી હાથીના લશકર પર લાઅનત અને મલામતના પત્થર, અબાબીલ પક્ષીઓ બની, મુંબઇમાં થયેલા જલસાની જેમ ફેંકી રહયા છે. આ પત્થરોથી તેઓના માથા એવા ચગડાઇ જશે કે ફરી કદી માથા ઉંચા નહિ કરી શકે.

છેવટમાં, આ સભાના પ્રમુખ સાહેબ મીયાંસાહેબ અબ્દુલકઇયુમ સાહેબે પ્રમુખસ્થાનેથી ગુજરાતી ભાષામાં ઘણું જોરદાર ભાષણ કર્યું જેમાં "કાદરયા હાઇસ્કુલ" (જેના આપ પરમેનન્ટ ચેરમેન પણ છે) ની સ્થાપના થઇ ત્યાંથી માંડીને આજ દિવસ સુધી દરજ્જાવાર ઉન્નતીનો અહેવાલ ઘણોજ સવિસ્તર સમજાવ્યો હતો અને દોઆએ ખેર કીધી. તે પછી જનાબ એહમદ ભાઇસાહેબ બુરહાનપુરના આલમી સાહેબે ગુજરાતી ભાષામાં જલસાની ફતેહમંદી પર સંતો-

પની લાગણી જાહેર કરતાં કહયું કે જલસામાં જે જોરદાર ભાષણો કરવામાં આવ્યાં તે સાંભળીને હું ઘણોજ મહઝુઝ થયો છું. હું ઇન્શાઅલ્લાહ આ જલસાની સંપુર્ણ કારરવાઇ હુઝુર પુરનુર (ત. ઉ. શ.) ની ખીદમત આલીયામાં ખુદ પોંહચાવી દઇશ. તે પછી મુ. અબદુલ કૈયુમ વકીલ સાહેબે હુઝુર પુરનુર (ત. ઉ. શ.) ના શુકરીયામાં આ શેર પઢયો:—

"કીસ કીસ તેરે એહસાંકા કરૂં શુક્ર ઝબાંસે
બસ નાતેકા આજીઝકા ઝીયાદાહ હૈ બયાંસે"

છેવટમાં પ્રમુખ સાહેબ, જનાબ અહેમદભાઇ સાહેબ, તથા બીજા હાઝેરાન સાહેબોનો ઉપકાર મનાયા બાદ મીટીંગ બરખાસ્ત કરવામાં આવી હતી.

(ઉપલો અહેવાલ ઉર્દુ હસ્તલેખનો તરજુમો છે)

(૬)

## ( સીધ્ધપુર )

### તા. ૪-૨-૪૪ ના રોજ નજમી હોલમાં ભરવામાં આવેલી વીરોધ સભાનો એહવાલ

(મળેલા હસ્તલેખીત રીપોર્ટ ઉપરથી)

મુંબઇમાં દાઇદી વોહરા સંમેલનના નામથી કેટલાક વીદનસંતોષીઓએ જે કોન્ફરન્સ રૂપી તરકટ ઉભું કર્યું હતું તેના વીરૂધ્ધ ઠરાવો કરવા માટે નીચે મુજબ સાહેબોએ એક ઇલ્તીમાસ બહાર પાડયું હતું;

(૧) ભાઇ મુ. અબ્દેઅલી કલક-ત્તાવાલા M. K .D.
(૨) „ મુ. હસનઅલી શરફઅલી M. K. D.
(૩) „ મોહંમદઅલી શમશુદીન લોઢધડ N.K.D.
(૪) „ ફીદાઅલી મોહંમદઅલી રંગુનવાલા N.K.D.
(૫) „ તૈયબઅલી એહમદજી હૈદરાબાદવાલા N.K.D.
(૬) „ મુ. એહમદઅલી હસનભાઇ

ઇલ્તીમાસ મુજબ તા. ૪–૨–૪૪ ના રોજ નજમી હોલમાં એક જાહેર સભા બોલાવવા માટે નીચે મુજબ સાહેબોની એક કમીટી મુકરરર કરવામાં આવી હતીઃ–

(૧) શેઠ મુ. અબ્દુલ્લાભાઇ મામુવાલા N. K. D.
(૨) ભાઇ બદરૂદીન મુ. તૈયબઅલી પંચમેરીવાલા B. A.
(૩) „ બદરૂદીન બ્લ્યુ B. A. LL. B.
(૪) „ મોહસીનભાઇ મીયાંજીવાલા
(૫) „ અબ્બાસભાઇ લાકડાવાલા
(૬) „ મુલ્લાં તૈયબભાઇ પટેલ
(૭) „ કુરબાન હુશેન પેટ્રીક

ઉપલી કમીટીની કોશીશથી શુક્રવાર તા. ૪–૨–૪૪ ના રોજ સવારે નવા સ્ટાઃ ટાઃ ૧૧ વાગે નજમી હોલમાં સભા ભરવામાં આવી હતી. લોકોએ સારા પ્રમાણમાં હાજરી આપી હતી. ભાઇ મુલ્લાં અબ્દેઅલી કલકત્તાવાળાએ પ્રમુખ તરીકે શેઠ મુ. અબ્દુલ્લાભાઇ મામુવાલાનું નામ સુચવી તેમની કોમી સેવાઓનો ઉલ્લેખ કર્યો હતો. શરૂઆતમાં "યુસુફીયા હાઇસ્કુલ"ના બચ્ચાઓએ કુરઆને શરીફની તીલાવત કરી હતી, ત્યાર બાદ ભાઇ મોહંમદભાઇ કલંગીની પાર્ટીએ સુરીલા અવાજે કોમી

તરાના પઢી સંભળાવ્યો હતો. ભાઇ દાઉદભાઇ અજમેરવાળાએ દાવતના સરતાજની મદેહમાં કેટલીક અબ્યાત લખી હતી જે તેવણે બહુંજ આકર્ષક ઢબે પઢી સંભળાવી હતી. ભાઇ હુસેનીભાઇ મુ. ઇબ્રાહીમ હરરવાલાએ કહેવાતી દાઉદી વ્હોરા કોન્ફરન્સને ઉદ્દેશીને એક ઉર્દુ કાવ્ય રચ્યું હતું તે તેવણે પોતે વાંચી સંભળાવ્યું હતું.

ત્યાર બાદ ભાઇ ઝઇનુદ્દીન રાજા (મેટ્રીકના વિધ્યાર્થી) એ ટુંક વીવેચન કરી કહેવાતી દાઉદી વોહરા કોન્ફરન્સના મલીન હેતુઓ ઉઘાડા પાડયા હતા. ભાઇ નુરૂદદીન હરરવાલાએ મજકુર કોન્ફરન્સમાં વોહરા કન્યાઓ માટે હાઇ સ્કુલ ઉઘાડવાની થએલી ચર્ચા ઉપર ટીકા કરતાં કહયું કે હાઇ સ્કુલમાં પરદાની મર્યાદા સાથે શીક્ષણ આપવાની વાતો કરવામાં આવે છે, જ્યારે એવી વાત કરનાર પોતેજ કોન્ફરન્સમાં બેપરદે આવી લોકો સન્મુખ ભાષણો આપે છે. ભાઇ બદરૂદદીન પંચમેરીવાલા B. A., એ જણાવ્યું કે કોન્ફરન્સ ભરનારાઓ દાઉદી વોહરા હતાજ નહી એટલે દાઉદી વોહરાના નામે કંઇ પણ બોલવાનો તેમને હક હતોજ નહી. તેઓની નામાવળી જોતાં માલુમ પડી આવેછે કે કોમની બહેબુદી સાથે એ લોકોને કોઇ પણ નીસ્બત હોઇ શકેજ નહી. આપણી કોમના રહેબર એક એવી પાક હસ્તી છે, જે માટે તમામ આલમ ફખર લીએ છે. કુરાને કરીમની આયત "વમા કુન્ના અનીલ ખલકે ગાફેલીન" ટાંકીને તેમણે કહયું કે આદમ (અ. સ.) થી લગાવીને કયામત સુધી હુદાત અને દુઆતનો સીલસીલો વાજીબ અને જારી છે. દાવતના વિરોધીઓ ૧૯૧૭ ની ચળવળનું પુનરાવર્તન

કરીને દાવતની હસ્તીને મીટાવવા ચાહતાં હતા. એ લોકોની સમજને મારેફતના નુરની જરૂર છે. ચાંદ, સુરજ અને દીવાના નુર વગર આંખ જોઇ શકતી નથી. આ અકકલ વગરના પુતળાઓ ઇબ્લીસ બની તેમની જાળમાં બીજાઓને ફસાવવા પ્રયત્ન કરે છે. ઝુહુરના સમયમાં સઘળા ઉસુલો ઇમામે વકતના હુકુમથી સાદીર થતાં હતા. સતરના ઝમાનમાં ઇમામની હસ્તી દાઇ, માઝુન અને મુકાસીરના લીધે છે. રસુલે કરીમના હુકુમની સામે કોઇ ચું કે ચરા કરી શકતો નથી. દાઇ એજ રસુલના પ્રતિનીધી છે. દાઇનો સામનો એ રસુલની તોહીન છે. દાવત જન્નત છે. જન્નતની સીડી છે, સફીનએ નજાત છે. એમાં સવાર થયો તે બચ્યો, એની મુખાલેફત કીધી તે ડુબ્યો. સૈયદના વ મૌલાના તાહેર સૈફુદદીન સાહેબ (ત. ઉ. શ.) આ દાવતના ગુલશનના માલી છે. ખીઝાંના પવન આ ગુલશન ઉપર અનેક વખત ફુંકાયા પણ તેના માલીની કોશીશોથી દાવતની ખેતી હરીહરી અને ભરી ભરી છે. કોન્ફરન્સમાં દાઇની ઝાત ઉપર હુમલા કરવામાં આવ્યાં છે. તેઓને કોમની ભલાઇની ગરજ નથી પણ કોમની બરબાદીજ એમની નેમ છે. મૌલાનાની દાવત ઉપર ઘણી નેઅમતો છે. તાલીમ માટે આસરે ૨૦૦, મદરેસાઓ હસ્તીમાં છે. મીસરના "જામએ અઝહર" જેવો "સૈફી દરસ" આલે મોહંમદના ઇલ્મનો ફેઝ વરસાવી રહયો છે. દુન્યવી ઉંચી કેળવણી માટે હાઇસ્કુલો મોજુદ છે. મુંબઇમાં હુન્નર ઉદયોગની શાખા છે. છોકરીઓ માટેની સ્કુલની યોજના અમલમાં છે. તાવીલ અને હકીકતના સબકો મૌલાના (ત. ઉ. શ.) પોતે પઢાવે છે. સફરો

દરમ્યાન પણ આવા સબકો ચાલુ હોય છે.

દાવતના મુખાલેફુન કહે છે કે દીન અને દુન્યાને જુદી પાડી દીની કામ સૈયદના પોતાના હસ્તક રાખે અને દુન્યવી કામ કોમના આગેવાનોને સોંપે. પણ સવાલ એ છે કે આવા અઝીમુશશાન રહેબર હોવા છતાં આપણને બીજાઓની શી જરૂર છે? ઇલ્મના ઉસુલોથી પણ જેઓ અંજાણ છે તેઓ કોમનું શું ભલુ કરવાના હતા. તેઓતો દીનના નીશાનને માટીમાં રગડોળવા ચાહે છે પણ તેઓ ભુલી જાય છે કેઃ—

"નુરે ખુદા હયે કુફ્રકી હરકતપે ખંદાઝન
ફુંકોસે યે ચીરાગ બુઝાયા નજાએગા."

ત્યાર બાદ તેમણે નીચે મુજબ ઠરાવ રજુ કર્યો હતો.

ઠરાવઃ—

"અહલે વલાએ સીધ્ધપુરની આ જંગી સભા, મુંબઇ ખાતે તાજેતરમાં દાવતના દુશ્મનોએ બોલાવેલી કહેવાતી દાઉદી વોહરા કોન્ફરન્સનો વિરોધ કરી તેને સખત શબ્દોમાં તીરસ્કાર કાઢે છે અને કોન્ફરન્સ કે તેની કારવાહીઓનો સ્વીકાર કરવા ના પાડે છે અને દુન્યા ભરના કોમી ભાઇ-ઓને અરજ કરે છે કે તેઓ, આ કોન્ફરન્સ સાથે કશો સંબંધ ધરાવે નહી. અને મૌલાનલ મન્નાન નામદાર સૈય-દના (ત. ઉ. શ.) ઉપર જે નીચ અને બીન પાયાદાર હુમ-લાઓ કરવામાં આવ્યા છે તેને સખત શબ્દોમાં ધીક્કારે છે."

ભાઇ અબ્બાસભાઇ લાકડાવાલાએ આ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે ભાઇ બદરૂદદીન પંચમેરાવાળાનો

ઠરાવ બહુ અગત્યનો છે. કહેવાતી દાઉદી વોહરા કોન્ફરન્સે બંધ બારણે બેસી વોહરા કોમના નામે એમણે ફાવ્યાં તેવા ઠરાવો પસાર કર્યાં છે. દાઉદી વોહરા કોમના નામે બોલવાનો તેઓને કંઇજ હક નથી. એ કોન્ફરન્સમાં એવો એકપણ માણસ ન હતો જેમાં દાઉદી વ્હોરા કોમ વિશ્વાસ મુકી શકે. એટલુંજ નહી પરંતુ માંગણી છતાં દાઉદી કોમના ખરા પ્રતિનીધીઓ માટે કોન્ફરન્સના બારણા બંધ કરવામાં આવ્યાં. તેઓ કોમની તરકકીની યોજનાઓ ઘડવાના બહાના હેઠળ કોમના રહેબર વિરૂધ્ધ વરાળ ઠાળવવા મળ્યા હતા. કોમના રેહબર તરફ જે વૈરભાવ તેઓ રાખે છે તે જોતાં દાઉદી વોહરા કોમના સભ્ય તરીકે આપણે તેમને સ્વીકારી શકીએ નહીં.

ભાઈ અલીહુસેન મોહંમદઅલી દાદાએ (મેટ્રીકના વિધ્યાર્થી) જણાવ્યું કે આ કહેવાતા સુધારકોના દેખાડવાના દાંત જુદા હતા અને ચાવવાના દાંત જુદા હતા. ભાઇ કુરબાનહુસેન માંજુંગાવાલાએ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે કોમની સેવા કરવા માંગતા હોય તેમને પ્રથમ કોમના હાદીના આશીર્વાદ મેળવવા જોઇએ.

ભાઇ બદરૂદદીનનો ઠરાવ સભા સમક્ષ મુકતા તે સર્વાનુમતે મંજુર રાખવામાં આવ્યો હતો.

ભાઇ મોહનસીભાઇ મીયાંજીવાલાએ કોન્ફરન્સમાં થયેલા ભાષણો ઉપર ટીકા કરતાં કહ્યું કે કહેવાતા સુધારકો ધર્મ અને સમાજની આણ, માર્યાદા બાંધવાનું સુચવે છે. જે માણસ, બાનીએ ઇસ્લામનું જીવન ચરિત્ર લખવા બહાર પડે છે તેનું ધર્મ સંબંધીનું જ્ઞાન કેટલું અલ્પ છે તેનું

પોત આવી વાતોથી ઉઘાડું પડી જાય છે. આપણા સમાજનું એવું કહયું અંગ છે, જેના ઉપર રસુલે કરીમે ધર્મના પવિત્ર આદેશના આશીર્વાદ વરસાવ્યા નથી? બે માણુસો સામસામા મળે છે ત્યારે સલામ બોલવાનો સામાજીક શિષ્ટાચાર છે. સમાજનો આ શિષ્ટાચાર ધર્મેજ શીખવ્યો છે. આપણા સમાજનો મોટામા મોટો ઉત્સવ ઇદ છે. ઇદમાં ધર્મનું તત્વ કયું અને સમાજનું તત્વ કયું? ધર્મના તત્વથી સમાજના તત્વને કઇ રીતે જુદા પાડી શકાય? બાળક જન્મે છે ત્યારથી, તે મૃત્યુવશ થાય છે ત્યાં સુધી, ધર્મના અંકુશ નીચે જ રહે છે.

આપણે નમાઝ માટે ઉભા થઇ એ છીએ ત્યારે કહીયે છીએ કે "**ઇન્ના સલાતી, વ નોસોકી, વ મહયાયા, વમમાતી, લીલ્લાહે રબ્બીલ આલમીન**" (અર્થાત- "મારી નમાઝ, મારી કુરબાની, મારૂં જીવન, અને મારૂં મરણ, ખુદાના માટેજ છે.") તમે ખુદા માટે જીવોછો, ખુદા માટે મરો છો, તમારી ઝીંદગીમાંથી ધર્મનું તત્વ અળગ થઇ શકેજ કેમ? આપણા સમાજનો પાયો ધર્મ ઉપર રચાયો છે, પાયા વગર ઇમારત ઉભી રહી શકેજ નહિ. એટલાજ માટે સર મોહંમદ ઇકબાલે કહયું છે કેઃ-

**"કોમ મઝહબ સે હૈ,**
**મઝહબ જો નહી, તુમ ભી નહી"**

નામદાર સઇયદનાની એક હથ્થુ સત્તાનો નાશ કરો, એવા અર્થ વગરના પોકારોનો જવાબ આપતા એવણે જણાવ્યું કે, નામદાર સઇયદનાની સત્તા આજકાલની નથી, આઠસો વરસથી એ સત્તા ભોગવાઇ રહી છે, એ સત્તા તમારી

આપેલી નથી કે તમારી પાસેથી છીનવી લેવામાં આવી નથી. એ સત્તા એવી હસ્તીથી તેમણે પ્રાપ્ત થએલી છે, જેમણે તમો તમારા ઇમામતના એતેકાદમાં ઉંચામાં ઉંચું સ્થાન આપો છો. આ સત્તા તમને અમાન્ય હોય તો, તમારે માટે રસ્તા ઉઘાડા પડયા છે. સુલેમાની, અલીયા જેવા અનેક ફીરકાઓ એ પોત પોતાની દાવત કાયમ કરી લીધી છે, તમો પણ તમારી અલગ સોસાયટી કાયમ કરી લીઓ. શા માટે દાઉદી વોહરા તરીકે રહેવા તમો આટલો આગ્રહ કરો છો? એક દ્રષ્ટાંત આપી તેમણે જણાવ્યું કે આ કહેવાતા સુધારકો પોતાની જાતને દાઉદી વોહરા તરીકે ઓળખાવતા શરમાય છે, છતાં દાઉદી વોહરાના નામથી કોન્ફરન્સો ભરે છે.

કોમમાં તાલીમનું પ્રમાણ હરીજનો કરતા પણ ઓછું છે તેના જવાબમાં તેમણે કહયું કે કોમમાં પ્રાથમીક શીક્ષણનું પ્રમાણ સોએ સો ટકા છે, ઉચ્ચ શિક્ષણનું પ્રમાણ થોડું ઓછું છે, તો તે માટે આ લોકો કહે છે તેમ, કોમના રેહબરની કેળવણી પ્રત્યેની ઉદાસીનતા કે તેમનો અંકુશ જવાબદાર નથી પરંતુ અત્યાર સુધી આપણે પોતેજ ઉચ્ચ કેળવણીને આપણા ધંધામાં ખાસ ઉપયોગી ગણી નથી. ઉચ્ચ કેળવણીની મહત્તા આપણને હમણાં હમણાં સમજાવા લાગી છે. પ્રમાણમાં કેળવણીનો પ્રચાર પણ વધ્યો છે. નામદાર સૈયદના (ત. ઉ. શ.) તખ્ત નશીન થયા ત્યારે કોમમાં માત્ર એકજ હાઇ સ્કુલ હતી, આજે ચાર હાઇ સ્કુલો હસ્તી ધરાવે છે, અને હજુ પણ તેની સંખ્યામાં ઉમેરો થવા વકી છે. દીનના રેહબરે કેળવણીનો કદી વિરોધ કર્યો નથી. ત્યારબાદ તેમણે નીચે મુજબ ઠરાવ રજુ કર્યો હતો;

ઠરાવઃ—

"સિધ્ધપુરની સમસ્ત દાઉદી વ્હોરા જમાઅત નામદાર સૈયદના તાહેર સૈફુદદીન (ત. ઉ. શ.) માં, દાઈ–ઉલ–મુતલકના પવિત્ર ઓધ્ધાની રૂએ, કોમના એક અને અનન્ય નેતા કરી કે, સંપુર્ણ શ્રધ્ધા રાખે છે; તેમની રાહબરી તથા દોરવણી માટે ગર્વ ધરાવે છે; અને કોમની સામાજીક, નૈતિક રૂહાની, તેમજ કેળવણી વિષયક પ્રગતિ માટે તેઓ નામદારે અત્યાર સુધી કીધેલી કોશેશની પ્રેમ ભરી નોંધ લીએ છે, અને તેવણના લાંબા આયુષ્ય માટે કરીમે કારસાઝની બારગાહમાં દુઆઓ ગુઝારે છે."

ભાઈ કુરબાન હુસેન નઝરઅલી વડનગરવાલાએ ભાઈ મોહસીનભાઈના ઠરાવને ટેકો આપતાં નામદાર સઈયદનાની ત્રીશ વરસની કારકીર્દી ઉપર પ્રકાશ પાડયો હતો અને નામદાર સઈયદનાની સરપરસ્તી હેઠળ ચાલતી સ્કુલો, મદરેસાઓ, ટેકનીકલ સ્કુલો, ભરણ ગુંઠણના ખાતાઓ, હોસ્પીટલો, મુસાફર ખાનાઓ વગેરેની નોંધ લીધી હતી. વધુમાં તેમણે જણાવ્યું કે કહેવાતા સુધારકો જો કોમની સ્થિતિ સુધારવા માંગતા હોત, તેઓના દીલમાં કોમનું ખરેખરૂં દર્દ હોતતો નાગપાડા કે "અસ્મા–ટેરેસમાં" જઈ ખોટા બણગાં ફુકત નહી, પણ આકાએ નામદાર પાસે જઈ સંગીન યોજનાઓ મુકત અને તેઓ શ્રી ના આશીર્વાદ મેળવી આગળ વધત. ખરી સખાવત કરનાર સખાવતની મોટી વાતો કરતા નથી. લોર્ડ નફીલ્ડે લાખો પાઉંડની સખાવતો કરી, પણ તે માટે તેણે કોન્ફરન્સો ભરી નહતી. ખરી રીતે આ લોકો કોમની બહેબુદી ઇચ્છતા નથી, તેમની નીય્યતજ બુરી છે.

ભાઇ અલીહુસેન ગઢવડાવાળાએ, ભાઇ મોહસીનભાઇના ઠરાવને ટેકો આપતા કહયું કે આ ડોળઘાળુ સુધારકો એમ માની બેઠાં છે કે કોમના ઘણા માણસો તેમની માફક નામદાર સઇદનાની નિતિથી નાખુશ છે, પણ નામદાર સઇયદનાની ખફગીનો ભોગ થઇ પડવાની બીકે તેઓ ખુલ્લાં પડવા માંગતા નથી, અને છાપાઓમાં તેઓ એવી ચળવળો ચલાવેછે કે કોમના સમજુ વર્ગનો તેમને ટેકો છે. આ એક હડહડતું જુઠાણુંજ છે. અને એ જુઠાણાને ઉઘાડું પાડવું એ આપણી ફરજ છે. માટે આપણે ભાઇ મોહસીનભાઇના ઠરાવને સર્વાનુમતે પાસ કરી દુનીઆને બતાવી આપવું જોઇએ કે કોમનો સમજુવર્ગ નામદાર સઇયદનાની દોરવણીમાં સંપુર્ણ વિશ્વાસ ધરાવે છે. એટલુંજ નહી પણ, એમની દોરવણીમાં અને રહેબરીમાં અત્યંત ગર્વ માને છે.

ભાઇ બદરૂદદીન અકબરઅલી બશુ, B. A. L. L. B., એ દાવત અને સમાજના બંધારણને એક સુંદર અને શુશોભીત અને સુવ્યવસ્થિત ઘરની ઉપમા આપી જણાવ્યું કે આ ઘરમાં આપણે સુરક્ષીત પણે વસીએ છીએ. કહેવાતા સુધારકો આ ઘરની સુવ્યવસ્થાને અસ્તવ્યસ્ત કરવા માંગેછે. અને એટલાજ માટે તેમનો વિરોધ કરવો આપણા માટે જરૂરી થઇ પડે છે. તેઓ ઇસ્લામી ભાવનાઓની વિરૂધ્ધ જાયછે એવું બતાવતાં, મી. બદરૂદદીને કહયું કે, ઇસ્લામની કેટલીક ખુબીઓ એવી છે જે બીજા ધર્મોમાં નથી. પ્રથમ એ કે ઇસ્લામ માત્ર આદર્શ ધર્મ નથી પણ એક વ્યવહારૂં ધર્મ છે. તેના આદેશો જીંદગીના તાણાવાણા સાથે એવી રીતે વણી લેવામાં આવ્યાં છે કે જીવનના કોઇ પણ કાર્યક્ષેત્ર-

માંથી ધર્મના તત્વને જુદો પાડી શકાતો નથી. ઇસ્લામની બીજી લાક્ષણીક ખુબી એ છે કે તે ઉચ્ચ નીચ કે કાળા ગોરાનો ભેદ સ્વીકારતો નથી. ઇસ્લામની નજરમાં સર્વ એકજ સ્થાન ભોગવે છે.

કહેવાતી દાઉદી કોન્ફરન્સ વીષે બોલતાં તેમણે કહ્યું કે, આ લોકો કહે છે તેવું કરી બતાવતાં નથી. તેમના કથન અને કાર્યો પરસ્પર વિરૂધ્ધ હોય છે. નામદાર સઇયદનાનું રૂહાની નેતૃત્વ તેઓ સ્વીકારે છે પણ કોન્ફરન્સમાં એજ નામદાર ઉપર ખોટા આક્ષેપો અને ગલીચ હુમલાઓ કરવામાં આવે છે. કોન્ફરન્સનું નામ તો "દાઉદી વોહરા કોન્ફરન્સ" આપે છે પણ તેમાં દાઉદી વોહરા ભાઇઓને દાખલ થવા દેવામાં આવતા નથી. કુરબાની વીશે કોન્ફરન્સમાં મોટીમોટી વાતો કરવામાં આવે છે, પણ ભુલી જાય છે કે કુરબાન થવાની જેમાં ખરી ધગશ હોય છે તેઓને કોન્ફરન્સના દરવાજા ઉપર પોલીસોનો અને પઠાણોનો પહેરો મુકવાની જરૂર પડતી નથી. નીડરતાનો ડોળ કરવો અને પોલીસ પહેરા હેથળ કોન્ફરન્સ ભરવી એ પરસ્પર અસંગત બાબત છે.

કેળવણી વીશે બોલતાં તેમણે જણાવ્યું કે, કોમમાં પ્રાથમિક કેળવણી સોએ સો ટકા છે. ઉચ્ચ કેળવણી પણ યોગ્ય પ્રમાણમાં અપાય છે. આપણે વ્યપારી કોમ હોઇ દરેક બાબતમાં પુરા ગણત્રીબાજ છીએ. જે કેળવણી આપણને હીતકર લાગે છે તે આપણે બરોબર મેળવીએ છીએ. આ લોકો આપણને બધાને ડોકટરો અને વકીલો બનાવવા માંગે છે પણ વ્યપાર આપણો મુખ્ય વ્યવસાય હોય, બાપ

કરતાં વધારે ડોકટરો કે વકીલોની જરૂર નથી. તેમણે કહેવાતી દાઉદી વ્હોરા કોન્ફરન્સને કોમમાં તડ પાડવાના એક અનિષ્ટ પગળા તરીકે વખોડી કાઢી હતી અને ખાનબહાદુર મુ. મહંમદઅલી અલાબક્ષના પ્રમુખસ્થાન હેઠળ ભરવામાં આવેલી મુંબઇના દાઉદી વોહરા ભાઇઓની સભાને ટેકો આપતો તથા તેમના ઠરાવને મંજુર રાખતો ઠરાવ મુકયો હતો.

ભાઇ બદરૂદીનના ઠરાવના ટેકામાં બોલતાં, ભાઇ મુલ્લાં તૈયબભાઇ પટેલે જણાવ્યું કે કહેવાતી દાઉદી વોહરા કોન્ફરન્સ બોલાવનારાઓ ૧૯૧૭ જેવી ફીતનત ઉભી કરવા માંગતા હતા. દાવતના રહેબરની સત્તા તેઓ ઉલટાવી પાડવા માંગતા હતા પણ તેઓ, તેઓના અને તેમણા જેવા બીજા શત્રુઓના જે હાલ થયા છે, તે વીસરી ગયા છે. દાઇ-ઉલ-મુતલક ઇમામના નાએબ અથવા પ્રતિનિધી છે. કુરાને પાકની એક આયત ટાંકી તેમને જણાવ્યું કે, રસુલ જે પ્રમાણે ખુદાની રહેમત છે, તેજ પ્રમાણે ઇમામ અને ઇમામના દુઆતો રહેમત છે. ઇમામ (અ. સ.)નું ફરમાને આલી છે કે એક દાઇ બીજા દાઇ ઉપર નસ ના કરે ત્યાં સુધી તેમનું રૂહ કબઝ થઇ શકતું નથી. દાવતમાં મીસાક આપી દાખલ થનાર માણસ નમાઝમાં દાખલ થનારની માફક છે. નમાઝમાં રહે ત્યાં સુધી તેનાથી બોલાય નહી, તેમ દાવતમા પણ તેનાથી ચુનોચરા થઇ શકે નહી.

ત્યાર બાદ ઠરાવ સભા સમક્ષ મુકવામાં આવતાં તે સર્વાનુમતે પાસ થયો. હતો. ત્યાર બાદ પ્રમુખ શેઠ અબદુલ્લાભાઇ આમુવાળાએ નીવેદન કરતાં જણાવ્યું કે

મુંબઇમાં કહેવાતા સુધારકોએ કોન્ફરન્સ ભરી કોમની તરક્કીનો ડોળ કરી હુઝુરે આલી વિરૂધ્ધ જે ઉધ્ધગારો કાઢયા અને કોમને બદનામ કરવાની કોશેશ કીધી તેઓને તથા તેમના કાર્યને આપણે વખોડી કાઢીએ છીએ. આ, પોતાને સુધારકોમાં ગણાવતા ઝમાનાના દાવતના દુશ્મનો, સુધારકોની ઢબે, ભોળા લોકોને ફસાવવા તજવીજ કરે છે. કેટલાક શુશિક્ષીત ગણાતા ડીગ્રી ધારાઓ હસદ, વેરભાવ અને હમીય્યતથી; લોભીઓ લાલચથી; અને ભોળાઓ ભોળપણથી તેમાં ફસે છે, પણ હવે એ ઝમાનો નથી કે સમજુ માણસો તેમની જાળમાં ફસે.

આપણા રાહબર નામદાર સઇયદના (ત. ઉ. શ.) રાત દીવસ કોમની, દીની અને દુન્યવી તરક્કી માટે, અથાગ કોશીશો કરે છે. જયાં જયાં આપણા ભાઇઓ વસે છે ત્યાં ત્યાં આપણી મસ્જીદ, મુસાફરખાના અને મદરેસાઓ છે. મોટા શહેરોમાં સુવાવડખાના તથા લાયબ્રેરીઓ મોજુદ છે, ચાર હાઇ સ્કુલો હસ્તીમાં છે, હીંદુસ્તાનની બહાર, મકકા તથા કરબલા વગેરે સ્થળોએ કોમની રાહત માટેના સ્થાનો છે. સઇયદનાની કોશીશોથી દેશ પરદેશમાં આપણી ઇઝઝત છે અને એમણી દુઆથીજ આપણે આબાદો શાદ છીએ.

આપણું બંધારણ એક આદર્શ બંધારણ છે, અને બંધારણના મુહાફીઝ "દાઇ-ઉલ-મુતલક" પણ આદર્શ દાઇ છે.

જે દાઉદી કોમની માન્યતાઓમાં વિશ્વાસ ન રાખે, તે કોમમાં સુધારો શું કરી શકે? પોતાની કોમ માટે જેણે ગર્વ ન હોય તે કોમ-દ્રોહી છે. અને એણે કોમ બહાર કાઢવામાંજ બહેતરી છે. મુંબઇમાં આપણા ભાઇઓએ તેમની સાન ઠેકાણે લાવવા પ્રશંસનીય કોશીશો કીધી, પણ તેઓ ગુમરાહીમાં અડગ રહયા છે.

મુંબઇના આમીલ સાહેબ સૈયદી સાલેહભાઇ સાહેબ તથા કોમના અન્ય ગ્રહસ્થો અને વોલંટીયરો તથા અંજુમને દાઉદીએ આ મોકા ઉપર જે કીમતી સેવા બજાવી હતી તેની નોંધ લેતા તેમણે જણાવ્યું કે એમની કોશીશોના પરિણામે દુધ અને દહીંમાં પગ રાખનારા ઉઘાડા પડી ગયા હતાં.

છેવટમાં તેમણે, નામદાર સૈયદના (ત. ઉ. શ.) એ તા. ૩૦–૧–૪૪ ના રોજ જે યાદગાર વાઅઝ ફરમાવી હતી તે તરફ ધ્યાન ખેંચી તેનો ઉતારો "સાંજ વર્તમાન"માં વાંચી જવા ભલામણ કરી હતી અને નામદાર સૈયદનાના લાંબા આયુષ્ય માટે દુઆઓ ગુજારી હતી.

નવા સ્ટા. ટા. ૨, વાગે "મૌલાના તાહેર સૈફુદ્દીન ઝીંદાબાદ"ના પોકારો સાથે સભા બરખાસ્ત થઇ હતી.



(૭)

# (પુના)

("નસીમે સહર" ઉપરથી)

## મુમેનાત બાનુઓની શાનદાર બેઠક.

**મુંબઇમાં મળેલા મુખાલેફુન અને મુનાફેકુનના સંમેલનમાં ગએલી બાઇઓ તરફ સખ્ત નફરત જાહેર કરવામાં આવી.**

"બદરીયા હાયસ્કુલ" સાથે જોડેલી આપણી કોમની મોટી

ઉમરની બહેનોને દીની દુન્યવી તાલીમ આપતી "ઝૈનબિયાહ કલાસિઝ"માં શીખતી બહેનોના ઇઝનથી તા. ૬-૨-૪૪ રવીવારના રોજે બાપોરે પાંચ કલાકે પુના શહેરની મસ્જિદની ઉપરના રંગીન મકાનની અગાસીમાં શહેર, સદર અને ખડકીની કોમી બાનુઓ ઘણી મોટી સંખ્યામાં જમા થઇ હતી. દરેક આવનાર બાનુને પહેલાં પહેલ "ઝૈનબિયા કલાસિઝ"માં અપાતી અંગ્રેઝી, ગુજરાતી, દીની તેમજ હાથઉદ્યોગની તાલીમની માલુમાત આપવામાં આવી. તે બાદ મકાનના કુશાદા હોલમાં બાનુઓએ નિહાયત સલીકાથી બેઠક લીધી હતી. હોલના બારી બારણાઓ ઉપરાંત બહાર પણ પરદાનો ભારી ઇન્તેઝામ રાખવામાં આવેલો હતો. શરૂઆતમાં એક બહેને કુરઆને મજીદની "સુરએ નુર"માંથી "વકુલ લિલ મુમેનાતે યગદુદના"વાલી આયત ઘણી મીઠા-શથી પઢી હતી. તે બાદ નાસેરો દઅવતુલ ફાતેમિયહ શેખૂલફાઝિલ મિયાંસાહેબ ઇબ્રાહીમ યમાની સાહેબની નઝમ પઢવામાં આવી હતી. ઉપરાંત સઇયદી સાદિકઅલી સાહેબની નસીહત-માંથી બઇરાઓને લગતી જરૂરી બાબત દર્શાવતા બંદ પઢવામાં આવ્યાં હતા. તે બાદ જુદી જુદી બહેનોએ તકરીર કીધી હતી, જેમાંથી થોડીક નીચે છાપવામાં આવી છે, જે વાંચવાથી જણાશે કે મુંબઇમાં મળેલા મુખાલેફુન અને મુનાફેકુનના મજમામાં, દીન ઇમાનનો પાસ રાખ્યા વગર, પોતાના જાનપર દિલેર થઇને, હક પર હુમલો કરવાને ગયેલી બેહયા બાઇઓ તરફ, કોમની બહેનોમાં કેટલી સખ્ત નફરત પેદા થઇ છે.

# આ ગુનાહ કદીપણ માફ નહિ થાય!

## (બહેન ફીઝઝા કચ્ચુમભાઇ કરમલાવાલાની તકરીર.)

મોહતરેમા બહેનો! આજ અપન યહાં જે કામ વાસ્તે જમા થયા છે તે તમે જાણોજ છો. મુંબઈમાં દઅવત હાદિયહના અને દાઇદ-દોઆતના વીરૂધ જે સગલા મુખાલેફુન અને મુનાફેકુન જમા થયા તેમાં કેટલીક બાઇઓએ બેબાકીના સાથ શરીક થઇ, બલ્કે કેટલીકયે મરદોના મજમામાં બેહયાઇના સાથ લેકચરો કીધા અને તેભી દઅવત હાદિયહની પાક નહેજના ખિલાફ કીધા, તેસી તમામ ઇસ્લામી આલમમાં સદમો અઝીમ થયો, દાઇઅઝમાનને સદમો થયો. એક મુમીનનું દિલ દુઃખે તો અરશેઆલા હલી જાય છે ત્યારે આ તો મુમીનીનના સરદારનું દિલ દુખુ બલ્કે સતરમાં ઇમામુઝઝમાન (સ. અ.) નારાઝ થયા. એ બાઇઓ જો પોતાના મરદોના દબાણથી સંમેલનમાં ગઇ હોય તોભી તેનો ઉઝર ખુદા કબુલ નહીં કરે કેમકે, જે કામમાં ખુદાની માઅસીયત હોય તેમાં મરદોનો હુકુમ માનવો ન જોઇએ. જો એ સઘલી બાઇઓ પોતાના જહેલથી વગર સમજે ગઇ હોય તો ભી તેનો ઉઝર કબુલ નહી થાય, કેમકે પરદાની રસમ આમ છે. બઇરો વાસ્તે આવી બેબાકી અચ્છી નથી એ સહુ જાણે છે. પોતાના ઇલ્મનો દાવો કરીને એ ગઇ હોય તોભી ઉઝર મકબુલ નહી થાય. તાલીમ એ બાઇઓને એ પરદા થવાનું કહેતી નથી, બલ્કે પોતાની હુરમત જાળવવાનું કહે છે. ઘણી અફસોસની વાત છે કે એ બાઇઓ,

જેને અપન અપની બેનો નથી કહી શકતા—બેહયાઇના સાથ હકના મુકાબલા પર કમરબસ્તા થઇ. ખુદાતઆલા બાતિલની કમરને તોડનાર છે, એ વાત તેઓને યાદ દેવડાવાને અપન યહાં જમા થયા છે. અપન એમ જાહેર કરીએ છીયે કે એ બાઇઓ કોમની બાઇઓ નથી બલ્કે અવામની ભી નથી, કેમકે અવામ ભી આવી હરકત પસંદ નથી કરતા. એ બાઇઓનો ગુનાહ કદી પણ માફ ન થાય એવો છે.



## શરીઅતની વાડ તોડી

(બહેન સફિયાબાઇ અબ્દુલકય્યુમ
કાંચવાલાની તકરીર)

**માસીબુ સાહેબાઓ અને બહેનો !**

આજની બેઠકમાં અપન જે બાઇઓની તરફ નફરત ઝાહેર કરવાને જમા થયા છે, તે બાઇઓ બાબત ઘણું બોલાઇ ગયું છે. કોઇપણ ગેરમહેરમ મરદોના મજમામાં બઇરોને જાવું રવા નથી તો પછી ભાષણો કેમ રવા થાય. જો કદી મરદોના મજમામાં બઇરોને બોલવાનું રવા હોત તો મરદોને બઇરો નમાઝ પઢાવી શકતે. બઇરો અને મરદો સરખાં હોત તો મરદની શહાદત અને બઇરોની શહાદત સરખી ગણુવામાં આવતે. મરદો અને બઇરો જમાઅતની નમાઝમા સફ-બ-સફ એકજ હારમાં ઉભા રહી શકતે. જ્યારે દીનના કામોમાં આ પ્રમાણે ભેળાવવું રવા નથી તો પછી દુન્યવી કામમાં કેવી રીતે રવા થાય? અફસોસ છે

એ બાઇઓ પર, કે જેઓએ સંમેલનમાં જઇને પહેલો મોટો ગુનોહ હકની મુખાલેફતનો કીધો. બીજો મોટો ગુનોહ મરદોના મજમામાં જઇને શરીઅતની વાડ તોડવાનો કીધો, ત્રીજો મોટો ગુનોહ ભાષણ કરીને પોતાની હુરમતને હલકી કરી લેવાનો કીધો, ચોથો મોટો ગુનોહ પોતાની ઓલાદ વાસ્તે ખરાબ સબક આપવાનો કીધો.

તાલીમ અને અંગ્રેઝી તાલીમ પઢવાને કોઇ મના નથી કરતું. તાલીમનો મતલબ ઔરત ઝાતના જોહરને વધારે તેઝદાર કરવાનો છે, નહી કે બે પર્દગી કરીને અને બેજા બેબાથી બોલીને એ જોહરનું પાની ઉતારવાનો. આબ વગરના મોતીની જેમ કોઇ કીમત નથી, તેમ બેપર્દા બાઇ, ખાસ કરીને બેહયા બાઇની કોઇ કીમત નથી. મુંબઇના સંમેલનમાં એવી બેહયા બાઇઓ ગઇ, બોલી, બેપર્દા થઇ, એ સઘલું બુરૂ થયું. એવા બુરાઓથી અપન-બરાઅત ઝાહેર કરવાને યહાં જમા થયા છે. ખુદાતઆલાએ એ સઘલીઓને ચંદરોઝ માટે છુટી મુકી છે, નઝદીકમાં તેને પકડશે અને બેહયા, બેબાક બઇરોના વાસ્તે જે સઝા મુકરરર છે તે, તેણીઓને ચખાવસે એમાં કોઇજ શક નથી.

## હવે પછી વીમાનમાં બેસીને આવજે!

(બહેન શીરીન આદમજી બત્તીવાલાની તકરીર)

માનવંત બહેનો, તારીખે ઇસ્લામમાં નઝર કરવાથી માલુમ પડે છે કે જેવી રીતે મુંબઇમાં કોમના દુશ્મનોના

જમેલામાં કોમની કેટલીક બેહયા બેનો શરીક થઇ અને કેટલીકે બેબાકીના સાથે દઅવત પર હુમલા કીધા તેવી રીતે અગાઉ પણ બની ગયું છે. મોલાના હમઝા (અ. સ.) ની શહાદતનો સબબ હિન્દા લઇના બની છે. એ નાપાક ઝાનિયા હતી, પોતાના હબશી ગુલામને લલચાવીને દગાથી ખુદાના શેર હમઝાને કતલ કરાયા અને હમઝા (અ. સ.) નું પેટ ચીરાને હિન્દાએ હમઝાનું કલેજું ચબાયું. નબી સાહેબની વફાતના બાદ તલ્હા અને ઝુબેરે નબીના ઘરની એક બૈરોને જંગે જમલમાં ઉંટ પર લાવીને અલી (અ. સ.)ના સામને ઉભી કીધી. બીજી એક બાઇ જેનું નામ સજાહ બિન્તે હારિસ છે, તેણી નુબુવતનો દાવો કરવા લાગી, અને હલાક થઇ. હિન્દુસ્તાનમાં સુલેમાનની ફઇ ઝહેરા ઘણી બદ-દાનત બૈયર હતી. આ ઝમાનામાં ચારે તરફ, તાલીમનો ગેરફાયદો લઇને બાઇઓ પરદો મુકીને ભટકતી થઇ છે. નોબત યહાં તક પહોંચી છે કે તેમાંની કેટલીક દઅવતના મુકાબલા પર ઉભી થઇ. હિન્દાએ જેમ હમઝાનું કલેજુ ચબાયું તેમ તે બાઇઓએ હકના અવામિરને પોતાના દાંતમાં ચબાયા. હબશીને હિન્દાએ લલચાયો તેમ આ બાઇઓએ ખારજીઓને, ભર મજમામાં પોતે બેનીકાબ થઇને પોતાના નાઝુક આવાઝથી ઉશ્કેરવાનો મોકો આપો. હાથી પર બેસીને કે ગધેડાપર બેસીને તેઓ તો ના આવી પણ મોટરમાં બેસીને આવી. હવે નવું સંમેલન થાય અને તે બેશરમ બાઇઓ જીવતી રહે તો વીમાનમાં બેસીને આવે.

હમણા થોડા દિનની વાત છે. અખબારમાં વાંચવામાં આયું છે કે કરાંચીમાં જીનાહના સદારતપણુમાં જે મુસ્લીમ

લીગની બેઠક થઇ તેમાં કેટલીક મુસ્લીમા બાઇઓ બેપર-દગીના સાથે સ્ટેજપર બેઠેલી હતી. ઇસ્લામના આલેમા-ઓએ વાંધો લીધો, તેથી એ સર્વેને સ્ટેજપરથી ઉતરી અલગ પરદામાં બેસવું પડ્યું. આ બાઇઓ તો પોતાને ઇમાનદાર કહેવરાવે છે, પણ હકીકત તો એ છે કે સંમેલનમાં ગએલી અને બોલનાર બાઇઓ ન ઇમાનદાર છે, ન મુસલમાન, બલ્કે એ સઘલી કુફુરની કરનારીઓ છે. નબી સાહેબનું ફરમાન છે કે કાફર બાઇને પરદા જેવું કશુંજ નથી. "અલ કોફેરો, લા હુરમતા લહુમ."



## ગેર-રીતની તાલીમનો નતીજો

(બહેન ફિઝઝાબઇ મુ. અબ્દુલકાદર
પુનાવાલાની તકરીર)

મોહતરેમા માસીબુ સાહેબા તથા બહેનો !

પહેલે તો હું આપ સઘલાનો શુક્ર ગુઝાર છું કે આપ બાનુઓએ આપના કીમતી વકતનો ભોગ આપી આ બેઠકને શોભાવી. યહાં જમાં થવાનો ખાસ મકસદ એ છે કે ગયા અઠવાડિયામાં કહેવાતા સુધારક વોહરાઓ, જેમાં જમાઅત ખારીજ લોકો પણ શામિલ હતા, તે લોકોએ ઇલ્મની ચર્ચામાં અનેક લેકચરો કીધાં જે સાચી નીગાહથી જોતા હરફે હરફ ખોટાં છે. તેમાં એક ઘણીજ અજબ અને વોહરાઓની ઇઝઝતમાં ઝીલ્લત પહોંચાડનાર બીના એ બની

હતી કે મરદોની ભરચક મીટીંગમાં કહેવાતી સુધરેલી બાઇ-
ઓએ પણ તેઓ સાથે શામિલ થઇ મીટીંગમાં લેકચરો
આપ્યા ! બહેનો, આજ દીવસ સુધીમાં આપણી ઉંચી અને
પરદાચુસ્ત કહેવાતી કોમમાં આ પેહલોજ બનાવ છે,
જે શરીઅત અને ઇસ્લામની નઝરે તદન નવો અને
ખરાબ કહેવાય.

એ બાઇઓને એમ ફખ્ર હશે, કે અમારા જેટલી
ભણેલી વોહરા કોમમાં બીજી કોઈ બાઇઓજ નહીં હોય ! એ
ઘમંડમાં પોતે શરીઅતના વિરૂધ્ધ, પોતાની હુશ્યારી
બતાવવા, ભર મરદોની મીટીંગમાં લેકચરો આપ્યા !

આ બનાવથી હુઝુરેઆલીનું અને આપના સચ્ચા મોહ-
બ્બતના કરનારાઓનું દીલ ઘણુંજ નારાઝ થયું છે. મઝ-
હબના વિરૂધ્ધ કામોથી ખુદ રસુલેકરીમ નારાઝ છે; જ્યારે
રસુલલ્લાહ નારાઝ ત્યારે ખુદ ખુદા નારાઝ હોય તેમાં નવાઇ
નથી. આ બાઇઓએ જે આ ખોટું કામ કીધું છે તેથી હર-
કોઇ સમજી શકશે કે આ, ગેર–રીતે હાંસીલ કરેલી હાલની
આધુનીક તાલીમનું પરીણામ છે.

આજ વરસો થયા આપણે સઉ સાંભળતા આવ્યા છીએ
કે, હુઝુરેઆલીનું ફરમાન એમજ છે કે તમો તાલીમ ઝરૂર
લો, પણ તે સાથે દીની તાલીમ અને ખાસ કરી આપણાજ
મદ્રસાઓમાં ઇલ્મ શીખો જેથી કરી આપણા બુઝુર-
ગોની ચાલે ચાલવાની આદત પડે.

હાલના ચાલુ ઝમાનામાં તો આપણે સાવ ઉંધુ જોઇ
રહયા છે, એની હું એક મીસાલ આપું છું કે, આપણા
ઘરો તો ચોખા ન હોય અને બીજાના ઘરની સાફ સફાઇ

કરવામાં મશગુલ રહીએ. આપણી કોમ સંખ્યામાં નાહની છે, એટલે એનો અર્થ એ કે આપણી કોમમાં આપણે ઝરૂરી પુરતો અભ્યાસ આપણીજ નાની સ્કુલોથી મલતો હોય છતાં પણ આપણા બચ્ચાઓને પર કોમની સ્કુલોમાં મોકલી એ લોકોની સ્કુલોની સંખ્યામાં વધારો કરીએ છીએ અને બચ્ચાઓને બહારનાં લોકોની ચાલે ચાલવા મોકો આપીએ છીએ.

બહેનો, આપણે ખાસ આ ધ્યાન ઝરૂર રાખવુંજ જોઇએ કે પેહલે આપણા પડોસી અને પછી બીજા ! હવે એ તો ખુલ્લુંજ છે કે 'જેવી સોહબત તેવી અસર' જેવા સાથે હલતા મલતા રહીએ એવાજ અપના અખલાક તથા વિચારો થાય.

આપણે તો એમ ફખ્ર ખાઇએ છીએ કે અમારા જેવી કોઇ ઉંચી કોમ નથી અને ખરેખર એ ફખ્ર સાચો છે; પછી આપણે શું ગરઝ કે બીજી કોમ સાથે રહીએ અને એને આપણી મદદથી વધારીએ ?

ખાસ કેહવાનો મકસદ એજ છે કે, આ વાત બરાબર સમઝી, આપણા કોમી મદરેસાઓ, સ્કુલોને ઉત્તેજન આપી, એને સફળ કરી, આપણી ઇઝઝતનો વધારો કરીએ. એથી મોટો ફાયદો એ થાય કે આપણી ઔલાદનું ભવિષ્ય સુધરે, અને બચ્ચાઓને પણ પોતાની કોમનેજ મદદ કરવાનો શોક થાય. આપણા વિરોધીઓ એમજ ચાહે છે કે હાલના લોકોને આપણે આવી રીતે બહારનું શીક્ષણ આપી બુઝુર-ગોની ચાલ ભુલાવી દઇએ.

મુદદઇ લાખ બુરા ચાહે તો કયા હોતા હય.
વહી હોતા હય જો મનઝુરે ખુદા હોતા હય.

ખુદાને મનઝુર હોય તેજ થાય, પણ શરત એ કે બન્દાને કોશીશ કરવી ઝરૂરી છે.



## ઇસાઇ તેહઝીબની દુલ્હન ન બનો

(બહેન શીરીનબાઇ અબ્દુલહુસેન ની તકરીર)

આજની બેઠકમાં મારી બહેનોએ મુંબઇના સંમેલન બાબત ઘણું કહયું છે. સંમેલનના એક આગેવાન મીસ્તર મસ્કતીએ પોતાના ભાષણમાં બૈરાઓની તાલીમ બાબત જે વિચારો જાહેર કીધાં છે તે ભુલભરેલાં છે. અમારી કોમની છોકરાઓને દીનદારીના સાથે દુન્યવી તાલીમ અપાવી જોઇએ. નેપોલીઅનના નામે જોડી કાઢવામાં આવેલા દોહરામાં જે કહેવાયું છે તેનો ઉંધો અર્થ કરવો ન જોઇએ. દેશને આબાદ કરવા માટે માતાને એવું જ્ઞાન આપવું જોઇએ કે, જેઠી તેણી દેશમાં મોહઝઝબ અવલાદની તરબીયત કરી શકે. તેહઝીબનો પાયો મઝહબ પર છે. જે બાઇઓ મઝહબની વાડ ભાંગીને નવી ઇસાઇ તેહઝીબની દુલ્હન બને છે તેના વાસ્તે ઝિંદગી ખતરાથી ખાલી નથી. ઇમામ મૌલાના મોઇઝ બીલ્લાહ (સ. અ.) એ મીસર જીત્યું તેમાં મીસરની બાઇઓની બેપર્દગી મદદરૂપ થઇ હતી. મીસરમાં શોપીંગનો શોક વધી ગયો હતો, નતીજો એ થયો કે મીસરના જવાનો

જવાની ખોઇ બેઠાં હતા. મુનાફીકોના સંમેલનમાં ગએલી બાઇ-ઓબી શોપીંગની શોકીન છે, તેનાથી અળગાપણુ જાહેર કરીને આપણે આપણી ફરજ બજાવી રહયા છે, તા કે દઅવતનું મિસર આપણી ઇસ્મતો ઇફ્ફતથી રૌનકદાર થાય.



## બે-ફીતનતનું સંમેલન!

### (બહેન સફિયાબાઇ બિન્તે શેખ મોહમ્મદઅલી ઘડીયાળીની તકરીર)

ખુદાના નામથી, ખુદાના હમ્દથી અને ખુદાના હબીબ અને તેની આલના સ્મરણથી બે હરફ તમારા સામને બોલું તે પહેલા તહેદિલથી શુક્રગુઝાર છું કે, તમોએ મુજ નાચીઝને આ ઇઝઝત આપી કે તમારા સઘળાના દરમિયાન આગેવાન બનીને વાત કરૂં.

બહેનો, ઇસ્લામમાં બૈરોની અઝમત અનોખી છે. મરદોની બરાબરીથી તેને નિસ્બત નથી, બલ્કે મરદો અને બૈરો બે જુદી જુદી ચીઝ છે અને દરેક જુદી ચીઝની જુદી ફરઝ છે. રસુલુલ્લાહ (સ. અ.) એ મુસ્લિમ બૈરો ઉપર ઇલ્મ પઢવું વાજીબ કીધું છે તેનો મતલબ એ નથી કે, જે મરદ કરે તે બૈરોએ કરવુંજ જોઇએ યા જે મરદ શીખે તે બૈરો શીખે. ના, બલ્કે ઇસ્લામના દઆએમમાં નઝર કરો. જેહાદના દેઆમતમાંથી બૈરોને અલગ કીધાં છે. જેહાદ એક ખાલિસ દુન્યવી બાબત છે. તેમાં બૈરોની શિકરત રવા નથી. એવીજ રાતે બીજા ઘણા ઉમુર છે, જેમાં બૈરોને

દખલ દેવું ઇસ્લામે મના ફરમાવ્યું છે.

મુંબઇમાં હુઝુરેઆલી (ત. ઉ. શ.) ની રઝા વગર, અપની કોમની ખુશી વગર, ખુદ ખુદાની ખુશી વગર, કોમના મુખાયેફોના સાથે મુનાફેકો એ એક જગા ભેગા થઇને જે સંમેલન કીધું તેનાથી હુઝુરેઆલીએ પોતાને કોઇ તઅલ્લુક નથી એવું ઝાહેર કરીજ દીધું છે. મુંબઇની જમાત અને ગામપરગામની જમાતોએ પણ તેનાથા બરાઅત ઝાહેર કીધી છે. અપન યહાં જમા થયા છે તેમાં ખાસ મકસદ એ સંમેલનમાં જે બાઇઓ શરીક થઇ, જે બાઇઓ બોલી, જે બાઇઓએ ફંડ લિખાવ્યું તેનાથી નફરત જાહેર કરવાની છે. અને એ સઘલીઓએ તેમાં શામિલ થઇને કેટલું બુરૂં કામ કીધું છે તેનો અંદાઝ મારી બીજી બહેનો જે યહાં હાઝીર છે તેની વાતચીતમાંથી અપને માલુમ પડી આવશેજ. મને એટલુંજ કહેવાનું છે કે નબીસાહેબે ફાતેમાં ઝહેરાને એક દિવસે પુછયું કે, "બેટી તમને શું ગમે છે?" સઇયદહ જવાબ દે છે કે "મને એ વાત પસંદ છે કે ગેરમહેરમ મર્દો ગેરમહેરમ બૈરોને ન જોય અને ગેરમહેરમ બૈરો ગેરમહેરમ મર્દોને ન જોય." આ સાંભળીને નબીસાહેબે ફાતેમાને સીનાથી લગાવીને ફરમાવ્યું કે 'બિઝઅતો મિન્ની,' 'તમે મારા કલેજા છો.' પરદાની જરૂરી બાબતમાં બીજી ઘણી રિવાયતો અને કુરઆનમાં આયતો આવેલી છે. યહાં અપનો ખાસ મકસદ તો બેપરદા થઇને, બેબાકીથી જે બાઇઓ સંમેલનમાં હકના મુકાબલાપર લડવાને ઉભી થઈ તેની તરફ નફરત જાહેર કરવાનોજ છે. મને ઘણો અફસોસ છે કે, સંમેલન બુલાવનારાઓએ "ફેમેલી" નો લફઝ શામિલ કરીને ઇસ્લામના અવામીરની

હતકે હુરમત કીધી. બૈરાઓને તેમાં બુલાવીને એ સઘળાએ પોતાની ફીતનતને કમાલ પર પહોંચાવી દીધી. એમ તો બૈરો ખુદ એક માઅનાસી ફીતનત છે. તે આવી જાહેર ફીતનતમાં શામીલ થઇ; અને જેમાં બે ફીતનત એક સાથે મળે તેનુંજ નામ "ફીતનતનું સંમેલન" થાય છે. મીસરમાં હઝરત યુસુફના સામને જે બાઇઓએ પેંચ ઉભા કીધા, તેના કરતા હાલના ઝમાનાના યુસુફ મૌલાના તાહેર સયફુદ્દીન સાહેબના સામને સંમેલનની બાઇઓએ જે પેંચ ઉભો કીધો છે તે અઝીમ છે. કેમકે મિસરનો પેંચ તો સુલઝી ગયો, યહાંનો પેંચ સુલ્ઝે એવી ઉમ્મીદ નથી, કેમકે આ બાઇઓ દીનથી નાવાકિફ છે, દુન્યાદાર છે, અઇશપરસ્ત છે. એવી બાઇઓને કોમને હિદાયત કરવાનો કોઈ હક હાંસિલ નથી.

બહેનો, એ બાઇઓથી બરાઅત ઝાહેર કીધા પછી અપના પર વાજિબ છે કે વલાયતનો હક અદા કરીએ. ખુદ ખુદાના રસુલ અને એ રસુલના નાયબ મનાબને જે પસંદ હોય તે કામ કરાએ. દીન અને દુન્યવી તાલીમ લઇને ઘરને સંવારીએ. ઘરમાં ઔલાદની એવી તરબિયત કરીએ કે જેથી ઔલાદ પોતાના ભલા કામોને આપણી તરફ નિસ્બત કરે. "**માતાઓનાં કદમ નીચે જન્નત છે,**" એ નબીસાહેબનો કોલ આપણામાં સચ્ચો થાય એવા બનીએ, નહીં કે અપના સબબસી, અપની બેપર્દગીસી, અપની ઝાહેર દારાસી, જહન્નમ, દુન્યા અને આખેરતમાં સળગે. સંમેલનમાં શામિલ થએલી બાઇઓએ જન્નતની વિરાસત ખોઇ દીધી છે. જહન્નમને, પોતાની શિરકત અને પોતાની બેલગામ

ઝબાનથી ભડકાવી છે. ખુદા એ બાઇઓને હજી બી નેક સમજ આપે અને તે રાહેરાસ્ત પર આવે એમાંજ એની અને એના ઔલાદની ભલાઇ છે. "રબ્બના હબલના મિન અઝવાજેના, વ ઝુર્રીયાતેના કુર્રતા આઅયુન" ની દોઆ સઘળા કરી રહ્યાં છે. અપન અઝવાજ છે, અપની ઔલાદ કોમનીજ નહીં બલ્કે દાવતની ઝુર્રીયત છે, એ ઝુર્રીયત રબ્બુઝઝમાન યાઅને દાઇઝઝમાનના આંખની થંડક થાય તોજ ઇમામુઝઝમાન (સ. અ.) ની અને અપની માં સાહેબા બીબી ફાતેમા (સ. અ.) ની શફાઅત અપને નસીબ થાય.

---

## શેખ ઇબ્રાહીમ યમાની સાહેબની ઉમદા નઝમ

---

હમ્દ ખુદાનો કે જેયે કરમસી,
ઇન્સાની કાલિબમાં અપને ઉતારા,
ઇમાંની દૌલત બખ્શીને કાધા,
આલમના અંદર સબસી નિયારા,
બાતિલ તજીને હકના ધણીની,
તાઅતમાં સાંસોને હરદમ ગુઝારા,
બારીના ખાસા હકના ધણી છે,
સયફુલહુદા સુલ્તાં હમારા.

રહીએ છે એહની દાવતના અંદર,
લઇએ છે દીન ને દુન્યાની નેઅમત,

હાંસિલ તરક્કી, કરીએ છે દિનદિન,
આલી હમારી સબમાં છે હિમ્મત,
ગેર હમારા ગેર છે કંઇ ભી,
હમને નથી એ સર્વેસી નિસ્બત,
નિકલી સુધારાના નામસી ફિતનત,
બર્પા કરીને કીધા બિગાડા.

મુશ્કિલકુશાની નિયાબતના ભારી,
તાજ એ શહના માથા ઉપર છે,
હઅવતે હકના ઝોલાન અંદર
મોલાના દેખો શેરેબબર છે,
કોની છે તાકત, આવે મુકાબિલ,
સેફુ અલીની એ તેઝતર છે,
શર્અના હાફિઝ, બયતે હુદાના
હામી છે, આલમના છે યે સહારા.

ટ્રેડમાર્ક "દાઉદી કોમ" ઇમામી
ઓફીસમાં મકતુબ નામ હમારૂં,
હક નથી કોઇને કામ કરે એ,
ગસ્બ કરીને નામ હમારૂં,
રબના ખલીફા, અઝ્ઝના દાઉદ,
કોમ છે એહની નામ હમારૂં,
દોરના આદમ, તેયબના નાયબ,
સૈફુદ્દા છે આકા હમારા.

ઇખ્લાસ સાથે દિલથી હમે સબ,
સૈફુલહુદાની કીધી વલાયત,
યે શાહના હરએક દુશ્મનસી બસ,
ઇખ્લાસ સાથે કીધી બરાઅત,
થઇને જુદા સબ, અહલે શકાસી,
દીન ને દુન્યાની લીધી સઆદત,
શીઆ અલીના જીતી ગયા ને
દુશ્મનો જલસે આગમાં સારા.

મશરિકસી મગરિબ, ઢુંઢસે કોઇ,
આલમના અંદર દીવો લઇને,
અકલની દુરબીન લઇને નઝરને,
કરસે હરએક મઝહબમાં જઇને,
કેહસે સરાસર સમજીને સબના,
દરમિયાન પોતે મુન્સિફ થઇને,
હકના ધણી આ સૈફુલહુદાના
સાની નથી કોઇ છે ઇકરાર હમારા.

એહમદ નબીના નાયબ હમારા,
જાનને માલસી છે યે અવલા,
ઇદે ગદીરના દિનસી થયેલા,
મન્સુસ મોલાસી છે મોલા,
સાબિકના દૌરમાં સબ અંબિયાસી
ફઝલ ને શાનમાં છે યે આઅલા,

તેસી દાઉદી કોમએ એહના
ઉપર જાન ને માલ નિસારા.

બુરહાનેદીં શાહ સૈફુદ્દીના,
સુલ્તાને જહાંનના છે યે જાની,

મહબુબ રબના, મન્સુસ એહના,
હમશાન એહના ને સાની,

કરજે યમાની હરઘડી તાઅત,
બેવેને મૌલા તુ જાની,

જેની દેહલીઝ પાકની ખિદમત,
કરતા રહે છે કુદસિયો સારા.

ઉપર દર્શાવેલા શહેરો ઉપરાંત દેશ તેમજ પરદેશના બીજા અનેક નાના મોટા ગામો તથા શહેરોમાં સંમેલન પ્રત્યે વિરોધ દર્શાવનારી સભાઓ ભરવામાં આવી છે, જેમાં, મુખ્યત્વે મુંબઇમાં ભરાયેલી કહેવાતી "દાઉદી વોહરા કોન્ફરન્સ" નો વીરોધ કરતો—નામદાર સઇયદના (ત. ઉ. શ.) પ્રત્યે પુર્ણ વફાદારી તેમજ તે નામદારનો શુકરીયો અદા કરતો અને મુંબઇમાં તા. ૨૬-૧-૪૪ ના રોજે ભરાએલી સમસ્ત કોમની વીરોધ સભાયે પસાર કરેલા ઠરાવોને અનુમોદન આપતો-આમ બે અથવા ત્રણ ઠરાવો પસાર કરવામાં આવ્યા છે, પરંતુ સ્થળ સંકોચને લીધે તે

બધા સભાઓના સવિસ્તર રીપોર્ટો અત્રે પ્રગટ કરવા અશકય જણાયાથી, ફકત સ્થળ, પ્રમુખનું નામ, એકાદ બે વકતાઓના નામો તથા જે વર્તમાન પત્રોમાં તે પ્રગટ થયાં તેના તારીખ સાથે નામો નીચે આપી સંતોષ માનીએ છીએ. તે ઉપરાંત જે ઠેકાણેના અહેવાલો જાહેર વર્તમાન પત્રોમાં પ્રગટ થયા નથી, પરંતુ લેખીત મળ્યા છે તે પણ દર્શાવવામાં આવ્યા છે અને મળેલ એહવાલો બનતી ચોકસાઇથી પ્રગટ કરવા અમોએ ખાસ કાળજી રાખી છે. સંપાદકો.

### મુંબઇ.

(અંજુમને તૈયબી)

પ્રમુખ: મી. સાલેહભાઇ ઇસુફઅલી પલમ્બર

વકતા: મી. આદમઅલી પલમ્બર, મી. તુરાબઅલી માલા વી.

તારીખ: ૨૫–૧–૪૪, ("સાંજ વર્તમાન")

### મુંબઇ.

(રાજકોટવાળા ભાઇઓ તરફથી)

પ્રમુખ: મી. બદરૂદ્દીન રાજભાઇ રાજકોટવાળા

વકતા: મુ. આદમઅલી રાજકોટવાળા, વીગેરે.

તારીખ: ૨૬–૧–૪૪, ("સાંજ વર્તમાન")

### કલકત્તા.

પ્રમુખ: ડો. તૈયબભાઇ એમ. ઝરીફ J. P.

વકતા: મી. ઇસાભાઇ હસનભાઇ અત્તરવાલા વીગેરે.

તારીખ: ૨૯–૧–૪૪, ("સાંજ વર્તમાન")

## વાંદરા.

પ્રમુખ: મી. સાલેહભાઇ સુલેમાનજી બાન્બોટ.

વક્તા: મુ. નુરભાઇ મુતહહર, મી. ફતેહી બેરીસ્ટર વીગેરે.

તારીખ: ૧–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## ગોધરા.

(અંજુમને હુસેની)

પ્રમુખ: એસ. એ. બોહરા.

તારીખ: ૧–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## સુરત.

(તૈયબી બાગમાં મીટીંગ)

પ્રમુખ: મી. રેહમાનજી મીઠાઇવાળા.

વક્તા: મી. મોહમ્મદભાઇ બદરી વીગેરે.

તારીખ: ૧–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## કોલ્હાપુર સીટી.

(બુરહાનીયા કમીટી)

પ્રમુખ: મુલ્લાં ગુલામઅલી અબ્દેલી

તારીખ: ૧–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## ધોળકા.

પ્રમુખ: મી. હીપતુલ્લાભાઇ ચાંદાભાઇ.

વક્તા: મી. અબ્બાસભાઇ બોર્ડીન્ગ સુપ્રી; તથા બોર્ડર્સ વી.

તારીખ: ૨–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## પોરબંદર.

પ્રમુખ: મી. રજબઅલી ભાઈજીભાઇ N. K. D.

વક્તા: મું. અબ્બાસભાઇ ઇબ્રાહીમજી, મુ. હસનઅલી વી.

તારીખ: ૩–૨–૪૪, ("સાંજવર્તમાન")

## ગોધરા.

(અંજુમને હૈદરી-સમસ્ત કોમની સભા)

પ્રમુખ : હાશીમભાઇ સાહેબ

વકતા : મુ. ઇસ્માઇલજી શેખ જાબીરભાઇ વીગેરે.

તારીખ ૪-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## રતનગઢ બેરી.

પ્રમુખ : શેખ મોહમદભાઇ શેખ ઇબ્રાહીમજી.

વકતા : મી. ઇબ્રાહીમ મુ. રજબઅલી વીગેરે.

તારીખ : ૫-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## કચ્છ અંજાર.

પ્રમુખ : મુ. હસનભાઇ મુ. જાફરજી.

વકતા : મી. મોહમ્મદઅલી હઝારી વીગેરે.

તારીખ : ૫-૨-૪૪, ("મુંબઇ સમાચાર")

## રાજકોટ.

પ્રમુખ : મી. વલીજી અબદુલઅલી.

વકતા : મી. અબ્બાસભાઇ અત્તરવાલા, અસગરઅલી ગાંધી. વી..

તારીખ : ૫-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## ઉદેપુર.

પ્રમુખ : મી. અલીમોહંમદ કુરાવરવાલા.

વકતા : મુ. ગુલામ અબ્બાસ.

તારીખ : ૫-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## મદરાસ.

પ્રમુખ : મી. મોહંમદઅલી દેહગામવાલા.

વકતા : ડો. હુસેન અબ્બાસ, મી. હસનઅલી વીગેરે.

તારીખ : ૫-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## ઝાલોદ.

પ્રમુખ : મુ. સાલેહભાઈ શેખ અ. તસ્કીન
વકતા : મી. તાહેરઅલી જાંબુઘોડાવાલા.
તારીખ : ૬–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## જામખંભાલીયા.

પ્રમુખ : આમીલ
વકતા : મી. મોહંમદઅલી લાકડાવાલા, જાફરજી ખાનભાઈ વી.
તારીખ : ૬–૨–૪૪ ("સાંજ વર્તમાન")

## ગુના (ગ્વાલીયર.)

પ્રમુખ : મુ. અબ્દેઅલી
વકતા : મી. બદરૂદ્દીન હાજી ગુલામરસુલ વીગેરે.
તારીખ : ૬–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## મહુ.

(હીઝબે બુરહાની)

પ્રમુખ : મુ. ફીદાહુસેન N. K. D.
વકતા : મુ. મોહંમદહુસેન રાગીબ વીગેરે.
તારીખ ૬–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## નાથદ્વારા.

તારીખ ૬–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## ચાંદા.

પ્રમુખ : મુ. બદરૂદીન આદમજી.
વકતા : મુ. તુરાબહુસેન તથા ઇબ્રાહીમભાઈ.
તારીખ : ૬–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## લીમડી (પંચમહાલ.)

પ્રમુખ : મુ. ઇબ્રાહીમભાઇ.
વકતા : મી. ગુલામઅલી મો. લુણાવાડવાલા વીગેરે.
તારીખ : ૭–૨–૪૪ ("મુંબઇ સમાચાર")

## બેતુલ.

પ્રમુખ : મુ. ઇસહાકઅલી મુ. ફીદાહુસેન.
વકતા : મી. નોમાનભાઇ અબ્દેઅલી વીગેરે.
તારીખ : ૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## રાયપુર.

પ્રમુખ : આમીલ
તારીખ : ૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## ઝાલરા (પાટણ.)

પ્રમુખ : મુ. રજબઅલી ગુલામહુસેન N. K. D.
વકતા : મુ. ફખરૂદ્દીન મુ. જાફરભાઇ જરીવાલા તથા બીજા ૨
તારીખ : ૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## ધ્રાંગધ્રા.

પ્રમુખ : મુ. જીવાભાઇ રસુલભાઇ.
તારીખ : ૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## અજમેર.

પ્રમુખ : શેઠ તૈયબભાઇ મુ. અબ્દુલઅલી નગરી.
વકતા : મી. મોહંમદભાઇ નોમાનભાઇ માલા.
તારીખ : ૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## રાધનપુર.

પ્રમુખ : સાલેહભાઇ સાહેબ
વકતા : મી. અબ્દુલહુસેન શેખ મોહંમદઅલી વીગેરે.
તારીખ : ૯-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## વલસાડ.

પ્રમુખ : મોહમ્મદઅલી નઝરઅલી દાતાવાળા.
તારીખ : ૯-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## આકોલા.

પ્રમુખ : શેખ ઇબ્રાહીમ
તારીખ : ૯-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## બાગલી. (ગ્વાલીયર.)

પ્રમુખ : મુ. તૈયબભાઇ.
વકતા : હસનઅલી શેખ અકબરઅલી ગમગીન વિગેરે.
તારીખ : ૯-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## પાલણપુર.

પ્રમુખ : મુ. સાલેહભાઇ માસ્તર N. K. D.
વકતા : મી. ફીદાહુસેન ખોરાકીવાલા.
તારીખ : ૯-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## મોરબી.

પ્રમુખ : મી. કમરૂદ્દીન મુ. અબ્દુલહુસેન. N. K. D.
તારીખ : ૯-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## કપડવંજ.

પ્રમુખ : મી. ફઝલેહુસેન શરફઅલી ફતેહી.
વકતા : શેઠ હાતીમભાઇ કાંગા તથા બીજા ૬.
તારીખ : ૯-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## સુનેલ.

પ્રમુખ : મુ. અબદુર-રહીમ N. K. D.
વકતા : કાદરભાઇ નઝરઅલી તથા મુ. રજબઅલી રસાની વિ.
તારીખ : ૯-૨-૪૪. ("સાંજ વર્તમાન")

## બરનગર.

પ્રમુખ : મુ. અબ્દુલ્લાભાઇ શેખ હુસેનભાઇ સીધપુરવાલા.
વકતા : મી. તૈયબઅલી એડવોકેઇટ.
તારીખ ૯-૨-૪૪. ("સાંજ વર્તમાન")

## ભરૂચ.

પ્રમુખ : મુ. નજમુદ્દીન અબદુલઅલી મુતીઅ.
વકતા : અબ્બાસઅલી એફ. અંકલેશ્વરીઆ.
તારીખ ૯-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## છોટી સાદરી.

પ્રમુખ : મુ. ઇસમાઇલજી રજબઅલી ભાતપુરાવાલા
વકતા : મુ. અકબરઅલી.
તારીખ ૯-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## મદાર.

પ્રમુખ : હાજી મુ. બદરૂદ્દીન વલીજી N. K. D.
તારીખ ૯-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## હેદરાબાદ (સીંધ)

પ્રમુખ : મુ. તૈયબઅલી નુરભાઇ J. P., N. K. D.
વકતા : મુ. અકબરઅલી અબ્દુલઅલી મદારવાલા. N. K. D.
તારીખ : ૧૧-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## લાઠી.

વકતા : મી. અબ્દુલહુસેન મુ. અલીભાઇ તથા બીજા ૭-
તારીખ : ૧૧-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## જાવરા.

પ્રમુખ : મુ. જીવાભાઇ શેખ અબ્દુલ્લા.
તારીખ : ૧૧-૨-૪૪. ("સાંજ વર્તમાન")

## ધીનોજ.

પ્રમુખ : મુ. શરફઅલી ઉદેપુરી
તારીખ : ૧૧-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## અંકલેશ્વર.

પ્રમુખ : મી. ફઝલેહુસેન ફીદાઅલી વખારવાલા.
તારીખ : ૧૧-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## એવતમહેલ.

પ્રમુખ : મી. અકબરઅલી ફીદાઅલી
તારીખ : ૧૧-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## પાલીતાણા.

પ્રમુખ : મુ. યુસુફભાઇ શેખ મોહંમદભાઇ
વકતા : મી. હુસેનભાઇ તાજભાઇ N. K. D.
તારીખ : ૧૧-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## કલીકટ.

પ્રમુખ : મી. તૈયબઅલી મુ. જીવાજી કપાસી.
વકતા : મુ. અબ્દુલહુસેન મામુજી બારભાઇ.
તારીખ : ૧૨-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## વઢવાણ. (શહેર)

પ્રમુખ : મુલ્લાં મોહંમદઅલી હસનઅલી લાટીવાલા.

વકતાઃ મુલ્લાં અબ્બાસભાઇ ઇબ્રાહીમ કલકત્તાવાલા વી.

તારીખ : ૪–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## વઢવાણ (કેમ્પ)

પ્રમુખઃ મુલ્લાં રજબઅલી ખાનભાઇ.

વકતાઃ કાસમજી ભાઇજીભાઇ, એહમદઅલી લોખંડવાલા.

તારીખઃ ૪–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## નિમચ.

પ્રમુખ : મુ. અબ્દેઅલી શેખ મહમદઅલી યમાની.

વકતા : મુ. ઇબ્રાહીમ મુ. તૈયબઅલી, મુ. અબ્દુલ કાદર.

તારીખ : ૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## ભીમડી. (થાણા)

પ્રમુખ : મુલ્લાં કુરબાનહુસેન મુલ્લાં બદરૂદ્દીન

તારીખ : ૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## માંડવી (સુરત).

તારીખ : ૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## ડોંડાઇચા.

પ્રમુખ : મુલ્લાં ઇસુફઅલી કરીમજી.

તારીખ : ૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## લોણંદ. (જી. સતારા)

પ્રમુખ : મુલ્લાં અબ્દુલકાદર અબ્દુલહુસેન.

તારીખ : ૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## ભાવનગર.

પ્રમુખ : મી. અબ્દુલ્લાભાઇ લોખંડવાળા.
વકતા : મી. અબ્દુલહુસેન નજમુદ્દીન માલદેવીવાળા. વી.
તારીખ : ૧૧-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## ભાઠાપાડા. (કલકત્તા)

પ્રમુખ : મી. તૈયબઅલી મુલ્લાં અબ્દુલઅલી.
વકતા: મી. અબ્દુલકરીમ, મેહમુદઅલી તથા બીજા ૭.
તારીખ: ૧૧-૨-૪૪, ("સાંજ વર્તામન")

## બગસરા.

પ્રમુખ : મુ. કમબરઅલી
તારીખ : ૧૨-૨-૪૪, ("મુંબઇ સમાચાર")

## થાંડલા.

પ્રમુખ : મી. નથુભાઇ નઝરઅલી.
તારીખ : ૧૨-૨-૪૪, ("મુંબઇ સામાચાર")

## સાગવાડા.

પ્રમુખ : મુ. હુસેનભાઇ.
તારીખ : ૧૨-૨-૪૪, ("મુંબઇ સમાચાર")

## હળવદ.

પ્રમુખ : મુ. શમશુદ્દીન મુ. કીકાભાઇ.
તારીખ : ૧૨-૨-૪૪, ("મુંબઇ સમાચાર")

## એલલા.

પ્રમુખ : મુ. ઇબ્રાહીમ મુ. ગુલામઅલી.
વકતા : ખા. સા. ગુલામહુસેન ઇસુફઅલી વીગેરે.
તારીખ : ૧૨-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## નૌસારી.

પ્રમુખ : ડૉ. નોમાનભાઇ તાહેરઅલી હકીમજી.

વકતા : મી. ઝેનુલભાઇ ફીદાઅલી વીગેરે.

તારીખ : ૧૨-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## ભીલવાડા.

પ્રમુખ : મું. કુરબાનહુસેન મુ. અબ્દુલહુસેન

વકતા : મી. ફખરૂદ્દીન ઇ. ગીલીટવાલા વી.

તારીખ : ૧૨-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## પરતાપુર.

પ્રમુખ : આમીલ

તારીખ : ૧૨-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## ચુડા (રાણપુર)

પ્રમુખ : મુ. રજબઅલી બક્ષુભાઇ.

તારીખ : ૧૨-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## વર્ધા.

પ્રમુખ : મુ. ફીદાહુસેન રતલામવાળા

તારીખ : ૧૨-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## બદનાવર.

તારીખ : ૧૨-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## મહેશ્વર.

પ્રમુખ : મુ. ફીદાહુસેન તૈયબઅલી ભીંડરવાળા.

તારીખ : ૧૨-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## બરવાહા.

પ્રમુખ : મુ. ઇસમાઇલજી મોહંમદઅલી રામપુરી.

તારીખ : ૧૨-૨-૪૪, ("સાંજ વર્તમાન")

### વાંસવાડા.

**પ્રમુખ :** મુ. ફખરૂદ્દીન શેખ હુસેનભાઇ
**વકતા :** મુ. તાહેરઅલી ઇ. સરકારીમોદી વી.
**તારીખ :** ૧૨–૨–૪૪, ("સાંજ વર્તમાન")

### અમરેલી.

**પ્રમુખ :** મુ. ડોસાજી એહમદભાઇ.
**તારીખ :** ૧૨–૨–૪૪, ("સાંજ વર્તમાન")

### સીરોંજ.

**પ્રમુખ :** મુ. ઇસમાઇલજી શેખ યુસુફભાઇ ઉજ્જૈનવાલા.
**તારીખ :** ૧૨–૨–૪૪, ("સાંજ વર્તમાન")

### ખાચરોડ.

**પ્રમુખ :** મુ. અબ્દેઅલી શેખ ઇસમાઇલજી
**તારીખ :** ૧૨–૨–૪૪, ("સાંજ વર્તમાન")

### વડોદરા.

**પ્રમુખ :** મી. મોહંમદઅલી જાફરજી સોદાગર.
**વકતા :** મી. કાસમઅલી મુ. ગુલામઅલી, અકબરભાઇ વી.
**તારીખ** ૧૪–૨–૪૪, ("મુંબઇ સમાચાર")

### પુના (શહેર)

**પ્રમુખ :** મુ. નોમાનભાઇ તાહેરઅલી અમદાવાદવાલા M.K.D.
**વકતા :** મુ. કલીમુદ્દીન હુસેની (એડીટર–"નસીમે સહર")
**તારીખ :** ૧૪–૨–૪૪, ("મુંબઇ સમાચાર")

### કચ્છ–મુંદરા.

**પ્રમુખ :** મુ. અબ્દુલહુસેન મુ. નુરભાઇ.
**વકતા :** મી. અબ્દેઅલી મુ. હૈદરભાઇ, મુ. હૈદરભાઇ વી.
**તારીખ :** ૧૪–૨–૪૪, ("મુંબઇ સમાચાર")

## મોટી-સાદરી.

પ્રમુખ : મુલ્લાં મોહંમદઅલી ગુલામહુસેન.
તારીખ : ૧૫-૨-૪૪, ("મુંબઇ સમાચાર")

## ખંભાત.

પ્રમુખ : ખા. સા. ગુલામેઅબ્બાસ ગુલામઅલી N. K. D.
વકતા : મુલ્લાં મોહંમદઅલી અબ્દેઅલી પારેખ વી.
તારીખ: ૧૫-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## ચીતલ.

પ્રમુખ : મુલ્લાં મામુજી દાઉદભાઇ.
વકતા : મુલ્લાં અબ્દુલ્લાભાઈ રાયચુરા.
તારીખ: ૧૫-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## જલગામ.

પ્રમુખ : ઇબ્રાહીમ ભાઇસાહેબ.
વકતા : મી. હુસેનીભાઇ હબતભાઇ બી. એ.
તારીખ: ૧૫-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## ઔરંગાબાદ.

પ્રમુખ : શેખ ઇબ્રાહીમ રૈનક.
તારીખ ૧૫-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## નરસીંગઢ.

પ્રમુખ : ખા. સા. મુ. અબ્દુલકાદર B. A. LL. B.
વકતા : પ્રોફેસર તાહેરઅલી ફીદાભાઇ બેલગામવાલા.
તારીખ: ૧૫-૨-૪૪, ("સાંજ વર્તમાન")

સારંગપુર (માલવા.)

પ્રમુખ : મુલ્લાં એહમદઅલી લુકમાની.

વકતા : મુલ્લાં રેહેમઅલી નીસારહુસેન.

તારીખ: ૧૫-૨-૪૪, ("સાંજ વર્તમાન")

ધોલેરા.

વકતા : મી. વાસુદેવ જગન્નાથ જોશી, મહમદહુસેન ઉદેપુરી વી.

તારીખ ૧૫-૨-૪૪, ("સાંજ વર્તમાન")

કચ્છ-ભુજ.

પ્રમુખ : મુલ્લાં ગુલામહુસેન મુ. મોહંમદઅલી મુંદ્રાવાલા.

તારીખ ૧૫-૨-૪૪, ("સાંજ વર્તમાન")

જુનાગઢ.

પ્રમુખ : મી. અબ્દુલહુસેન મુ. જીવાજી હરયાનાવાલા.

તારીખ ૧૫-૨-૪૪, ("સાંજ વર્તમાન")

દમોહ.

પ્રમુખ : હાજી શેખ શાકીરહુસેન શેખ અબ્દુલકાદર.

વકતા : હાજી મુ. ઈમદાદઅલી વીગેરે

તારીખ ૧૫-૨-૪૪, ("સાંજ વર્તમાન")

હોશંગાબાદ.

પ્રમુખ: શેઠ વીલાયતહુસેન અબ્દુલઅલી.

વકતા : શેઠ ઇબ્રાહીમ ફીદાહુસેન વીગેરે.

તારીખ ૧૫-૨-૪૪, ("સાંજ વર્તમાન")

રામપુરા (હોલકર સ્ટેઇટ.)

પ્રમુખ : મુલ્લાં હીબતુલ્લાભાઇ N. K. D.

તારીખ ૧૫-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## ઝાબુઆ.

પ્રમુખ : મુલ્લાં કરીમભાઇ દાઉદભાઇ
તારીખ ૧૫-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## ધારી.

પ્રમુખ : મી. દાઉદભાઇ કમરૂદ્દીન.
તારીખ : ૧૫-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## ઇન્દોર (કેમ્પ)

પ્રમુખ : મુલ્લાં ઇસમાઇલજી કોલેજવાલા.
તારીખ : ૧૫-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## બારાન.

પ્રમુખ : મુલ્લાં અબ્દુલતૈયબ શેખ ચાંદખાનજી.
તારીખ: ૧૬-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## વસઇ.

પ્રમુખ: આમીલ.
વકતા: મી. અબ્દેઅલી ગુલામહુસેન રંગવાલા વગેરે.
તારીખ: ૧૬-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## બેતમા.

પ્રમુખ: મુલ્લાં મોહંમદ સાલેહ.
તારીખ: ૧૬-૨-૪૪, ("સાંજ વર્તમાન")

## મંદસોર.

પ્રમુખ : મોહંમદ ભાઇસાહેબ
વકતા: મુ. ફીદાહુસેન રસુલજી, તાહેરઅલી ઇબ્રાહીમજી વી.
તારીખ: ૧૬-૨-૪૪, ("સાંજ વર્તમાન")

### કુકશી.

પ્રમુખઃ શેખ કુરબાનહુસેન.
તારીખઃ ૧૬–૨–૪૪, ("સાંજ વર્તમાન")

### ધોરાજી.

પ્રમુખ : અબ્દુલહુસેન ભાઇસાહેબ.
તારીખ : ૧૭–૨–૪૪, ("સાંજ વર્તમાન")

### કુટયાણા.

પ્રમુખઃ વાલીમુલ્લાં ડોસાજી મુ. મોહંમદભાઇ.
વકતાઃ દાઉદજી ભાઇજીભાઇ.
તારીખ : ૧૭–૨–૪૪, ("સાંજ વર્તમાન")

### વાંકાનેર.

પ્રમુખ : મુ. જીવાજી તાજભાઇ.
વકતાઃ ઇબ્રાહીમ રસુલભાઇ તથા ભાઇ નઝરઅલી.
તારીખ : ૧૭–૨–૪૪, ("સાંજ વર્તમાન")

### ભુસાવલ.

પ્રમુખ : શેઠ મુ. હસનઅલી આદમઅલી ભારમલ.
વકતાઃ મુલ્લાં અબ્દુલહુસેન મુલ્લાં ગુલામઅલી વી.
તારીખ : ૧૭–૨–૪૪, ("સાંજ વર્તમાન")

### સુવાસરા.

(તાહેરી કમ્પની)

પ્રમુખ : મુ. મોહમ્મદભાઇ શેખ બદરૂદ્દીન રામપુરવાળા.
તારીખ : ૧૭–૨–૪૪, ("સાંજ વર્તમાન")

### રતલામ.

પ્રમુખ : યુશેભાઇ સાહેબ
વકતા : મુ. અબ્દુલકાદર શેખ યુસુફઅલી N. K. D., વિ.
તારીખ : ૧૭–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## જામનેર.

પ્રમુખ : મી. અબ્દુલહુસેન ઇબ્રાહીમજી.
તારીખ : ૧૯–૨–૪૪. ("સાંજ વર્તમાન")

## રાજગઢ. (ગ્વાલીયર)

પ્રમુખ : મુ. ગુલામઅલી.
તારીખ : ૧૯–૨–૪૪. ("સાંજ વર્તમાન")

## સરદારપુર.

પ્રમુખ : મી. અબ્દુલઅલી.
તારીખ : ૧૯–૨–૪૪. ("સાંજ વર્તમાન")

## સુરત.

પ્રમુખ : મી. સીરાજ એન. બક્ષામુસા (વો. વેલફેર સો. પ્રમુખ)
તારીખ : ૧૯–૨–૪૪. ("સાંજ વર્તમાન")

## હૈદરાબાદ. (દખણ)
(ઝુલફીકાર કું.)

પ્રમુખ : ફખરૂદીન અબ્દેઅલી પેઢીવાલા.
તારીખ : ૧૯–૨–૪૪. ("સાંજ વર્તમાન")

## બેરગુન.

પ્રમુખ : મુલ્લાં તૈયબઅલી ઇબ્રાહીમજી.
વકતા : મુલ્લાં નઝરઅલી ઇબ્રાહીમજી વીગેરે.
તારીખ : ૧૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## મુલતાન.

પ્રમુખ : મુલ્લાં હસનઅલી નુરૂદ્દીન.
તારીખ : ૧૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## કચ્છ–માંડવી.

પ્રમુખ : શેખ અબ્દુલરસુલ
તારીખ : ૧૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## સાવરકુંડલા.

પ્રમુખ: મુલ્લાં અબ્દુલહુસેન (વાલીમુલ્લાં.)

તારીખ: ૧૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## દેવાસ.

પ્રમુખ: મી. શમસભાઇ મોહંમદઅલી.

તારીખ: ૧૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## નાગપુર.

તારીખ: ૧૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## કુશલગઢ.

પ્રમુખ: મુલ્લાં ઇસ્માઇલજી તૈયબઅલી

તારીખ: ૧૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## ધાનેરા

તારીખ: ૧૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## કાનોર. (મેવાડ)

પ્રમુખ: મુલ્લાં ઇંસુફઅલી અબ્દુલહુસેન.

વકતા: મુ. મોહંમદહુસેન કમરઅલી આઝાદ વીગેરે.

તારીખ: ૧૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## કરાંચી.

(અંજુમને અહબાબુલ વફા.)

પ્રમુખ: ભાઇ ફીદાઅલી તૈયબઅલી હાલાઇ.

તારીખ: ૧૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## જબલપુર.

પ્રમુખ: મુ. અબ્દુલકરીમ શેખ જાફરભાઇ

વકતા: મી. હસનઅલી એહમદઅલી વિ.

તારીખ: ૨૯–૨–૪૪, ("સાંજ વર્તમાન")

## હૈદરાબાદ (દખણ.)

પ્રમુખ : શેખ અબ્બાસભાઇ સુનેલવાલા.
વકતા : મુલ્લાં હસનઅલી તારવાલા.
( લેખીત રીપોર્ટ )

## શોપુર.

પ્રમુખ : મુલ્લાં તાહેરઅલી મોહંમદઅલી
( લેખીત રીપોર્ટ )

## અમજહેરા.

પ્રમુખ : મુલ્લાં તાહેરઅલી શેખ ઇસમાઇલજી.
( લેખીત રીપોર્ટ )

## ધાર.

પ્રમુખ : મુલ્લાં. મોહંમદહુસેન ગુલામહુસેન સાદરીવાલા.
વકતા: મી. મોહસીનઅલી B. A. LL. B.
( લેખીત રીપોર્ટ )

## ભીંડર.

પ્રમુખ : શેખ ફીદાહુસેન મુ. મોહંમદભાઇ.
( લેખીત રીપોર્ટ )

## સીહોર (છાવણી)

પ્રમુખ : મુલ્લાં એહસાનહુસેન મોહમદઅમીન
( લેખીત રીપોર્ટ )

## રામપુરા.

પ્રમુખ : કમરૂદ્દીન ભાઇસાહેબ.
( લેખીત રીપોર્ટ )

## આશતા.

પ્રમુખ : મુલ્લાં નઝરઅલી મુ. ગુલામઅલી.
( લેખીત રીપોર્ટ )

## ઘોઘા.

પ્રમુખ : મુલ્લાં કૈયુમભાઈ શમસુદ્દીન.
( લેખીત રીપોર્ટ )

## મહુવા.

પ્રમુખ : મુલ્લાં ફખરૂદ્દીન શેખ ઇસમાઇલજી
( લેખીત રીપોર્ટ )

## વાડાસીનોર.

પ્રમુખ : શેખ હુસેનભાઇ શેખ હીબતુલ્લાભાઈ.
( લેખીત રીપોર્ટ )

## હસનફીર-સાહેબ.

પ્રમુખ : મુલ્લાં અમીનુદ્દીન શેખ અબ્દુલહુસેન.
( લેખીત રીપોર્ટ )

## લુણાવાડા.

પ્રમુખ : શેખ અસગરભાઇ આમીલ.
( લેખીત રીપોર્ટ )

## ઉમરાવતી.

પ્રમુખ : શેઠ અલીભાઇ શેખ ગુલામહુસેન.
( લેખીત રીપોર્ટ )

## ભાબરા.

પ્રમુખ : મુલ્લાં મોહંમદભાઇ શેખ તૈયબભાઇ.
( લેખીત રીપોર્ટ )

## મલકાપુર.

પ્રમુખ : મુલ્લાં કમરૂદીન શેખ તાજમભાઇ.
( લેખીત રીપોર્ટ )

## જસદણ.

પ્રમુખ : મુલ્લાં અલીભાઇ તાજભાઇ.
( લેખીત રીપોર્ટ )

## ચીખલી.

પ્રમુખ : મી. ઇબ્રાહીમ કમરૂદીન ચીખલીવાલા.
( લેખીત રીપોર્ટ )

## ધંધુકા.

પ્રમુખ : મુલ્લાં ડોસાજી
( લેખીત રીપોર્ટ )

## બારસી.

પ્રમુખ : મુલ્લાં અબ્દુલહુસેન મુલ્લાં કમરૂદ્દીન.
( લેખીત રીપોર્ટ )

## બોરસદ.

પ્રમુખ : તાહેરઅલી ઇબ્રાહીમજી.
( લેખીત રીપોર્ટ )

## પરતાપગઢ.

પ્રમુખ : શેખફઝલેહુસેન શેખ ઇસમાઇલજી.
( લેખીત રીપોર્ટ )

## શોલાપુર.

પ્રમુખ : અબ્દુલહુસેન રજબઅલી.
( લેખીત રીપોર્ટ )

## ગાડરવાડા.

પ્રમુખ : મી. પીરભાઇ અબ્દુલહુસેન
(લેખીત રીપોર્ટ)

## ભોપાલ.

પ્રમુખ : શેખ નજમભાઇ આમીલ.
વકતા : મી. સજ્જાદહુસેન તૈયબઅલી.
(લેખીત રીપોર્ટ)

## દોહદ.

પ્રમુખ : મુલ્લાં મોહંમદહુસેન દાઉદભાઇ ચલ્લાવાલા.
(લેખીત રીપોર્ટ)

## ઉમરેઠ.

પ્રમુખ : મુલ્લાં અલીમોહંમદ.
(લેખીત રીપોર્ટ)

## એડન.

પ્રમુખ : શેખ ખૈરૂદ્દીન.
(લેખીત રીપોર્ટ)

## ગલયાકોટ.

પ્રમુખ : અબ્દુલહુસેન ભાઇસાહેબ
(લેખીત રીપોર્ટ)

## એહમદનગર.

પ્રમુખ : મુલ્લાં મોહમદભાઇ શેખ ફઝલેહુસેન
(લેખીત રીપોર્ટ)

## આમણીયા (ઇન્દોર)

પ્રમુખ : મી. યુસુફઅલી એ.
(લેખીત રીપોર્ટ)

### ખામગામ.

પ્રમુખ : મુલ્લાં અબ્દુલકયુમ શેખ અબ્દુલહુસૈન
( લેખીત રીપોર્ટ )

### ખેરગામ.

પ્રમુખ : મુલ્લાં રોશનઅલી મુલ્લાં બદરૂદ્દીન.
( લેખીત રીપોર્ટ )

### સેલણુ.

પ્રમુખ : મુલ્લાં ઇસહાકઅલી શેખ એહમદઅલી.
( લેખીત રીપોર્ટ )

### હુરદા.

પ્રમુખ : મુલ્લાં કુતુબઅલી
( લેખીત રીપોર્ટ )

### જાવદ.

પ્રમુખ : મુલ્લાં તૈયબભાઇ શેખ ઇસમાઇલજી.
( લેખીત રીપોર્ટ )

### ખંડવા.

પ્રમુખ : મી. કમરૂદ્દીન યુસુફઅલી.
( લેખીત રીપોર્ટ )

### સનાવદ.

પ્રમુખ : મી. ગુલામઅલી કાદરભાઇ.
( લેખીત રીપોર્ટ )

### રાવલપિંડી

પ્રમુખ : શેખ તૈયબભાઇ શેખ હુસેનભાઇ.
( લેખીત રીપોર્ટ )

## બોટાદ.

પ્રમુખ : અબ્દુલઅલી મુ. લુકમાનજી.

( લેખીત રીપોર્ટ )

## કોટાહ.

પ્રમુખ : મુલ્લાં કમરૂદ્દીન મુલ્લાં મુસ.જી.

( લેખીત રીપોર્ટ )

## ચલાલા

પ્રમુખ : મુલ્લાં ખાનભાઇ ઇબ્રાહીમજી.

( લેખીત રીપોર્ટ )

## ભાનપુર.

પ્રમુખ : શેખ કુરબાનહુસેન.

વકતા : હકીમ તૈયબભાઇ શેખ કુરબાનહુસેન.

( લેખાત રીપોર્ટ )

## સાગર.

પ્રમુખ : મુ. તાહેરભાઇ મુ. હુસેનભાઇ.

( લેખીત રીપોર્ટ )

## મહેદપુર.

પ્રમુખ : મુ. સુલેમાનજી મુસાભાઇ.

( લેખીત રીપોર્ટ )

## શાજાપુર.

પ્રમુખ : શેખ ઇસુફઅલી શેખ અબ્દુલહુસેન.

( લેખીત રીપોર્ટ )

## ચેચટ.

પ્રમુખ : મુ. ગુલામઅલી મુ. અબ્દુલહુસેન.

( લેખીત રીપોર્ટ )

## સરસાઇ.

વકતા: મોઅલ્લીમ તથા ઇબ્રાહીમ દાઉદભાઇ.
(લિખીત રીપોર્ટ)

## કાંકરોલી. (મેવાડ).

પ્રમુખ: મુલ્લાં બદરઅલીજી મુલ્લાં અબ્દુલહુસેનજી.
વકતા: મી. ગુલામઅબ્બાસ, મુલ્લા રજબઅલી વગેરે.
(લિખીત રીપોર્ટ).

## સરસીઆ. (જી. ધારી.)

પ્રમુખ: મુલ્લાં તૈયબઅલી ઇબ્રાહીમજી.
(લિખીત રીપોર્ટ).

## કાલાવડ.

પ્રમુખ: શેઠ અબદુલહુસેન સલરાનજી.
વકતા: ભાઇ ઇસમાઇલજી મોહંમદઅલી, મોહંમદહુસેન વગેરે.
(લિખીત રીપોર્ટ).

## ધુળીઆ. (ખાનદેશ)

પ્રમુખ: ભાઇ મુલ્લાં ફીદાઅલી મુલ્લાં અબદુલઅલી.
વકતા: મુલ્લાં ઇબ્રાહીમ મોઅલ્લીમ વીગેરે.
(લિખીત રીપોર્ટ)

## નંદરબાર.

પ્રમુખ : શેખ હારૂનઅલી આમીલ.
વકતા : સૈફુદ્દીન કુરબાનઅલી, અકબરઅલી મુ. અબ્દુલહુ. વી.
( લિખીત રીપોર્ટ )

## અરવી.

પ્રમુખ : મુ. સજ્જાદહુસેન.
વકતા : મુ. બનદેઅલી.
( લેખીત રીપોર્ટ )

## શીહોર-ટાઉન (ભોપાલ)

પ્રમુખ: આમીલ.
( લેખીત રીપોર્ટ )

## બીઆવરા.

પ્રમુખ : મુ. તૈયબભાઇ શેખ મુસાભાઇ
( લેખીત રીપોર્ટ )

## વાંસદા (જી. સુરત)

પ્રમુખ : મુ. ગુલામહુસેન મુ. ફીદાહુસેન
વકતા : મી. ફીદાહુસેન અબ્દુલહુસેન વીગેરે.
( લેખીત રીપોર્ટ )

## નાસીક.

પ્રમુખ : અબ્દુલકાદર ભાઇસાહેબ.
વકતા : મુ. અલીભાઇ અબ્દુલઅલી, મુ. મોહંમદભાઇ વી.
( લેખીત રીપોર્ટ )

## દમણ.

પ્રમુખ : મુલ્લાં ગુલામહુસેન મુરાદઅલી અમીન.
વકતા : ફીદાઅલી મુ. ગુ., ફીદાહુસેન તુરાબઅલી વી.
( લેખીત રીપોર્ટ )

## ગોંડળ.

પ્રમુખ : મુ. અલીભાઇ નુરભાઇ.
( લેખીત રીપોર્ટ )

## બિલિમોરા.

પ્રમુખ : મુ. ગુલામહુસેન.

વકતા : મી. લુકમાનજી જીવાજી, ગુલામહુસેન ઇ. વીગેરે.

ખીત રીપોર્ટ )

## નીહારગઢ. (જી. આઝમગઢ)

પ્રમુખ : મુલ્લાં અબ્દુલઅલી મુ. આદમજી.

( લેખીત રીપોર્ટ )

## માલદેવી.

પ્રમુખ : મી. અબ્દુલકૈયુમ હુસેનભાઇ માંડવીવાલા.

(લેખીત રીપોર્ટ.)

## કોલંબો.

પ્રમુખ : શેખ અબ્દેઅલી શેખ મોહંમદભાઇ વસીફ.

( લેખીત રીપોર્ટ )

## ટાંગા ( ઇસ્ટ આફ્રીકા )

પ્રમુખ : મી. મુસાજી રોમજી હાલાઇ.

( લેખીત રીપોર્ટ )

# (દારૂસ્સલામ)

---

દારૂસ્સલામ, તા. ૨૮-૪-૪૪, મુંબઇ મધે નાગપાડામાં કહેવાતી "દાઉદી વોહરા કોન્ફરન્સ" મળેલ તેનો વીરોધ કરવા, કોમની જંગી સભા અત્રે બોલાવવામાં આવી હતી. કામકાજની શરૂઆત કરતાં પહેલા ભાઇ મુસાજી દાઉદભાઇ ટબોરાવાલાએ આજની સભાના પ્રમુખ

સાહેબની ચુંટણી માટે જણાવ્યું કે આ સભા અત્રેના રહીશોની હોવાથી અને તેમાં અત્રેના રહીશ પ્રમુખ તરીકે ચુંટાઇ તે ઇચ્છવા જોગ હોવાથી આપણે લાયક, ઠંડા સ્વભાવના અને કોમના સેવાભાવી વ્યકિતની જરૂર છે. તેથી હું શેઠ મુલ્લાં હસનઅલી વલીજીને પ્રમુખ પદ આપવાની દરખાસ્ત મુકું છું અને આશા છે કે આપ સર્વે તે દરખાસ્તને વધાવી લેશો. ડો. મોહંમદહુસેન તૈયબઅલી ચક્કરાએ દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે આજની સભા માટે જેવા પ્રમુખ જોઇએ તેવા લાયક પ્રમુખ તરીકે હું દરખાસ્તને વધાવી લઉં છું.

શેઠ મુ. હસનઅલી વલીજીએ પ્રમુખસ્થાન લીધા બાદ ભાષણ કરતાં જણાવ્યું કે આપ ભાઇઓએ મારા જેવા નાચીઝને પ્રમુખસ્થાન આપ્યું તે માટે હું તમારો સર્વેનો અહેસાનમંદ છું. આજની સભા બોલાવવાનું કારણ તમો સર્વેએ સરક્યુલર દ્વારા જાણ્યું છે. મુંબઇ મધે કહેવાતી "દાઉદી વોહરા કોન્ફરન્સ" અમુક ઇસમોએ ભરી હતી અને તેમાં નામદાર હુઝુરેઆલી (ત. ઉ. શ.) ઉપર અને દાવતે હાદીઆ ઉપર નીચ અને બીન પાયાદાર હુમલાઓ કર્યા હતા, તેનો વિરોધ અને તે પ્રત્યે અવિશ્વાસ જાહેર કરવા આપણે અત્રે ભેગા થયા છીએ.

આગળ ચાલતાં તેઓ એ જણાવ્યું હતું કે આપણા દ.ઇ અને દાવત ઉપર દરેક ઝમાનામાં દુશ્મનો તરફથી હુમલાઓ થયાં છે. સૈયદના દાઉદ બીન કુતુબશાહ સાહેબ (ક. રૂ.) ના ઝમાનાના દાખલાં આપતા જણાવ્યું હતું કે આપણા દાઈ ઉપર જુલમ થતાં, સત્યતા ખાતર આપણા દાઇ અને

દાવતના લોકોએ પોતાનાં જાનોનાં બળીદાન પણ આપ્યાં છે. આપણે અહિં તેજ દાઉદી વહોરાઓ ભેગાં થયાં છીએ અને વધુમાં જણાવ્યુ કે તા. ૧૭-૧-૪૪ ના રોજે મુંબઇ મધ્યે નાગપાડા સ્થળે કેટલાક જણાઓએ દાઉદી વહોરાઓના નામે બોલાવેલી કોનફ્રરન્સ, એ "દાઉદી વહોરા કોન્ફરન્સ" નહિ પણ "દાઉદી વહોરા વિરૂધ્ધ કોન્ફરન્સ" હતી, કારણ કે તે કોન્ફરન્સ હુઝુરેઆલી (ત. ઉ. શ.) ની રજા વગર બોલાવવામાં આવી હતી. ઉપરોકત કોન્ફરન્સ અથવા બીજી કોન્ફરન્સો અથવા મીટીંગો અને કાર્યો જેના સાથે આપણા તારણહાર રૂહાની રેહબર સૈયદના (ત. ઉ. શ.) સંમત ન હોય તેવી દરેક સભાઓ સાથે આપણે પણ સંમત થઇ શકતાં નથી, તેમજ તેનો સખત વિરોધ કરી ધિક્કારી કાઢીએ છીએ. કહેવાતા સુધારકો, દાઇઝઝમાન અને દાવતે હાદીઆની અવગણના કરી કોમની ઉન્નતી કરવાનો ડોળ કરે છે, એ વાદળા વગર વરસાદ સેવવા બરાબર છે. કોમ જેણે પોતાના જાનોમાલ કરતાં વધુ સમજતી હોય તેની દરકાર કર્યા વગર તેઓ કોમનું શું ભલું કરી શકે? કશું પણ નહિ! દાઉદી વોહરા કોણે કહેવા! દાઉદી વહોરા હોવાનો દાવો કરે અને પોતાના હાદી અને મુરશીદનું કહ્યું ન કરે તે દાઉદી વહોરા નથી. દાઉદી વહોરાનું નામ સૈયદના દાઉદ બીન કુતુબશાહ (ક. રૂ.)ના નામ ઉપરથી નીકળ્યું છે. સૈયદના દાઉદ બીન કુટુબશાહ (ક. રૂ.) ના પહેલાં અને તે પછી જે દાઇઓ થયાં તેઓ, ત્થા આપણા ઝમાનાના દાઇ સઇયદના તાહેર સયફુદ્દીન (ત.ઉ.શ.)જેઓ એકાવનમાં દાઇલ મુતલક છે, તેઓ બધાને દીલો જાનથી માનનાર ખરો દાઉદી વહોરો છે. આપણી કોમ

દરેક કામ હુઝુરેઆલીની રઝાથી કરે છે. આ વાતને જાણ્યાં છતાં કહેવાતાં સુધારકો ઉલટું પગલું ભરી કોમમાં કળેશ વધારે છે. આપણી દાઅવતનાં સીધ્ધાંતોને અનુસરીને આપણા સય્યદના, દાઇઝઝમાન, નાએબે શાહે ઝુલફીકાર, (સ. અ.) ની રઝામંદી મેળવી અને કોમનો પ્રેમ જીતી સુધારકો બહાર પડે તો ધારેલું કામ પાર પડે અને કોમ તે કામને વધાવી લીએ. આપણી દાઅવતના સીધ્ધાંતોના વિરૂધ્ધ બહાર પડી સુધારા કરવાની હિંમત કરવી, એથી સુધારાના બદલે કોમમાં વિખવાદ અને અસંતોષ પેદા થાય છે. હર-એક દાઆતોએ આપણી કોમની તરક્કી કરવામાં શું શું કર્યું છે તેનાથી ઇતિહાસો લખાએલાં છે અને તે આપણુને રોશન છે. આપણા હાલના નામદાર તાહેર સય્ફુદ્દીન સાહેબ, (ત. ઉ. શ.) આપણી કોમની ઉન્નતી તથા દીની અને દુન્યવી તાલીમ માટે અથાગ કોશીસ કરી રહયા છે, એ આપણે સઉ કોઇ જાણીએ છીએ. રૂહાની તાલીમ માટે સુરતમાં ખાસ દરસ ચાલે છે જેમાં બસોથી અઢીસો તાલીબે ઇલ્મ, ઇલ્મ તેહસીલ કરી રહયાં છે અને સાથે સાથે અંગ્રેજી તાલીમ પણ લઇ રહયાં છે. એ દરેકનો ખરચ નામદાર સય્યદના (ત. ઉ. શ.) ઉપાડી રહયા છે. આ પ્રમાણેની હિંમત દુઆતો શિવાય કોણ કરી શકે?

ખરો દાઉદી વહોરો દુનિયા વાસ્તે દીનને તીલાંજલી નહિ આપે. દીન અને દુનીયાને સાથેજ આબાદ કરવાની જરૂર છે.

જનાબે અમીર (અ. સ.) પાસે એક માણસે વેપાર કરવા માટે રજા માંગી, પુછવામાં આવ્યું કે ફીકેહનું ઇલ્મ

જાણો છો? નકારમાં જવાબ મલ્યો. ત્યારે કહેવામાં આવ્યું કે ફીકેહનું ઇલ્મ જાણો પછી વેપાર કરો. આપણે બધાં દાવતની નહેજ પ્રમાણે વર્તીશું તો બેશક ફતેહમંદ થઇ શું. છેવટમાં ખુદાતઆલા પાસે દુઆ ગુજારૂં છું કે આપણને સર્વેને નેક તૌફીક આપે આમીન. તે પછી પ્રમુખ સાહેબ તરફથી નીચે મુજબનો ઠરાવ રજુ થયો હતો.

"દારેસ્લામની દાઉદી વહોરાઓની આ સભા મુંબઇ ખાતે દાવતના વિરોધીઓએ બોલાવેલી કહેવાતી દાઉદી વહોરા કોન્ફરન્સનો વિરોધ કરી તેને સખત શબ્દોમાં તિરસ્કારી કાઢે છે અને નામદાર સૈયદના સાહેબ (ત. ઉ. શ.) ઉપર જે અણછાજતા અને પાયા વગરના હુમલાઓ કરવામાં આવ્યાં છે, તેને સખત શબ્દોમાં ધિકકારે છે અને દાઉદી વહોરા કોમના નામે કહેવાતી કોન્ફરન્સના કાયકર્તાઓને દાઉદી વહોરા કોમ માટે બોલવા તથા કાર્ય કરવાનો કંઇ પણ હક હોવાનો સાફ ઇન્કાર કરે છે અને મુંબઇના આપણા દાઉદી ભાઇઓએ ઉપરોકત કોન્ફરન્સનો વિરોધ કરી ઠરાવો પસાર કર્યાં છે તેને પોતાનો સંપુર્ણ ટેકો આપી એકમતી દર્શાવે છે."

ઉપરોકત ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો, તે બાદ ભાઇ જાફરજી એ ભાષણ કર્તાં જણાવ્યું હતું કે મનુષ્યના પોતાના જીવનમાં ધાર્મીક સંસ્કારોની શું અસર છે અને ધર્મના સુંદર સંસ્કારોને હાલના ઝમાનાના પશ્ચિમનાં સમર્થ રાજદ્વારી પુરૂષો પણ કેટલું મહત્વ આપે છે, તે આપણા વડા પ્રધાન રાઇટ ઓનરેબલ મી. વીન્સ્ટન ચર્ચીલે

તાજેતરતમાં અમેરીકાથી બ્રોડકાસ્ટ કરેલા ભાષણ પરથી આપના ધ્યાનમાં આવશે. આ ભાષણ દરમીયાન તેઓએ એવી આશા વ્યકત કરી હતી કે— "Religious training would always continue to be a part of our education. Religion was the rock upon which we had built our character and on which we had cast our care" "ધાર્મિક શિક્ષણ આપણી કેળવણીના અંગ તરીકે હંમેશાં ચાલુ રહેશે. ધર્મરૂપી ખડક ઉપર આપણે આપણું ચારીત્ર બાંધ્યું હતું અને જેના ઉપર આપણે આપની ચીંતાની બધી જવાબદારી મુકી દીધી હતી."

માનવજીવનમાં ધર્મની પવીત્ર અસર વિનાની કેળ-વણી એ ખરી કેળવણીજ નથી. પશ્ચિમની પ્રજાઓએ પોતાની કેળવણીમાંથી ધાર્મિક ભાવનાની અસર દુર કરવાને લીધે એ પ્રજાઓ અત્યારે વિનાશના પંથે કેવી રીતે ધસડાઇ રહી છે તે જુવો અને પરિણામે ત્યાંના સમર્થ રાજદવારી પુરૂષોને પણ માનવ જીવનમાં ધર્મની પવિત્ર અને કલ્યાણકારી અસર હોવી જોઇએ તેને માટે હવે બુલંદ અવાજે પોકાર પાડવો પડે છે. ધર્મ વિનાનું જીવન તે કેવળ સુકાન વિનાના વહાણ જેવું છે. ધર્મ વિનાની કેળવણી કદીપણ આપણા જીવનમાં પ્રેમભાવ, દયા, સહિષ્ણુતા, સમભાવ વગેરે, કે જે મનુષ્ય જીવનના સર્વોતમ ગુણો છે તે લાવી શકશે નહિ. ધર્મની અસર વિનાની કેળવણી એ બહુ ભયંકર વસ્તુ છે. પશ્ચિમના માનસનું આંધળું અનુકરણ છે, પરંતુ પશ્ચિમની આંખ પણ હવે ઉઘડતી જાય છે, એ વાત આપણે

ભુલવાની નથી. આપણે કંઇ કેવળ આફ્રિકાની પ્રજા જેવાંજ નથી, આપણી સંસ્કૃતીતો ઘણી જુની છે, અને તેમાં વળી ઇસ્લામના મઝહબની ખુબીઓ દાખલ થવાથી જગતના મહાન બળોની સામે આપણે આપણી ધાર્મીક અને સમાજીક ઉચ્ચતા ટકાવી શકયાં છીએ.

અત્યારે દરેકે દરેક પ્રજામાં, દરેકે દરેક કોમમાં, નવા અને જુના વિચારોની મહાન અંથડામણ જીવનના દરેકે દરેક ક્ષેત્રમાં ઉભી થઇ છે. નવા અને જુનાં વિચારોનો વંટોળીઓ એવો ચડયો છે કે ઘડીભરને માટે તો આપણને એ તોફાનમાંથી આપણા જીવનનો સાચો માર્ગ પણ જડી શકે એમ નથી, પરંતુ આવા સંજોગોમાં કોઇપણ પગલું ઉતાવળથી ભરવામાં સાર નથી. આવી બાબતમાં આપણી સુપ્રીમ ઓથોરીટી કે જે આપણા મહાન રાહબર ઝમાનના દાઇ સઇયદના વ મઉલાના અબુમોહંમદ તાહેર સઇફુદ્દીન સાહેબ (ત. ઉ. શ.) છે, તેઓ અત્યાર સુધી સાચો માર્ગ બતાવતા આવ્યા છે અને ભવિષ્યમાં પણ તેઓ નામદાર અને દાવતે હાદીઆની ગાદી ઉપર આવનાર તેઓ નામદારના જાનશીન તરફથીજ સાચો માર્ગ આપણને મળી શકે એમ છે. તે બધી બાબતો ધ્યાનમાં લઇને તેઓ નામદાર પ્રત્યેની વફાદારી અને તેઓ નામદારે કોમની ઉન્નતી માટે કરેલ અનહદ કોશીશોના શુક્રીયાનો ઠરાવ મને આજે તમારી સમક્ષ પેશ કરતાં અતીશય હર્ષ થાય છે અને તે ઠરાવને તમો તમારી હૃદયની ઉર્મિઓથી વધાવી લેશો, એવી સેવકની અરજ છે. એ ઠરાવ રજુ કરતાં પહેલાં મારે ચોખવટ કરવી જોઇએ કે વફાદારી કોઇ એવી વસ્તુ નથી કે જે કિંમત આપી ખરીદી

શકાય. વફાદરી તો તમો તોજ દાખવી શકો કે જો તમો તમારા મન અને ધનથી બદલાની આશા રાખ્યા વગર અને કોઇનો પણ લેહાઝ રાખ્યા વગર નેકનીયતીથી આકાએ નામદાર ના હુકુમ અનુસાર તમારી પવીત્ર ફરજ અદા કરો તોજ તમોએ વફાદારી બતાવી કહેવાશે. અંતમાં આ ઠરાવ પેશ કરવા રજા લઉ છુ.

"દારેસ્લામની દાઉદી વોહરા ભાઇઓની આ સભા ઝમાનના દાઈ, હીઝ હોલીનેસ સરદાર સઇયદના વ મૌલાના અબુમોહંમદ તાહેર સઇફુદ્દીન સાહેબ. (ત. ઉ. શ.) એ આજસુધી કોમની દીની, દુન્યવી અને સમાજીક ઉન્નતી માટે–જેમાં કોમની કેળવણીનો પણ સમાવેશ થાય છે–જે અથાગ અને અજોડ કોશીષ કરી છે તે માટે નમનતાઇ પુર્વક તેઓ નામાદરના માટે તરકકીએ ઇકબાલ અને ઉમર શરીફની દરાઝગીની દુઆના સાથ, દીલથી શુકરીઓ ગુજારે છે અને આપમાં કોમનો સંપુર્ણ વિશ્વાસ અને વફાદારી હોવાનું જાહેર કરે છે."

ઉપરોકત ઠરાવને ટેકો આપતાં ડોકટર મોહંમદહુસેન તૈયબઅલી ચકેરાએ ભાષણ કરતાં જણાવ્યુ હતું કે આજે દુનિઆમાં દરેક કોમને અથવા દરેક રાજ્યને લીડરોની દોરવણીની જરૂર છે. અમેરીકાના, ગ્રેટબ્રિટનના અને જરમનીના લીડરોના એક અવાજથી તેઓની પ્રજા કુરબાનીઓ આપી રહી છે. આપણી કોમની ખુશ કીસ્મતી છે કે આપણા મૌલા, સૈયદના તાહેર સૈફુદ્દીન સાહેબ (ત. ઉ. શ.) આપણી કોમના રાહબર છે અને તેઓ આપણને દોરવણી આપી

રહયા છે. આજના સુધારકો જે દલીલ કરી રહયાં છે કે આપણી કોમમાં કેળવણી નથી તેને હું મળતો થતો નથી. આપણી કોમમાં આપણી વસ્તીના પ્રમાણમાં સારામાં સારી કેળવણી છે અને છેલ્લાં વીશ વરષથી સારી કેળવણી અપાઇ રહી છે. આપણુને આપણા રાહબર સૈયદના તાહેર સૈફુદ્દીન સાહેબમાં પુરેપુરો વિશ્વાસ છે અને કોમની તરકકી માટે પોતે પુરતી મહેનત લઇ રહયા છે. તે બાદ નીચે મુજબનો ઠરાવ ભાઇ કાસમઅલી નુરભાઇએ મુકયો હતો.

"દારેસ્લામની દાઉદી વહોરાઓની આ સભા મજકુર સભાના પાસ કરેલાં ઠરાવો અને અહેવાલો ઘટતે સ્થળે મોકલી આપવા માટે આપણી જમાતની મેનેજીંગ કમીટીને સત્તા આપે છે."

ઉપરોકત ઠરાવ સર્વાનુમતે પાસ કરવામાં આવ્યો હતો. તે બાદ ભાઇ મુસાજી દાઉદભાઇ ટપોરાવાળાએ ભાષણ કરતાં જણાવ્યું હતું કે કહેવાતી કોન્ફરન્સમાં આપણી કોમના શિક્ષણને હરીજન કોમના શિક્ષણની સાથે સરખામણીમાં મુકેલ છે તે ઘણું દીલગીરી ભરેલું છે. આપણી કોમનું શિક્ષણ આપણી કોમનાં પ્રમાણમાં બીજી કોમની સરખામણીમાં ઉચ્ચ દરજ્જાનું છે. આપણે વેપારી કોમ છે અને આજે વરસો થયાં વેપારમાં માનતા આવીયાં છે. ચાલુ જમાનાના શિક્ષણ ને અનુસરી ડોકટર, બેરીસ્ટર, ઇન્જીનીઅર, વગેરે પણ આપણી કોમમાં ઘણા છે અને છેલ્લાં વીશ વરસમાં તમો તમારા ઘરનાં બચ્ચાઓને જુઓ તો ખબર પડશે કે કેટલાઓ શિક્ષણ વગરના છે? એ કહેવાતી

કોન્ફરન્સમાં કોમ ઉપર અને કોમના રાહબર સરદાર સૈયદના તાહેર સૈફુદ્દીન સાહેબ (ત. ઉ. શ.) ઉપર જે આક્ષેપો મુકવામાં આવ્યાં છે તે બીલકુલ નાપાયાદાર છે.

તે બાદ મુલ્લાં ઇબ્રાહીમજી આદમજી તથા ભાઇ રજબઅલી લુકમાનજી તરફથી શાનદાર કોમી તરાના પઢવામાં આવ્યા હતા. તે બાદ સેક્રેટરીએ, શેઠ મુલ્લાં હસનઅલી વલીજીએ આજની સભાનું પ્રમુખસ્થાન લઇને સભાજનોને આભારી કર્યાં તે માટે તેઓનો ઉપકાર માન્યો હતો. અને શેઠ મુસાજી ઇસાજી તરફથી આજની સભા માટે ફ્રાકીનો બંદોબસ્ત થયો હતો તે માટે, તેમજ ફ્રઇઝે તૈયબી કું., તેમજ અન્ય ભાઇઓએ એક યા બીજી રીતે જે મદદ કરી હતી તેમજ સર્વે ભાઇઓ અને બહેનોએ સભામાં હાજરી આપી હતી તે માટે સર્વેનો આભાર માન્યો હતો અને સભા રાતના અગ્યાર વાગે વિસર્જન થઇ હતી.



**ઉપલા સ્થળો ઉપરાંત નીચે દર્શાવેલા ગામોમાં પણ વીરોધ સભાઓ ભરવામાં આવી હતી.**

| | | |
|---|---|---|
| ખંડવા | ઇટારસી | ડુંગરપુર |
| તળોદા | કુંકાવાવ | ધામણગામ |
| આલોટ | જેતપુર | ધીનોજ |
| ઉજજૈન | રનાલા | ઇન્દોર (સીટી) |
| છોટા-ઉદેપુર | માલેગામ | ભેલસા |

| | | |
|---|---|---|
| સનાસો | બરવાની | સલુમ્બર |
| બુંદી | શીહોર (કસબા) | પારસોલા |
| પીશાવાડા | પરદા | સેલાના |
| ડોકા | અલીરાજપુર | તળાજા |
| જામનગર | ચાકે–ચાકે (ઇ. આફ્રીકા) | કવેટા |
| ગંગાધર | ઝંઝીબાર (ઇ. આફ્રીકા) | મેહસર |
| મનાસા | મુંબાસા (ઇ. આફ્રીકા) | મનાવર |
| મહુ | ગાધકડા | વડગામ |



(તા. ૐ.)

## ન્યાત બહાર થયેલા સંમેલનના સંચાલકો

( "ગુલઝારે હકીમી" તા. ૩૦–૫–૪૪ )

### ( એહમદઅલી હસુફઅલી તળાજાવાલા. )

પરીષદ ભરાણી તેમાં લગભગ...........ભાઇઓએ ભાગ લીધો હતો. તેમાં નાત બ્હાર થએલા.............. ભાઇઓ હતા...............પરીષદમાં ભાગ લેનારાઓમાંથી .......................ખેરખ્વાહી કરનાર, સુખ દુખમાં ભાગ લેનાર, કાળી રાતે જાગનાર, એવા યુવાન **શેઠ અબ્દુલ તૈયબ મસ્કતી** ને અને બીજા બે શેઠ સાહેબોને એટલે કે

શેઠ તાહેરઅલી કાજીજી અને શેઠ કરવા ને સૈયદનાં સાહેબે નાત બ્હાર કરી વ્હોરા કોમનો..................
......................કર્યો છે...........................

---

જેવી કરે જે કરણી તેવી તરત ફળે છે,
બદલો ભલા બુરાનો અહીંનો અહીં મળે છે.
ઉંચે ચડે છે જયારે, સઉને જે તુચ્છ ગણતા,
પટકાય જયારે નીચે, ત્યારે સમજ પડે છે.
હસતાઓને રડાવે, રોતાઓ પર હસે જે,
રોનાર તેને કોઇ, આખર નહીં રહે છે.
આપ્યા વીના ન મળશે, વાવ્યા વીના ન ફળશે,
ઇન્સાફ એજ કુદરત, અહીંનો અહીં કરે છે.

# સમાપ્ત.

